सत्यं परं धीमहि

# 卐 પુરાતત્ત્વ 卐

## પુસ્તક ૩

(માર્ગશીર્ષ ૧૯૮૧ થી આશ્વિન ૧૯૮૧)





સંપાદક અને પ્રકાશકઃ રસિકલાલ છોટાલાલ પરીખ
ગુજરાતપુરાતત્ત્વમંદિર અમદાવાદ.

# સ્વાધ્યાય

[ સંક્ષેપનાં અનુક્રમ પ્રમાણે ]

सत्यं परं धीमहि

# 卐 પુરાતત્ત્વ 卐

પુસ્તક ૩ જું ] માર્ગશીર્ષ [ અંક ૧ લો



[ નવાબ સરદારખાનની મસજીદ. અમદાવાદ. ]

સંપાદક અને પ્રકાશક: રસિકલાલ છોટાલાલ પરીખ,
ગુજરાત પુરાતત્ત્વ મંદિર, અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૫, પોસ્ટેજ આઠ આના. છૂટક નકલની કિંમત રૂ. ૧—૮—૦ પોસ્ટેજ જુદું.

# વિષયાનુક્રમ.






મુદ્રણસ્થાનઃ વસંત મુદ્રણાલય, ઘીકાંટારોડ, અમદાવાદ.
મુદ્રકઃ ચીમનલાલ ઈશ્વરલાલ મ્હેતા.

卐 पुरातत्त्व 卐

પુસ્તક ૩ જું ] માર્ગશીર્ષ [ અંક ૧ લો

# બુદ્ધચરિત્રલેખમાલા.*

## લેખાંક ૫.

### શ્રાવકસંઘ.

[ અ. ધર્માનંદ કોસંબી ]

બુદ્ધભગવાને પંચવર્ગીય ભિક્ષુઓને ધર્મોપદેશ વારાણુસી પાસે ઋષિપત્તન મૃગદાવ આગળ કર્યો, એ હકીકત નિર્વિવાદ છે. પરંતુ આ પાંચ ભિક્ષુઓ સંબંધી સુત્તપિટકમાં બહુ જ થોડી માહિતી મળે છે. સૌથી પ્રથમ જેને બોધ થયો તે આજ્ઞાતકૌણ્ડિન્ય લાંબા સમય પછી રાજગૃહ આવ્યો અને તેણે બુદ્ધને સાષ્ટાંગ નમસ્કાર કર્યા એવો ઉલ્લેખ સંયુત્તનિકાયના વંગીસસંયુતમાં (નં ૯) મળે છે. બીજો અસ્સજી (અશ્વજિત્) રાજગૃહમાં માંદો હતો અને તેને ભગવાને ઉપદેશ કર્યો એ હકીકત ખન્ધસંયુત્તના અઠયાશીમા સુત્તમાં આપી છે. આ બે સિવાય બાકીના ત્રણની માહિતી સુત્તપિટકમાં મુદ્દલ મળતી નથી.

જાતક–અટ્ઠકથાના નિદાનમાં અને બીજી અટ્ઠકથાઓમાં એમની થોડી ઘણી માહિતી મળે છે. તેનો સારાંશ આ પ્રમાણે છેઃ—ગોતમ બોધિસત્ત્વનું ભવિષ્ય જાણવા માટે જે બ્રાહ્મણોને બોલાવ્યા હતા તેમાં રામ, ધજ, લક્ખણ, મન્તી, કોણ્ડઞ્ઞ, ભોજ, સુયામ અને સુદત્ત એ આઠ[1] મુખ્ય હતા. તેમાંથી સાતે બોધિસત્ત્વ ગૃહસ્થાશ્રમમાં રહેશે તો ચક્રવર્તી થશે પણ ગૃહત્યાગ કરી સન્યાસી થશે તો સમ્યક્સંબુદ્ધ થશે એમ બે રીતે ભવિષ્ય ભાખ્યું. આ બધામાં કૌણ્ડિન્ય તદ્દન તરુણ હતો. 'તે નિઃસંશય સમ્યક્સંબુદ્ધ થશે' એવું તેણે એક જ ભવિષ્ય કહ્યું. પહેલા સાત બ્રાહ્મણોએ ઘેર જઈ પોતાના છોકરાઓને કહ્યું કે 'અમે હવે વૃદ્ધ થયા છીએ, અને સિદ્ધાર્થ રાજકુમાર બુદ્ધ થાય તો તે જોવાનું અમારા નસીબમાં હશે નહિ. જો તે બુદ્ધ થાય તો તમે તેના સંઘમાં પ્રવેશ કરજો.' બોધિસત્ત્વે ગૃહત્યાગ

* આ લેખમાળાના ચોથા અંકમાં (પા. ૪૦૧ પુ. ૨) પધાનસુત્તના અનુવાદમાં ૩ કડીમાં—'તું જાગ, જાગવું ઉત્તમ છે, જાગીશ–' એમાં 'તું જીવ, જીવવું ઉત્તમ છે, જીવીશ–' એમ સુધારો. સં.

१ रामो धजो लक्खणो चापि मन्ती
कोण्डञ्ञो च भोजो सुयामो सुदत्तो।
एते तदा अट्ठ अहेसुं ब्राह्मणा
छळंगवा मन्तं व्याकरिंसु ॥

કર્યો તે સમયે એકલો કૌણ્ડિન્ય જ હયાત હતો. તે બાકીના સાત બ્રાહ્મણોના છોકરાઓ પાસે જઈને કહેવા લાગ્યો " સિદ્ધાર્થ કુમાર પરિવ્રાજક થયા છે. તે ખાત્રીથી બુદ્ધ થનાર છે. તેમની પછવાડે આપણે પણ પરિવ્રાજક થઈએ. " તેમાંથી ચારે એ કૌણ્ડિન્યનું વચન માન્ય કર્યું અને તે પાંચે જણાએ પરિવ્રજ્યા લઈ બોધિસત્ત્વની પુંઠે પ્રયાણ કર્યું. એ આગળ જતાં ' પંચવર્ગીય ' એ નામથી પ્રસિદ્ધ થયા.

આ દંતકથામાં મુદ્દલ તથ્યાંશ દેખાતો નથી. કૌણ્ડિન્યને ગૌતમકુમાર બુદ્ધ થવાના છે એવી ખાત્રી જ હોત તો તેને ઉરુવેલામાં છોડી વારાણસી જાત નહિ. મારા મત પ્રમાણે પંચવર્ગીય ભિક્ષુઓ પહેલાં આળાર કાલામના પંથમાં હતા. અને ત્યાં જ તેમની અને બોધિસત્ત્વની મૈત્રી બંધાઈ હશે. આ સર્વ બ્રાહ્મણ હતા કે ક્ષત્રિય હતા એ મુદ્દો બાજુએ મૂકીએ તો પણ તે કપિલવસ્તુની આસપાસ ક્યાંક રહેતા હશે એમ સ્વીકારવામાં હરકત નથી. આળાર કાલામનો એક આશ્રમ કપિલવસ્તુ પાસે હતો[૨] એ ત્રીજા લેખાંકમાં જણાવ્યું છે. તેથી ત્યાં જ પંચવર્ગીયોની બોધિસત્ત્વ સાથે મૈત્રી બંધાવાનો સંભવ છે. આળાર કાલામ અને ઉદ્રક રામપુત્ર આ બંનેના પંથમાં તથ્ય ન લાગવાથી બોધિસત્ત્વે જ્યારે સ્વતંત્ર રીતે ધર્મમાર્ગનો શોધ કરવા માંડયો ત્યારે તે પંચવર્ગીય ભિક્ષુઓ તેમની સાથે હતા. તેનું કારણ એ કે ગૌતમને કંઇ પણ નવો ધર્મમાર્ગ જડશે એવું તેમને લાગતું હતું. પણ ઉપવાસ આદિ તપ છોડી બોધિસત્ત્વ અન્નગ્રહણ કરવા લાગ્યા કે તરત જ તેમને નિરાશા થઈ અને તેઓ કાશી ચાલ્યા ગયા. ત્યાં જઈ બુદ્ધભગવાને તેમને પોતાના શિષ્ય કર્યા. આ બુદ્ધભગવાનના પહેલા ભિક્ષુશિષ્ય હતા તે કારણથી જ તેમનું બૌદ્ધ સાહિત્યમાં મહત્ત્વ છે.

વારાણસીમાં બુદ્ધભગવાને તે વર્ષાકાળમાં એક ધનાઢ્ય વેપારીના પુત્ર યશ અને તેના ચાર સાથીઓ–વિમલ, સુબાહુ, પૂર્ણ અને ગવાંપતિ–ને પોતાના શિષ્ય કર્યા. તે બુદ્ધના શિષ્ય થયાના સમાચાર સાંભળી આજુબાજુના પ્રદેશમાં રહેનારા યશના પચાસ તરુણ મિત્રો પણ બુદ્ધના શિષ્ય થયા. આ પ્રમાણે સાઠ ભિક્ષુઓનો સંઘ તેમની પાસે એકઠો થયો, ત્યારે ચાતુર્માસને અંતે બુદ્ધ ભગવાન તેઓને કહેવા લાગ્યા " હે ભિક્ષુઓ ! સંસારના અને સ્વર્ગના પાશમાંથી હું મુક્ત થયો છું. અને હે ભિક્ષુઓ ! તમે પણ તે પાશમાંથી મુક્ત થયા છો. તેથી હવે હે ભિક્ષુઓ ! બહુલોકોના હિત માટે, પુષ્કળના સુખ માટે, લોકો ઉપર અનુકંપા કરવા માટે, દેવોના અને મનુષ્યોના કલ્યાણમાટે ધર્મોપદેશ કરવા પ્રવૃત્ત થાઓ. એક માર્ગે બે જશો નહિ. આરંભમાં કલ્યાણપ્રદ, મધ્યમાં કલ્યાણપ્રદ અને અંતમાં કલ્યાણપ્રદ એવા આ ધર્મમાર્ગનો ઉપદેશ કરો. "

આ પ્રમાણે તેમણે આ સાઠ ભિક્ષુઓને ચારે દિશાઓમાં મોકલ્યા. તેઓ બીજા તરુણોને ભગવાનની પાસે લાવતા અને ભગવાન તેમને પ્રવ્રજ્યા આપતા હતા. પણ આથી તે સાઠ ભિક્ષુઓને અને તરુણ ઉમેદવારોને સુશીબત પડતી હતી. માટે બુદ્ધે પરસ્પર પ્રવ્રજ્યા-વિધિ કરવાની ભિક્ષુઓને પરવાનગી આપી. અને તે પોતે પાછા ઉરુવેળામાં આવ્યા. રસ્તામાં ભદ્દવગ્ગિય નામના ત્રીસ તરુણો ઉદ્યાનમાં પોતાની સ્ત્રીઓ સાથે ક્રીડા કરતા હતા.

૨ પુરાતત્ત્વ. પુસ્તક ૨ અંક ત્રીજો. પાનું ૨૫૦.

તેમાંના એકને સ્ત્રી ન હતી. તેટલા માટે એક વેશ્યા લાવવામાં આવી હતી. આ ત્રીસ જણાએ જ્યારે દારૂ પી બેભાન થયા હતા ત્યારે તે વેશ્યા નાસી ગઇ. શુદ્ધિમાં આવ્યા પછી તેનો શોધ કરતાં કરતાં તે ભગવાનની પાસે આવ્યા. ત્યારે ભગવાન તેમને કહેવા લાગ્યા " હે તરુણ ગૃહસ્થો ! એક સ્ત્રીની શોધમાં લાગવું કે આત્માની શોધમાં લાગવું— આ બંનેમાં તમને શું સારૂં લાગે છે ? " આત્મશોધ જ સારો છે એમ જ્યારે તેઓને લાગ્યું ત્યારે તેઓએ શાન્તિથી બુદ્ધોપદેશ સાંભળી લીધો અને તેમના ભિક્ષુસંઘમાં પ્રવેશ કર્યો.

ત્યાંથી ભગવાન ઉરુવેળામાં આવ્યા. ત્યાં ઉરુવેલ કાશ્યપ, નદી કાશ્યપ, અને ગયા કાશ્યપ એ ત્રણ ભાઇઓ અનુક્રમે પાંચસો, ત્રણસો અને બસો શિષ્યો સાથે તપ કરતા હતા. તેમાંથી મોટાભાઇને અનેક ચમત્કારો બતાવી બુદ્ધે પોતાનો શિષ્ય કર્યો. તેની પછવાડે તેમના બે બંધુઓ અને તેમના સર્વ અનુયાયીઓ બુદ્ધના શિષ્ય થયા. આ હજાર શિષ્યોને સાથે લઇ તેમણે રાજગૃહમાં પ્રવેશ કર્યો. અને બિંબિસાર રાજાએ તેમનું બહુમાન કરી વેળુવન નામનો ઉદ્યાન તેમને અને ભિક્ષુસંઘને રહેવા માટે આપ્યો.

અહીં સુધી મહાવગ્ગમાંની કથાઓનો સાર આપ્યો છે. હવે આ કથાઓને ઐતિહાસિક કસોટીથી તપાસી જોવી જોઇએ. કાશીમાં સાઠ, રસ્તામાં ત્રીસ, અને એકહજાર જટાવાળા તપસ્વીઓ મળી એક હજાર અને નેવું ભિક્ષુઓ રાજગૃહમાં પ્રવેશ કર્યા પહેલાં બુદ્ધના સંઘમાં દાખલ થયા હતા, એમ કહેવું જોઇએ. તે પછી બુદ્ધે સંજય પરિવ્રાજકના અઢીસો ભિક્ષુઓ પોતાના સંઘમાં દાખલ કર્યા. એટલે કે રાજગૃહમાં હતા તેવામાં જ ભિક્ષુઓની સંખ્યા તેરસોને ચાળીશ થઇ. આવડો મોટો ભિક્ષુસમુદાય બુદ્ધની સાથે હતો એનો સુત્તપિટકમાં કોઇ ઠેકાણે દાખલો મળતો નથી. દીઘનિકાયમાં જુદાં જુદાં દશ સુત્તોમાં ભિક્ષુસંઘની ગણના મળે છે. તેમાંથી નવમાં બુદ્ધની સાથે પાંચસો ભિક્ષુઓ હતા અને ફક્ત એક સામઞ્ઞફલસુત્તમાં સાડાબારસો હતા એવો ઉલ્લેખ છે. મહાપરિનિબ્બાનસુત્તમાં ભગવાને બુદ્ધ, ધર્મ અને સંઘ સંબંધી કોઇને કાંઈ શંકા હોય તો પૂછવી એમ કહ્યું. તે પ્રસંગે કોઈ કાંઈ બોલ્યું નહિ. બધા મૌન જ રહ્યા. તે જોઇને આનંદને મોટું આશ્ચર્ય થયું. ત્યારે ભગવાને કહ્યું " આનંદ ! આ પાંચસો ભિક્ષુઓમાં જે છેવટનો છે તે ઓછામાં ઓછો સોતાપન્ન છે."[3] આ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે છેવટના પ્રવાસમાં પણ ભગવાનની સાથે પાંચસો જ ભિક્ષુઓ હતા. ભગવાનના પરિનિર્વાણ પછી રાજગૃહમાં ભરાએલી પહેલી પરિષદમાં પાંચસો જ ભિક્ષુઓ હતા એવો ઉલ્લેખ ચુલ્લવગ્ગમાં અને કેટલીક અટ્ઠકથાઓમાં મળે છે.

સામઞ્ઞફલસુત્તમાં બારસોપચાસ ભિક્ષુઓ ભગવાનની સાથે હતા એવો ઉલ્લેખ છે. ત્યારે આ સુત્ત લખાયું તે જ સમયે ભિક્ષુઓની સંખ્યા વધારવાની શરૂઆત થઈ જ હશે. વિનયગ્રંથમાં તે સંખ્યા તેના કરતાં અનેક ઘણી વધારવામાં આવી, અને મહાયાન-

---

३ इमेसं हि आनन्द पञ्चन्नं भिक्खु-सतानं यो पच्छिमको भिक्खु सो सोतापन्नो अविनिपात-धम्मो नियतो संबोधि-परायनो ति।-दीघनि०

(પા. ટે. સો. ની. આ. ભાગ. ૨. પૃ. ૧૫૫)

પંથના ગ્રંથોમાં આ બાબતની સીમા જ રહી નહિ. આ પંથનો જે પ્રાચીન ગણાતો ગ્રંથ લલિતવિસ્તર તેના આરંભમાં જ શ્રાવસ્તીમાં ભગવાનની સાથે બારહજાર ભિક્ષુઓ હતા તેવું કહ્યું છે. તે સિવાય બત્રીસ હજાર બોધિસત્ત્વ હતા તે જુદા જ. અર્થાત્ પછીથી વધારવામાં આવેલી આ ભિક્ષુઓની સંખ્યાઓની ગણના ઇતિહાસના કામની નથી. બુદ્ધની હયાતિમાં જ બહુ બહુ તો પાંચસો જ ભિક્ષુઓ હતા અને વિનયગ્રંથમાં જે ભિક્ષુઓની સંખ્યા આપેલી છે તે પણ દંતકથા જ છે એમ કહેવું પ્રાપ્ત થાય છે.

બીજો એક મહાવર્ગમાં વિરોધ છે તે આ પ્રમાણે. સાઠ ભિક્ષુઓને ભગવાને ચારે દિશામાં મોકલ્યાં, અને તે પોતે ઉરુવેળામાં આવ્યા. ત્યાં એક હજાર જટીલોને પોતાના શિષ્ય કરી તેમને લઇ તે રાજગૃહમાં આવ્યા. તેમના આગમનથી રાજગૃહમાં ઘણી મોટી ધામધૂમ થવા લાગી. એમ હોય તો સારિપુત્ત અને મોગ્ગલાન એ સંજયના શિષ્યોને આ ધામધૂમની મુદ્દલ જ માહિતી ન હતી. સારિપુત્તે અસ્સજીને રાજગૃહમાં ભિક્ષાટન કરતો જોયો અને ભિક્ષાટન થઇ રહ્યા પછી તેની પુંઠે પુંઠે જઈ તું કોનો શિષ્ય, તારો ધર્મ કયો વગેરે પ્રશ્નો પૂછ્યા[૪] હવે અહીંઆં એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જો અસ્સજીને કાશીમાંથી બીજે ઠેકાણે ધર્મોપદેશ કરવા માટે મોકલવામાં આવ્યો હતો તો તે એકાએક ભગવાનની સાથે રાજગૃહમાં ક્યાંથી પહોંચી ગયો? બીજો પ્રશ્ન એ કે હજાર જટાવાળા શિષ્યો સાથે બુદ્ધભગવાન રાજગૃહમાં આવવાથી ઘણી મોટી ધામધૂમ થાય; તો પછી ત્યાં રહેનારા સંજય પરિવ્રાજકના શિષ્ય સારિપુત્તને તેની મુદ્દલ જ માહિતી ન હોય એ કેમ બને? જો અસ્સજી અને સારિપુત્તનો સંવાદ ખરો માનીએ તો તે સમયે રાજગૃહમાં બુદ્ધની કોઇને જ માહિતી ન હતી, અને અસ્સજીને બીજે ઠેકાણે ધર્મોપદેશ કરવા ન મોકલતાં ભગવાને પોતાની સાથે જ આણ્યો હશે એમ કહેવું પડે. અને જો મહાવગ્ગની અતિશયોક્તિ કહાડી નાખીએ તો પણ આવુંજ કાંઇક બનવાનો વધારે સંભવ દેખાય છે. સેંકડો અદ્ભુત ચમત્કારો બતાવી ઉરુવેલ કાશ્યપને અને તેના ભાઇઓને શિષ્ય કરવાના હતા તો તે સ્થાનેથી ભગવાને શા માટે સંબોધિ જ્ઞાન થયા પછી કાશીપર્યંત પ્રવાસ કર્યો! પંચવર્ગીયોનો ટેકો મળ્યા પછી ભગવાને આ ત્રણ બંધુઓને પોતાના શિષ્ય કરવાનો પ્રયત્ન કર્યો હશે અને તે સિદ્ધ થયો હશે. પણ તેમને લઇને તે રાજગૃહમાં આવ્યા તે દંતકથા દેખાય છે. પંચવર્ગીય ભિક્ષુઓ અથવા તેમાંથી કેટલાક જણા જ તેમની સાથે હતા એટલું જ. માટે જ સારિપુત્તને તેમના સંબંધી અથવા તેમના ધર્મ સંબંધી કાંઇ માહિતી હતી નહિ. સારિપુત્ત અને મોગ્ગલાન એ બંને ભગવાનના અનુયાયી થયા એ અત્યંત મહત્ત્વની બાબત છે. તે જો બૌદ્ધ સંઘમાં ન આવ્યા હોત તો તે સંઘને આવડું મોટું મહત્ત્વ મળત કે નહિ તે શંકા છે.

બિમ્બિસાર રાજાની અને બોધિસત્ત્વની પહેલાંની ઓળખાણ હતી. અર્થાત્ બુદ્ધ થયા પછી આ રાજાની રાજધાનીમાં જવું તેમને ઇષ્ટ લાગ્યું હોય તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. ત્યાં તેમની અને બિંબિસાર રાજાની મુલાકાત થઇ જ હશે અને બીજા શ્રમણ-

---

૪ વિશેષ માહિતી માટે "બુદ્ધ ધર્મ અને સંઘ" (આવૃત્તિ ૨ જી) (મરાઠી) પાનું ૫૩ અથવા બુદ્ધલીલાસારસંગ્રહ ભાગ ૨ પ્રકરણ ૭ માં જુઓ.

બ્રાહ્મણોનો જેવી રીતે તે રાજા પાસેથી સત્કાર થતો હતો તેવો બુદ્ધનો પણ થયો હશે. તેમાં બિંબિસારને કે રાજગૃહના નાગરિકોને વધારે લાગવા જેવું કાંઇ પણ ન હતું, અને તેથી તેના વિષે વિનયગ્રંથમાં જે પુરાણ રચવામાં આવ્યું છે તેનો અને અસ્સજીના સંવાદ જેવી સાદી બાબતોનો મુદ્દલ જોગ બેસતો નથી.

વિનયગ્રંથનો બરાબર વિચાર કરતાં તેમાંની ઘણીખરી હકીકત તદ્દન દંતકથા રૂપ લાગે છે. બુદ્ધઘોષાચાર્યના સમયે રચવામાં આવેલી અટ્ઠકથામાંથી જેમ દંતકથારૂપ વાતો મળી આવે છે તેમ જ તે જ જાતની પુષ્કળ વાતો વિનયમાં છે, અને તે ઉપરથી આ ગ્રંથ અટ્ઠકથાનો પૂર્વગામી છે એમ કહેવું પડે છે. તો પણ તેમાંની બધી જ હકીકત ત્યાજ્ય છે એમ કહી શકાતું નથી. રામદાસ, તુકારામ આદિ આધુનિક સાધુસંતોના ચરિત્રોમાં પણ દંતકથાઓની પુષ્કળ ભેળસેળ થએલી છે. પણ તેટલા ઉપરથી તે મુદ્દલ ઐતિહાસિક ન હતા એમ આપણે કહેતા નથી. તે જ પ્રમાણે વિનયગ્રંથમાં ઘણીએ દંતકથાઓ હોવા છતાં કંઇક ઐતિહાસિક પરંપરા પણ તેમાં ભળેલી છે એ ધ્યાનમાં રાખવું જોઇએ; અને તે દૃષ્ટિએ વિચાર કરતાં– વારાણસીમાં ભગવાને પહેલો ધર્મોપદેશ કર્યો, ત્યાં સૌથી પ્રથમ પંચવર્ગીય ભિક્ષુઓ તેમના શિષ્ય થયા, પછી યશ અને તેના ચાર સાથીઓને પોતાના સંઘમાં દાખલ કર્યા; આ આઠ નવ શિષ્યો સાથે પાછા ઉરુવેળામાં આવ્યા અને ઉરુવેળ કાશ્યપ અને તેના બે બંધુઓ ઉપર પોતાનો પ્રભાવ પાડ્યો; ત્યાંથી કેટલાક સમય પછી તેમાંના બધા અથવા થોડા ભિક્ષુઓને સાથે લઇને તે રાજગૃહમાં આવ્યા અને ત્યાં સારિપુત્ત અને મોગ્ગલ્લાન એ બંને પ્રસિદ્ધ પરિવ્રાજકોને તેમણે પોતાના શિષ્ય કર્યા. અહીંથી ભગવાનની કીર્તિની અને સંઘની ભરતીની શરૂઆત થઇ:—એ પ્રમાણે મહાવગ્ગના દંતકથારૂપ વર્ણનોમાંથી નિષ્કર્ષ કહાડવામાં હરકત દેખાતી નથી.

લલિતવિસ્તરના આરંભમાં ચોત્રીસ ભિક્ષુઓની જે યાદી છે તેનો પણ ઉપરના નિષ્કર્ષને સારો ટેકો મળે છે. વાંચકોની સગવડ માટે તે સમગ્ર ઉતારો અહીં આપવામાં આવે છે:—

**एवं मया श्रुतमेकस्मिन्समये भगवान् श्रावस्त्यां विहरति स्म जेतवनेऽनाथपिण्डदस्यारामे महता भिक्षुसंघेन सार्धं द्वादशभिर्भिक्षुसहस्रैः। तद्यथा।**

१ आयुष्मता च ज्ञानकौण्डिन्येन ( अञ्ञाकोण्डञ्ञ )
२ आयुष्मता चाश्वजिता ( अस्सजि )
३ आयुष्मता च वाष्पेण ( वप्प )
४ आयुष्मता च महानाम्ना
५ आयुष्मता च भद्रिकेण ( भद्दिय )
६ आयुष्मता च यशोदेवेन ( यस )
७ आयुष्मता च विमलेन
८ आयुष्मता च सुबाहुना
९ आयुष्मता च पूर्णेन ( पुण्ण )

१० आयुष्मता च गवाम्पतिना ( गवम्पति )
११ आयुष्मता चोरुविल्वाकाश्यपेन ( उरुवेलकस्सप )
१२ आयुष्मता च नदीकाश्यपेन
१३ आयुष्मता च गयाकाश्यपेन
१४ आयुष्मता च शारिपुत्रेण ( सारिपुत्त )
१५ आयुष्मता च महामौद्गल्यायनेन ( महामोग्गल्लान )
१६ आयुष्मता च महाकाश्यपेन ( महाकस्सप )
१७ आयुष्मता च महाकात्यायनेन ( महाकच्चान )
१८ आयुष्मता च कफिलेन ( ? )
१९ आयुष्मता च कौण्डिन्येन ( ? )
२० आयुष्मता च चुनन्देन ( चुन्द )
२१ आयुष्मता च पूर्णमैत्रायणीपुत्रेण ( पुण्ण मन्ताणिपुत्त )
२२ आयुष्मता च अनिरुद्धेन ( अनुरुद्ध )
२३ आयुष्मता च नन्दिकेन
२४ आयुष्मता च कस्फिलेन ( कप्पिन )
२५ आयुष्मता च सुभूतिना
२६ आयुष्मता च रेवतेन
२७ आयुष्मता च खदिरवनिकेन
२८ आयुष्मता चामोघराजेन
२९ आयुष्मता च महापारणिकेन ( ? )
३० आयुष्मता च वक्कुलेन ( वक्कुल )
३१ आयुष्मता च नन्देन
३२ आयुष्मता च राहुलेन
३३ आयुष्मता च स्वागतेन ( सागत )
३४ आयुष्मता चानन्देन[૫]

આ યાદીમાં આપેલા પહેલા પંદર ભિક્ષુઓની પરંપરા ઐતિહાસિક દેખાય છે, અને અદ્ભૂત ચમત્કાર અને અતિશયોક્તિ બાદ કરીએ તો તેનો મેળ મહાવગ્ગની કથાઓ સાથે બરાબર બેસે છે. અને આથી જ તે પછીના ઓગણીસ ભિક્ષુઓની પણ પરંપરા ઐતિહાસિક છે કે કેમ એ વિષે બળવાન શંકાઓ ઉત્પન્ન થાય છે. પરંતુ કેટલીક બાબતોમાં વિનય અને આ યાદી બંધ બેસતી નથી. વિનયના કહેવા પ્રમાણે આનંદે અને અનુરુદ્ધે એક જ સમયે પ્રવ્રજ્યા લીધી. પરંતુ આ યાદીની પરંપરામાં આનંદ અને અનુરુદ્ધની વચ્ચે અગિયાર ભિક્ષુઓ આવે છે. વિનયપિટકના આદ્ય આચાર્ય ઉપાલિનું નામ તો આ યાદીમાં સુદ્ધાં જ મળતું નથી. આવો કાંઇ વિરોધ હોવા છતાં આ યાદીમાં ઘણે બહુ તથ્ય લાગે છે અને તેથી તે આખી અહીં આપી છે. એમાંની પ્રત્યેક વ્યક્તિનું સંક્ષેપમાં

૫. જ્યાં જ્યાં પાલિ રૂપાંતરમાં ફરક પડે છે ત્યાં ત્યાં કૌંસમાં તે આપવામાં આવ્યું છે. જ્યાં શંકા છે ત્યાં કૌંસમાં પ્રશ્નાર્થ ચિહ્ન મૂકવામાં આવ્યું છે.

ચરિત્ર આપવું એ આ લેખની મર્યાદાના બહાર છે. જેમને વિશેષ માહિતી જોઈતી હોય તેમણે " બૌદ્ધ સંઘનો પરિચય " એ પુસ્તકનો ત્રીજો ભાગ જોવો.[૬]

પૂરણ કાસ્યપ, મક્ખલિ ગોસાલ, અજિતકેસકમ્બલી, પકુધ કચ્ચાયન, સંજય બેલટ્ઠિપુત્ત, અને નિગંઠનાથપુત્ત એ જે મોટા મોટા પંથોના સંસ્થાપક વિષે ત્રીજા લેખાંકમાં કહેવામાં આવ્યું છે તેમને સંઘી, ગણી, ગણાચાર્ય, અને તીર્થંકર એ વિશેષણો અનેક ઠેકાણે લગાડવામાં આવ્યાં છે.[૭] એટલે કે બુદ્ધની પહેલાં તેઓના સંઘ અસ્તિત્વમાં હતા અને તેમાંથી બે તો ( નિર્ગ્રંથ અને આજીવક ) બહુ જ મોટા હતા. જૈન પરંપરામાં મહાવીર સ્વામીના શિષ્યોની સંખ્યા ચૌદહજાર હતી એવી આખ્યાયિકા છે.[૮] આમાં ઘણી જ અતિશયોક્તિ છે એમ માની લઇએ તો પણ જૈનપંથોના શ્રમણોની સંખ્યા બુદ્ધના સમયમાં બૌદ્ધ ભિક્ષુઓ કરતાં ઘણી જ મોટી હતી એમાં શંકા નહિ. જૈનોનો ( નિર્ગ્રંથોનો ) પંથ બુદ્ધના પંથ કરતાં ત્રણસો વર્ષ જુનો હોવાથી તેના શ્રમણોની સંખ્યા વધારે હોય તેમાં કાંઇ આશ્ચર્ય નથી. આજીવકોની સંખ્યા કેટલી હતી તે જાણવાનો આજે રસ્તો રહ્યો નથી. તોપણ જૈન અને બૌદ્ધ ગ્રંથોમાં આ પંથનાં મળતાં વર્ણનો ઉપરથી આ પંથ પણ નિર્ગ્રંથોના પંથ જેટલો મોટો અને લોકપ્રિય હતો એમ અનુમાન કરાય છે. અર્થાત્ પ્રાચીનતાની અને સંખ્યાની દૃષ્ટિએ બીજા પંથો બૌદ્ધ પંથો કરતાં શ્રેષ્ઠ હતા એટલું જ નહિ પણ આ બધા તીર્થંકરોમાં બુદ્ધ ભગવાન તરુણ હતા. એમ છતાં પણ તેમનો અને તેમના ભિક્ષુસંઘનો સામાન્ય લોકસમાજ ઉપર આટલો બધો પ્રભાવ થોડા વખતમાં કેવી રીતે પડ્યો ?

આનો ઉત્તર એ છે કે ઉપરના પંથો જો કે સંખ્યામાં મોટા હતા તો પણ સામાન્ય જનસમૂહ સંબંધે તે બહુ પરવા કરતા ન હતા. વેરાનજંગલમાં રહી તપશ્ચર્યા કરવી અને તેથી મોક્ષ મેળવવો તે જ તેમનું ધ્યેય હતું. ગામમાં કે શહેરમાં પ્રવેશ કરી ગૃહસ્થો પાસેથી તેઓ ભિક્ષા ગ્રહણ કરતા હતા. તોપણ તેમાં મુદ્દલ બદ્ધ રહેતા ન હતા. તેમના ભક્ત કહેવડાવનારા ઉપાસકો અને ઉપાસિકાઓ હતી. પણ તે બધાને બુદ્ધના સંઘ જેવું ઐક્ય

૬. આ પુસ્તક છપાય છે. થોડા સમયમાં પુરાતત્ત્વમંદિરગ્રન્થાવલીમાં પ્રગટ થશે.

૭ येमे भो गोतम समणब्राह्मण। संघिनो गणिनो गणाचरिया ञाता यसस्सिनो तित्थकरा साधुसम्मता बहुजनस्स, सेय्यथीदं पूरणो कस्सपो, मक्खलि गोसालो, अजितो केसकम्बली, पकुधो कचायनो, सञ्जयो बेलट्ठपुत्तो, निगण्ठो नाथपुत्तो. આ ઉતારો મજ્ઝિમ નિકાયના ચૂળસારોપમ સુત્ત ( નં-૩૦ ) માં છે. આ જ તરેહનો બીજો ઉતારો કોસલસંયુત્તના પહેલા સુત્તમાં મળી આવે છે. ત્યાં યેમે ( ये इमे ) ને બદલે ये पि ते એટલો જ ફરક છે. બીજે કેટલેક ઠેકાણે આ વિશેષણો ઉપરના તીર્થંકરોને લગાડવામાં આવ્યાં છે.

૮ तेणं कालेणं तेणं समएणं समणस्स भगवओ महावीरस्स इंदभूइपामोक्खाओ चउदस समणसाहस्सीओ उक्कोसिआ समणसंपया हुत्था॥ ( कल्पसूत्र ६ ट्ठो क्षण )

પ્રાપ્ત થયું ન હતું. જૈન પંથના શ્રમણોએ બૌદ્ધો જેવી સંઘવ્યવસ્થા કરવાનો પ્રયત્ન કર્યો છે ખરો પણ તેવો પ્રયત્ન મહાવીરસ્વામીએ કે તેમના નિકટ અનુયાયીઓએ કર્યો હોય તેમ દેખાતું નથી. માટે બુદ્ધના સંઘમાં જે એક પ્રકારનું ઐક્ય મળતું હતું તે તે સમયના બીજા સંઘોમાં ક્વચિત્ જ મળી આવતું હતું. બીજી વાત એ કે બુદ્ધનો સંઘ જંગલમાં રહી તપશ્ચર્યા કરવા માટે ન હતો. ચારે દિશામાં જઇ લોકોને નીતિમાર્ગ તરફ વાળવાનો બૌદ્ધ શ્રમણોનો સતત પ્રયત્ન હતો. કિંબહુના તેને માટે જ બુદ્ધે સંઘની સ્થાપના કરી હતી તેમ કહેવાને હરકત નથી. આ બે કારણોથી આ નાના શ્રમણસંઘનો તે સમયના સામાન્ય જનસમૂહ ઉપર તત્કાલ પ્રભાવ પડયો.

બીજા સંઘોમાં શ્રમણો માટે બહુ નિયમો અસ્તિત્વમાં ન હતા. લોકસમાજ છોડી જંગલમાં જઇ જો તપશ્ચર્યા કરવાની છે તો તે માટે વિશેષ બંધનો શા માટે જોઇએ? પાંચદશ નિયમોથી જ આ કામ સહેલાઇથી ચાલી શકે. ઉદાહરણ તરીકે જૈન સાધુઓ માટે પાર્શ્વ તીર્થંકરના સમયમાં ચાર જ નિયમો હતા અને મહાવીર સ્વામીએ તેમાં વળી વળી એક ઉમેર્યો અને પાંચ કર્યા.[૯] અપરિગ્રહ સંબંધે મહાવીરસ્વામીનો અને પાર્શ્વના મતના અનુયાયી નિર્ગ્રંથોનો થોડો મતભેદ દેખાય છે. મહાવીરસ્વામી વસ્ત્ર મુદ્દલ જ રાખતા ન હતા. પણ પાર્શ્વભક્ત એકાદ બે વસ્ત્રો રાખતા હતા. પોતાના અને પાર્શ્વના શિષ્યો વચ્ચે ઐક્ય રાખવા માટે મહાવીર સ્વામીએ એક બે વસ્ત્રો રાખવાની પરવાનગી આપી તો પણ દિગંબર રહેવું એ જ સઘળામાં ઉત્તમ છે એમ ઠરાવ્યું. આવા પ્રકારનો થોડો મતભેદ હતો તો પણ આવા સંઘો માટે બહુ નિયમોની જરૂર નહતી. પરંતુ બૌદ્ધસંઘને તપશ્ચર્યા કરવાની ન હોવાથી લોકોમાં હળીમળીને કામ કરવાનું હતું અને તે માટે યોગ્ય નિયમન કરવું બુદ્ધને પ્રાપ્ત થયું.

હાલમાં ભિક્ષુસંઘ માટે એકંદર બસેંસત્તાવીસ નિષેધાત્મક નિયમો છે તેને પાતિમોક્ખ કહે છે. તેમાં બે અનિયત-અનિયમિત અને છેવટના પંચોતેર સેખિય-એટલે કે ખાવા પીવાનો શિષ્ટાચાર કેવી રીતે ચલાવવો તે સંબંધી નિયમો,-એ બાદ કરતાં એક સમયે દોઢસો નિયમોને જ પાતિમોક્ખ કહેતા હતા.[૧૦] આ દોઢસો નિયમો પણ અશોકના સમય પહેલાં અસ્તિત્વમાં હતા એમ લાગતું નથી. બુદ્ધની હયાતિમાં આમાંના કેટલાક ઉપયોગી નિયમો પ્રચારમાં આવ્યા હશે અને તે બધાયે પાળવા જ જોઇએ એવો પણ બુદ્ધનો આગ્રહ ન હતો. પારાજિક જેવા સ્થૂલ નિયમો છોડી દઇએ તો પણ બાકીના નાના નિયમોમાં યોગ્ય ફેરફાર કરવાનો સંઘને તેમણે પૂર્ણ અધિકાર આપ્યો હતો. પરિનિર્વાણની પૂર્વે કેટલાક સમયે ભગવાન આનંદને કહે છે—"આનંદ! જો સંઘની ઇચ્છા હોય તો સંઘે મારી પાછળ સૂક્ષ્મ નિયમો છોડી દેવા અથવા તેમાં ફેરફાર

૯ આ માટે આ માસાના ત્રીજા અંકમાં "ચાતુર્યામ સંવર" જુઓ પુરાતત્ત્વ. પુસ્તક ૨. અંક. ૩. પાન. ૨૪૫

**૧૦ साधिकमिदं भिक्खवे दियड्ढ-सिक्खापदसतं अन्वद्धमासं उद्देसं आगच्छति यत्थ अत्थकामा कुलपुत्ता सिक्खन्ति। ( પા. ટે. સો. ) अंगुत्तरनि० भाग. १ पृ. २३१.**

કરવો"[૧૧] આ ઉપરથી કેટલાક પ્રતિબંધક નિયમો બાદ કરતાં બાકીના નિયમો વિષે બુદ્ધ ભગવાનનો આગ્રહ ન હતો એ સ્પષ્ટ છે.

કેવળ પ્રતિબંધક નિયમોથી સંઘમાં ઐક્ય આવનાર નથી એ બુદ્ધ જાણતા હતા. અને તેટલા માટેજ પરસ્પર મૈત્રીભાવ વધારવાનો તેમણે વારંવાર ઉપદેશ કર્યો છે. કોસંબિયસુત્તમાં[૧૨] નીચેની છ બાબતો સંઘમાં ઐક્ય રહે તે માટે અતિ આવશ્યક છે એમ તેમણે કહ્યું છે. (૧) મૈત્રીમય કાયિક કર્મો (૨) મૈત્રીમય વાચસિક કર્મો (૩) મૈત્રીમય માનસિક કર્મો (૪) જો કોઇ ગૃહસ્થ તરફથી દાનધર્મ મળે તો તેનો સર્વસંઘની સાથે સરખા ભાગે ઉપભોગ કરવો. (૫) પોતાના શીલમાં જરા પણ ઉણપ આવવા ન દેવી. (૬) ચાર આર્યસત્યો સંબંધી સમ્યક્દૃષ્ટિ હોવી. આ બધામાં સમ્યક્દૃષ્ટિને અત્યંત મહત્ત્વ આપવામાં આવ્યું છે.

સંઘમાં જરા પણ વિરોધ ન થાય તે માટે અત્યંત કાળજી રાખવામાં આવતી. તો પણ મનુષ્યસ્વભાવ જ એવો વિલક્ષણ છે કે તેઓના સમૂહમાં મતભેદ થઇ તડ પડવાનાં જ. બૌદ્ધ સંઘમાં એ પ્રકારે મતભેદ ઉત્પન્ન કરનાર તરીકે બોધિસત્ત્વના સાળા દેવદત્તને પહેલો ગણવો જોઇએ. આની જે ચુલ્લવગ્ગમાં સવિસ્તર હકીકત આપી છે તે પૂરેપૂરી દંતકથા રૂપ છે એમ સમજવું જોઇએ. તેણે બુદ્ધને મારવા માટે પુષ્કળ મારાઓ મોકલ્યા અને તેમની દ્વારા બુદ્ધને મારી ન શકાવાથી છેવટે તેમના શરીરપર નાળાગિરિ નામનો મદોન્મત્ત હાથી છૂટો મૂકયો[૧૩] ઇત્યાદિ વર્ણન ઉપર વિશ્વાસ મૂકી શકાતો નથી. કારણ કે દેવદત્ત જો એટલો દુષ્ટ હોત તો બુદ્ધસંઘના કેટલાક ભિક્ષુઓ તેની નાદે લાગત નહિ અને ગૃહસ્થોએ પણ તેને દાન કર્યું ન હોત. અજાતશત્રુએ પોતાના ધાર્મિક પિતાને મારી નાખ્યો અને મગધની ગાદી પડાવી લીધી. આમ છતાં દેવદત્તે તેની મૈત્રી છોડી નહિ એ વાત બુદ્ધને બીલકુલ પસંદ પડી નહિ. અને તેટલાથી જ દેવદત્તે સંઘમાં ભેદ ઉત્પન્ન કર્યો હશે. આ સંબંધી લાભસત્કારસંયુત્તના છત્રીસમા સુત્તમાં પુષ્કળ માહિતી મળે છે તેથી તે સુત્તનો સારાંશ અહીંયાં આપીએ છીએ.

'બુદ્ધ ભગવાન રાજગૃહમાં વેળુવનમાં રહેતા હતા. તે સમયે અજાતશત્રુ રાજકુમાર પાંચસો રથ સાથે લઇ સવાર સાંજ દેવદત્તના દર્શન માટે આવતો હતો, અને દેવદત્તને પાંચસો પતરાળીઓનું જમણ મોકલતો હતો. કેટલાક ભિક્ષુઓએ આ વાત ભગવાનને કહી ત્યારે ભગવાને કહ્યું "હે ભિક્ષુઓ! દેવદત્તના લાભસત્કારની સ્પૃહા કરશો નહિ. આ લાભથી દેવદત્તના સત્કર્મની હાનિ જ થવાની છે વૃદ્ધિ થવાની નથી."

આ ઉપરાંત દેવદત્તને ઉદ્દેશીને ભગવાને કહેલી નીચેની ગાથા એક બે ઠેકાણે મળી આવે છેઃ—

---

११. आकङ्खमानो आनन्द संघो ममच्चयेन खुद्दानुखुद्दकानि सिक्खापदानि समूहनतु। महापरिनि. भाणवार ६.

१२. मज्झिमनिकाय सुत्त ४८.

फलं वे कदलिं हन्ति
फलं वेळुं फलं नळं।
सक्कारो कापुरिसं हन्ति
गब्भो अस्सतरिं यथा॥[१४]

અર્થઃ—ફળ કેળને નાશ કરે છે, ફળ વાંસને નાશ કરે છે, ફળ બરૂને નાશ કરે છે, અને ખચ્ચરીનો ગર્ભ ખચ્ચરીનો જ નાશ કરે છે તેવી રીતે લાભસત્કાર હલકા પુરુષનો નાશ કરે છે.

આ ઉપરથી દેવદત્તની સાથે બુદ્ધનો મતભેદ શી રીતે થયો એ સ્પષ્ટ દેખાય છે. પણ આ કજીયાનું પરિણામ બૌદ્ધસંઘ પર વિશેષ થયું હોય એમ લાગતું નથી. ફક્ત એટલું જ થયું કે ચોમાસામાં રહેવા માટે રાજગૃહ છોડી ભગવાનને પોતાનું સ્થાન શ્રાવસ્તીમાં કરવું પડયું. અજાતશત્રુ ગાદીપર હતો ત્યાં સુધીમાં તેની અને ભગવાનની મુલાકાત થયાનો ફક્ત એક સામઞ્ઞફલસુત્તમાં ઉલ્લેખ છે. મહાપરિનિબ્બાનસુત્તમાં પણ અજાતશત્રુએ પોતાનો વસ્સકાર નામનો બ્રાહ્મણ પ્રધાન ભગવાનની પાસે મોકલ્યો તેનો ઉલ્લેખ છે. આ બનાવ દેવદત્તના મરણ પછી અને ભગવાનના પરિનિર્વાણ પૂર્વે કોઈક સમયે બન્યો હોવો જોઈએ.

કૌશામ્બીમાં સંઘમાં બીજો એક મોટો કજીઓ થયાનું વર્ણન મહાવગ્ગમાં મળે છે. મહાવગ્ગના કર્તાએ પોતાને ઉપયોગી થાય તે પ્રકારતી એ બનાવની રચના કરી છે. તેના કહેવાનો સારાંશ એવો છે કે બે વિદ્વાન ભિક્ષુઓમાં વિનયના એક ક્ષુદ્ર નિયમ માટે મતભેદ ઉત્પન્ન થવાથી કજીઓ ઉત્પન્ન થયો. તેથી સંઘમાં ભયંકર તડ પડયાં. તે કજીયાથી કંટાળી ભગવાન એક વનમાં જઈ રહ્યા. પછી કૌશાંબીના ઉપાસકોએ બને તડના ભિક્ષુઓને ભિક્ષા આપવી બંધ કરી; તેથી તેઓ ઠેકાણે આવ્યા અને શ્રાવસ્તી જઈ બુદ્ધભગવાનની તેઓએ ક્ષમા માગી. આ હકીકતને આધારે મહાવગ્ગના કર્તાએ આવા પ્રસંગોએ કેવી કેવી રીતે કજીયાઓનો નિકાલ લાવવો એ સવિસ્તર કહ્યું છે. પણ તેમના કહેવા પ્રમાણે કજીયો ઉત્પન્ન નહિ થયો હોય. અંગુત્તરનિકાયના ચતુષ્ક નિપાતના બસો એકતાલીસમા સુત્તમાં નીચે પ્રમાણે હકીકત મળે છે.

એક સમયે બુદ્ધભગવાન કોસંબીમાં ઘોસિતારામમાં રહેતા હતા. તે સમયે આયુષ્માન્ આનંદ તેમની પાસે આવી તેમને નમસ્કાર કરી એક બાજુએ બેઠો. ભગવાને તેને કહ્યું, " આનંદ ! તે કજીયો પુરો થયો કે ?"

આનંદઃ—ભદંત ! કજીયો કેવી રીતે બંધ થાય ? અનુરુદ્ધનો શિષ્ય બાહિય જાણે કે સંઘભેદ કરવા જ પ્રવૃત્ત થયો છે, અને અનુરુદ્ધ તે માટે તેને એક શબ્દ પણ કહેતો નથી.

ભગવાનઃ—પણ આનંદ ! અનુરુદ્ધ સંઘનો કજીયો પતાવવાના કામમાં કદી પડે છે? તમે અને સારિપુત્ત અને મોગ્ગલાન આ કજીયા પતાવો છો એમ નથી શું ?

આ ઉતારા ઉપરથી એમ દેખાઈ આવે છે કે બાહિયના કારણથી આ કજીઓ ઉત્પન્ન

૧૪ संयुत्तनिकाय (પા. ટે. સો.) भाग २ पृ. २४१, અને अंगुत्तरनिकाय. (પા. ટે. સો) ભાગ. ૨ પૃ. ૭૩

થયો અને આગળ વધતાં ખુદ ભગવાનને તે પતાવવા માટે પ્રયત્ન કરવો પડ્યો. તેથી એક ભિક્ષુએ તેમને કહ્યું " ધર્મસ્વામી ભગવાને આ કજીયામાં પડવું નહિ. તે સ્વસ્થ રહે અમે પોતે જ આ કજીયાનો વિચાર કરીએ." આ હકીકત મહાવગ્ગમાં પણ છે. તો પણ તે મજ્ઝિમનિકાયના ઉપક્કિલેસ સુત્તમાં મળી આવે છે તેથી તેને વિશેષ મહત્ત્વ મળે છે. તે સભામાંથી કેટલીક સમય ભગવાન બીજે ઠેકાણે ગયા હશે તો પણ આ કજીયો કૌશાંબીમાં જ પત્યો હોવો જોઇએ એમ કોસંબીયસુત્ત ઉપરથી દેખાઇ આવે છે.

ભિક્ષુણી સંઘની સ્થાપનાની હકીકત ચુલ્લવગ્ગમાં આપી છે. તેનો સારાંશ આ પ્રમાણે છે. બુદ્ધભગવાન કપિલવસ્તુમાં નિગ્રોધારામમાં રહેતા હતા. ત્યાં મહાપ્રજાપતી ગૌતમી ભગવાનની પાસે આવી કહેવાં લાગી " ભદંત ! સ્ત્રીઓને આપના ધર્મપંથમાં લેવાની પરવાનગી આપો." બુદ્ધે તે વાતનો તે સમયે નકાર કર્યો, અને તે ત્યાંથી વૈશાલીમાં આવ્યા. પછીથી મહાપ્રજાપતી ગૌતમી પોતાનું કેશવપન કરી અને બીજી કેટલીક શાક્ય સ્ત્રીઓને સાથે લઇ વૈશાલી આવી. પ્રવાસથી તેના પગ સુજેલા હતા, અને શરીર ધૂળથી ભરાઇ ગયું હતું. તે ઉદાસીન દેખાતી હતી. આવી સ્થિતિમાં આનંદે તેને જોઇ અને ઉદાસીનતાનું કારણ પૂછ્યું. સ્ત્રીઓને પ્રવ્રજ્યા આપવાની ભગવાન પરવાનગી આપતા નથી માટે હું ઉદાસીન છું એમ ગૌતમીએ કહ્યું. ત્યારે તેને ત્યાં જ રહેવાનું કહી આનંદ સ્ત્રીઓને પ્રવ્રજ્યા લેવાની પરવાનગી આપવાની વિનંતી કરવા ભગવાનની પાસે ગયો. પણ ભગવાને એ વાતની ના પાડી ત્યારે આનંદે કહ્યું " ભદંત ! તથાગતે ઉપદેશેલા ધર્મપંથમાં પ્રવ્રજ્યા લઇ કોઇ સ્ત્રીને સ્રોતઆપત્તિફલ, સકૃદાગામિફલ, અનાગામિફલ, અથવા અર્હત્ફલ પ્રાપ્ત થવું શક્ય છે કે નહિ ?" ભગવાને 'હા' એવો જવાબ આપ્યો. આનંદે કહ્યું " જો એમ છે તો જે માશીએ ભગવાનને મા ન હોવાથી દૂધ પાઇ અને નાનાથી મોટા કર્યા તેની વિનંતીથી ભગવાને સ્ત્રીઓને પ્રવ્રજ્યા આપવી."

ભગવાને કહ્યું " જો મહાપ્રજાપતી ગૌતમી આઠ ભારે બાબતો ( અટ્ઠ ગરુધમ્મા ) સ્વીકારવાનું કબુલ કરે તો સ્ત્રીઓને પ્રવ્રજ્યા આપવાની હું પરવાનગી આપું છું.—( ૧ ) ભિક્ષુણી સંઘમાં કેટલાએ વર્ષો રહેલી હોય તો પણ તેને નાના મોટા સર્વ ભિક્ષુઓને નમસ્કાર કરવો ( ૨ ) જે ગામમાં ભિક્ષુ ન હોય તે ગામમાં ભિક્ષુણીએ રહેવું નહિ ( ૩ ) દર પખવાડીએ ઉપોસથ કયે કયે દિવસે કરવો અને ઉપદેશ સાંભળવા ક્યારે આવવું આ બે બાબતો ભિક્ષુણીઓએ ભિક્ષુસંઘને પૂછવી. ( ૪ ) ચોમાસા પછી ભિક્ષુણીએ બંને સંઘોની ( ભિક્ષુ તેમ જ ભિક્ષુણી સંઘની ) પ્રવારણા કરવી જોઇએ ( ૫ ) જેનાથી સંઘાદિશેષ નામનો દોષ થયો હોય તે ભિક્ષુણીએ બંને સંઘોથી પંદર દિવસનું માનત્ત લેવું જોઇએ. ( ૬ ) બે વર્ષ શીખી હોય એવી શ્રામણેરીને બંને સંઘ તરફથી ઉપસંપદા મળેલી હોવી જોઇએ ( ૭ ) કોઇ પણ કારણથી ભિક્ષુણીએ ભિક્ષુને ગાળ ન દેવી. ( ૮ ) આજથી ભિક્ષુણીએ ભિક્ષુને ઉપદેશ આપવો નહિ. ભિક્ષુએ ભિક્ષુણીને આપવો.*

આનંદે તે આઠે વાત મહાપ્રજાપતી ગૌતમીને જણાવી અને તેને તે પસંદ પડી.

---

* ઉપોસથ, પ્રવારણા, માનત્ત સંઘાદિશેષ, વગેરે માટે જુઓ બૌદ્ધસંઘનો પરિચય

આ આખી હકીકત અંગુત્તરનિકાયના અટ્ઠકનિપાતમાં આપેલી છે. મહાપ્રજાપતી ગૌતમીએ આ આઠ ગુરુધર્મ સ્વીકાર્યા પછી ભગવાન કહે છે "હે આનંદ! જો સ્ત્રીને આ ધર્મવિનયમાં પ્રવ્રજ્યા મળી ન હોત તો આ ધર્મ (બ્રહ્મચર્ય) એક હજાર વર્ષ ટકત; પણ હવે સ્ત્રીને આ પંથમાં દાખલ કરવામાં આવી છે તેથી આ સદ્ધર્મ પાંચસો જ વર્ષ ટકશે."[૧૫]

આ પ્રમાણે વિનય અને અંગુત્તર નિકાયનો જો કે મેળ બેસે છે તો પણ આ આઠ ગુરુધર્મોને દંતકથા જ ગણવા જોઈએ. કારણ એ કે વિનયના નિયમ કરવાની બુદ્ધની જે પદ્ધતિ હતી તેની સાથે આ નિયમોનો સ્પષ્ટ વિરોધ છે. સારિપુત્તે સંઘમાં કેટલાક પ્રતિબંધક નિયમ દાખલ કરવાની વિનંતી કરી ત્યારે ભગવાને કહ્યું "સારિપુત્ત! તું ધીરજ રાખ. પ્રતિબંધક નિયમ કરવાનો સમય ક્યો છે તે તથાગતને જ ખબર છે. સંઘમાં પાપધર્મ જ્યાં સુધી દાખલ થયો નથી ત્યાં સુધી તથાગત તેના નિવારક નિયમ કરતા નથી. સંઘ સ્થાપ્યાને લાંબો કાળ વીત્યા વિના, સંઘનો વિસ્તાર થયા વિના, સંઘનો લાભ મોટો થયા વિના, સંઘમાં પાંડિત્યનો પ્રચાર થયા વિના તેમાં પાપધર્મનો પ્રવેશ થતો નથી. હાલમાં સંઘ પાપધર્મથી મુક્ત છે અને શુદ્ધ છે."[૧૬]

આ રીતે સંઘમાં એકાદ દોષ થયા વિના તે બાબતમાં નિયમ કરવો નહિ એવું જો બુદ્ધનું વલણ હતું તો સ્ત્રીઓને પ્રવ્રજ્યા આપ્યા પહેલાં જ તેમની પાસે આઠ કડક નિયમો શા માટે કબુલ કરાવવા પડે? તે સમયે આજકાલની જેમ સ્ત્રીઓની યોગ્યતા તદ્દન કમી હતી એમ કહી શકાય નહિ. નિર્ગ્રંથના જેવા શ્રમણપંથોમાં પણ ભિક્ષુણીઓના સંઘ હતા, અને તેઓને લોકો તરફથી ભિક્ષુઓના જેટલું જ માન મળતું. આનાં ઉદાહરણો સુત્તપિટકમાં અનેક ઠેકાણે મળી આવે છે. જો એમ હોય તો બુદ્ધ ભગવાને કેવળ પોતાના સંઘમાં ભિક્ષુણીઓ માટે સર્વ સાધારણ રીવાજથી વિરુદ્ધ થઇ શરૂઆતમાં જ આવા કડક નિયમ દાખલ કર્યા એમ સમજવું એ તદ્દન ભૂલભરેલું છે. અંગુત્તરનિકાયમાં જો કે આ સુત્ત દાખલ કરવામાં આવ્યું છે તો પણ તે ઘણું જ અર્વાચીન હોવું જોઇએ. ઇ. સ. ના પહેલા કે બીજા સૈકામાં મહાયાન પંથનો જોરથી પ્રચાર થવા લાગ્યો તે સમયે તે લખાયું હોય તો આશ્ચર્ય નહિ. તેથી સદ્ધર્મ એટલે કે સ્થવિરવાદી પંથ પાંચસો જ વર્ષ ટકશે અને તેનું કારણ ભિક્ષુણીસંઘની સ્થાપના થશે એમ જે બુદ્ધના મુખમાં મુકવામાં આવ્યું છે તેનો વિચાર કરતાં આ સુત્તની અર્વાચીનતા સહજ સિદ્ધ થાય છે.

બુદ્ધ ભગવાનની હયાતીમાં જ ભિક્ષુણીસંઘની સ્થાપના થઇ તેમાં શંકા નથી. તે સંઘનું નેતૃત્વ બુદ્ધની માસી અને સાવકી મા મહાપ્રજાપતી ગૌતમીને મળે તે સહજ હતું. આ સંઘમાં ક્ષેમા અને ઉત્પલવર્ણા બે અત્યંત પ્રસિદ્ધ ભિક્ષુણીઓ હતી. ક્ષેમા બિંબિસાર રાજાની રાણી હતી અને આગળ જતાં રાજાની પરવાનગીથી તે ભિક્ષુણી થઇ.

---

૧૫ અટ્ઠકનિપાતના બીજા પણ્ણાસકનું પહેલું સુત્ત જુઓ. ઉપરનો મજકૂર પા. ટે. સો. ના અંગુત્તર નિ. ભાગ ૪. પૃ૦ ૨૭૮ ઉપર છે.

૧૬ પારાજિકા ઓલ્ડનબર્ગ સંપાદિત આવૃત્તિ. પૃ. ૯

અબ્યાકત સંયુત્તના પહેલા સુત્તમાં ક્ષેમાનો અને પસેનદી કોશલરાજનો સંવાદ આપ્યો છે. તે ઉપરથી તેની બુદ્ધિમત્તાનું અનુમાન કરી શકાય છે.[૧૭]

ઉત્પલવર્ણા એક મોટા વેપારીની છોકરી હતી, અને તે કુંવારી હતી ત્યારે ભિક્ષુણી થઈ. યોગસિદ્ધિને માટે તેની અત્યંત કીર્તિ હતી.[૧૮] ધર્મપ્રચારના કામમાં ભિક્ષુસંઘે જે કામ કર્યું તે આ ભિક્ષુણીસંઘે બજાવ્યું નથી તો પણ તે સમયના સ્ત્રીવર્ગમાં ધર્મપ્રચારના કામમાં આ સંઘની બહુ મદદ થઈ હોવી જોઇએ.

ભિક્ષુઓ અને ભિક્ષુણીઓની પછી ઉપાસક અને ઉપાસિકાઓ આવે છે. પણ આ ઉપાસકો અને ઉપાસિકાઓનો સંઘ ન હતો. તેઓના સમુદાયને પરિષદ (પાલી-પારિસા) કહેતા હતા. તેમને માટે રોજના પાંચ નિયમ અને ઉપોસથના દિવસે આઠ નિયમ કરવામાં આવ્યા હતા. ઉપાસકોમાં ચિત્ર ગૃહપતિ મોટો પંડિત[૧૯] હતો; પરંતુ અનાથપિંડિક જેવા બીજા કોઈ પણ ઉપાસકનું નામ બૌદ્ધ સાહિત્યમાં વારંવાર[૨૦] આવતું નથી. તેણે શ્રાવસ્તીમાં બુદ્ધને માટે અને ભિક્ષુસંઘને માટે વિહાર બાંધી આપ્યાથી કોશલદેશમાં બૌદ્ધ ધર્મના પ્રચારને તેના તરફથી મોટી મદદ મળી. ઉપાસિકાઓના વર્ગમાં વિશાખાનું નામ વારંવાર આગળ આવે છે.[૨૧] એ સાકેતનિવાસી (અયોધ્યા) હતી. તેનું લગ્ન શ્રાવસ્તીના મિગાર શેઠના છોકરાની સાથે થયું હતું. તેની બુદ્ધિમત્તા જોઇને મિગારશેઠ તેને પોતાની મા કહેતા એવી આખ્યાયિકા છે. તેના છોકરાનું નામ મિગાર હશે એવો સંભવ છે. તેણે શ્રાવસ્તીમાં ભિક્ષુસંઘ માટે પૂર્વારામ નામનો એક વિહાર બાંધ્યો હતો. આ અને અનાથપિંડિકના જેતવન વિહારમાં બુદ્ધ ભગવાન અવારનવાર રહેતા હતા.

ભિક્ષુ, ભિક્ષુણી, ઉપાસક અને ઉપાસિકાના સમુદાયને શ્રાવકસંઘ કહેતા હતા. તેમાં સર્વ જાતના લોકોનો સમાવેશ થતો હતો. તેનું વર્ગીકરણ વર્ણાશ્રમ પ્રમાણે ન હતું; પણ નિર્વાણ માર્ગમાં જેની જેટલી પ્રગતિ થઇ હોય તે પ્રમાણે ઉપર ઉપરની પાયરીમાં ગણના થતી. સોતાપન્ન, સકદાગામી, અનાગામી અને અરહા એ પ્રમાણે નિર્વાણ માર્ગની ચાર પાયરીઓ છે. સક્કાયદિટ્ઠિ (આત્મા એ ભિન્ન પદાર્થ હોઇ નિત્ય છે એવી દૃષ્ટિ) વિચિકિચ્છા (બુદ્ધ, ધર્મ અને સંઘના વિષે શંકા અથવા અવિશ્વાસ) સીલબ્બતપરામાસ (સ્નાન વગેરે વ્રતથી જ મુક્તિ મળશે એવો વિશ્વાસ) એ ત્રણ સંયોજનોનો (બંધનોનો) નાશ કરતાં શ્રાવક સોતઆપન્ન થાય છે; અને તે માર્ગમાં તે સ્થિર થયો એટલે તેને સોતઆપત્તિફલસ્થ કહે છે. તે પછી કામરાગ (કામવાસના) અને પટિઘ એ બંને સંયોજનો

૧૭ "બૌદ્ધસંઘનો પરિચય" ભાગ ૩. પ્રકરણ ૪૩.

૧૮ "બૌદ્ધસંઘનો પરિચય" ભાગ ૩. પ્રકરણ ૪૪.

૧૯ તે જ પુસ્તક ભાગ ૩. પ્રકરણ ૫૮.

૨૦ આની માહીતી 'બુદ્ધલીલાસારસંગ્રહ' માં ભાગ ૨. પ્રકરણ ૯ માં આપી છે. આ સિવાય બૌ. સં. પ. ભાગ ૩ પ્રકરણ ૫૭ જુઓ.

૨૧ તેની વાત "બુદ્ધલીલાસારસંગ્રહ" ના બીજા ભાગના દશમા પ્રકરણમાં છે.

શિથિલ થવાથી અજ્ઞાન કમી થતાં તે સકૃદાગામી થાય છે અને તે માર્ગમાં સ્થિર થયા પછી તેને સકૃદાગામિફલસ્થ કહે છે. આ પાંચે પૂર્ણપણે ક્ષય કર્યાં પછી શ્રાવક અનાગામી થાય છે. અને તે માર્ગમાં સ્થિર થાય એટલે તેને અનાગામિફલસ્થ કહે છે. તે પછી, રૂપરાગ, (બ્રહ્મલોક વગેરેની પ્રાપ્તિની ઇચ્છા), અરૂપરાગ (અરૂપ દેવલોકની પ્રાપ્તિની ઇચ્છા), માન (અહંકાર), ઉદ્ધચ્ચ (ભ્રાંતચિત્તતા), અને અવિજ્જા (અવિદ્યા) એ પાંચ સંયોજનોનો ક્ષય કરીને અર્હંત થાય, અને તે માર્ગમાં તે સ્થિર થાય એટલે તેને અર્હત્ફલસ્થ કહે છે. આ પ્રકારે શ્રાવકોના ચાર અથવા આઠ ભેદ કરવામાં આવે છે. ચિત્રગૃહપતિ અને વિશાખ ગૃહપતિ એ ગૃહસ્થ છતાં અનાગામી હતા અને આનંદ ભિક્ષુ હોવા છતાં બુદ્ધની હયાતિમાં તો કેવળ સ્રોતઆપન્ન હતો. ક્ષેમા, ઉત્પલવર્ણા વગેરે ભિક્ષુણીઓ અર્હત્ પદને પામી હતી. અને વિશાખા જેવી ઉપાસિકાઓ સ્રોતઆપન્ન વગેરે હતી. એટલે કે નિર્વાણમાર્ગમાં પ્રગતિ કરવાને સ્ત્રીત્વ અથવા ગૃહસ્થાશ્રમ મુદ્દલ આડે આવતું ન હતું. આ વિષે ભિક્ખુણીસંયુત્તમાં સોમાભિક્ષુણીને મારની સાથે થએલો સંવાદ ધ્યાનમાં લેવા યોગ્ય છે.

બપોરેના સમયે સોમા ભિક્ષુણી શ્રાવસ્તી પાસેના અંધવનમાં ધ્યાન કરવા બેઠેલી હતી. ત્યાં માર તેની પાસે આવી તેને કહેવા લાગ્યોઃ—

यं तं इसीहि पत्तब्बं ठानं दुरभिसंभवं ।
न तं द्वंगुलपञ्ञाय [२२] सक्का पप्पोतुमित्थिया ॥

અર્થઃ–જે સ્થાન (નિર્વાણ) ઋષિઓને મળવું કઠિન તે, ભાત રંધાયા પછી તે બરાબર ચઢ્યો છે કે નહિ તે બે આંગળીઓમાં લઇ તપાસવા જેટલી જ પ્રજ્ઞા વાળી સ્ત્રીને મળવું શક્ય નથી.

સોમાએ કહ્યુંઃ—

इत्थिभावो किं कयिरा चित्तम्हि सुसमाहिते ।
ञाणम्हि वत्तमानम्हि सम्माधम्मं विपस्सतो ॥
यस्स नून सिया एवं इत्थाहं पुरिसो ति वा ।
किञ्चि वा पन अस्मीति तं मारो वत्तुमरहति ॥

અર્થઃ–ચિત્ત ઉત્તમપ્રકારે સમાહિત થયું હોય અને જ્ઞાનલાભ થયો હોય તથા સમ્યક્ ધર્મ જણાયો હોય તો નિર્વાણમાર્ગમાં સ્ત્રીત્વ કેવી રીતે આડે આવે? જેને હું સ્ત્રી છું, પુરુષ છું, અથવા હું એવું કંઇક છું એવો અહંકાર હોય તેને માર આ વાત ખુશીથી કહેવી.

---

૨૨ ભાત રંધાયો છે કે નહિ તે બે આંગળીઓ વડે તપાસી જોવાની જેની અક્કલ છે એવી સ્ત્રીને.

૨૩ અભિમાન અથવા અહંકાર ત્રણ પ્રકારનો છે. (૧) હું શ્રેષ્ઠ છું એવું માન (૨) હું સદૃશ છું એવું માન (૩) હું હીન છું તેવું માન. વિસંગ. (પા. ટે. સો.) પૃષ્ઠ ૮૪૬ અને ૩૫૩.

પોતાને સોમાભિક્ષુણી ઓળખી ગઇ છે તેવું જાણીને માર દુઃખી થઇને ત્યાં જ અંતર્ધ્યાન થઇ ગયો.

આ શ્રાવકસંઘનું માન બુદ્ધ અને તેમણે શોધેલા ધર્મ જેટલું જ હતું.

बुद्धं सरणं गच्छामि ।
धम्मं सरणं गच्छामि ।
संघं सरणं गच्छामि ।

એ રીતે બુદ્ધ અને ધર્મની સાથે જ સંઘને પણ શરણ જવાનો રિવાજ બુદ્ધની હયાતિમાં જ શરૂ થયો હોવો જોઇએ. સક્કસંયુત્તમાં ધજગ્ગ નામનું એક સુત્ત છે. તે હાલમાં પણ બૌદ્ધ લોકોના નિત્યપાઠમાં આવે છે. બુદ્ધના પરિનિર્વાણ પછી લાંબા વખતે તે લખાયું છે તો પણ સંઘની દૃષ્ટિએ તેનું ઘણુંજ મહત્ત્વ છે એટલે તેનો સારાંશ અહીંઆ આપું છું:—

બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં જેતવનમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. ત્યાં ભગવાન ભિક્ષુઓને ઉદ્દેશી કહેવા લાગ્યા " હે ભિક્ષુઓ ! પ્રાચીન સમયમાં દેવો અને અસુરો વચ્ચે યુદ્ધ થયું. ત્યારે શક્ર તાવત્ત્રિંશત્ ( તાવતિંસા ) દેવોને કહેવા લાગ્યા, ' જ્યારે સંગ્રામમાં દાખલ થયા પછી તમને બીક લાગે ત્યારે મારા ધ્વજ તરફ જોતાંની સાથે જ તમારો ભય નષ્ટ થશે. જો મારો ધ્વજ તમારા જોવામાં ન આવે તો પ્રજાપતિના ધ્વજ તરફ જોજો. તેનો ધ્વજ જોતાં તમારો ભય નષ્ટ થશે. તેનો ધ્વજ પણ જોવામાં ન આવે તો વરુણના ધ્વજ તરફ જોજો. વરુણનો ધ્વજ જોઇને પણ તમારો ભય નષ્ટ થશે.' તે પ્રમાણે ભય ઉત્પન્ન થતાં દેવો તે તે ધ્વજ તરફ જોતા, પરંતુ તેમનો ભય નષ્ટ થતો હતો અથવા નષ્ટ ન હોતો થતો. કારણ કે શક્ર પોતે જ અવીતરાગ, અવીતદ્વેષ, અવીતમોહ, અને ભીરુ હતો.

" હવે હું તમને એમ કહું છું કે અરણ્યમાં ઝાડ નીચે અથવા એકાંતવાસમાં રહેતાં જો તમને ભય ઉત્પન્ન થાય તો ભગવાન્ અર્હત્ સમ્યક્ સંબુદ્ધ વિદ્યાચરણસંપન્ન સુગત, લોકવિત્ અને દમ્યપુરુષોનો શ્રેષ્ઠ સારથિ, દેવોનો અને મનુષ્યોનો ગુરુ બુદ્ધ ભગવાન' એ રીતે મારું સ્મરણ કરજો. મારું સ્મરણ કરતાં તમારો ભય નષ્ટ થશે.

" જો મારું સ્મરણ ન કરાય તો ' આ ધર્મ ભગવાને ઉત્તમ રીતે કહેલો છે, તેમાં સમ્યક્ દર્શન છે, તે અકાલ ફલદાયક છે અને તે અનુભવ કરીને જુઓ એમ કહેવડાવવાને યોગ્ય છે, અભ્યાસને યોગ્ય છે, અને સુજ્ઞ પુરુષોથી પોતાના અંતઃકરણમાં સંઘરવા યોગ્ય છે ' એ રીતે ધર્મનું સ્મરણ કરજો. ધર્મનું સ્મરણ કરતાં પણ તમારો ભય નષ્ટ થશે.

" ધર્મનું પણ તમે જો સ્મરણ ન કરી શકો તો આ ભગવાનનો શ્રાવકસંઘ સારે માર્ગે જનારો છે, સરળ માર્ગે જનારો છે, ન્યાય્ય માર્ગે જનારો છે, સ્તુત્ય માર્ગે

---

૨૪ સોતાપત્તિ માર્ગસ્થ અને સોતાપૃત્તિ ફલસ્થ એજ પ્રમાણે બાકીના ત્રણનું પણ સમજવું.

જનારો છે, તે આ ચાર જોડી અથવા આઠ વ્યક્તિ[૨૫] એવો ભગવાનનો શ્રાવકસંઘ બોલાવવાને યોગ્ય છે, આતિથ્યને યોગ્ય છે, દક્ષિણા આપવાને યોગ્ય છે, નમસ્કારને યોગ્ય છે જગતનું પુણ્યક્ષેત્ર છે. ' આ રીતે સંઘનું સ્મરણ કરતાં તમારો ભય નષ્ટ થશે. " તે પછી બુદ્ધે નીચેની ગાથાઓ કહીઃ—

अरञ्ञे रुक्खमूले वा सुञ्ञागारे च भिक्खवो ।
अनुस्सरेथ सम्बुद्धं भयं तुम्हाकं नो सिया ॥
नो चे बुद्धं सरेय्याथ लोकजेट्ठं नरासभं ।
अथ धम्मं सरेय्याथ निय्यानिकं सुदेसितं ॥

नो चे धम्मं सरेय्याथ निय्यानिकं सुदेसितं ।
अथ संघं सरेय्याथ पुञ्ञखेत्तं अनुत्तरं ॥
एवं बुद्धं सरन्तानं धम्मं संघञ्च भिक्खवो ।
भयं वा छम्भितत्तं वा लोमहंसो न हेस्सति ॥

બુદ્ધ ભગવાને સ્થાપેલા સદ્ધર્મનો પ્રચાર કરવા માટે આ શ્રાવકસંઘે પુષ્કળ પ્રયત્ન કર્યો હોવો જોઇએ. નહિ તો બસેં ત્રણસેં વર્ષના અવધિમાં અશોક જેવા સાર્વભૌમ રાજાના મન ઉપર બૌદ્ધ ધર્મની એટલી છાપ પડત નહિ. તેથી ઉપરના જેવો સુત્તોમાં જે પ્રાચીન બૌદ્ધસંઘની સ્તુતિ મળી આવે છે તે યોગ્ય જ છે અને એવો સંઘ સ્થાપન કરી અને તેને એટલું મહત્ત્વ આપી બુદ્ધ ભગવાને પોતાની દૂરદર્શિતા અને સ્વાતંત્ર્યપ્રીતિ દાખવી છે એમ કહેવું જોઇએ.



૨૫ જુઓ ઉપર પૃ. ૧૩, ૧૪.

# ગુજરાતના કેટલાક અપ્રકટ શિલાલેખો.

[ દ. બા. ડિસકળકર એમ. એ. ]

(૧) ધોળકાનો લેખ સં. ૧૪૬૬

પ્રસ્તુત શિલાલેખ ધોળકા પાસે સિદ્ધનાથ મહાદેવ નજદીક ન્હાની રૂડી વાવમાં બેસાડેલો છે. શિલાલેખની ઉંચાઇ ૧૨ ઇંચ અને પ્હોળાઇ ૨ ફુ. ૭ ઇંચ છે. તે સારી સ્થિતિમાં છે. લેખના અક્ષરો દેવનાગરી હાલના પ્રમાણે છે અને તેની ભાષા સંસ્કૃત છે. આરંભનું વાક્ય ગદ્યમાં છે પરંતુ બાકીનો બધો લેખ પદ્યમાં છે. લેખ ૧૮ લીટીનો છે. તેમાં ૧૭ શ્લોકો છે. શરૂઆતમાં લેખનો કાળ સંવત ૧૪૬૬ (શક ૧૩૩૨) જેઠ સુદી ૧૦ બુધવાર આપ્યો છે. તે વખતે ધોળકા પરગણા ( ધવલમંડલકરણે ) ઉપર બાદશાહ મુજફ્ફર રાજ્ય કરતો હતો; ત્યારે સહદેવ નામના ગૃહસ્થે આશાચંદ્ર નામના પોતાના પુત્રના શ્રેય માટે વાવ બનાવી એમ એ લેખનો મતલબ છે. બીજા શ્લોકથી સહદેવના વંશનું વર્ણન કરવામાં આવ્યું છે. ટક્ક (ઠાકુર) નામના વંશમાં મલ્હાન ગોત્રવાળો આશાપાળ નામનો ગૃહસ્થ થયો. તે રાજાનો મંત્રી ( રાજમુદ્રાધિકારી ) હતો. તેને પૂર્ણપાળ નામનો પુત્ર થયો તે પણ મંત્રી હતો. તેને થયેલા સહદેવ નામના પુત્રનું (જેને વાવ બનાવી) વર્ણન શ્લોક ૬થી કર્યું છે. તેને બાદશાહ બહુ માનતો હતો. તે જેમ સદ્‌ગુણી હતો તેમ પ્રતાપી હતો. તેને સાધુ નામની સ્ત્રી હતી. દુર્દૈવવશાત્ તેનો એકનો એક જ પુત્ર આશાપાળ મરણ પામ્યો તેથી માબાપને બહુ દુઃખ થયું; પરંતુ વિવેકથી ઉદ્યમમાં પ્રવૃત્ત થયા. તેઓએ અનેક રીતે દ્રવ્યદાન કર્યું અને લોકોના ઉપયોગ માટે એક સુંદર વાવ બનાવી. પછી શ્લોક ૧૪ થી છેવટ સુધી તે વાવનું રીવાજ પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું છે.

ઉપરની હકીકતથી માલુમ પડયું જ હશે કે આ લેખ ઉપરથી ઐતિહાસિક ઉપયોગની કાંઇ ખાસ બાબતો જાણવામાં આવતી નથી. લેખમાં આવેલો પાદશાહ મુજફ્ફર તે દીલ્હીના સુલતાન ફીરોજ તઘલખે ગુજરાત ઉપર નીમેલો પ્રાંતાધિકારી છે. તેનું પહેલું નામ ઝુફરખાન બીન વજી હઉલ મુલ્ક હતું અને તેને પછી સુલ્તાન મુજફ્ફર એ નામ ધારણ કર્યું. આને જ ઈ. સ. ૧૩૮૮ માં સોમનાથ ઉપર સ્વારી કરી તેનું મંદીર ત્રીજી વખત તોડી નાખ્યું હતું[૧] અને કાઠીઆવાડના દક્ષિણ કીનારા ઉપર સર્વત્ર મુસલમાનોનો અમલ બેસાડયો હતો. આનું નામ દેલવાડાનાં એક લેખમાં આવ્યું છે એમ કાઠીઆવાડ ગૅઝેટીઅરમાં લખ્યું છે[૨] પરંતુ તે લેખ સંબંધી મને માહિતી મળી નથી.

१ ॥५०॥ संवत् १४६६ वर्षे शाके १३३२ प्रवर्तमाने अद्येह धवलमंडलकरणे श्रीमदष्फरपातसाहराज्ये ज्येष्ट शुदि दशम्यां तिथौ बुधदिने प्रभुणा श्री सहदेवे-।

---

૧-૨ જુઓ કાઠીઆવાડ ગૅઝેટીઅર પાનું ૨૫૫

२ न आसचंद्रसुतश्रेयोऽर्थं वापीकीर्त्तनं कारितं ॥ विश्वे यः स्वदशावतार-
रचनाचातुर्यचर्या महादैत्योपद्रवरक्षणप्रवणधी [ धैं ] यैकधामादभुतः ॥
सर्वत्रस्थि—

३ तिभास्वरोऽपि हृदये योगीश्वराणां स्थितो देवःपातु दुरंतपातकतमोभास्वान्
स युष्मान् हरिः॥ १ वंशः श्रीटक्कनामा[1] जगति विजयते प्रोच्चतायां प्रवृ-

४ त्तःश्रीमद्भिर्म्मर्त्यरत्नैरतुलभुजबलैःख्यातिमद्भिःसमन्तात् ॥ राजन्यानामि-
वेच्छा भवति सुचरिते भाग्यसौभाग्यभाजां यस्मिन्वीरांकुराणां

५ किल निखिलकलाकौशले च प्रकामं ॥ २ वंशे ज्ञाते जगति विदिते तत्र म-
ल्हाणगोत्रे आशापालः सुकृतसबलो राजमुद्राधिकारी ॥ चक्रे स्वार्थं वि—

६ दधदनिशं यः परार्थं मनीषी साधुष्वासीत् सदयहृदयो निर्दयो विद्विषां
यः ॥ ३ मित्राणां पोष्यवर्ग्गस्य[2] बंधूनां दुःखितात्मनां[3] ॥ सर्वदा
पालयन्नाशाश्चक्रे

७ स्वं नाम सार्थकं ॥ ४ पूर्णपाल इति पूर्णसौहृदस्तत्सुतश्च सचिवेश्वरोऽजनि॥
योऽर्थिसार्थपरितोषकारकः पुण्यकर्म्मसु ज[4]गर्ज्ज मेघवत् ॥ ५ स जयति ॥

८ सहदेवःसत्प्रभुस्तस्य पुत्रो विमलभुजबलश्रीः पातसाहस्य मान्यः॥ हयखर-
खुरलीलाक्षोभितद्वेषिवर्ग्गो[5] नयविनयविवेकैः ख्यातिमान् यः प्रतापी ॥ ६

९ धाता वीक्ष्य सुदुःखिनं कलियुगेनापीडामानं[6] जनं बुद्धि श्रीसहदेवसत्प्रभुम्रदो[7]
लोकोपकाराय किं ॥ ब्राह्मणेन कृपालुमौलिमुकुटः पुण्यक्रिया सर्वदा

१० दानाद्यैः कुरुतेथवास्ति सहजं सर्वं हि भाग्याधिके ॥ ७ आशाचंद्राभिधः
सूनुस्तदीयस्त्रिदिवं ययौ ॥ आचंद्रार्कं स्थिरो नूनं धर्म एव भवे भवेत् ॥
८ अकालमर ॥

११ णात्तस्य पितरौ बहुदुःखितौ ॥ विशेषान्निरपत्यत्वादतिर्चीताकुलौ हृदि ॥
९ प्रभुः श्रीसहदेवश्च साधूनाम्नी च तत्प्रिया॥ तौ विवेकात् स्वपुत्रस्य पुण्य-
हेतोर्धृतौ—

१२ धर्मौ ॥ १० वात्सल्ययुक्तौ पितरौ स्वपुत्रभोगोपभोगप्रथिमप्रसक्तैः ॥ तारु-
ण्यपुण्ये समये भवेतां हृष्टौ यतः स्नेहभरे दृढत्वं॥११ व्यतनुत सहदेवःसत्प्रभु

१३ र्द्रव्यदानं स्वतनयसुकृताय स्नेहबंधादभुतत्वात् ॥ अकृत च पुनरिच्छां
निश्चलां शब्दसिद्ध्यै यदिह सहृदयानां जन्मविश्वोपकृत्ये ॥ १२ जनकेन
स्वपुत्रस्य श्रे—

१४ योऽर्थं च विनिर्म्ममे ॥ वापीयं बहु ( विज्ञाना ?) चित्तविस्म[8] कारिणी ॥

---

१ આ શબ્દ ઠાકુર શબ્દ માટે છે એમ લાગે છે.

२ वर्गस्य॰३ ॰त्मनां ४ च ५ वर्गो ६ पीडयमानं ७ हृदो ८ विस्मय.

१३ वापी रम्या जलनिधिरिवांभोभिरेपास्ति पूर्णा पातालात्किं प्रकटमभवत् कुंडमेतत्-

१५ सुधायाः ॥ गंगाश्रोत्रं किमिह सहसा प्रादुरासीत् प्रभावात् पुण्यप्राप्तेर्नतृड-
भिभवो दादिनामत्र यत्स्यात्॥ १४ उत्कल्लोला यदिह वहुधा भाति वापी तृ।
१६ पार्ताः श्रांताःपांथाश्रमविरहिता वारि पीत्वा भवेयुः ॥ मन्ये धन्यः प्रभुर
भिनयात् कीर्तनाद्‌यशःश्रीमुत्प्राचुर्यं प्रतिदिनमहो पूर्वजानामपूर्वं ॥ १५
१७ आचंद्राक्कं नंदतादत्र वापी तोयैः पूर्णा लोचनानंददात्री॥ आशीर्वादे
सादराः पांथ-सार्थाः पायं पायं शीतलं वारि यस्यां ॥ १६ शिवमसु[10]
सर्वजगतः श्रीः॥
१८ तयोः सह गमनेन प्रेमोल्लासोऽत्र कोऽप्यभूत्॥ स्त्रीणां साहसयोगो हि स्वर्गे
सोपानपंक्तिवत् ॥ १७ मंगलं ॥ श्रीः ॥

## (૨) ઇડરનો લેખ. સં. ૧૫૦૯

પ્રસ્તુત લેખ ઇડરમાં જૈન દેરાસરમાં પાર્શ્વનાથ મૂર્તિના પબાસણ* ઉપર છે. તેની લંબાઇ ૧ ફુટ ૩ ઇંચ અને પહોળાઇ ૪ ઇંચ છે. તે સારી સ્થિતિમાં છે. પરંતુ અક્ષરો ઠીક રીતે કોતરેલા નથી.

સંવત ૧૫૦૯ ફાગણ વદી ૨ બુધવારને દિવસે ઇડરગઢમાં જયતકર્ણના રાજ્યકાળમાં હુમ્મડ જ્ઞાતિના અને નિવૃત્તિ ગચ્છવાળા ઠાકુર આસપાળના શ્રેય માટે તેના પુત્ર નરસિંહે પાર્શ્વનાથની મૂર્તિ બનાવી અને તેની પ્રતિષ્ઠા આમ્રદેવ સૂરિએ કરી એમ આ લેખ ઉપરથી જણાય છે.

१ सं० १५०९ वर्षे फाल्गुन वदि २ बुधे श्रीइडरदुर्गे श्रीजयत.
२ कर्णराज्ये श्रीहांबटज्ञातीयश्रीनिवृत्तिगच्छे ठ० आसपालश्रे—
३ योर्थं सुतनरसीहेन पार्श्वनाथमूर्त्तिः । कारिता ठ० वी-
४ रमप्रतिष्टायांप्रतिष्ष्टिताश्रीआम्रदेवसूरिभिः ॥ छ ॥
५ भागिनेयरामसुनजगसींहलीलाहापाकैः कारिता ॥ छ ॥

## (૩) અને (૪) તેરવાડના લેખો. સં. ૧૫૮૭

આ લેખો પાલણપુર એજન્સીમાં તેરવાડ નામના ગામની વાવમાં છે. તે અત્યંત અશુદ્ધ અને ખરાબ રીતે લખેલા છે. તેથી કેટલાક અક્ષરો સારી રીતે ઉકલતા નથી. પહેલા લેખની લંબાઇ ૧ ફુ. ૭ ઇંચ અને પહોળાઇ ૫ ઇંચ છે. અને બીજા લેખની લંબાઇ ૧ ફુટ ૯ ઇંચ અને પહોળાઈ ૫ ઇંચ છે.

બંને લેખોનો કાળ શરૂઆતમાં જ આપેલો છે. તે સંવત ૧૫૮૭ પોષ વદી ૬ રવિવાર છે. બીજા લેખમાં સંવત સીવાય શક પણ ૧૪૫૨ આપેલો છે. પહેલા લેખ ઉપરથી સાધારણ રીતે એમ જણાય છે કે ફત્તેહખાનનાં રાજ્યકાળમાં (તેણે) મુસ્તફાબાદ

९ देहि १० मस्तु.

* પદ્માસન—જેના ઉપર મૂર્તિને બેસાડવામાં આવે છે તે. સં

અને તીરવાનાં વચમાં ૨૫૦૦૦J નાણાં ખરચી ફત્તેહસર નામનું તળાવ બનાવ્યું. બીજા લેખમાં તે તળાવનાં કામ માટે જે માણસો સલાટ વગેરે-નીમાયા હતા તેઓના નામો આપેલા છે પરંતુ તે સ્પષ્ટ નથી.

ફત્તેહખાન વિષે કાંઇ અધિક માહિતી મને મળી નથી.

( ૩ )

१ संवत १५८७ वरषे पोष वदि ६ रवीवासरे हस्तनक्षत्रे सि.
२ द्धिनाम्नि योगे तैतलकरणे पा(खा)नश्रीआजम फत्तेपा(खा)न
३ विजयराज्ये मस्तपावाद तथा तिरवास्थाने पा(खा)नश्रीफ—
४ तेषा(खा)ने जयगढ पाषाणमेइ कराव्य (व्यो) सहा २५०००
५ नाम फतेसर अतिजल फतेसर.
६ टका हजार २५०००

( ४ )

१ संवत् १५८७ वरषे शाके १४५२ प्रवर्त्तमाने हमंतऋतौ
२ महामांगल्यप्रद (द) पौष मासे कृष्णपक्षे षष्ठी ६ तिथौ रवि
३ वासरे हस्तनक्षत्रेसिद्धिनाम्नियोगे मलिकश्रीशे ( र )
४ मलिक ( सलताण ) म्होजफरसहीण अमारतिगजथपगंग—
५ दासआसामोदीमलमअमसमालक सलाट मनाहरषा.

### ૫ એક અજ્ઞાત સ્થળનો લેખ. સં. ૧૬૨૩

નીચે આપેલો લેખ કયા સ્થળનો છે તેની ખબર નથી. તેનું ફક્ત એક જ રબીંગ જે રાજકોટના વૉટસન મ્યુઝીઅમના સંગ્રહમાં છે તે જ મારી નીચેની નોંધનો આધાર છે. લેખની પહોળાઇ ૧૧ા ઇં અને ઉંચાઇ ૧ ફુટ ૬ ઇંચ છે. લેખનાં અક્ષરો સાધારણ રીતે જ કોતરેલા છે પરંતુ તે મોટા અને સાફ છે. તે શ્લોકબદ્ધ છે.

પહેલા શ્લોકમાં ગણપતિની અને બીજામાં વરુણની પ્રાર્થના કરી છે. ત્યાર પછી એમ કહેવામાં આવ્યું છે કે સંવત ૧૬૨૨ પોષ વદી ૧૩ શનીવારે મહારાજા મુજફરનાં રાજ્યમાં તેના મુખ્ય કારભારી ઇતમેતખાનના વખતમાં વૃદ્ધ શાખામાં દીસાવાલ જ્ઞાતિના દેવજી નામનો એક ગૃહસ્થ ઇતમેતખાનના ઘરમાં સર્વ કામકાજનો ઉપરી હતો. તેણે લોકોના ઉપકાર માટે એક વાવ બનાવી. તે બનાવવાનું કામ ૭ મહીના અને સાત દિવસ પછી સંવત ૧૬૨૩ (શકે ૧૪૮૮) શ્રાવણ સુદી ૫ રવિવારને દિવસે પૂરું થયું. લેખના છેવટે સુત્રધાર વગેરેનાં નામો આપ્યાં છે.

१ श्रीगणेशायनमः ॥ चलत्कर्णान्नि[1]लोद्भूतसिंदूरा
२ रुणितांबरः । जयत्यकाले चिसृजन् संध्यामिव ग—
३ जाननः । १ वरुणाय नमस्तेऽस्तु नमः सुकृतसाक्षि—
४ णे । नमोपांपतये तुभ्यं सर्वाजीवनसू[2]पिणे । २ स्वस्ति

१ निलो. २ रूपिणे.

५ श्रीविक्रमार्कसमयातीत सं० १६२२ वर्षे पौष व-
६ दि १३ शनौ महाराजश्रीमुदाफरविजयराज्ये । त—
७ न्मुख्यामात्यश्रीइतमेतषांनमहामंत्रिणि । वृद्ध—
८ शाखायां दीसावालज्ञातीय मं । धनासुत मं०
९ नरशंग । तस्सुतमां[3] वाघा तत्सुत मां हवा तद्ध—
१० र्म्मपत्न्यां लीलादेव्यां जातः सर्व्वगुणनिधिद्य—
११ जीनामा सत्पुत्रः । स च श्रीइतमेतषांनगृहे सर्व्वव्या—
१२ पाराध्यक्षः सर्वोपकाराय सुधाम[4]मानोदकां वापीमा-
१३ रभत । सा च[5] सर्वशास्त्रोक्तफलदा सं० १६२३ वर्षे शा-
१४ के १४८८ श्रावण शुदि ५ रवौ सप्तदिनाधिकैः षड्भिः
१५ मासैः पूर्णा जाता । सू० पता सुत सूत्रधार आता ॥ श्रीः
१६ इयं वापी शुभं कर्तुः करोतु विमलोदका । आयुः पु-
१७ त्रान् यशश्चार्थान् ददातु मनसेप्सितान् ॥ १ श्रीः



३ मां. ४ समानों. ५ सा च.

# આયુર્વેદનો ઇતિહાસ

## ( વૈદિક સમય )

[ શ્રી. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી ]

યૂરોપીય પ્રાચ્યતત્ત્વવેત્તાઓએ એવો સામાન્ય અભિપ્રાય બાંધી દીધો છે કે પ્રાચીન ભારતીય લોકોએ આધ્યાત્મિક, ધાર્મિક અને તાર્કિક વિષયોનો જ વિચાર કર્યો છે; લૌકિક વિષયોને તો એ લોકોએ સ્પર્શ જ કર્યો નથી. પરિણામે લૌકિક–પ્રત્યક્ષ ઉપલબ્ધ વિષયોને સમજવાની અશક્તિ હિન્દુઓમાં વંશપરંપરાથી ઉતરી આવી છે. અત્યારે આ દેશના વતનીઓની બુદ્ધિ લૌકિક વિષયોને ગ્રહણ કરવા સમર્થ છે કે નહિં એ વિશે અથવા આ વિષયમાં આપણી બુદ્ધિશક્તિની ઇયત્તાના ઐતિહાસિક કારણો વિષે વિચાર કરવાનો આ પ્રસંગ નથી; પણ પ્રાચીન ભારત ઉપરનો ઉપલો આરોપ સર્વાંશે ખરો નથી એમ આયુર્વેદિક સાહિત્યનાં ટુંકાં અવલોકનથી દર્શાવવાનો આ લેખનો ઉદ્દેશ છે.

આપણા પૂર્વજોએ અધ્યાત્મવિદ્યામાં તથા ધર્મવિચારમાં અસાધારણ ઉન્નતિ પ્રાપ્ત કરી હતી એ વાત ખરી છે પણ બધા આર્યો વનમાં બેસીને અધ્યાત્મચિંતન, ધર્મચિંતન કે પ્રાકૃત સાન્દર્યના ઉપભોગમાં લીન થઇને પડયા રહેતા અને જગત્‌માં શું ચાલે છે, કેમ ચાલે છે એ બાબતોનો એમને વિચાર જ નહોતો આવતો એવી યૂરોપીય વિદ્વનોની કે તેઓને અનુસરનાર કેટલાક અન્યત્ય વિદ્વાનોની માન્યતા જ્યોતિઃશાસ્ત્રના કે આયુર્વેદના, વિશાળ સાહિત્યને જોતાં અથવા અર્થશાસ્ત્રમાં કે મહાભારતમાં તરવરતા આર્યજીવનને જોતાં, યથાર્થ નથી લાગતી[1]. ઉલટું પોતાની આસપાસના જગત્‌માં શું ચાલે છે એનું સૂક્ષ્મ અવલોકન કરતા, પોતાનાં અવલોકનોનાં ફળોનો, સાહિત્યદ્વારા, ઉપદેશદ્વારા, તથા વ્યવહારમાં સાક્ષાત્ ઉપયોગદ્વારા જગત્‌ને લાભ આપવા આ દેશમાં સર્વત્ર ઘૂમતા ઉત્સાહી આર્યોનું ચિત્ર ખડું થાય છે.

વર્તમાનકાળમાં પ્રયોગ પદ્ધતિથી તથા સૂક્ષ્મદર્શકયંત્ર, દૂરદર્શકયંત્ર વગેરે ઉપકરણોની મદદથી જે અનેક લૌકિક શાસ્ત્રોનો અપૂર્વ વિકાસ થયો છે તેનો તો પ્રાચીનકાળમાં સંભવ જ નથી. પણ નરી આંખે કરેલાં સૂક્ષ્મ અને વિશાળ અવલોકનો તથા એ ઉપરથી તીક્ષ્ણ મર્મગ્રાહી બુદ્ધિવડે પ્રાપ્ત કરેલા અનેક તલસ્પર્શી સિદ્ધાન્તો આયુર્વેદિક સાહિત્યમાં સ્થળે સ્થળે ચતુર જોનારને દેખાય છે.

કોઇ પણ દેશના પ્રાચીનકાળનાં મુખ્ય લૌકિકશાસ્ત્રો બે (૧) વૈદ્ય (Science of Medicine) અને જ્યોતિષ. આ બે મુખ્ય શાસ્ત્રોમાં કેટલાંક અવાંતર શાસ્ત્રોનો સમાવેશ થઇ જાય છે. ફળજ્યોતિષને બાજુએ રાખીએ, એમાં કાંઇ તથ્યાંશ છે કે નહિં એ પ્રશ્નને અનિશ્ચિત માનીએ, પણ ભૂગોળ, ખગોળ અને ગણિત વિષયમાં આ દેશના

---

૧ કવિવર રવિન્દ્રનાથ ઠાકુર આપણી પ્રાચીન સભ્યતાને ઉપવનની સભ્યતા કહે છે તે-પણ-ઐતિહાસિક-દૃષ્ટિએ અર્ધસત્ય છે.

પ્રાચીન આર્યોએ જે જ્ઞાન મેળવેલું તે જ્યોતિઃશાસ્ત્રના ગ્રંથોમાં જળવાઇ રહ્યું છે. આપણા પ્રાચીન જ્યોતિઃશાસ્ત્રીઓ ગણિતવિદ્યામાં કેટલે સુધી આગળ વધેલા હતા એ જાણવા માટે જુવો આર્યવિદ્યાવ્યાખ્યાનમાળા (પુરાતત્ત્વમંદિરગ્રન્થાવલી)માં અ. સ્વામીનારાયણનું વ્યાખ્યાન.

આયુર્વેદમાં પણ એકથી વધારે ભૌતિકશાસ્ત્રોનો સમાવેશ થાય છે. અત્યારે પાશ્ચાત્ય વૈદકશાસ્ત્રમાં પારંગત થવા માટે જેટલા ભૌતિકશાસ્ત્રોનું જ્ઞાન આવશ્યક ગણાય છે, તેટલાની જૂના વખતમાં આશા ન રાખી શકાય. પણ શારીર (Anatomy, Physiology) દ્રવ્યગુણશાસ્ત્ર ( Materia Medica Pharmacy and Therapeutics ), રસશાસ્ત્ર ( Chemistry ) સ્વસ્થવૃત્ત ( Hygiene ) રોગવિજ્ઞાન (Pathology) શલ્ય અને શાલાક્ય તંત્ર ( Surgery ), પ્રસૂતિતંત્ર ( Midwifery & Gynaecology ) કૌમારભૃત્ય ( Paediatrics ) અગદતંત્ર (Toxicology) પશ્વાયુર્વેદ ( Veterinary Science ) વગેરે અનેક ભૌતિકશાસ્ત્રોનું થોડું ઘણું જ્ઞાન પ્રાચીન વૈદ્યોને હતું એમ આયુર્વેદિક સાહિત્ય જોતાં જણાય છે. આ ભૌતિકશાસ્ત્રોનું પ્રાચીન સ્વરૂપ આજનાં પાશ્ચાત્ય ધોરણથી માપવું ન જોઇએ. એ જમાનામાં બીજા દેશોએ આ શાસ્ત્રોમાં કેટલી નિપુણતા મેળવી હતી એ જોઇને, એ વખતની સાધનસંપત્તિ જોતાં પ્રાચીન આર્યોએ કેટલી શાસ્ત્રીય ગ્રહણશક્તિ ( Scientific insight ) કેળવી હતી એ જ જોવાનું છે. આપણાં દુર્ભાગ્યે પાછળથી ભૌતિક શોધખોળની બુદ્ધિ આપણા પૂર્વજોમાં ઓછી થઇ ગઇ અને પંડિતોએ જૂના ગ્રન્થોના અધ્યયનમાં જ સંતોષ માનવા માંડ્યો એટલે ઉપર કહેલાં આયુર્વેદાંગ શાસ્ત્રોનો વિશેષ વિકાસ થયો નહિં; પણ વૈદોને લગતા દરેક પ્રદેશમાં બે હજાર વર્ષ પૂર્વે આયુર્વેદના આચાર્યો કેવા ઉત્સાહથી શોધખોળ કરતા હતા, એમનું અવલોકન કેટલું વિશાળ તથા સૂક્ષ્મ હતું, અને અવલોકનને પરિણામે તેઓ કેવા પ્રમાણપુરઃસર સચોટ સિદ્ધાંતો બાંધતા એ પ્રાચીન આયુર્વેદિક ગ્રન્થોમાંથી સ્પષ્ટ દેખાય છે.

પ્રાચીન ભારતીય આર્યોની બુદ્ધિની ઉન્નતિ અને અવનતિનો ક્રમ આયુર્વેદના ઇતિહાસમાં અતિ સ્પષ્ટ દેખાય છે. કેટલાક ઇતિહાસ પર્યેષકોના મત પ્રમાણે વૈદકવિદ્યાની ઉન્નતિ અવનતિ ઉપરથી થતી એ વિદ્યાની કદર ઉપરથી તે તે પ્રજાની સભ્યતાનું માપ નીકળે છે. આ ધોરણ યથાર્થ હો કે ન હો પણ આ દેશના ઇતિહાસમાં તો વૈદકવિદ્યાની ઉન્નતિ સાથે આપણી સભ્યતાની અનેક વિદ્યાઓની તથા કળાઓની—રાજ્ય, ધર્મ અને સંસ્કારની પણ ઉન્નતિ થતી દેખાય છે, અને એની અવનતિ સાથે સર્વદેશી અવનતિ થતી દેખાય છે. વૈદકવિદ્યાને કોઇ પણ પ્રજાની બીજી ઉન્નતિ સાથે કાર્યકારણ સંબંધ નથી, પણ સર્વ ઉન્નતિનું મૂળ પ્રજાની જીવનશક્તિ છે; અને એ શક્તિના વૃદ્ધિહ્રાસની વૈદકવિદ્યા સારી નિદર્શક છે એટલી વાત નિર્વિવાદ લાગે છે. પણ ખેદની વાત એટલી જ છે કે શાકુંતલથી આરંભીને ઋગ્વેદપર્યંત ફરી વળનાર પ્રાચ્યતત્ત્વવિદ્ પાશ્ચાત્ય વિદ્વાનોની દૃષ્ટિ આયુર્વેદથી દૂર જ રહી છે. અલબત્ત વૈદક વિષય ઉપર સંસ્કૃત ભાષામાં ગ્રન્થો છે એટલું ઘણાના જાણવામાં ખરૂં. પણ સંસ્કૃતજ્ઞો દાક્તરી વિદ્યાથી અજાણ્યા એટલે વૈદકગ્રન્થોના ગુણદોષ ઘણા વખત સુધી જાણી શકેલા નહિ. ટુંકામાં પ્રાચ્યતત્ત્વવેત્તાઓએ 'આયુર્વેદની

ઉપેક્ષા જ કરી છે એમ કહીએ તો ચાલે. સંસ્કૃત સાહિત્યના ઇતિહાસના લેખક તરીકે પ્રસિદ્ધ એ. એ. મેકડોનલનાં નીચેનાં વચન ઉપરથી પાશ્ચાત્ય સંસ્કૃતજ્ઞોની વૃત્તિ સ્પષ્ટ દેખાશેઃ—

'પ્રાચીન હિંદીઓના વૈદકગ્રંથોની ખરી કિંમત વિષે જે તજ્જ્ઞોએ એ પુસ્તકો તપાસ્યાં છે તેમનો અભિપ્રાય ઉંચો નથી. હિંદુઓની બુદ્ધિએ આ દિશામાં કાંઇ મહાન્ કર્યું હોય એ સંભવિત નથી કારણ કે તેણે પ્રાકૃતિક વિજ્ઞાન વિષે કદિ પણ વલણ બતાવ્યું નથી. શસ્ત્રવિદ્યામાં કાંઇ પણ કિંમતી કામ કર્યાનો દાવો હિંદ રાખી શકે તો તે કૃત્રિમ નાક બનાવવાનો છે. ( ઇમ્પી. ગેઝેટ ઑફ ઇન્ડીઆ વૉ. ૨ પા. ૨૬૬. )*

આ વચનોની પ્રેરક વૃત્તિ સ્પષ્ટ છે. એને વિવેચનની અપેક્ષા નથી. છેલ્લી વાત કબુલ કર્યા વગર છુટકો નહોતો કારણ કે યૂરોપીય શસ્ત્રચિકિત્સકો કાપેલાં નાક કાન સાજાં કરવાની શસ્ત્રક્રિયા (Rhinoplasty) હિંદુસ્થાનમાંથી આધુનિક કાળમાં જ શીખ્યા છે એ ઇતિહાસ પ્રસિદ્ધ હકીકત છે. પણ આ એક જ કળા અકસ્માત્ કેમ ઉદ્‌ભવે એની પછવાડે શારીર વગેરે શાસ્ત્રોનું જ્ઞાન હોવું જોઇએ એટલો પણ વિચાર મેકડોનલ સાહેબને આવ્યો નથી. કારણ કે–હિંદુઓમાં ભૌતિક શાસ્ત્રોનું જ્ઞાન સંભવે જ નહિં એ દૃઢ માન્યતા. આવા પૂર્વગ્રહનો જ બીજો દાખલો જોવો હોય તો હિંદુઓની વૈદિકવિદ્યાનો દશમાંથી સોળમા શતકમાં વિકાસ થયો છે અને વાગ્ભટ્ટ માધવ તથા શાર્ઙ્ગધરના ગ્રન્થોમાં ચરક અને સુશ્રુતનાં બીજ છે એ જર્મન પ્રાચ્યતત્ત્વવિદ્ હાસનો મત જુવો. આ અનુમાન કેટલું હાસ્યાસ્પદ છે એ કહેવાની જરૂર જ નથી. આ દેશના સામાન્ય વૈદો પણ ચરક સુશ્રુત મૂળ ગ્રન્થો છે અને એ ઉપરથી વાગ્ભટ્ટ માધવે ગ્રન્થો લખ્યા છે એટલું જાણે છે. વાગ્ભટ્ટ અને માધવ ચરક સુશ્રુતનો વારંવાર નામથી નિર્દેશ કરે છે. ડા. હુર્નલ પોતે હાસના ઉપર કહેલા મતને એક મશ્કરી જ ગણે છે. મેકડોનલ અને હાસના મતો પાશ્ચાત્ય વિદ્વાનોની આ વિષયની સામાન્ય વૃત્તિના નમુના રૂપ છે. પણ છેલ્લાં કેટલાંક વર્ષોથી આ વલણમાં સુધારો થયો છે. બોઆર મેન્યુસ્ક્રીપ્ટસનું સંશોધન કરતાં ડૉ. હુર્નલે આયુર્વેદના પ્રાચીન ગ્રન્થોનો સારો અભ્યાસ કર્યો છે અને આ સાહિત્યના કાલક્રમ વિષે તથા ગુણદોષ વિષે પ્રમાણપુરઃસર કરેલા વિચારો પ્રગટ કર્યા છે ( જુઓ Medicine of Ancient India. Part I ). બીજી તરફથી કવિરાજ ગણનાથ સેને નિખિલભારત

---

*"With regard to the intrinsic value of the works of the old Indian writers on medicine, the opinion of competent judges who have hitherto examined them is not favourable. Nor is it likely that the Indian mind, since it never showed any aptitude for natural science, should have accomplished anything great in this direction. Probably the only valuable contribution to surgery to which India can lay claim is the art of forming artificial noses.

( Imperial Gazetteer of India Vol II p. 266 )

વૈદક સમ્મેલનના પ્રમુખપદેથી ભાષણો કરીને તથા પોતે લખેલા પ્રત્યક્ષશારીરના ઉપોદ્‌ઘાતમાં આ વિષય ઉપર સારું અજવાળું નાખ્યું છે. વળી આપણા પ્રખ્યાત રસશાસ્ત્રી (Chemist) શ્રીમાન્ પ્રફુલ્લચંદ્રરાયે હિન્દુરસશાસ્ત્રનો ઇતિહાસ (History of Hindu Chemistry) બે ભાગમાં અંગ્રેજીમાં લખીને કીમીઆનાં ગપ્પાં ગણાઈ ગયેલા એ સાહિત્યમાં શાસ્ત્રીય ઝવેરાત કેટલું છે તે દેખાડી આપ્યું છે. આ ઠીક કામ થયું છે; છતાં આયુર્વેદિક સાહિત્ય એટલું વિશાળ છે અને એ વિદ્યાની પરંપરા વચલા કાળમાં તૂટી જવાથી કેટલાક ભાગોનું રહસ્ય એવું દુર્બોધ થઈ ગયું છે કે હજી ઘણું કામ કરવાની જરૂર છે. ખરી રીતે વિદ્વાન વૈદ્યો અને આ દેશના શાસ્ત્રીય સંસ્કારવાળા દાક્તરોએ આયુર્વેદના ઉદ્ધાર માટે ઘણું કાર્ય કરવાનું છે. આ વિષય અહીં પ્રસ્તુત નથી. પણ પહેલાં પ્રાચ્યતત્ત્વવેત્તાઓએ જેની ઉપેક્ષા કરેલી તે આયુર્વેદનો ઇતિહાસ હવે લગભગસ્પષ્ટ ઉકલી શકાય એમ છે; અને એ ઉકેલથી મેકડોનલ જેવાનો આક્ષેપ કેટલો પાયા વગરનો છે તથા ભૌતિકશાસ્ત્રોમાં યે આપણા પ્રાચીન પૂર્વજોની બુદ્ધિ કેવી તલસ્પર્શી હતી અને ધીમે ધીમે કાળક્રમે એ બુદ્ધિ કેમ ક્ષીણવીર્ય થતી ગઈ તથા એ સાથે જ આપણી કેમ પડતી થતી ગઈ એ બધો ઇતિહાસ બહુ સ્પષ્ટ સમજી શકાય છે.

**આયુર્વેદનો ઇતિહાસ:**—આયુર્વેદનો વિગતવાર ઇતિહાસ આલેખતાં તો એક મ્હોટો ગ્રન્થ થાય પણ એની મોટી મોટી વિગતોનું વર્ણન ટુંકામાં કરી જવાથી પણ સામાન્ય ખ્યાલ આવી જશે.

ખરી રીતે વૈદકનો ઇતિહાસ માનવ ઇતિહાસ સાથે જ આરંભાય છે. કદાચ વૈદકની પ્રેરણાબુદ્ધિ એથી પણ દૂર જાય. પશુઓ પણ અપચો થાય તો લાંઘણ કરવું વગેરે વૈદકનાં કેટલાંક તત્ત્વોનો ઉપયોગ કરે છે. કેટલાંક પશુઓની પ્રેરણાબુદ્ધિ વધારે તીવ્ર હોય છે અને ઝેરી વનસ્પતિ ખવાઇ જાય તો એના વાળણરૂપ વનસ્પતિ ખાવાનું કેટલાંક પશુઓને સૂઝે છે એમ કહેવાય છે. પશુઓ પેઠે જ જંગલી મનુષ્યો પ્રેરણાબુદ્ધિથી થોડું ઘણું વૈદું કરે છે. પણ બધી જંગલી જાતિઓ સરખી સુધરેલી નથી હોતી. ભારતવર્ષમાં પણ ઇતિહાસના આરંભના પૂર્વ કાળમાં જે જંગલી જાતિઓ વસતી હતી તેઓ પણ કાંઇક વૈદકનો અનુભવ ધરાવતી હશે. વર્તમાન કાળમાં પર્વતો ઉપર તથા જંગલોમાં વસતી જંગલી જાતિઓને કાંઇક વૈદક અનુભવ હોય છે. પણ એ જંગલી જાતિઓના અનુભવનો કાળની ગતિ સાથે વિકાસ થતો જતો નથી; તેમ એની નોંધ પણ રહેતી નથી એટલે આયુર્વેદના ઇતિહાસમાં એને સ્થાન નથી. વૈદિક કાળના તથા તે પછીના કાળના આર્યોએ આ દેશના જંગલી પડોશીઓના અનુભવનો કેટલોક લાભ લીધો હશે એમ સંભવ છે. પણ એની નિશાનીઓ જળવાઇ રહી નથી. દ્રાવિડ અનાર્યો ઘણા જૂના કાળથી સુધરેલા હતા. તેઓ એ વૈદક વિદ્યામાં કાંઇક પ્રગતિ કરી હશે પણ એનો હેવાલ જાણવામાં નથી. અને પાછળથી દ્રાવિડમાં જે વૈદું ચાલ્યું છે તેનો તો આયુર્વેદના ઇતિહાસમાં સમાવેશ થાય છે. અત્યારે દ્રાવિડ વૈદ્યોની પરંપરા ઉત્તરની પરંપરાથી કેટલીક ન્હાની વિગતોમાં જુદી પડે છે. પણ દ્રાવિડોની આધુનિક વિશેષતા તેઓ આયુર્વેદ–ચરકસુશ્રુત શીખ્યા પછી

વિકસેલી છે કે પ્રાચીનતર દ્રાવિડ સભ્યતાના વખતથી ઉતરી આવે છે એ કહેવું મુશ્કેલ છે. હજી ઘણું દ્રાવિડ વૈદકસાહિત્ય આપણાથી અજાણ્યું છે. ટુંકામાં આયુર્વેદના ઇતિહાસનો આરંભ વેદથી જ માનવો પડશે.

પૌરાણિક માન્યતા પ્રમાણે વેદ અનાદિ છે. અને આપણી બધી વિદ્યાઓનું મૂળ વેદ છે. આ માન્યતામાં એટલું ઐતિહાસિક સત્ય જરૂર છે કે વેદના કાળથી પ્રાચીનતર કાળમાં આપણી નજર પહોંચી શકતી નથી. સંસ્કૃત સાહિત્યની પરંપરામાં વ્યાકરણ, નિરુક્ત વગેરે જેમ વેદાંગ ગણાય છે તેમ આયુર્વેદ ઉપવેદ ગણાય છે; ચરક અને સુશ્રુત બેયના મત પ્રમાણે આયુર્વેદને અથર્વવેદનો ઉપવેદ ગણવો જોઈએ.* બીજા ત્રણ વેદો કરતાં અથર્વવેદમાં વૈદાને લગતાં સૂચનો વધારે છે એટલે આ માન્યતા તદ્દન સ્વાભાવિક છે.

વૈદિક સમાજમાં તાવ, શરદી, ઉધરસ, ઝાડા વગેરે વારંવાર થતા રોગોનો તથા લડાઇઓમાં બાણો તથા બીજાં હથીઆરો વારંવાર વાગવાથી થતાં ઘારાંઓનો ઉપાય શોધવા માટે તીક્ષ્ણ વિચારશક્તિવાળા ઋષિઓની બુદ્ધિ પ્રયત્ન કરે એ સ્વાભાવિક છે. આ વિષયમાં વિચારને આગળ વધવા માટે સામગ્રી પણ પુષ્કળ હતી. પંજાબનાં અને હિમાલયના પડધારાનાં જંગલો હજારો વનસ્પતિઓથી ભર્યાં હતાં. યજ્ઞોમાં હોમવાનાં પશુનાં અવયવો કાપી કાપીને હોમવાનાં હોવાથી વૈદિક ઋષિઓનું શારીરજ્ઞાન વધતું જતું હતું. યુદ્ધોમાં પણ વાગેલાં બાણનાં ફળાં કાઢતાં તથા કપાયેલા અવયવો ઉપર પાટાપીંડી કરતાં શલ્યતંત્ર ( Surgery )નું જ્ઞાન મળતું હતું. આવી અનુકૂળ પરિસ્થિતિમાં તીવ્ર વિચારશીલ તથા હમેશાં પ્રવૃત્તિ માત્રમાં આગળ વધ્યે જતા વૈદિક ઋષિઓ વૈદક વિદ્યામાં ઉંડા ઉતરે એ સહજ છે. પણ આમ તર્ક ઉપર આધાર રાખવાની જરૂર નથી: એ વખતના વૈદ્યોના વૈદિક જ્ઞાનની ચોક્કસ નિશાનીઓ મળે છે.

ઋગ્વેદ અને અથર્વવેદના મંત્રોમાં તથા જુદા જુદા વેદના બ્રાહ્મણોમાં વૈદિક વિષયને લગતાં સૂચનો છૂટાંછવાયાં છે. અને આ જાતનાં સર્વ સૂચનોનો કોઇએ ખાસ અભ્યાસ કર્યો નથી. વૈદિક મંત્રોમાં જે પારિભાષિક શબ્દો છે તેમાંના ઘણા ચરક સુશ્રુતાદિ આયુર્વેદિક સાહિત્યમાં વપરાયા નથી. એટલે વૈદિક વૈદ્યના વૈદકજ્ઞાનનું બરાબર માપ તો નહીં જ આવે. વળી વેદોમાં મુખ્યત્વે ધાર્મિક વિચારોનો સંગ્રહ કરવામાં આવ્યો છે એટલે વેદમાં સૂચન નથી મળતું માટે એ વખતના વૈદ્યને અમુક જ્ઞાન નહિં જ હોય એમ કહેવું યે મુશ્કેલ છે.

બીજું એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે ઋગ્વેદના મંત્રો મોટે ભાગે અથર્વવેદના મંત્રો કરતાં પ્રાચીનતર છે. પણ કેટલીક વાતો ઋગ્વેદના સમયમાં પ્રચારમાં ન હોવા છતાં

---

* तत्र भिषजा पृष्टेनैवं चतुर्णामृक्सामयजुरथर्ववेदानामात्मनोऽथर्ववेदे भक्तिरादेश्या.

चरक सू-अ. ३०.

इह खलु आयुर्वेदमष्टांगमुपाङ्गमथर्ववेदस्य

सुश्रुत सू-अ-१

એમાં ન સંગ્રહાતા અથર્વવેદમાં સંગ્રહાઇ છે. અથર્વવેદના મંત્રોનું વસ્તુ ૧૪ પ્રકારમાં વ્હેંચાએલું છે. તેમાંના બે પ્રકારો-(૧) ભૈષજ્ય ( રોગો અને ભૂતબાધાને લગતા ) મંત્રો, (૨) આયુષ્ય ( દીર્ઘજીવન અને તંદુરસ્તી માટેના) મંત્રો આયુર્વેદને લગતા છે. બીજી રીતે કેટલાક શાન્ત અથવા ભેષજ આથર્વાણ અને ઘોર અથવા આભિચારિક આથર્વાણ આવા અથર્વમંત્રોના બે ભાગ પાડે છે. આમાંથી વૈદું પ્હેલા ભાગમાં આવે છે. અથર્વવેદના વૈદક મંત્રો **भेषज** નામથી, આરોગ્યકર વનસ્પતિ **भेषज्ञी** નામથી, અને આરોગ્યક પાણી **भेषज्ञीः** એ રીતે બહુ વચનાત્મકનાથી વર્ણવાએલ છે.

ભેષજમાંથી નીકળેલો ભૈષજ્ય શબ્દ ઋગ્વેદમાં કે અથર્વ વેદમાં નથી. પણ કૌશિક સૂત્રનાં ભૈષજ્ય પ્રકરણો ( ૨૫ થી ૩૨ ) માં અને બ્રાહ્મણોમાં વપરાયો છે. કૌશિક સૂત્રો જો કે અથર્વવેદના મંત્રોનું વ્યાખ્યાન કરે છે પણ એના શબ્દોમાં જે ઓષધિપરિચય તથા ચિકિત્સાપરિચય દેખાય છે તે અથર્વવેદના મંત્રો કરતાં વધારે વિશાળ છે. કૌશિક સૂત્રોક્ત ચિકિત્સાપદ્ધતિ અથર્વવેદના વખતમાં ચાલતી હશે એમ કહેવાનું નથી પણ આથર્વણ મંત્રોથી મંત્રેલું માદળિયું બાંધવા કે મંત્રેલું પાણી છાંટવા સાથે સાથે કેટલીક વાર વનસ્પતિ ખવરાવા જેવી ચિકિત્સા થતી હશે એમ માન્યા વગર ચાલે તેમ નથી. કારણ કે એમ માન્યા વગર સૂત્રોમાં કેટલાક મંત્રોનો જે ઉપયોગ કર્યો છે તે સમજાવવો મુશ્કેલ છે.

ગમે તેમ હો, પણ એટલું તો ચોક્કસ છે કે અથર્વવેદના ભૈષજ્ય મંત્રો તદનુગત ક્રિયાઓ સાથે દુનીઆના કોઇ પણ સાહિત્યમાં જળવાઇ રહેલા પુરાતન વૈદકનો પૂરો હેવાલ રજુ કરે છે. ઋગ્વેદનાં થોડાંક સૂક્તો જેમાં આ બાબત છે તે ખરી રીતે એ જ જાતનાં અને એ જ વિષયનાં છે. ( જુઓ ઋ. ૧૦–૧૩૭, ૧૬૧, ૧૬૩; ૧–૧૯૧; ૭–૫૦; ૮–૯૧; ૧૦–૫૭ તથા બીજા છુટક મંત્રો ) આ જાતના મંત્રોમાં કહેલી કેટલીક વાતો હિંદી આર્યો અને ઇરાની આર્યો જે વખતે સાથે રહેતા હતા તે વખતના જેટલી જૂની હોવી જોઇએ. કારણ કે **सं-भेषज** શબ્દ સાથે ઇરાની બીસેઝા ( Baesaza ) **भेषजमंत्र** સાથે મંથ-બીસેઝા ( Manthra Baesaza ) સોમભેષજ સાથે હોમબીસેઝા વગેરે શબ્દોનું સામ્ય સ્પષ્ટ સૂચક છે. વળી અવસ્તાની તંદુરસ્તી અને દીર્ઘ જીવન માટેની પ્રાર્થનાઓમાં વેદ પેઠે વનસ્પતિઓનો ઉલ્લેખ મળે છે. અવસ્તામાં અને વેદમાં ખસરોગ માટે **पामन्** શબ્દ છે. આથી પણ આગળ વધીને એ–કુન્હે નામના પાશ્ચાત્ય પંડિતે તો ક્રિમિ વિષેના ટયુટોનિક જાદૂનું તદ્વિષયક વૈદિક મંત્રો સાથે સામ્ય બતાવ્યું છે. પણ આ તો કદાચ કાકતાલીય હોય અથવા જૂની પ્રજાઓના વિચારની સમાનતાનું પરિણામ હોય.

અથર્વવેદમાં જો કે વૈદક વિષયને લગતા મંત્રો ઘણા છે. પણ તેનું વર્ગીકરણ કરવું મુશ્કેલ છે. કેટલાક શબ્દો રોગવાચક છે એમ સમજાય છે પણ કયો રોગ વિવક્ષિત છે તે કળાતું નથી. કારણ કે એ શબ્દો ઘણી વાર આયુર્વેદિક સાહિત્યમાં દેખાતા નથી. અને વૈદિક મંત્રોમાં તાવ ( **तक्मन्** ) જેવા એક બે રોગ સિવાય કોઇનાં લક્ષણો કહ્યાં નથી. કેટલીક વાર ઘણા રોગો એક જ પ્રાર્થનામાં સાથે મુકી દીધા છે. રોગ અને ભૂતાવેશને જૂદાં પાડયાં નથી. રોગનિવારક તરીકે જે કહેલું છે તે ઘણી વાર જાદુઇ છે કે ક્રિયાસૂચક છે

તે પણ સ્પષ્ટ નથી થતું. જાદુઈ ચીજો મોટે ભાગે વનસ્પતિજન્ય હોય છે. પણ ઘણી વનસ્પતિનાં નામોનો અર્થ સમજાતો નથી. સાંકેતિક ચિકિત્સા (Symbolic treatment) નો દાખલો જોઇએ તો કમળાના પીળા રંગને પીળા સૂર્યમાં તથા પીળા પક્ષીઓમાં મોકલે છે તથા ગાયના રાતા રંગને એને સ્થાને સ્થાપે છે (અ ૧-૨૨) એ સ્પષ્ટ છે પણ તાવ ઉપર કુષ્ઠ (કઠ) અને ક્ષત ઉપર પીપરની પ્રાર્થના છે તેમાં માદળીયાં તરીકે જ ઉપયોગ ઉદ્દિષ્ટ હશે કે દવા તરીકે પણ એનો નિર્ણય કોણ કરી શકે?

વેદનાં વૈદકને લગતાં સૂચનોને જરા વિગતથી તપાસીએ એટલે આ વિષય વધારે સ્પષ્ટ થશે. વૈદ્યવાચક સં-भिषग् શબ્દ ઋગ્વેદ સંહિતામાં તથા પાછળનાં વૈદિક સાહિત્યમાં સામાન્ય રીતે વપરાયો છે.[૧] પાછળનાં ધાર્મિક સાહિત્યમાં વૈદક ધંધાને હલકો ગણ્યો છે.[૨] વૈદક ધંધા તરફની આ અરૂચિ છેક યજુર્વેદ સંહિતાઓ જેટલી જૂની જણાય છે;[૩] જેમાં વૈદક ધંધા (भेषज) સાથે સંબંધ હોવા માટે અશ્વિદેવોનો તિરસ્કાર કર્યો છે. આ ધંધાને લીધે અશ્વિદેવોને મનુષ્યોના સમાગમમાં બીજા દેવો કરતાં વધારે આવવું પડે છે. એ કારણમાં આભડછેટની વૃત્તિ સ્પષ્ટ દેખાય છે. પણ પ્રાચીનતર વૈદિક સાહિત્યમાં આ વૃત્તિ નથી દેખાતી. અશ્વિદેવને,[૪] વરૂણદેવને[૫] તથા રુદ્રદેવને વૈદ્ય भिषज् કહ્યા છે. રુદ્રને તો ઋગ્વેદના એક મંત્રમાં भिषक्तम કહ્યા છે.[૬] ત્યારે યજુર્વેદના એક મંત્રમાં દેવોના વૈદ્ય કહ્યા છે.[૭] ઋગ્વેદના એક આખા સૂક્તમાં એક વૈદ્ય પોતાની ઓષધિઓની તથા એના રોગહર ગુણોની પ્રશંસા કરે છે.[૮] વળી અશ્વિદેવોની આશ્ચર્યકારક ચિકિત્સાના ઉલ્લેખો વેદમાં ઘણે સ્થળે છે. લંગડાને ચાલવાની તથા આંધળાને જોવાની શક્તિ અશ્વિદેવોએ આપ્યાનું અનેક મંત્રોમાં કહ્યું છે.[૯] એક સ્થળે ઋજ્રાશ્વને એના પિતાએ આંધળો કર્યો હતો, અને તે આંધળા ઋજ્રાશ્વને વૈદ્ય અશ્વિદેવોએ નેત્રો આપ્યાં એમ સ્પષ્ટ મંત્રવચન છે.[૧૦] વળી ચ્યવનને તથા પુરંધિના પતિને ફરી યુવાન કર્યાનું ઋગ્વેદમાં જ કહ્યું છે.[૧૧]

૧. ऋ-२-२३-४, ६-५०-७, ९-११२-१ વગેરે; अ-वे-५-२९-१, ६-२४-२; वा-सं-१६-५, १९-१२, ३०-१०; तै-सं-६-४-९-२.

૨. જુઓ આપસ્તમ્બ ધર્મસૂત્ર १-६-१८-२०, १९-१५, गौ-ध-सु-१७-१७ वा ध-सु-१४-२-१९, विष्णु ५१-१०.

૩. तै-सं-६-४-९-३, मै-सं-४-६-२, श-ब्रा-४-१-५-१४.

૪ ऋ-१-११६-१६, १-१५७-६, ८-१८-८, ८-८६-१, १०-१९-३, अ-वे-७-५३-१ વગેરે.

૫ ऋ-१-२४-९

૬ ऋ-२-३३-४

૭ वा-सं-१६-१४.

૮ ऋ १०-९ ७.

૯ ऋ-१-११२-८, १०-३९-३.

૧૦ ऋ-१-११६-१७.

૧૧ ऋ-१०-३९-४ તથા १०-३९-७

એક સૂકતમાં વિષ્પલાને લોઢાનો પગ આપ્યાનું વર્ણન છે.[૧૨] વિષ્પલા ઘોડીનું નામ છે એમ કેટલાક વિદ્વાનોનો મત છે. એ જો ખરું હોય તો વધારે આશ્ચર્યકારક ગણાય. અશ્વિદેવોના ચિકિત્સા સંબંધી આ મુખ્ય ચમત્કારો છે. આથી પણ આગળ વધીને એક મંત્રમાં આથર્વણ દધીચ નામના ઋષિને ઘોડાનું માથું લગાડી દીધેલું અને એ ઘોડાના માથાથી દધીચ ઋષિએ અશ્વિનોને 'મધુ' નો ઉપદેશ કર્યો એમ કહ્યું છે.[૧૩] આ કથા બૃહદારણ્યક ઉપનિષદ્ ( **मधु ब्राह्मण** ) માં પણ છે. પુરાણોમાં રુદ્રે યક્ષનું માથું કાપી નાખ્યું અને અશ્વિદેવોએ પોતાને યજ્ઞમાં ભાગ આપવાની શરતે પાછું સાંધી આપ્યું એવી કથા છે. આયુર્વેદિક સાહિત્યમાં વૃદ્ધ ચ્યવન રસાયનપ્રયોગથી ફરી યુવાન થયા ( **च-चि अ-१** ) એ રીતે પહેલાં કહેલ વૈદિક મંત્રનો અનુવાદ છે. અને અશ્વિદેવોએ યજ્ઞનું માથું શસ્ત્ર ચિકિત્સાથી ફરી સાંધી આપ્યું માટે શલ્યતંત્ર આયુર્વેદનાં આઠ અંગોમાં ઉત્તમ છે એ રીતે સુશ્રુતે પૌરાણિક કથાનો શલ્યતંત્રની પ્રશંસામાં ઉપયોગ કર્યો છે. ( **सुश्रुत सु-अ-२** ).

આંધળાને ફરી દેખતો કરી શકાય, લૂલાને ફરી ચાલતો કરી શકાય, ઘોડીનો પગ ભાંગી ગયો હોય તો એને બદલે લોઢાનો પગ નાખી શકાય, વૃદ્ધ માણસોને ફરી જુવાન કરી શકાય, અને છેવટ કપાયેલું માથું પણ સાજું કરી શકાય એ તો વૈદક વિદ્યાના મોટા ચમત્કારો ગણાય. પણ આજનું મોટરની ઝડપે આગળ વધ્યે જતું પાશ્ચાત્ય શાસ્ત્ર આ બધું કરી શકતું નથી અને વૈદિક કાળમાં આર્ય વૈદ્યો આ ચમત્કારો કરી શકતા હોય એમ માનવાનું કાંઇ કારણ નથી. મંત્રો પોતે તથા સુશ્રુત વગેરે પણ દેવોમાં-માણસોમાં નહિ-આવી આવી ચમત્કારિક શકિત માને છે; છતાં આવા વૈદક સંબંધી ચમત્કારો દેવોને આરોપાય ત્યારે કાંઇક વૈદું એ સમાજમાં ચાલતું હોય ખરું. એ વખતના વૈદ્યો કાંઇક શસ્ત્રચિકિત્સા પણ કરી શકતા હશે, વધારે નહિ તો ઘા ઉપર કોઇ વનસ્પતિનાં પાનની લુગ્દી મુકતા હશે. વ્હેતા ઘા ઉપર પાટાપીંડી કરતા હશે. અથર્વવેદના એક મંત્રમાં તો સ્પષ્ટ રીતે કપાયેલાં હાડકાંને સાંધનારી ઓષધિનો ઉલ્લેખ છે.[૧૪] બીજે પણ શસ્ત્રસાધ્ય રોગોમાં મંત્રો સાથે ઓષધિઓનો જ ઉપયોગ કરેલો દેખાય છે. સુશ્રુત પેઠે શાસ્ત્રચિકિત્સામાં ઉપયોગી શસ્ત્રો, અનુશસ્ત્રો કે યંત્રોનો ઉલ્લેખ નથી. અર્થાત્ સુશ્રુતમાં કહેલી છે તેટલી શસ્ત્રચિકિત્સા વૈદિક સમય પછી ઘણે વખતે વિકસી છે. તો પછી એમાં ન કરેલા ચમત્કારો વૈદિક સમયના વૈદ્યો શસ્ત્રૌષધની મદદથી સાધતા હોય એવી કલ્પના હાસ્યાસ્પદ છે. ( દેવો અને દૈવી ચમત્કારોનો અહીં પ્રસંગ જ નથી. )

મંત્રો[૧૫] અને ઓષધિઓ ઉપરાંત વૈદિક ઋષિઓ રોગહર તરીકે પાણી (**जलाष**)

---

૧૨ ऋ-૧-૧૧૬-૧૫, ૧૦-૩૬.

૧૩ ઋ-૧-૧૧૭-૨૨.

૧૪ **अ-वे. ४—३—२—१.**

૧૫ ઓષધિ જેટલી જ કે તેથી વધારે રોગહરશકિત મંત્રોમાં પ્રાચીન ઋષિઓએ માની છે. પંચવિંશ બ્રા. ( ૧૨-૯-૧૦ ) **भेषजं वा आथर्वणानि**—આથર્વણ મંત્રો જ ઔષધો છે.

નો પણ ઉપયોગ કરે છે.[૧૬] ઋગ્વેદના એક ઋષિ કહે છે કે ' પાણીમાં અમૃત છે, પાણીમાં ઔષધ છે.[૧૭] બીજા પણ એ અર્થના અનેક મંત્રો છે.

ઋગ્વેદના વૈદ્યકવિઓએ પાણીમાં જરૂર કાંઇક રોગહર શક્તિ માની છે. પણ આ ભાવના હિંદી અને યુરોપી આર્યો જે વખતે સાથે રહેતા તે વખત જેટલી જૂની છે એમ બે ય પ્રજાઓનાં પ્રાચીન સાહિત્યની સરખામણીથી જણાય છે. કદાચ શીત અને ઉષ્ણ સ્નાનના ફાયદા પાણીનો રોગહર મહિમા ગાનાર ઋષિના જાણવામાં હોય; પણ હાલમાં જળોપચાર શાસ્ત્ર ( Hydropathy ) નો જે વિકાસ થયો છે તેને તો આધુનિક જ માનવો પડશે. પાછળના આયુર્વેદિક સાહિત્યમાં જળોપચારની ઝાઝી વાત નથી એ ઉપરથી ઉપલા અનુમાનને પુષ્ટિ મળે છે. હાલમાં મંત્ર સાથે પાણીનું પ્રોક્ષણ કરવામાં આવે છે તેમ એ વખતે પણ મંત્રેલું પાણી છાંટતા હશે કે પીવા આપતા હશે. પાણીને વિશ્વભેષજ આ કારણથી કહ્યું હશે.

ઋગ્વેદના વખતમાં જ વૈદું એક ધંધો ગણાતું હતું એમ સૂચવનારાં પ્રમાણો છે.[૧૮] ' હું કવિ છું, મારો પિતા વૈદ્ય છે, અને માતા ખાંડનારી છે એ રીતે અમે **ધનની** ઇચ્છાથી જુદું જુદું કામ કરીએ છીએ,' એ મંત્રમાં[૧૯] તથા અન્યત્ર પણ વૈદું ઋગ્વેદના સમયમાં યે ધંધા તરીકે ચાલતું હોય એમ જણાય છે. યજુર્વેદમાં પુરુષમેધનાં બલિઓની ગણત્રીમાં વૈદ્યનું પણ નામ છે.[૨૦]

વૈદિક સમયમાં મંત્રો-જળ અને ઓષધિ વડે ઉપચાર કરનાર આથર્વણ વૈદ્ય કેવો હોવો જોઇએ એ નીચેના ઋગ્વેદના મંત્રમાં બહુ સુંદર રીતે બતાવ્યું છેઃ—

**यत्रौषधीः समग्मत राजानः समिताविव ।**
**विप्रः स उच्यते भिषग्रक्षोहामीवचातनः ॥ ऋ. १०–९७**

સમિતિમાં જેમ રાજાઓ એકઠા થાય છે તેમ જે વૈદ્ય પાસે ઓષધિઓ એકઠી થઇ હોય તે રાક્ષસોને હણનાર તથા રોગોનો નાશ કરનાર વિપ્ર વૈદ્ય કહેવાય છે.

વૈદિક વૈદ્યનું કર્તવ્ય આ મંત્ર બહુ સ્પષ્ટ રીતે બતાવે છે. આયુર્વેદિક વૈદ્યનો આદર્શ આથી ઘણો આગળ વધેલો છે; અને એની સાધન સંપત્તિ પણ વિશાળ છે.

વૈદિક સમયના વૈદક વિષે આટલા સામાન્ય વિવેચનથી જ એટલું તો સ્પષ્ટ સમજાયું હશે કે આયુર્વેદના પ્રાચીનતમ ગ્રન્થોમાં જેટલા વૈદક વિષયોની જેટલી વિગતવાર માહિતી છે તેટલી વિગતનો તો વૈદિક સમયમાં સંભવ જ નથી પણ એટલા બધા વિષયો વિષે

---

૧૬. ऋ-१-४३-४.
૧૭ ऋ-१-१७-१८.
૧૮ ऋ-९-११२-२
૧૯ ऋ-९-११२-३
૨૦ वा- सं. ३०-१०; तै. ब्रा. ३-४-४-६.

બીજાત્મક સૂચનો પણ વેદમાં મળવાં જોઇએ એવી આશા ખોટી છે. છતાં આશ્ચર્યકારક લાગે એટલા બધા વૈદક વિષયોનું કંઇક સૂચન વેદોમાં મળે છે. વેદોમાં લગભગ ૧૦૦ વનસ્પતિઓનાં નામો છે (જુઓ 'આયુર્વેદ વિજ્ઞાન' કાર્તિક-૧૯૭૮) પણ એ બધી વનસ્પતિઓનો ઔષધીય ઉપયોગ માટે ઉલ્લેખ કર્યો છે એમ માનવાનું નથી. ઘણી વનસ્પતિઓનાં નામો લાકડાંના વર્ણનમાં તો કેટલીકનાં સૃષ્ટિવર્ણનના પ્રસંગમાં મળે છે. કેટલાંક નામો વનસ્પતિનાં નામો છે એમ સમજાય છે પણ કઇ વનસ્પતિનાં છે તે સમજાતું નથી. કારણ કે પાછલા આયુર્વેદિક સાહિત્યમાં એ નામો દેખાતાં નથી. પણ અઘેડો (अपामार्ग) કઠ (कुष्ठ) ગુગળ (गुग्गुलु) પીપર (पिप्पली) વગેરે પાછળથી ખૂબ વપરાયેલી વસ્તુઓનો રોગ દૂર કરવામાં ઉપયોગ કર્યો છે એ ઓછું સૂચક નથી. અલબત્ત કોઈ પણ વનસ્પતિનો માંત્રિક ક્રિયાથી તદ્દન જુદો ઉપયોગ તો વેદમાં નથી જ. રોગ હરવા સાથે યાતુધાનોને મારવા માટે પણ ઓષધિઓની પ્રાર્થના કરી છે.

વનસ્પતિઓ ઉપરાંત લોઢું, સોનું, સીસું, કલઇ, કાંસું અને ત્રાંબુ એટલી ખનીજ ચીજોની પણ વૈદિક ઋષિઓને માહીતી હતી. પણ દવા તરીકે કોઇ પણ ખનીજના ઉપયોગનો વૈદિક સાહિત્યમાં ઉલ્લેખ હોય એમ જાણવામાં નથી.

ઔષધોપચાર માટે જેમ વનસ્પતિ જ્ઞાન આવશ્યક છે તેમ શારીર, શરીરની રચનાનું જ્ઞાન પણ આવશ્યક છે. વૈદિક સાહિત્યમાં મનુષ્યશરીરની રચના વિષે જે ઉલ્લેખો મળે છે તે આશ્ચર્યકારક છે. અથર્વવેદના એક સૂક્ત (अ. वे, ૧૦-૨)માં માણસના શરીરનાં હાડકાંઓની જે નોંધ છે તે ચરકના હાડકાંના વર્ણનને એટલી બધી મળતી છે કે બેયને સરખાવતાં તરત લાગે છે કે આત્રેય આચાર્યે જે હાડકાંઓનું વર્ણન કર્યું છે તે બધાં હાડકાં અથર્વવેદના આ વૈદ્ય ઋષિએ જોયેલાં ખરાં. (અલબત્ત અથર્વવેદના આ સૂક્તમાં કેટલાંક હાડકાંના વાચક તરીકે પાછલા આયુર્વેદિક સાહિત્યમાં અપ્રયુક્ત શબ્દો વાપર્યા છે. આ શબ્દોનો ડા. હર્નલે (Studies in the Medicine of Ancient India p, 182.) જે અર્થ વિચારપૂર્વક કર્યો છે તે સ્વીકારવામાં વાંધો નથી.) વૈદિક સાહિત્યનો અનુક્રમ જોઇએ તો શતપથબ્રાહ્મણ અથર્વવેદ પછી કેટલેક વખતે સંગ્રહાયું છે. એટલે પોતાની ઉન્નતિ સાધ્યે જતા સમાજમાં અથર્વવેદ કરતાં શતપથબ્રાહ્મણમાં વધારે ચોક્કસ જ્ઞાનની નિશાની મળવી જોઇએ. વસ્તુસ્થિતિ પણ એમ જ છે. શતપથ (૧૦-૫-૪-૧૨ તથા ૧૨-૨-૪-૯) માં હાડકાંની જે નોંધ છે તે અથર્વવેદ કરતાં વધારે આગળ વધેલી છે. શતપથમાં જો કે આત્રેય મતાનુસાર ૩૬૦ હાડકાં કહ્યાં છે. પણ કેટલીક વાતો સુશ્રુતની અસ્થિગણનાને મળતી છે. સુશ્રુત પેઠે શતપથ પણ ૩૬૦ મજ્જા ભાગો માને છે. (અથર્વવેદ તથા શતપથબ્રાહ્મણની અસ્થિગણના વિષે વધારે વિગત માટે જુઓ Studies in Medicine of Ancient India તથા આયુર્વેદવિજ્ઞાન, માર્ગશીર્ષ, ૧૯૭૮.) અથર્વવેદ, શતપથ, ચરક અને સુશ્રુત ચારેયનાં અસ્થિપંજરનાં વર્ણનને સરખાવવાથી સ્પષ્ટ દેખાય છે કે આયુર્વેદના આચાર્યોને શારીરનાં બીજાં અંગોનું નહિ તો અસ્થિઓનું ઘણું જ્ઞાન તો વૈદિક ઋષિઓ પાસેથી મળ્યું હતું; અલબત્ત આયુર્વેદિક આચાર્યોએ સુધારોવધારો તથા વ્યવસ્થા કરી છે એટલી વાત ખરી. અસ્થિપંજર વિષે જેવો આયુર્વેદિક સાહિત્યનો ડા. હર્નલે અભ્યાસ કર્યો છે તેવો

બાકીના શારીર વિષે હજુ કોઇએ કર્યો નથી છતાં એટલી વાત ચોકસ છે કે શરીરના મોટા મોટા ઘણા ભાગોનાં નામોનો વેદમાં ઉલ્લેખ મળે છે.[૨૧] યજુર્વેદ સંહિતાઓમાં અસ્થિપંજર સિવાય શરીરના નીચેના ભાગોનો ઉલ્લેખ મળે છે. વાળ (लोम), ચામડી (त्वच्), માંસ (मांस), મજ્જા (मज्जम्), કલેજું (यकृत्), કલોમ (क्लोमन्), બે મૂત્રપિંડ (मतस्ने), પિત્ત (पित्त), આંતરડાં (आन्त्राणि), ગુદા (गुदा), બરલ (प्लीहन्), નાભિ (नाभि), પેટ (उदर), સક્રો (वनिष्ठु), યોનિ (योनि), ઉપસ્થ (शेप), ચહેરો (मुख), માથું (शिरः) મગજ (मस्तिष्क), જીભ (जिह्वा). મોઢું (आसन्), આંખ (चक्ष), પાંપણ (पक्ष्माणि), ભ્રમર (भ्रू), નાક (नस), કાન (कर्णौ), શરીરનો મધ્યભાગ (आत्मन्), મૂછ (श्मश्रू). આ ઉપરાંત અન્યત્ર[૨૨] નીચેના શબ્દો છે. આંગળીઓ (अंगुलीः), અવયવો (अङ्गानि), હાથ (बाहू, हस्तौ), ખભા (अंशौ), છાતી (उरः), કરોડ રજ્જુનાં હાડકાં (पृष्टि), ડોક (ग्रीवा), સાથળ (उरू), કાંડું (अरत्नि), ગોઠણ (जानु), બેસણી (भसत्), વૃષણ (अण्डौ), પીંડી (जंघा), પગ (पद्). વળી બીજા[૨૩] ભાગમાં નીચેના શબ્દો મળે છે. લોહી (लोहित), ચરબી (मेदः), સ્નાયુ (स्नावानि), વીર્ય (रेतः), હૃદય પાસેનું માંસ (कोश्य), પાંસળીઓ પાસેનું માંસ (पार्श्व्य), હૃદયાવરણ–Pericardium–(पुरीतत्). એક બીજા સૂક્તમાં અનેક અવયવોનાં નામ સાથે ધમની (धमनी) ઓનો ઉલ્લેખ છે.[૨૪]

ઘોડાના અસ્થિપંજરનાં હાડકાં યજુર્વેદસંહિતામાં એક સ્થળે ગણ્યાં છે.[૨૫] અસ્થિઓ વિષે ઘણી માહિતી વેદમાં છે એમ સામાન્ય વાંચનારને પણ તરત જણાશે. એ સ્વાભાવિક છે. જે સાદી રીતે વૈદિક ઋષિઓ પશુઓનાં કે મનુષ્યનાં શરીરને કાપીને જોતા તે રીતે શરીરનો સૌથી વધારે સ્થાયી તથા કઠણ ભાગ સહેલાઇથી દેખાય એ સમજી શકાય એવું છે. શરીરના બીજા ભાગો એવી સહેલાઇથી છૂટા પડી શકતા નથી તેમ તરત ધ્યાનમાં પણ આવતા નથી. છતાં મનુષ્યશરીર વિષે વૈદિક ઋષિઓએ કેવી કલ્પના કરી છે તે જોઇએ.

ઐતરેય આરણ્યક (૧–૨–૨) માં મનુષ્યનું શરીર નીચે પ્રમાણે ૧૦૧ વસ્તુઓનું બનેલું કહ્યું છે. શરીરના કુલ ચાર ભાગ; દરેક ભાગમાં ૨૫ અવયવો અને વચલું શરીર ૧૦૧ મું. વળી સાંખ્યાયન આરણ્યકમાં માથાનાં ત્રણ હાડકાં કહ્યાં છે, ડોકમાં ત્રણ પર્વ, આંગળીઓમાં ત્રણ સાંધાઓ[૨૬] અને [૨૭]અનુકમાં ૨૧ પૃષ્ટિ છે.

---

૨૧ वा. सं. १९–८१, मै. सं. ३–११–९, का. सं. २८–३, तै. ब्रा. २–६–४

૨૨ वा. सं. २०–५ थी १३, मै. सं. ३–११–८.

૨૩ वा. सं. ३९–८ थी १०.

૨૪ अ. वे. २–३३.

૨૫ वा. सं. २५–१ थी ९.

૨૬ સુશ્રુતમાં યે દરેક આંગળીમાં ત્રણ ત્રણ સાંધા અને અંગુઠામાં બબ્બે સાંધા કહ્યા છે.

૨૭ सां. आ. २–३ थी ६.

આ પ્રમાણે સ્થૂળ શારીર વિષે છૂટી છૂટી પુષ્કળ માહિતી વેદોમાં મળે છે. કેટલાક શારીર શબ્દો અને કેટલીક માહિતી વેદમાં એવી મળે છે કે જે પાછલા આયુર્વેદિક સાહિત્યમાં નથી. દાખલા તરીકે મૂત્રપિંડ માટે **वृक्को** શબ્દ આયુર્વેદમાં મળે છે. જ્યારે વેદમાં **मतस्ने** શબ્દ છે જેનો કેટલાક વિદ્વાનો મૂત્રપિંડ અર્થ કરે છે. હૃદય ઉપરના આવરણ (Pericardium)ની વાત કે તદ્વાચક શબ્દ આયુર્વેદિક સાહિત્યમાં નથી. વૈદિક સાહિત્યમાં **पुरीतत्** શબ્દ હૃદયાવરણવાચક છે. **वनिष्ठु** શબ્દનો ઉપર સફરો અર્થ આપ્યો છે; પણ કવિરાજ ગણનાથસેન એનો અર્થ બસ્તિના મૂળમાં રહેલ એક ગાંઠ–Prostate gland એવો કરે છે.[28] વળી અથર્વવેદમાં એક **गवीनी** શબ્દ છે જેનો અર્થ કવિરાજ ગણનાથસેન મૂત્રપિંડમાંથી બસ્તિમાં મૂત્ર લઇ જનારી બે નળીઓ (Creters) એમ કરે છે.[29] આયુર્વેદિક સાહિત્યમાં **मूत्रवह**[30] શબ્દ ઉપરના અર્થને સૂચવે છે. પણ **गवीनी** જેવો શબ્દ વેદમાં હોવા છતાં આયુર્વેદિક આચાર્યોએ તે કેમ ન વાપર્યો એ જરા આશ્ચર્યકારક લાગે છે. આયુર્વેદની સંહિતાઓ રચાઈ ત્યારે પણ વેદો દુર્બોધ થઈ ગયા એમ માનીએ કે કાં તો હાલમાં આપણે ખોટો અર્થ કરીએ છીએ એમ માનીએ; પણ વસ્તુસ્થિતિ આવી છે. આવી શંકા થવાનું કારણ પણ છે. કવિરાજ ગણનાથસેન अ. वे. ૧–૩ ના આધારે **गवीनी** શબ્દનો મૂત્રવહ નળી અર્થ કરે છે પણ अ. वे. માં અન્યત્ર ગર્ભાધાનના પ્રસંગમાં गवीनी શબ્દ દ્વિવચનમાં જ વપરાયો છે:—

प्रजापते श्रेष्टेन रूपेणास्या नार्या गवीन्योः
पुमांसं पुत्रमाधेहि दशमे मासि सूतवे. अ. वे. ५–२५–१३.

આ ઉપરથી તો गवीनी શબ્દનો વેદકાળમાં નિશ્ચિત અર્થ હોય એમ જણાતું નથી.

શારીરરચના વિષે જે કાંઇ વેદમાં છે તે જોયું. શારીરક્રિયાહૃદય, ફેફસાં, મહાસ્રોત વગેરે શારીર અવયવોની ભિન્ન ભિન્ન ક્રિયાઓ જેથી આ શરીર જીવતું રહે છે તેનું વધારે વર્ણન વેદમાં હોય એ આશા ખોટી છે. આ પ્રકૃતશારીર (Physiology) શાસ્ત્રનો આ જમાનામાં જ ખાસ વિકાસ થયો છે. ચરકસુશ્રુતમાં એનો ઝાઝો વિસ્તાર નથી. પણ કેટલીક સાદી માન્યતાઓ પ્રચારમાં આવી ગઇ છે. શરીરનું પંચભૂતાત્મકપણું આયુર્વેદે માન્યું છે. ઉપનિષદ્‌ના સમયમાં એ માન્યતા પ્રચારમાં આવી હતી (જુઓ तै. उ. वल्ली. २) વળી ઋગ્વેદમાં એક મંત્રમાં **त्रिधातु**[31] શબ્દ છે. વેદભાષ્યકાર સાયણા-

---

૨૮ પ્રત્યક્ષ શારીરનો ઈંગ્રેજી ઉપોદ્ઘાત પા. ૧૫.

૨૯ यद् आन्त्रेषु गवीन्योर्यद्बस्तावधि संश्रितं ।
 एवा ते मूत्रं मुच्यतां बहिर्बालिति सर्वकम् ॥

૩૦ मूत्रबस्तिमभिप्रपन्ने मूत्रवहे द्वे । सु. शा. अ. ९.

૩૧ त्रिर्नो अश्विना दिव्यानि भेषजा
 त्रिः पार्थिवानी त्रिरुदत्तमद्भ्यः ।
 ओमानं शंय्योर्मम काय सूनवे
 त्रिधातु शर्म वहतं शुभस्पती ॥ ऋ. १. ३४. ६.

ચાર્ય ત્રિધાતુશર્મનો અર્થ वातपित्तश्लेष्मधातुत्रयशमनविषयं એવો અર્થ કરે છે. એ અર્થ બરાબર હોય તો આયુર્વેદનો ત્રિદોષવાદ ઋગ્વેદના ઋષિના જાણવામાં હતો એમ ઠરે; પણ એ સંભવિત નથી. સામાન્ય રીતે શરીરના ત્રણ ભાગ વિવક્ષિત હશે. છાંદોગ્ય ઉપનિષદ્‌નો ત્રિવૃત્‌વાદ જેમાં ધાતુ શબ્દ વપરાયો છે તેને જ આયુર્વેદિક ત્રિદોષવાદનું મૂળ માનવું પડશે. છાં. ઉ. કહે છે કે "ખાધેલું અન્ન ત્રણ રૂપે વહેંચાય છે. તેનો સૌથી જાડો ભાગ છે તે મળરૂપ થઇ જાય છે, જે મધ્યભાગ છે તેમાંથી માંસ થાય છે, તેનો જે સૂક્ષ્મભાગ છે તે મટન રૂપ થાય છે. એ જ રીતે પીધેલા પાણીમાંથી જે સ્થૂળભાગ તે મૂત્રરૂપ થાય છે. જે મધ્યભાગ તે લોહીરૂપ થાય છે જે સૂક્ષ્મભાગ તે પ્રાણરૂપ થાય છે."[૩૨] જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોની વાત આયુર્વેદમાં જેવી છે તેવી જ ઉપનિષદ્‌માં છે. (જુઓ પ્રશ્નોપનિષદ્ ૪) એ જ રીતે પાંચ પ્રાણો અને એનાં કર્મો ઔપનિષદ અને સાંખ્યસાહિત્યમાંથી આયુર્વેદે લીધાં છે. (यस्मिन्प्राणः पंचधा संविवेश। मुण्डक.) અન્નની પાચનક્રિયા થઇને શરીરના અવયવો બંધાય છે અને શુક્ર એનું શ્રેષ્ઠ પરિણામ છે એટલું ઉપનિષદોમાં મળે છે. વળી આયુર્વેદમાં નથી પણ તંત્રોમાં નાડીચક્રનો જબરો વિસ્તાર છે. ઇંગ્લેંડમાં જેને nervous system કહે છે તેને જ તાંત્રિકોએ નાડીચક્ર કહેલું છે એમ આજે કવિરાજ ગણનાથસેન વગેરે વિદ્વાનો માને છે; તાંત્રિક નાડીચક્રની પ્રત્યેક વિગતનો nervous system સાથે મેળ બેસાડવો જો કે મુશ્કેલ છે, છતાં કેટલીક વાતો અદ્દભુત રીતે મળી રહે છે. આ નાડીઓનો ઉલ્લેખ ઉપનિષદોમાં મળે છે. પ્રશ્નોપનિષદ્ કહે છે કે "હૃદયમાં આ આત્મા છે ત્યાં એકસો એક નાડીઓ છે, તેમાંથી દરેકની સો સો શાખાઓ છે અને એ પ્રત્યેકમાંથી બોતેર બોતેર હજાર પ્રતિશાખાઓ નીકળે છે. આ બધીમાં વ્યાનવાયુ ફરે છે" (પ્રશ્નોપનિષદ્ ૩). ટુંકામાં પ્રકૃતશારીર વિષે આયુર્વેદમાં જે થોડું વિવેચન છે તેનું બીજ વેદમાં, ખાસ કરીને ઉપનિષદોમાં જ મળે છે.

રોગવિજ્ઞાનઃ—રોગથી થતું દુઃખ એવું પ્રત્યક્ષ છે કે જંગલીમાં જંગલી મનુષ્ય રોગીસ્થિતિ ઓળખી શકે છે. એટલું ખરૂં કે પ્હેલાં ભૂતાવેશ વગેરે કારણો તરફ મન દોરાય છે. જેમ જેમ સંસ્કૃતિ વધતી જાય છે તેમ રોગનું સ્વરૂપ તથા યથાર્થ કારણો સમજવામાં આવે છે. આથર્વણ વૈદ્યનું રોગવિજ્ઞાન કેટલું વિશાળ હતું એ ચોક્કસ ન કહેવાય પણ વેદોમાં કેટલાક રોગોનાં નામ અને એક બનાં સ્પષ્ટ લક્ષણો મળે છે.

તાવ માટે આયુર્વેદમાં ज्वर શબ્દ છે. જ્યારે અથર્વવેદમાં तक्मन् શબ્દ છે. આ શબ્દ પાછળથી નથી વપરાયો. અથર્વવેદના तक्मन्‌થી મુખ્યત્વે ટાઢીઓ તાવ ઉદ્દિષ્ટ હોય એમ સ્પષ્ટ જણાય છે. પ્હેલાં ટાઢ આવવી, પછી ગરમી થવી, વળી તાવ એકાંતરો, તરીયો (सतत, अन्येद्युष्क तृतीयक) વગેરે ભેદોનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે.[૩૩]

---

૩૨ अन्नमशितं त्रेधा विधीयते तस्य यः स्थविष्ठो धातुः तत्पुरीषं भवति, यो मध्यमस्तन्मांसं योऽणिष्ठस्तन्मनः। आपः पीतास्त्रेधा विधीयन्ते तासां यः स्थविष्ठो धातुस्तन्मूत्रं भवति यो मध्यमस्तल्लोहितं योऽणिष्ठस्तत्प्राणः॥ छां. उ.

૩૩ नमः शीताय तक्मने नमो रुराय शोचिषे कृणोमि।
यो अन्येद्युरुभयद्युरभ्येति तृतीयकाय नमो अस्तु तक्मने.
अ. वे. १-२५-४.

यो अन्येद्युरुभयद्युरभ्येति अ. वे. ७-११-६-२.

જ્વરને ચરક રોગોમાં મુખ્ય ગણે છે. આજે જ્વર આ દેશનાં મનુષ્યોની ઘણી મોટી સંખ્યાનો ભોગ લે છે. ચરક સુશ્રુતના વખતમાં એ એવો જ ભયંકર હશે એમ ચરક સુશ્રુતનાં વચનો ઉપરથી જણાય છે. અથર્વવેદમાં એની ભયંકરતા સ્પષ્ટ છે **भीमास्ते तक्मन्हेतयः ( अ. वे. ५–२५–१० )**.

તાવની ઓળખાણ ( diagnosis ) તો આથર્વણ વૈદ્યને પૂરી હતી. આજની પેઠે તે વખતે પણ શરદઋતુમાં તાવ વધારે આવતો હશે. **तृतीयकं वितृतीयं सदुन्दिमुत शारदम्** ( अ. वे. ५–२५–१३ ) તાવના ઉધરસ, શરદી, માથાનો દુઃખાવો વગેરે ઉપદ્રવોનો પણ સ્પષ્ટ ઉલ્લેખ છે. તાવને પરિણામે થતાં કમળાનું પણ વર્ણન મળે છે. તક્મનાશન ( જ્વરહર ) તરીકે કુષ્ઠ (કઠ)નાં ખાસ વખાણ કર્યાં છે. (તાવના ઉલ્લેખ માટે જુઓ अ. वे. १–२५, ५–२२, ६–२०, १९–३९, ५–१४, ९–१३, ७–११६ વગેરે.)

અલબત્ત તાવ જેટલો વિસ્તાર બીજા કોઇ રોગનો નથી મળતો પણ શીર્ષામય, શરદી, ઉધરસ, ક્ષય, કમળો, વગેરે રોગો ઓળખાયા હોય એમ દેખાય છે. જળોદરનો વ્યાધિ આ દેશમાં ઘણો જૂનો છે. વરુણના અપરાધનું પરિણામ એને ગણેલું છે. આજીગર્ત શુનઃશેપની કથા પ્રસિદ્ધ છે. અથર્વવેદના ત્રણ સૂક્તો ( ૧–૧૦, ૭–૮૩, ૬–૨૪) આ રોગનું ઝાંખું સૂચન છે. अ. वे. ६–२४–१ માં હૃદયનો ઉલ્લેખ છે તેમાં જળોદર હૃદ્રોગનું પરિણામ હોય છે એવું કદાચ સૂચન હોય. अ. वे. १–२, २–३ અને ६–१४માં **आस्राव** રોગનું નામ છે. ટીકાકારો અતિસાર અર્થ કરે છે. તે બરાબર છે. પણ કદાચ મૂત્રાતિસાર, રક્તસ્રાવ વગેરેનો પણ **आस्राव**માં સમાવેશ કર્યો હોય. ૬–૯૦ માં **विषूची**નો ઉલ્લેખ છે. પાછળથી એ શબ્દ કોલેરા માટે વપરાયો છે. અથર્વવેદમાં યે એ જ અર્થ વિવક્ષિત હશે ? જેમ અતિસારનો ઉલ્લેખ છે તેમ કબજીઆતનો હોવો જોઇએ. પણ બંધ થઇ ગયેલા પેશાબ છુટા કરવા વિષે તો આખું એક સૂક્ત છે ( જુઓ अ. वे. १–३). આ સૂક્તમાં તારા ઉપસ્થને ભેદું છું ( **प्र ते भिनद्मि मेहनं......यथा ते मूत्रं मुच्यताम्** अ. वे. १–३–७ ) એ રીતે શબ્દો છે એમાં પેશાબ લાવવા માટે અંદર સળી નાખવાનું સૂચન હશે ?

**यक्ष्मा, राजयक्ष्मा, अज्ञातयक्ष्मा, पापयक्ष्मा** વગેરે શબ્દો આયુર્વેદમાં ક્ષયવાચક ગણાય છે. વૈદિક સાહિત્ય ( ऋ. १०–१६३, अ. वे. २–३३, ३–११, ९–८, १९–३६, ) માં એ જ અર્થ હોય કે સામાન્ય રીતે જેમાં શરીર ઘસાય તેવા બધા ય રોગોનો વાચક હોય. अ. वे. २–८, २–१० અને ३–७ માં **क्षेत्रिय** અર્થાત્ વારસામાં ઉતરતા રોગને દૂર કરવાની પ્રાર્થનાઓ છે.[૩૪] કોઇ વનસ્પતિને ક્ષેત્રિયનાશની કહી છે. આંખના રોગો માટે જુઓ **अलज्जी** (९–८–२०), માથાનો રોગ, નાકના રોગ વગેરે જુદા જુદા અંગોના દુઃખાવાનો ઉલ્લેખ વેદમાં મળે છે. (જુઓ अ. वे. २–३३ માં જુદા જુદા અવયવોના રોગોનો ઉલ્લેખ ) વિદ્રધિ, ભંગ, ક્ષત વગેરે શલ્યતંત્રના રોગોનો ઉલ્લેખ છે. अ. वे. १–१७ માં રક્તસ્રાવ માટે પાટો બાંધવાનું તથા રેતીથી ભરેલી કોથળીથી દબાણ કરવાનું સૂચન છે એ સુન્દર છે. **अपचित्** ( अ. वे. ७–७४ ) તો પાછળની અપચી–ગંડમાળ

૩૪ नमः क्षेत्रस्य पतये वीरुत्क्षेत्रियनाशन्यपक्षेत्रियमुच्चतु अ. वे. २–८–४

જેવી ગાંઠ (Scrofula) જ હોવાનો સંભવ છે એ ઉપર[૩૫] વેધ અને છેદનો પ્રયોગ સૂચવ્યો છે તે પાછળના શલ્યતંત્રને સર્વથા અનુકૂળ છે.

બ્રાહ્મણોમાં અને સૂત્રોમાં સર્પવિદ્યા અને વિષવિદ્યાની વાતો આવે છે (જુઓ **श. ब्रा. १०-५-२-२०, सां. श्रौ. सूत्र. १६-२-२५. आ. श्रौ. सू. १०-७-५, छां. उ. ७-१-२, ऋग्विधात १-२-५**). આ વિદ્યાઓ તો ખાસ આથર્વણ વિદ્યાઓ છે. અથર્વવેદ [ ૫-૧૩, ૫-૧૬, ૬-૧૨, ૭-૫૬ ] માં સર્વવિષ વિષે કેટલાંક સૂક્તો છે જેમાં **तबुवम्** જેવા લોકભાષાના શબ્દો વપરાયા છે એ ઓછું સૂચક નથી. આ રીતે સુશ્રુતના કલ્પસ્થાનનું બીજ પણ વેદમાં છે. ઝેરી ખાણોનો પણ **अ. वे.** (૪-૬)માં ઉલ્લેખ છે.

ક્લિાસ જેવા ચામડીના રોગોની અને સાધારણ ક્રિમિ, ઢોરનાં ક્રિમિ ( **अ. वे.** ૨-૩૨ ) તથા બાળકોનાં ક્રિમિ ( ૫-૩૩ )ની પણ નોંધ છે. જેમાં આયુર્વેદમાં બાળરોગોમાં ગ્રહપીડાને મુખ્ય માનેલી છે તેમ વેદમાં જમ્ભદૈસથી ગૃહીત બાળકની આંચકી માટે અમુક મંત્રો છે (જુઓ ઋ. વે. ૧-૧૬-૪-૪૯નો આવો ઉપયોગ સૂત્રકાર કરે છે).

અષ્ટાંગ આયુર્વેદમાંથી હવે માત્ર રસાયન વાજીકરણ એનાં મૂળ બીજ વેદમાં જોવાનાં રહ્યાં. ભૂતવિદ્યાથી તો અથર્વવેદ ભર્યો જ છે એટલે એનો તો પ્રશ્ન જ નથી. આયુષ્ય સૂક્તો અથર્વવેદમાં અને બીજા વેદોમાં પુષ્કળ છે. શ્રૌત અને ગૃહ્ય સૂત્રોમાં આયુષ્ય મંત્રો પુષ્કળ ટાંકેલા છે. એ માટે સોનાનાં માદળીયાં, બીજાં માદળીયાં, મેખલા વગેરેનો ઉપયોગ કરવાનો રિવાજ હતો. સો શરદ અને તેથી પણ વધારે આયુષ્ય ભોગવવાની વૈદિક વાસના સુપ્રસિદ્ધ છે. પણ અથર્વવેદમાં આયુષ્યવર્ધક અનેક સૂક્તો છે.[૩૬] જુઓ ( **अ. वे.** ૧-૩૫, ૩-૧૧, ૭-૫૩-૬, ૨-૨૮, ૨-૨૯, ૩-૩૧ વગેરે અનેક સૂક્તો. )

દીર્ઘાયુષ્ય માટે રસાયનોની યોજના ચરક સુશ્રુતમાં મુખ્યત્વે છે. વેદમાં મુખ્ય રસાયન દેવસ્તુતિ છે; વાજીકરણનું પણ સૂચન નથી એમ નથી. ( જુઓ **अ. वे.** ૫-૨૫-૮ ) ટુંકામાં આયુર્વેદનાં બધાં અંગોનું કાંઈક સૂચન વેદોમાં મળે છે. અલબત્ત જેટલું આથર્વણ વૈદ્ય જાણતો હશે તેટલું બધું વેદમાં મળી આવે એ આશા ખોટી છે, કારણકે વેદો કાંઇ વૈદાના ગ્રન્થો નથી. વળી હજી વેદમાં વૈદકને લગતા જેટલા ઉલ્લેખો છે તે સર્વનો પૂરો અભ્યાસ પણ થયો નથી. પણ આથર્વણ વૈદ્યનો વિકાસ થઈને જ આયુર્વેદિક આચાર્યો થયા છે એ નિઃસંદેહ છે.

---

૩૫ विध्याम्यासां प्रथमां विध्याम्युत मध्यमां ।
इदं जघन्यांमासामाच्छिनद्मि स्तुकामिव. अ. वे. ६-७४-२.

૩૬ तत्ते बध्नाम्यायुषे वर्चसे बलाय दीर्घायुत्वाय शतशारदाय (१-३५-१)
शतं जीव शरदो वर्धमानः शतं हेमन्तान् शतमु वसन्तान्
शतं त इन्द्रो अग्निः सविता बृहस्पतिः शतायुषा हविषा हार्षमेनम् ॥
( ३-११-४ )
तथा त्वं जीव शरदः सुवर्चा ( २-२९-७ )

# ભાસ્કરાચાર્ય વિષે કેટલુંક પ્રકીર્ણ

[ શ્રી. હરિહર પ્રા. ભટ્ટ ]

### ૧. લીલાવતી ભાસ્કરાચાર્યની પુત્રી હતી કે સ્ત્રી ?

હિંદુસ્તાનના પ્રસિદ્ધ ગણિતી ભાસ્કરાચાર્ય (જન્મ ઇ. સ. ૧૧૧૪) કૃત 'લીલાવતી' વિષે ઘણી દંતકથાઓ પ્રચલિત છે. કોઇ કહે છે કે લીલાવતી ભાસ્કરાચાર્યની પુત્રી હતી. પિતા જ્યોતિષી હોવાથી તેનો વૈધવ્યયોગ જાણતા હતા. તેથી તેણે તેને અવિવાહિતા રાખીને ખૂબ ગણિત ભણાવ્યું, અને તેની સ્મૃતિમાં પોતાના ગ્રંથનું નામ 'લીલાવતી' રાખ્યું. કોઇ કહે છે કે પુત્રી બાળવયમાં જ વિધવા થવાથી ભાસ્કરાચાર્યે તેને ગણિતમાં પ્રવીણ કરી પોતાના ગ્રંથને તેનું નામ આપ્યું. કોઇ કહે છે કે લીલાવતીનો વૈધવ્યયોગ પિતાએ જાણ્યો જ હતો. તેથી તેણે એવું સુમુહૂર્ત શોધી કાઢયું કે તે યોગમાં પુત્રી પરણે તો કદી વિધવા ન થાય. તે જમાનામાં સમય 'ઘટીપાત્ર' થી માપવામાં આવતો હતો. 'ઘટીપાત્ર' એક વાડકી હતું. તેને તળીએ એક કાણું હતું. તે પાત્રને પાણી પર મૂકતાં તે પૂરૂં ભરાય તેને એક ઘડી લાગતી. આ પ્રમાણે સમય માપી અમુક પળે લગ્નવિધિ કરવાનો હતો. પિતાને કંઇ કામ પડવાથી તે બહાર ગયા અને પુત્રીને વાડકીનું ધ્યાન રાખવાનું કહેતા ગયા. લીલાવતી બાળક હતી. તેણે રમત રમતાં પોતાના ચાંલ્લા પરના ચોખાના દાણા એક પછી એક લઇને ઘડીપાત્રમાં નાંખવા માંડયા. તેમાંથી એક દાણો પાત્રના કાણામાં ભરાઈ ગયો. આથી પાણી વધારે ધીમે આવવા માંડયું, અને સમય ખોટો મપાયો. ખરૂં મુહૂર્ત ચુકાઈ જવાયું અને લીલાવતી વિધવા થઇ. પિતાએ તેને ગણિત-પારંગત કરી અને તેનું નામ પોતાના ગ્રંથને આપ્યું.

આવી લીલાવતીને માટે દંતકથાઓ છે. હવે આ વિષયમાં કંઇ વધારે વજનદાર પ્રમાણો છે કે નહિ તે જોઇએ.

લીલાવતીમાં લીલાવતીને પ્રત્યક્ષ સંબોધન ૧૨મા શ્લોકમાં આવે છે (बाले लीलावति). એટલે 'લીલાવતી' નામની કોઈ વ્યક્તિના સ્મરણમાં ગ્રંથનું નામ રખાયું છે એમાં તો શક નથી, પણ આ વ્યક્તિનો કર્તા સાથે શો સંબંધ હતો તે તેટલું સ્પષ્ટ નથી. શ્લોક ૫૬ માં અને ૭૨ માં 'कान्ते' એવું સંબોધન આવે છે. કેટલાક ટીકાકારો એનો અર્થ 'प्रिये पुत्रि' એવો કરે છે. વ્યાકરણ પ્રમાણે આ અર્થ ખોટો નથી. પણ ભાસ્કરાચાર્યના સમય (ઈસ્વી ૧૨ મા સૈકા સુધીમાં) આ શબ્દ માત્ર પત્ની માટે જ પૂરેપૂરો રૂઢ થઇ ગયો હતો. આ સમય પછી પણ આ શબ્દને પત્ની સિવાય બીજાને લગાડવાની કોઇએ હિંમત કરી નથી. આ જોતાં ભાસ્કરાચાર્યે આ શબ્દ પુત્રીને લગાડયો હોય એ સંભવતું નથી. એટલે લીલાવતી ભાસ્કરાચાર્યની સ્ત્રી હોય એવો સંભવ છે, છતાં આ વિષે બીજી કોઇ પણ બાબતથી પ્રકાશ પડતો નથી.

ઉપર જણાવ્યા પ્રમાણે ૧૨ મા અને ૧૬ મા શ્લોકમાં લીલાવતીને बालेથી પણ સંબોધી છે. પણ बाले તો ન્હાની સ્ત્રીને પણ કહેવાનો રિવાજ છે. बाले ફરીને શ્લોક ૧૬ મા અને ૪૭ મામાં આવે છે. તે સિવાય बालकुरंगलोलनयने અને कल्याणिनि (શ્લોક ૧૬), चञ्चलाक्षि (શ્લોક ૪૭) અને मृगाक्षि (શ્લોક ૫૬) માં આવે છે. આ વિશેષણો તો સ્ત્રી તેમ જ પુત્રી બંનેને લાગુ પડે એવાં છે. ગ્રંથને અંતે એક શ્લેષવાળો શ્લોક (૨૮૦ મો) આવે છે. એમાં કહ્યું છે કે લીલાવતી (૧ આ ગ્રંથ. ૨ રમતવાળી સ્ત્રી) જેને કંઠસક્તા (૧ કંઠસ્થ, મોંહે. ૨ કંઠાલિંગિત) હોય તે ધન્ય છે. આપણા સમાજમાં પિતા પુત્રીને વિષે (ખાસ કરીને જો તે અવિવાહિતા અથવા વિધવા હોય તો) આમ કહે એ કંઇક વિચિત્ર લાગે. ખાસ કરીને ભાસ્કરાચાર્યને તો લીલાવતી કંઠસક્તા (કંઠસ્થ) હતી જ, એટલે આવો ધ્વનિ તો કુશળ કવિ કેમ જ નીકળવા દે? પણ જો લીલાવતીને ભાસ્કરાચાર્યની સ્ત્રી કલ્પીએ તો આ વિચિત્રતા મટી જાય છે, એટલું જ નહિ, પણ કવિની ધન્યતાનો ધ્વનિ નીકળે છે. આ રીતે લીલાવતી ભાસ્કરાચાર્યની પત્ની હોવા વિષેના ચોકખા ઉલ્લેખો મળે છે. પુત્રી હોવાના ચોકખા ઉલ્લેખો મળતા નથી. દુર્ભાગ્યે કોઇ બહારનો પુરાવો આ બાબતમાં ઉપલબ્ધ નથી. આ સ્થિતિમાં આપણે લીલાવતીને ભાસ્કરાચાર્યની સ્ત્રી ગણીએ તો વધારે યોગ્ય ગણાય.

## ૨. સામાજિક સ્થિતિ

લીલાવતીમાં એક ઠેકાણે આવેલો ઉલ્લેખ તે વખતની સમાજસ્થિતિ ઉપર ખૂબ ધ્યાન ખેંચે એવો છે. વ્યસ્ત ત્રૈરાશિકનું ઉદાહરણ આપતાં આચાર્ય કહે છેઃ—

> प्राप्नोति चेत् षोडशवत्सरा स्त्री
> द्वात्रिंशतिं विंशतिवत्सरा किम् ।

જો ૧૬ વર્ષની સ્ત્રીના ૩૨ નિષ્ક પડે તો ૨૦ વર્ષની સ્ત્રીનું શું પડે?

આવું ઉદાહરણ આજે કોઇ પોતાના ગણિતમાં આપે તો જરૂર વિચિત્ર લાગે. પણ આચાર્યે આવું ઉદાહરણ આપવામાં સંકોચ નથી કર્યો એ આજના અને તે વખતના સમાજ વિષે આ બાબતમાં બહુ મોટું અંતર હોવું જોઇએ એમ બતાવે છે. એ વખતે કાં તો કન્યાવિક્રય (અત્યારે પ્રચલિત અર્થમાં) વધારે નીચા અને વધારે વ્યાપક સ્વરૂપમાં પ્રચલિત હશે, અથવા તો કદાચ સ્ત્રીઓનો (કે કન્યાઓનો) વ્યાપાર પ્રચલિત હશે. દસવી બારમો સૈકો હિંદુસ્તાનની પતિત અવસ્થાના કાળ માંહેલો જ એક હતો એ જોતાં આમાં બહુ આશ્ચર્ય જેવું નથી.

## ૩. આર્થિક સ્થિતિ

લીલાવતીનું બીજું એક ઉદાહરણ પણ તેટલું જ [illegible] ચે [illegible]. પંચરાશિના ત્રણ ઉદાહરણમાં વ્યાજનો ભાવ દર [illegible] દર [illegible] ને ચોથામાં

દર માસે ૫૧/૫ ટકા કહ્યો છે. 'મિશ્રવ્યવહાર'માં પણ પહેલા દાખલામાં દર માસે ૫ ટકા અને બીજામાં દર માસે ૫, ૪ અને ૩ ટકા કહ્યો છે. જો કે હમેશાં બજારનો જ ભાવ ગણિતમાં આપવામાં આવતો નથી, તો પણ બજાર ભાવ અને દાખલા વચ્ચે આકાશ-પાતાળનું અંતર તો ન જ હોય. અત્યારના અંકગણિતમાં દર વરસે દર સેંકડે ૬૦ ટકાના વ્યાજનો દાખલો નહિ મુકીએ. મુકીશું, તો એકાદ વખત જ માત્ર અપવાદ તરીકે પણ આચાર્યે તો વ્યાજના કુલ ૮ દાખલામાં મહિને ૫ ટકા એટલે વરસે ૬૦ ટકા, એક દાખલામાં મહિને ૫૧/૫ ટકા એટલે વરસે ૬૨૨/૫ ટકા, એક દાખલામાં વરસે ૪૮ ટકા અને ૧ માં ૩૬ ટકા ભાવ કહ્યો છે. આ ઉપરથી જરૂર અત્યારના કરતાં તે વખતે વ્યાજનો ભાર ઘણો વધારે હશે. આ ઉપરથી તે વખતની આર્થિક સ્થિતિ વિષે અર્થશાસ્ત્રીઓ કદાચ કંઈક અનુમાન દોરી શકે.

# બાલશિક્ષા.

## ( પ્રાચીન ગુજરાતી સંસ્કૃત વ્યાકરણ )

[ પંડિત લાલચંદ ભગવાનદાસ ગાંધી ]

શ્રીમંત સરકાર નામદાર સયાજીરાવ મહારાજા સાહેબની આજ્ઞાથી સ્વ૦ સાક્ષર ચીમનલાલ ડાહ્યાભાઇ દલાલ ઇ. સ. ૧૯૧૬ ના સપ્ટેંબરમાં જેસલમેરના જૈન ભંડારો તપાસવા ગયા. તેની નોંધ કરી તેઓ ડીસેંબરમાં પાછા ફર્યા. તેમણે કરેલી નોંધને તેઓ વ્યવસ્થિત રૂપમાં મૂકી પ્રગટ કરી શકે તે પહેલાં તેઓ અવસાન પામ્યા. તેના સંપાદનનું કાર્ય મારે હાથ આવ્યું, અને તે ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝના પચીસમા નંબર તરીકે પ્રસિદ્ધ થઇ ચૂક્યું છે. આ સૂચિમાં બાલશિક્ષા નામના એક ગ્રંથનો ઉલ્લેખ છે. તે ગ્રંથ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ અત્યંત ઉપયોગી હોવાથી તેનો પરિચય પ્રસ્તુત લેખમાં કરાવવા ઇચ્છું છું*

: બાલશિક્ષા 'ની કાગળ પર લખાયેલી ત્રીશ પત્રવાળી એક પ્રતિ જેસલમેરના ' બડા ભંડાર 'ના નામથી ઓળખાતા ભંડારમાં છે. તે પરથી સદ્‌ગત દલાલે નોંધેલ આદ્યંતભાગ ' જેસલમેર ભાં૦ સૂચી ' ( પૃ. ૪૫ ) માં પ્રકટ કરવામાં આવ્યો છે. ' બાલશિક્ષા ' એ નામ ઉપરથી તો સામાન્ય રીતે લોકો એમ જ કલ્પના કરે કે–' એમાં કાંઇક બાલકો માટે શિક્ષા હશે,' પરંતુ અહિં બાલ શબ્દ ' શબ્દ અપશબ્દના અનભિજ્ઞ ' અથવા ' શબ્દ શાસ્ત્રના અનભ્યાસી ' કિંવા ' સંસ્કૃતવ્યાકરણના પ્રાથમિક અભ્યાસી ' એવા અર્થમાં વપરાયેલ છે. જેમ અનુભૂતિ સ્વરૂપાચાર્યની સારસ્વતી પ્રક્રિયાના પ્રારંભમાં ' **बालधीवृद्धिसिद्धये** ' માં મૂકાયેલ બાલશબ્દનો અર્થ કરવામાં આવે છે, તેમ અહિંપણ સમજવાનું છે. ગ્રંથકર્તાનો પ્રારંભમાં મંગલ, અભિધેયાદિ શ્લોક આ પ્રમાણે છે—

" श्रीमन्नत्वा परं ब्रह्म बालशिक्षां यथाक्रमम् ।
संक्षेपाद् रचयिष्यामि कातन्त्रात् सा(शा)र्ववर्मिकात् ॥ १ ॥ "

શ્લોકના પહેલા ચરણમાં સર્વ દર્શનોના અભીષ્ટ પરમ બ્રહ્મને નમસ્કાર કરવા રૂપ મંગલ કરી ' આ ગ્રંથ સર્વ મતાનુયાયીઓને ઉપાદેય છે,' એમ ગ્રંથકારે ધ્વનિત કર્યું છે. બીજા ચરણમાં 'બાલશિક્ષા ' અભિધેય સૂચવ્યું છે, તેને ઉત્તરાર્ધથી વિશેષ સ્પષ્ટ કર્યું છે કે–'શર્વવર્માના કાતંત્ર ઉપરથી સંક્ષેપથી હું રચીશ'. આથી ગ્રંથકર્તાનો આશય સમજી શકાય તેમ છે.

આ ...વનું પ્રમાણ કેટલું છે, ગ્રંથકર્તા કોણ છે, ગ્રંથ ક્યારે રચાયો વગેરે સંબંધમાં ગ્રંથકારે સ્વયં તેના અંતભાગમાં–પ્રશસ્તિપદ્યોમાં સૂચવ્યું છે.

* પંડિત લાલચંદના પ્રાસ્તવિક ભાગનો ઉપર સાર આપ્યો છે. સં૦

"सदोपकार्यात् साध्याद(ध्योऽ)यं लक्षणद्रव्यसंग्रहः ।
सार्द्धाष्टादशशत्यंकोऽप्यक्षयः स्तात् तदर्थिनाम् ॥ १ ॥
मुंचंति मुक्ता जलजन्तवोऽपि स्वात्यम्भसां तल्ललितं न तेषाम् ।
यच्चोपला अप्यमृतं स्रवन्ते तद् वल्गितं चन्द्रमसः कराणाम् ॥ २ ॥
सतां प्रसादः स हि यन्मयापि श्रीमालवंश्येन कृतिः कृतेयम् ।
साढाकमूठक्कुरकूरसिंहपुत्रेण षट्त्रित्रियुतैकवर्ष ॥ ३ ॥
बहूनि शास्त्राणि विलोक्य तावद् विनिर्मितेयं महतोद्यमेन ।
संशोधिता सद्भिरथापि शोध्या सल्लक्षणं क्षोदसहं स ए(तदे)व ॥४॥
यावद् धत्ते गगनसरसी राजहंसप्रयातं
मेरुश्चाग्निर्वरदिनवधूशर्वरीमंगलानि ।
तावद् बोधं भुवि विदधती बालशिक्षा सदैषा
जीयाद् योगादतिमतिमतां वर्धमानाधिकश्रीः ॥ ५ ॥"

ભાવાર્થઃ—સદા ઉપકારી હોવાથી આ લક્ષણ-દ્રવ્યનો સંગ્રહ સાધવા યોગ્ય છે, તે સાડા અઢારસો ( ૧૮૫૦ શ્લોક સંખ્યા ) થી અંકિત હોવા છતાં પણ તેના અભિલાષીઓને અક્ષય હો. ૧

જલજંતુઓ પણ મોતી મૂકે છે, તે પ્રભાવ સ્વાતિ ( નક્ષત્ર )ના પાણીનો છે, તેમનો નથી. પત્થરાઓ (ચંદ્રકાંતમણિઓ) પણ અમૃત ઝરે છે, તે પ્રભાવ ચંદ્રના કિરણોનો છે. ૨

તેમ જ શ્રીમાલવંશમાં ઉત્પન્ન થયેલ સાઢાકમૂ (પુત્ર) ઠક્કુર કૂરસિંહના પુત્ર-મેં પણ આ જે કૃતિ [ વિ. સં. ] ૧૩૩૬ વર્ષે કરી છે, તે સજ્જનોનો જ પ્રસાદ છે. ૩

બહુ શાસ્ત્રોનું વિલોકન કરીને આ મ્હોટા ઉદ્યમથી રચવામાં આવી છે. સજ્જનોએ એનું સંશોધન કર્યું છે, તો પણ એને શુદ્ધ કરવી. ક્ષોદસહ તે જ સલ્લક્ષણ છે.

જ્યાં સુધી ગગનરૂપી સરોવર રાજહંસ (સૂર્ય, ચંદ્ર) ના પ્રયાણને ધારણ કરે છે, અને મેરુ તથા અગ્નિ (?) દિનરૂપી વર અને રાત્રિરૂપી વધૂનાં મંગલોને ધારણ કરે છે, ત્યાં સુધી પૃથ્વી પર સદા બોધ કરતી આ બાલશિક્ષા અતિમતિમાનોના યોગથી વધતી અધિક શ્રી (શોભા, લક્ષ્મી)વાળી બની જયવંતી વર્તો રહો. ૫

ઉપર દર્શાવેલ આદ્યંત જોવાથી એવો ખ્યાલ આવી શકે કે-'કાતંત્રપરથી સંક્ષેપમાં રચાયેલ આ સંસ્કૃત વ્યાકરણ હોવું જોઇએ.' પરંતુ એ ઉપરથી ભાગ્યે જ કોઇ સમજી શકે તેમ છે કે-'ઔક્તિકની પદ્ધતિનું તત્કાલીન ગૂજરાતીભાષાથી શીખવાનું એ સંસ્કૃત વ્યાકરણ હશે.'

'બાલશિક્ષા' એ નામ ઉપરથી મ્હને કંઇક વિચાર આવ્યો કે—નાગરી લિપિના અક્ષરોને જેમ 'બાલબોધ' તથા ભાષાનુવાદને જેમ 'બાલાવબોધ' તરીકે ઓળખવામાં આવે છે, મહારાષ્ટ્રી ભાષાથી સંસ્કૃત શીખવાને જેમ 'બાલબોધિની' રચાયેલ છે, તેમ આ પણ કદાચ લોકભાષાથી શીખવાનું સંસ્કૃત વ્યાકરણ હશે એવી જિજ્ઞાસાથી એ ગ્રંથ

તપાસવા મ્હને ઈચ્છા થઈ, પરંતુ આ ગ્રંથની પ્રતિ અન્યત્ર મળવી દુર્લભ જણાઈ. સદ્‌ભાગ્યે વયોવૃદ્ધ જૈન મુનિરાજ શ્રી હંસવિજયજી મહારાજના સંગ્રહમાંથી અહિંના જૈન જ્ઞાનમંદિરમાંથી એ ગ્રંથની પ્રતિ મ્હને મળી. કે જે પ્રતિ તેઓશ્રીએ વિ. સં. ૧૯૫૦માં જેસલમેરના ચાતુર્માસ દરમ્યાન ત્યાંના આદર્શ પુસ્તક ઉપરથી નવી લખાવી લીધી હતી. જો કે આ પ્રતિ કેટલીક જગ્યાએ અશુદ્ધ છે, તો પણ મૂળ ગ્રંથની ભાષા તેમાં સારી રીતે સચવાઈ રહેલી જણાય છે. તેનો અંતર્ભાગ તપાસવાથી તે ગ્રંથમાં રહેલી તત્કાલીન ગૂજરાતી ભાષા તરફ મ્હારૂં ખાસ લક્ષ્ય ખેંચાયું. હું ધારૂં છું કે-પ્રાચીન ગૂજરાતી ભાષાના અભ્યાસીઓને આથી કંઈક નવું જાણવા-વિચારવાનું મળશે.

પ્રસ્તુત ગ્રંથના પ્રારંભમાં કર્તાએ બીજા બે શ્લોકો મૂક્યા છે, તેમાં આ ગ્રંથના જે આઠ વિભાગોમાં વિભક્ત કરેલ છે, તેનાં નામો તથા આ ગ્રંથની ઉપયોગિતા માટે જણાવ્યું છે. તે શ્લોકો આ પ્રમાણે છે.—

" आदौ संज्ञा ततः सन्धिः स्यादयः कारकाणि च।
समासान्योक्तिविज्ञानं संस्कारस्त्यादयस्तथा ॥ २ ॥
इत्यष्टप्रक्रमोपेतामेतां कुर्वन्तु हृद्गृहे।
कातन्त्रभास्कराभावे यथा दीपश्रियं जनाः ॥ ३ ॥ "

ભાવાર્થઃ—૧ સંજ્ઞાપ્રક્રમ, ૨ સંધિપ્રક્રમ, ૩ સ્યાદિપ્રક્રમ, ૪ કારકપ્રક્રમ, ૫ સમાસપ્રક્રમ, ૬ અન્યોક્તિવિજ્ઞાન પ્રક્રમ, ૭ સંસ્કાર પ્રક્રમ અને ૮ ત્યાદિપ્રક્રમ એમ આઠ પ્રક્રમોથી યુક્ત આ બાલશિક્ષાને કાતંત્ર—સૂર્યના અભાવમાં દીપશ્રી સદશ સમજી હે જનો! આપ હૃદય—ગૃહમાં સ્થાપન કરો. ૨, ૩.

પૂર્વોક્ત પ્રશસ્તિપદ્યોમાં જો કે કર્તાનું નામ જોવામાં આવતું નથી, પરંતુ પ્રક્રમોના અન્તમાં સંગ્રામસિંહ નામ જોવામાં આવે છે[1]. વિ. સં. ૧૫૨૦ માં 'બુદ્ધિસાગર' નામના સર્વમાન્ય અત્યુપયોગી ગ્રંથના રચનાર, મહમ્મદ ખીલજીના માનીતા વિશ્વાસપાત્ર ભંડારી, લક્ષ્મી અને સરસ્વતીના કૃપાપાત્ર, માંડવગઢના પ્રસિદ્ધ ઓસવાલ કવિ સંગ્રામસિંહથી પ્રસ્તુત બાલશિક્ષાકાર સંગ્રામસિંહ ભિન્ન છે, એ ઉપર્યુક્ત પ્રશસ્તિમાં સૂચવાયેલ રચનાસમય, ગ્રંથકૃત્પરિચય ઇત્યાદિથી સ્પષ્ટ સમજી શકાય તેમ છે. વિશેષમાં આ ગ્રંથકાર એક સ્થળે કર્ણદેવરાજાના ઉજ્જ્વલ યશની પ્રશંસા કરે છે. જૂઓ—

આ કર્ણદેવ કયા તે હજુ વિચારવાનું છે. ગ્રંથકાર શ્રીમાલવંશના હતા, પ્રાયઃ તે જૈન હશે, પરંતુ તે માટે નિર્ણયરૂપમાં કંઇ કહી શકાય તેમ નથી. તેઓ 'ગૂજરાતના વતની હોવા જોઇએ' એમ તો આ ગ્રંથમાં વપરાયેલ ભાષા ઉપરથી અનુમાન કરી શકાય તેમ છે. વૈશ્યો પણ વિદ્વાન થઇ ગયા છે અને તેમણે પણ સાહિત્યસેવામાં અમુક અંશે ભાગ લીધો છે એ આ ગ્રંથ જોવાથી વિશેષ સ્પષ્ટ જણાઇ આવે છે.

---

[1] इति ठ. संग्रामसिंहविरचितायां बालशिक्षायां संस्कारप्रक्रमः।

"वेदाः प्रमाणं स्मृतयः प्रमाणं धर्मार्थयुक्तं वचनं प्रमाणम्॥
श्री कर्णदेवस्य नराधिपस्य शुभ्रं यशः केवलमप्रमाणम्॥"

બાલશિક્ષા (કારકપ્રક્રમ, ૫—૧૨)

ગ્રંથકારે પ્રશસ્તિમાં જણાવ્યું છે કે—'આ બાલશિક્ષા બહુ શાસ્ત્રોનું વિલોકન કરી રચેલી છે.' તે તેમાં મૂકેલાં શૃંગારતિલકાલંકાર, કુમારસંભવ, માઘ વગેરેનાં ઉદાહરણોથી પ્રમાણિત ગણી શકાય તેમ છે.

અપભ્રંશ ભાષા પર્યંત પ્રાચીન ષડ્ભાષાનું સાંગોપાંગ વ્યાકરણ રચનાર, સુપ્રસિદ્ધ ગ્રંથકાર શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના સ્વર્ગવાસ ( વિ. સં. ૧૨૨૯ ) પછી લગભગ સો વર્ષે, ગૂજરાતીથી હૈમવ્યાકરણનું સંક્ષિપ્ત જ્ઞાન કરાવનાર કુલમંડનસૂરિના મુગ્ધાવબોધ ઔક્તિકની રચના (વિ સં. ૧૪૫૦) પહેલાં લગભગ સો વર્ષે, ગૂજરાતમાં મુસલમાની રાજ્ય મંડાયું ( વિ. સં. ૧૩૬૫) તે પહેલાં ત્રીસેક વર્ષ પહેલાં—આજથી સાડા છસો વર્ષ ઉપર ગૂજરાતી ભાષાનું સ્વરૂપ કેવા પ્રકારનું હતું ? વર્તમાનમાં પ્રચલિત ગૂજરાતીથી તે કાળની ગૂજરાતીમાં કેટલો અને કેવા રૂપમાં ફેરફાર હતો એ વિષયમાં ઘણો સારો પ્રકાશ પાડી શકે તેવો આ ગ્રંથ છે. તેથી તેના જૂદા જૂદા પ્રક્રમમાં વપરાયેલા શબ્દો સંગૃહીત કરી વાચકોની જાણ માટે અહિં દર્શાવું છું.—

૧ સંજ્ઞા પ્રક્રમમાં—

સ્વર કેતા ૧૪, સમાન કેતા ૧૦, સવર્ણ ૧૦, હ્રસ્વ ૫, દીર્ઘ ૫, નામીઆ સ્વરો ૧૨, સંધ્યક્ષર ૪, વ્યંજન ૩૩, વર્ગ ૫ કચટતપ, અઘોષ ૧૩, ઘોષવંત ૨૦.

લિંગ ૩ પુલિંગ, સ્ત્રીલિંગ, નપુંસકલિંગ: ભલુ પુલિંગ, ભલી સ્ત્રીલિંગ, ભલું નપુંસકલિંગ.

૩ સ્યાદિપ્રક્રમમાં—

સિ એકવચનુ, ઔ દ્વિવચનુ, જસ્ બહુવચન.

૪ કારકપ્રક્રમમાં—

પત્ર ૧૩ માં

अथ प्रत्येकं विभक्तिप्राप्तिमाह-કરઈ, લિયઈ, દિયઈ इत्यादौ वर्तमाना ।
કીજઇ, દીજઈ, લીજઈ इत्यादौ यक्रोक्तौ कर्मणि वर्तमानाया आत्मनेपदम् ।
કરિજે, લેજે, દેજે इत्यादौ यकारांतवचने सप्तमी ।
કરિ, લઈ, દઈ इत्यादौ अनुमति पंचमी ।
કીજઉ, દીજઉ, લીજઉ इत्यादौ कर्मण्यात्मनेपदं ।
કીધઉં, દીધઉં, લીધઉં इत्यादौ परोक्षा ह्यस्तन्यद्यतन्यौ च ।
કાલિ કીધઉં इत्यादौ ह्यस्तन्येव, न परोक्षाद्यतन्यौ ।
આજુ કીધઉં इत्यादौ अद्यतनी, न परोक्षा-ह्यस्तन्यौ ।
મ કરીસ (કરિ) મ લઈ, મ દઈ, મ કરિસિ, મ લેસિ ,મ દેસિ इत्यादौ माशब्दयोगेऽद्यतनी ।

મે કીધુ, મે લીધુ, મે દીધુ इत्यादौ कर्मणि।

જઈ કરત, જઈ લેત, જઈ દેત, इत्यादौ क्रियातिपत्तिः।

જઈ કીજત, લીજત, દીજત इत्यादौ कर्मणि क्रियातिपत्तेरात्मनेपदं।

કરિસિઈ, લેસ(સિ)ઈ, દેસિઈ इत्यादौ નહી કરઈ, નહી લિયઈ, નહી દિયઈ इत्यादौ भविष्यंती।

કીજિસિઈ, લીજિસિઈ, દિજિસિઈ इत्यादौ નહી કીજઈ, નહી લીજઈ इत्यादौ च कर्मणि भविष्यन्त्यात्मनपदम्। કલિ કરિસઈ इत्यादौ श्वस्तनी।

શિરૂ જિણિસઈ, વર્ષ શયુ(સઉ)જીવિસઈ इत्यादौ आशीर्युक्तं भविष्यतिकालः।

अथ कृत्प्रत्ययप्राप्तिमाह–

કરતઉ, લેતઉ, દેતઉ इत्यादौ कर्तरि वर्तमाने शतृशानशौ।

કીજતઉ, લીજતઉ, દીજતઉ इत्यादौ कर्मण्यानश्।

કરણહારુ, લેણહારુ, દેણહારુ इत्यादौ वर्तमाने वुण्-तृचौ।

કીધઉ, દીધઉ, લીધઉ इत्यादौ अतीते निष्ठा।

કરીઉ, લેઉ, દેઉ इत्यादौ क्त्वा।

કરિવા, લેવા, દેવા इत्यादौ तुम्।

કરી જાપુ પદી સકઉ, કરિવઉ, લેવઉ, દેવઉ इत्यादौ कर्मणि तव्यानीयौ।

કરણહારુ, લેણહારુ इत्यादौ भविष्यति काले......

अथ विशेषप्रत्ययप्राप्तिमाह–

કરાવઈ, કરાવિવઉ, કરાવિસઈ, કરાવતઉ, કરાવી, કરાવિવા इत्यादौ इनंतात्......प्रत्ययाः। — (उक्तिप्रक्रमः षष्ठः)

૭ મા સંસ્કારપ્રક્રમમાં લગભગ ૧૦૦ શબ્દો તે કાલની ગુજરાતી ભાષાના દર્શાવ્યા છે, જેમાં ક્રિયાપદોનો બહોળો ભાગ છે; તે શબ્દો સાથે તેના સંસ્કૃતપર્યાય શબ્દો ગ્રંથકારે જ મૂક્યા છે. તેથી તેને એક રીતે અકારાદિક્રમ વિનાનો 'પ્રાચીન ગૂજરાતી—સંસ્કૃત કોશ' ઓળખાવી શકાય તેમ છે. તે કોશ અહિં દર્શાવું છું.—

# પ્રાચીન ગુજરાતી–સંસ્કૃત શબ્દકોશ

( વિ. સં. ૧૩૩૬ માં રચાયેલ સંગ્રામસિંહની બાલશિક્ષામાંથી સંગૃહીત )

આજુ अद्य
[ કાલી ] कल्ये
પરમ परेद्यवि
અરીરમ अपरेद्युः, अन्यस्मिन्नहनि, अन्येद्युः
આજૂણુનું अद्यतनं
કાલૂણઉં कल्यतनं
હિવડાં इदानीं, अधुना, संप्रति, सांप्रतं
હિવડાનું आधुनिकं, सांप्रतीनं
નહીતના વા (?) नो चेत्
લિગઇ प्रभृति, आरभ्य
પાખઇ विना, ऋते
મુહિયાં मुधा
જિમ यथा
તિમ तथा
જાણુ (જાં) ઉ यावत्
તાંઉ तावत्
એક વાર एकदा
સવઇ વાર सर्वदा, सदा
જહિયા यदा, यथा
તહિયાં तदा, तदानीं
કહિયાં कदा
અનેરી વાર अन्यदा
કીહાં क्व, कुत्र
'જીહાં यत्र
તીહાં तत्र
ઈહાં अत्र
અને તઇ अन्यत्र
સગલઇ सर्वत्र

વલીઉ व्यावृत्य, व्याघुट्य
તિમઇ तत्काले
ઝટકઈ झटिति
જૂઉ पृथक्
તાહરું त्वदीयं, भवदीयं
માહરઉં मदीयं
તુમ્હારું युष्मदीयं
અમ્હારઉં अस्मदीयं
સરીખઉ सदृशः
કિસઉ कीदृशः
જિસઉ यादृशः
તિસઉ तादृशः
ઇસઉ ईदृशः
પસઉ यादृशः
અનેસઉ अन्यादृशः
અમ્હ સરીખઉ अस्मादृशः
તૂ સરીખઉ त्वादृशः
મૂ સરીખઉ मादृशः
તુમ ( મ્હ ) સરીખઉ युष्मादृशः
તસિ तर्हि
જેતલું यावन्मात्रं
તેતલું तावन्मात्रं
એતલું एतावन्मात्रं, इयन्मात्रं
કેતલું कियन्मात्रं
અરહુ अर्वाक्
પરહુ परतः
પાખલિ परो( रि )तः
સવહિ ગમા समंतात्, सर्वतः

બાહિરિ बहिः, बाह्यं
પહિલું आदिमं
છહિલઉં अंतिमं
એકપરિ एकधा
બિહુપરિ द्विधा इत्यादि.
બહિંપરિ पोंढा
અનેકપરિ अनेकधा, बहुधा
સવેહિપરિ सर्वथा
જડપણઉં जडता, जडत्वं, जाड्यं
અહુણઉ प्रथमः
પુરુ परुत्.
ઊગમુગઉ अवाग्मुखः
ઝઝાંખસઉં वल्गांक्षकः
ઉધધલુ उधू (द्ध)लिकं
વરગડ वराघर्प( रपक्ष )काः
જનુત્ર यज्ञयात्रा
જાનાવાસઉ जन्यावासकः
પકઉડઉ पक्वतेडिकः
ઉસીઆલું अम्भृशालयं
ઘુઘટઉ अवगुंठनं
વાણિગ वादिनी
અડિકદ્ अपराल्या
આહિર જાહિર पहिरे याहिरे
મસાહણી महासाधनिका
આપડલી अक्षपटलिक(का)
ચાંદ્રિઉં चंद्रिकालयं
ધણીવઉ धन्यावयः
ઝીડલિ छिद्रादि(द)टिनी
નીપણીયાસુ निःक्षीणकर्मा
બલબલીઉ वाचालः, वाचाटः
મેરાડઉ मे राज्यकं
વાદલુ वारिदपटलं
અભાણ(ભિ)ઉ अभ्युक्षणं
ઊલકઉ उदकोदंचनं
પછોકડઉ पश्चादोकः
ઉપવાસીઉ उपोषितः

સામલું श्यामलं
હિયાવિઉં हृदयार्पितं
રાણી ધણી ऋणितः
હેવાક हेवाकः
ફુફિહાડઉ पितृष्वस्त्रीयः
મસિહાઈઉ मातृष्वस्त्रीयः
પાહઆલી पादप्रहारिणी
આરતઉ પરતઉ ) आकृत्या प्रकृत्या
બાપ સરીખઉ ) च पितृसदृशः
અગીઠઉં अग्निपीठं
ફૂટરઉં स्फुटतरं
ઊઘડ દુઘડઉં उद्घटदुर्घटं
ઉચીફાડ चित्तफाटका (?)
નિલખણઉ निर्लक्षणः
પાણીઉનું [ ] पा(खा)दनस्थानं
અદીણુઉં अधेनुकं
ઉપરે થાઈ उपरिस्थाई(यी)
અંધામીંચી अंधमीलिका
કાંકસી कचाकर्षणी
ઓલાણિ अवलंबिनी
હથીયાર हस्ताधारः
ગોલ गवेला (?)
રઉડઉ रायाट (?)
[ક]ઇસીસઉં कपिशीर्षकं
મુખમુખિ मुख्यमुख्यता
ગોગીડઉ गोकीटः
ઉલ उपालयः
નિકઉ निष्कः
કલહોડઉ कलभोत्कटः
આલીગાર आलीककारः
વાનપતઉ वर्णायत्तः
રાઉલવાપુ राजकुलायत्तः
[ ] पादघातः
દીવદીવી दिनदीपिका
ભુરાઈ भूतराजः
ભગવાડ भंगपातः

પડાઈ पताकिका
વાકચફૂંકવઉં वक्रकुब्जं
ઊચૂધાયતું (?) ऊच धुयमानं (?)
થૂં(ધૂં)આથૂં(ધૂં)બિ मुष्टामुष्टि
વાલાવુલિ केशाकेशि
પેલાપેલિ प्रेराप्रेरि
વિયારિઉ विप्रतारितः
છેતરિઉ छलांतरितः
ઠકબડાહિઉ प्रवकघातितः
જિગીસા जिघृक्षा
પલકુ प्रलुब्धः
અલજઉ उत्कंठा
ખાજહલઉ खाद्यफलं
પીજહલઉ पोय(पेय)फलं
લિહાચ્છાહ लब्धोत्साहः
આકરઉ उत्कटः
વાઉલઉ वार्तालयः
ઉજાણી उद्यानिका
કડઅરઉ काष्टकठिनः
ભાગલા भुजार्गला
અસરાહિઉ आश्चर्यं
મહરુ महत्तरः
દેખાવિઉ दृष्टापेक्षा
અઉંદીગઉ अपमार्गनः
ઊચલઉ अपरिचितः
ફાંટિઉ पातितः
સાસુહિઉ (?) लज्जितः
પરાંસિઉ विपर्यस्तः
પચ્છાહિયઉ पश्चाद् हृदयं
ઇતિ સંસ્કાર પ્રક્રમે प्रथमस्तत्क्षरादिसंस्कारः

---

અથ ક્રિયા

રાખઇ रक्षति, गोपायति, पाति, त्राति, त्रायते, अवति च
આરંભઇ आरभते
સાંભરઇ स्मरति वा ध्या[ये]ति च
બોલઇ जल्पति, निगदति, वक्ति, वदति, भाषते, आह, ब्रवीति, ब्रूते
નાસઇ नश्यति, पलायते
જિણઇ विजयते
જાણઇ वेत्ति, जानाति, अवगच्छति
બૂઝઇ बुध्यते
પરીછઇ परीच्छति
જિમઇ भुङ्क्ते, अश्नाति, जिमति च
ખાઅઇ भक्षयति, अत्ति, खादति ग्रस-तेऽपि च ४
અભ્યસઇ मनति, अभ्यस्यति
ભીખઇ भिक्षति (ते)
થોભઇ स्तो(-)भति, स्तभ्नाति च
સીખઇ शिक्षते
શીખવઇ अनुशास्ति
વિણસઇ विनश्यति
વિમાસઇ विमृशति
વિચારઇ विचारयति, ऊहते
વેચઇ व्ययति
ચોપડી ગ(?)ઇ चिकीत्सति, प्रती(ति) करोति।
અચ્છઇ अस्ति, तिष्ठति, भियते, आस्ते।
કહઇ कथयति, आचष्टे, आख्याति, शंसति।
સોહઇ शोभते, भाति, राजति, राजते, चकास्ति च।
જઇ गच्छति, याति, व्रजति, सरति, पति, अयति वा।
આવઇ [आगच्छेति वि०] आङ्पूर्वा एते धातवः आगमने वर्तन्ते
નીકલઇ निःपूर्वा [ निर्गच्छति वि० ] निरस्तु
ઊગઇ [ उद्गच्छति वि० ] उदस्तु
આથમઇ [अस्तं गच्छति वि०] अस्तमस्तु
ત્રાસઇ त्रस्यति, त्रसति

હાલઇ ચાલઇ चलति
ત્રૂટઇ त्रुट्यति, तु (त्रु)टति
પૂજઇ पूजयति, अर्चति, अंचति
સ્તવઇ नुवति, स्तौति, स्तुते, नौति, स्तवीति च ।
આપઇ अर्पयति
વરસઇ वर्षति
નમસ્કરઇ नमस्यति वा नमस्करोति
આરાધઇ आराधयति, उपास्ते
તપુ કરઇ तपः करोति, तपस्यति वा
કુસણુઇ कुष्णाति
ઘાસઇ घर्षति
ભેટઇ सभाजयति
વીનવઇ विज्ञपयति
સેવઇ सेवते, भजति, श्रयति
વાપરઇ व्याप्रियते, व्यापृणोति
પરા(પા)મઇ प्राप्नोति
નાહઇ स्नाति
ભાવઇ प्रतिभासते, प्रतिभासति, रोचते वा ।
વીખરઇ विकिरति, विक्षिपति
સામ (સમા)રઇ समः किरति
પીડ(ડ)ઇ पिच(पीड)यति
પરિણઇ परिणयति, उपयच्छते, विवाह- यति
ખંડુ(ખણ્ડુ)હાલઇ प(ख)र्जयति
હીંડો(ડો)લઇ आंदोलयति
સરઇ [ मरति ]
નિંદઇ निंदति, जुगुप्सते, गर्हते
બાંધઇ बध्नाति
પડિવજઇ प्रतिपद्यते
બીહઇ बिभेति
બીહાવઇ भापयते, भीषयते
ઉલ્લીંઘઇ उल्लंघति
લાજઇ जिहेति, लज्जते, त्रपते, व्रीडयति
ફિરઇ भ्राम्यति, भ्रमति
અણભામેઇ अनुपूर्वा भ्रम [अनुभ्राम्यति]
સુંઘઇ सिं(शिं)घति, जिघ्रति
છાડઇ उज्झति, जहाति च त्यजति
સાંપડઇ संपद्यते
નિરખઇ निरीक्षते
ઊપજઇ उत्पद्यते
પરખઇ परीक्षते
નીપજઇ निष्पद्यते
ઊવેખઇ उपेक्षते
ઊધ્રકઇ उध्रकते (?)
પડખઇ प्रतीक्षते, प्रतिपालयति
ઝુહારઇ सन्मार्जयति
બાલઇ ज्वालयति
બલઇ ज्वलति
પીઅઇ पिबति
સમારઇ समार[च]यति
મુલઇ मृदु लुनाति, मृदुलयति
વિઢઇ विध्यति, कलहायते
વ્યાપઇ अश्नुते, व्याप्नोति च
દીખઇ दीक्षते
વાંછઇ वांछति, कांक्षति
તૂસઇ तुष्यति
રૂસઇ रूष्यति
પૂન્છઇ पृच्छति, मृज्य(मार्ज)यति
નાચઇ नृत्यति
માચઇ माद्यति
ઉગાઇ उद्गायति
પીડઇ पीडयति, बाधते, तुदति
દૂમઇ दुनोति, दुःखाकरोति, दुःखं करोति, दुःखयति वा
સુહાઇ सुखावियं [सुखाकरोति, सुखयति]
સાંભલઇ निशाम्यति, शृणोति, आकर्णयति
વિગૂપઇ विगुप्यति
નરનરઇ नदति

થવઇ स्थगयति
કડચ્છઇ कटिस्य (?) यति
કરઇ } कृतति
કાટઇ }
લાંખઇ } अस्यति, निरस्यति, निः-
નાંખઇ } क्षिपति
ધોઅઇ प्रक्षालयति
વીછલઇ वेस्तु [विक्षालयति]
ઘાતઇ निक्षिपति, प्रक्षिपति
છઉટઇ आक्षिपति
ખરવલ(?)ઇ अपस्किरति
સંધૂખઇ संधुक्षते
અમાયઇ अमायते (?)
પુઢઇ प्रौढायते
ચિણઇ चिनोति, चिनुते
સાચઇ संचिनुते, संचिनोति
ચૂંટઇ अवचिनोति
અઉગનાઇ अपकर्णयति
ઊજાલઇ उज्ज्वलयति
પ્રાસુઇ प्रस्नुते
હુઅઇ मथति, जायते
ખુડ (ખુલ)ઇ क्षुभ्यति, क्षोभति (?)
ચૂયઇ प्रच्योतति-ते
હ્રાદઇ ह्रादते
ગાંઠઇ ग्रंथते
થીજઇ स्त्यायते
ભીજઇ क्लिद्यते
ધ્યાયઇ ध्यायति
ઊકલઇ उत्कर्पति
વાધઇ वर्धते
લૂહઇ पुंसयते
પીલઇ कीलति
ઊમટઇ उन्मज्जति
વીધઇ विध्यति
પઢઇ अधीते, पठति च
માયઇ माति, मिमीते

પ્રસવઇ सोति(?), प्रसवति, प्रसुवति, सूते
સૂઅઇ निद्रायति वा शेते, स्वपिति
નાંગઇ न्यंगयति, अनंगीकरोति
ફે(ફે)ડઇ अपनयति, स्फटयति,
अप्यस्यति ।
જુડઇ युनक्ति, युंक्ते
ઉપયાગઇ वद्रुपात् [उपयुनक्ति, उपयुंक्ते]
રુંધઇ रुणद्धि, रुंद्धे
ઉપરુંધઇ उपात् [ उपरुणद्धि, उपरुंद्धे ]
ફ્રુંતુરીઇ(?) स्फूर्जते
પસાઅઇ प्रसीदति, अनुगृह्णाति
ઉ (ઓ)ઢઇ अवगुंठते, प्रवृणोति
વવણ [વેવ]ઇ व्ययते......
પોઅઇ प्रात यौ [प्रवयति]
પેલઇ नुदति, प्रेरयति
આલિંગઇ आलिंगति
વલઇ पश्चाद् व्याघुटते, वलते
છાયઇ छादयति, आस्तृणाति, स्तृणोति-ते
વિસ્તરઇ } विस्तारयति, तनोति, तनुते
વિસ્તારઇ }
લાડઇ ललति
પંઝેલઇ परामृशति
બલઅલઇ बलाल्लति
ધ્યાવઇ ध्यायति
મનાવઇ सान्त्वयति
દ્રઉડઇ द्रुतादयति
રમઇ क्रीडति, दीव्यति, रमते
રોઅઇ रोदिति, परिदेवयति
ઢીલઇ शिथिलयति
વમઇ वमति
લલ (મેલ)ઇ मिश्रयति
લહઇ लभते
ઝાંપઇ झाप(?)ति
નિઉંજઇ नियंत्रयति
બડઇ ब्रुडति, मज्जति
કુંઇ क्रोशति

ઊનૂઆઇ उत्क्रना(?)ति
કીંગાઇ कोकायते
ફ્રિણઇ स्पृहायते
પોડાઅઇ पंजायते
લુણઇ लुनाति, ते
આંબઇ प्राप्नोति, घेट(?)ति
આદરઇ स्वीकरोति, आद्रियते, अंगीकरोति
ઘટઇ संभवति, घटते
વિઘટઇ विघटते
નીંકોલઇ कृश्य नि कुलापूर्व. [नि कुलयति]
સીઝઇ सिध्यति
સૂઝઇ शुध्यति
મીચઇ मीलति, निमीलयति
ઊપરમ(?)ઇ उत्प्रवते, उत्पतति
ઊજાઇ उद्याति
સ્પર્ધઇ स्पर्धते, मिष(?)ति
વાસઇ वास्यते ताम्रचूड.
માનઇ मन्यते
વરઇ वरयति, वृणाति, वृणोति-ते
કુથઇ कुथ्यति, कुथ्नाति
મથઇ मथ्नाति, मथति
ક્રલાવઇ क्वणयति
અલુઝઇ अलमुज्झति
ઢાંકઇ प्रच्छादयति, पिधत्ते, पिदधाति च
પહિરઇ परिदधाति, सवस्त्रयति
પ્રસાજઇ प्रस्विद्यति
છેદઇ छेदयत्ययं, छिन्ते, छिनत्ति
તીમઇ तेमयति, क्लेदयति
પડઇ पतति
અડવડઇ अध पूर्व पत [अध पतति]
સિણુમિણઇ शनैर्मिनोत्यव्द
વ(બ)મબસઇ बहु स्पदति मू
કુરમાઇ......क्लाम्यति
હકારઇ आकारयति, आह्वयति अपि
પ્રહઇ प्रभृज्ञति
છણઇ क्षणाति
પઇસઇ प्रविशति
ઉંજઇ उदंजयति
આસુરડઇ आश्वर्दते
આંજઇ अजयति वा अनक्ति
ઊઘડઇ उन्मीलयति, उद्घटते
ફીટઇ स्फिटते
સૂકઇ शुष्क[य]ति शुष्यति
પતઇ समर्थयति वा समापतति
હીયાથ(?)ઇ हृदयाप(?)ति
તાચ્છઇ / ચ્છોલઇ } तक्षति, तक्ष्णाति च
કુહઇ क्वथति
પૂદઇ / પૂટઇ } क्षुन्ते, क्षुणत्ति वा
વિસાહઇ विसाधयति
[કીણઇ] क्रीणाति, क्रीणीते
સીદાઅઇ सीदति
ઊગટઇ उद्वर्तयत्येव.
ગૂબઇ लवते
ઊકલબઇ उत्पूर्व. [उल्लंबते]
સાહઇ अवलंबते
ભેદઇ भिनत्ति, भिन्ते
સર(સ)વઇ निस्यंदते, स्रवति
ચાટઇ तु लेढि, लीढे
વીઆરઇ विप्रतारयति
ઊલટાવઇ उन्मार्गयति
ધૂજઇ कंपते
ધ્રાઅઇ तृप्यति, ध्रायत्यपि
ખીજઇ खिद्यते, ताम्यति
વિહચઇ विभजति
પડહુડઇ किल खटत्पतति
પાલટઇ परावर्तयति
હુડહુડઇ हठाद् वसो(?)ति
તાણઇ / કાઢઇ } कर्षति, कृपते(?)

ટલવલઇ टलद् ग्रसति
ગાંગિરઇ गां गिरति, गां गृणाति वा
ગલઅલઇ गलद् गलति
દ્રફેડઇ द्रुतं स्फोटयति
ઝૂઝઇ युध्यति
ધ'ધોલઇ द्रुतं धूनयति
વીંટઇ वेष्टते
ઊવેઢઇ उदः [उद्वेष्टते]
સામ(સમે)ટઇ समः [संवेष्टते]
પરીસઇ परिवेषयति, परीप्साति
ખાસઇ कासते
વીસમઇ विश्राम्यति
પરાદ(સ)ઇ परे परः (?)
નીસમઇ नेः
ચડઇ चटति, आरोहति
ધૂણઇ धूनयत्येषः-धुनाति, ते धुवति
અઉલવઇ अपलपति, अपह्नुते
મોકલઇ मुकलति, विसृजति, प्रहिणोति
કલકલઇ कलं क्वणति
સમુહઇ सज्जति, समह(?)ति
રુણઝુણઇ रणद् ध्वनति
તજઇ त्यजति
માંજઇ मार्ष्टि
ડસઇ दशति
[ગાજઇ] गर्जति
ગાયઇ गायति
જુણ(?)ઇ जुहोति
ગૂસ(?)ઇ गुवति
કરઇ करोति, कुरुते, विधत्ते
ધરઇ दधाति, धत्ते, धारयति
દિઅઇ यच्छति, दत्ते, राति, ददाति
લિઅઇ आदत्ते, गृह्णाति
વિગ્રહઇ [विग्रहयति]
ઊડઇ उड्डीयते अथवा उड्डयते
આગમઇ आधमति
પવિત્રઇ पवित्रयति, पुनाति, पवते
ઊ[પ]ણઇ उदः पूर्वः [उत्पुनाति, उत्पवते इ०]
ધૂપઇ धूपायति
ક્ષિરઇ क्षरति
વીકઇ विक्रीणते
મરદઇ मृद्नाति
મલઇ मलते(?)
ઊઘડઇ उद्घटयति
અડઇ अड्डति
છુટઇ छुटति
ઊઠઇ उत्तिष्ठति
નીઠઇ निः [नितिष्ठति]
કિલગિલઇ किलं गिलति
વઘારઇ व्याजिघ्रति, वासयति
વખાણઇ व्याख्यानयति
વાવઇ वपति, वपते च
છિબઇ छुपते(ति), स्पृशति च
ચોરઇ मुष्णाति, चोरयति
ઊખેલઇ उत्कीलयति
દંભઇ दम्नोति
સકઇ शक्नोति
પરવારઇ प्रपारयति
વારઇ निवारयति, निषेधयति
પલ્હાલઇ पर्याह्रियति
લેઅઇ प्रापयति, नयति
પાલુઅઇ पल्लवयति
થાહરઇ स्थानमाहरति, स्थानयति
પચારઇ प्रत्युच्चारयति
ફૂટઇ स्फुटति
પતીજઇ नु प्रत्येति, प्रत्ययति, प्रतीयते
વરાંસીયઇ विपर्यस्यति
જાઅઇ जायते
પાજૂઅઇ कंडूयति, ते
ઓલંભઇ उपालभते
ઉન્ધ્રઇ उद्बंधयति
ક્રમઇ क्रामति

પડૂચ્છઇ प्रतिपृच्छति
પિસઇ श्रं(स्रं)सते
ઓઠંભઇ अवष्टभ्नाति, अवष्टंभति, अव-ष्टभतेऽपि च
સાંખઇ संख्याति
પલાણઇ पर्याणयति
સૂજઇ स्व(श्व)यति(ते)
સૂજવઇ शोफयति
દૂપઇ दुष्यति
પુહઇ
વાટઇ वर्तयति
પરત(?)ઇ प्रात्तरेः [प्रतरयति]
પડપડઇ पटत्करोति
ઉપગરઇ उपात् कृः [उपकरोति]
નિરાકરઇ निराकरोति
ફેરકઇ स्फ(स्फु)रति
વાહુરઇ व्याहरति
રહઇ रह(?)ति
ભડહડઇ कृ भटत: [भटत्करोति ?]
હ(?)ડુડઇ कृ अधसः [अधःकरोति]
છેકઇ छत: करोति
છીંકઇ छीतः क्षौति (छीत्करोति,क्षुत्करोति)
હડહડઇ कृ धटतः [धटत् (हट) करोति]
હાકઇ हातः [हाकरोति]

ફૂંકઇ फूतः [ फूत्करोति ]
જાકઇ जातः [जात्करोति]
ચૂકઇ चूतः [चूत्करोति]
યૂકઇ यूतः [यूत्करोति]
થૂંકઇ थूतः [थूत्करोति], निष्ठीवति
ચીંચૂઇ चीतः कृ [चीत्करोति]
મેલ્હઇ मुंचति
છાંટઇ सिंचति
લોપઇ लुंपति
લીંપઇ लिंपति
માગઇ [मार्गयति], याचते वा
ઘૂમઇ घूर्णते वा
ધાઅઇ धावति, धावते च

अथ कर्मकर्तरि

રાચઇ रच्यते
વાજઇ वाद्यते
દાઝઇ दह्यते
ખાજઇ खाद्यते
ઘાસઇ घृष्यते
જણાઇ ज्ञायते
ફાટઇ विदीर्यते
કરાઇ क्रियते
લૂણ્યઇ लूयते

इति संस्कारप्रक्रमे द्वितीयः क्रियाधिकारः। इत्थं शब्द-क्रियोक्तिरन्यापूर्णा।

इति संग्रामसिंहविरचितायां बालशिक्षायां संस्कारप्रक्रमः।



# સંસ્કૃત નાટકસાહિત્ય

## ૪

## સ્વપ્નવાસવદત્તાદિની નાટ્યકલા

### મધ્યમ અને પંચરાત્ર

[ રસિકલાલ છો. પરીખ ]

त्रैगुण्योद्भवमत्र लोकचरितं नानरसं दृश्यते

કાલિદાસ.

આ નાટકચક્રને એના વિષયના મૂલ આધાર પ્રમાણે ગોઠવીએ તો ચાર વિભાગ પાડી શકાય. (अ) પાણ્ડવકૌરવો અને કૃષ્ણ સંબંધી કથાચક્ર ઉપર આધાર રાખનારા (आ) રામના કથાચક્ર ઉપર આધાર રાખનારા (इ) વત્સરાજના કથાચક્ર ઉપર આધાર રાખનારા (ई) અને સામાજિક કથાઓ ઉપર આધાર રાખનારા.* પ્હેલામાં નીચેના નાટકો આવે:—(બનાવોના ક્રમ પ્રમાણે) (૧) મધ્યમ,* (૨) પંચરાત્ર,* (૩) દૂતવાક્ય,* (૪) દૂતઘટોત્કચ, (૫) કર્ણભાર અથવા 'કવચાંગ,* (૬) ઊરુભંગ, અને (૭) બાલચરિત; બીજા નીચે—(૮) પ્રતિમા,* અને (૯) અભિષેક; ત્રીજા નીચે (૧૦) સ્વપ્નવાસવદત્ત* અને (૧૧) પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ;* અને ચોથા નીચે (૧૨) અવિમારક અને (૧૩) દરિદ્રચારુદત્ત.

આ વિભાગ ચર્ચાની સગવડ ખાતર પડેલો છે; એ ઉપરથી એવો અર્થ કહાડવાની જરૂર નથી કે કવિએ આ ક્રમમાં નાટકો લખ્યાં હશે. આ ક્રમ નક્કી કરવાના આપણી પાસે કાંઇ સાધનો નથી. નાટ્યકલાના પરિપાક પ્રમાણે ગોઠવવા જઇએ તો પણ તેમાંથી કાંઇ ચોક્કસ પરિણામ આવે નહિ—કારણકે સૌથી પ્રથમ મતભેદ કયા નાટકમાં કલા સંપૂર્ણ પરિપાકને પામી છે એ વિષે થવાનો—અને તેનો નિર્ણય કરવાનું આપણી પાસે સાધન નથી. આ નિર્ણય કરી શકીએ—જેમકે સ્વપ્નવાસવદત્તમાં કવિની કલા ઉત્તમ કોટિએ પ્હોંચી છે—તોપણ તે ઉપરથી કાલક્રમ નક્કી કરવો શક્ય નથી; કારણ કે ઉત્તમ નાટકો કવિ તેની મધ્ય અવસ્થામાં કે વૃદ્ધ અવસ્થામાં લખે છે એ જાતનો નિયમ કરવાને આપણી પાસે એક સરખો અનુભવ નથી. આમ જ્યાં એ નાટકોનાં મંગલ અને ભરત વાક્ય ઉપરથી અમુક ઐતિહાસિક બનાવો કલ્પી તેમને ક્રમમાં ગોઠવી તે ઉપરથી નાટકોનો ક્રમ ગોઠવવાનો પ્રયત્ન સાક્ષર શ્રી. કેશવલાલ ધ્રુવે કર્યો છે તે વાંચકોની જિજ્ઞાસા ખાતર નીચે આપું છું.[૧]

---

* મારી જાણ પ્રમાણે આ નાટકોનો ગુજરાતી અનુવાદ થયો છે.

૧. મધ્યમ, પ્રતિમાદશરથ, ઊરુભંગ, રામાભિષેક, પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ, સ્વપ્નવાસદત્ત, કૃષ્ણબાલચરિત, દૂતવાક્ય, કવચહરણ (કર્ણભાર), અવિમારક, અને પંચરાત્ર—આ કાલક્રમમાં નાટકો મૂક્યાં છે. ઘટોત્કચ અને દરિદ્રચારુદત્તનો ક્રમ નિર્ધારી શકાતો નથી. વધારે વિગત માટે જુઓ સ્વપ્નની સુંદરી આવૃત્તિ ૨. પૃ. ૨૨—૨૫.

નાટચકલાની ચર્ચા માટે પ્રારંભમાં આપેલા વિભાગ પ્રમાણે નિરૂપણ કરવું સુગમ પડશે. આમાં મોટે ભાગે એકાંકી નાટકો આવે છે; પંચરાત્ર ત્રિઅંકી છે. આ નાટકો ઉત્સવ-પ્રસંગે થોડા સમયમાં ભજવી શકાય એ દૃષ્ટિથી લખાયાં હશે. છતાં એ એમાં કલાનૈપુણ્ય અને રસનિષ્પત્તિ અને તેમાંથી ફલિત થતો આનંદ લગભગ મોટા નાટકો જેટલાં જ છે. અમરુકવિને વિષે જેમ કહેવાય છે કે તેનો એક શ્લોક '**प्रबन्धशतायत्ते**'-સો પ્રબન્ધની બરોબર છે-તેમ આ નાના નાટકો વિષે પણ કહી શકાય. આ વસ્તુની ખાત્રી આપવાનો-કલાની સર્વ પ્રકારની કૃતિઓની સફળતા નિષ્ફળતાની ખાત્રી આપવાનો-ઉત્તમ માર્ગ એક જ છે; અને તે પ્રત્યક્ષ અનુભવ કરી જોવાની સૂચના કરવી એ છે. આ વિષયમાં એકનો અનુભવ બીજાના કામમાં આવે છે એમ સ્વીકારી લઇએ તો પણ એ અનુભવને લેખદ્વારા વ્યક્ત કરવાનું કામ અતિ દુર્ઘટ છે. આ લેખમાં તો કેવળ એ નાટકોને વાંચી થએલા 'આનંદ' અનુભવમાં કવિના નૈપુણ્યનું અમને જે ભાન થયું છે તેમાંથી યથાશક્તિ આપવા પ્રયત્ન કર્યો છે.

લેખના મથાળે જે ઊતારો મુક્યો છે તેમાંથી આ ચર્ચા કરવાની કેટલીક દૃષ્ટિઓ પ્રાપ્ત થાય છે. '**त्रैगुण्योद्भवमत्र लोकचरितं नानरसं दृश्यते**' સત્ત્વ, રજસ્ અને તમસ્ આ ત્રણ ગુણોનાં એકત્રિત પરિણામથી સમગ્ર વિશ્વ પ્રવર્તે છે અને તે પ્રમાણે માનવીનાં જીવન પણ પ્રવર્તે છે. એ માનવીનું જીવન 'ત્રૈગુણ્યમાંથી ઉદ્ભવ પામતું લોકચરિત' આ કલામાં-નાટકમાં-દેખાય છે, અને તે કેવી રીતે ? વિવિધ પ્રકારના રસનું ભાન થાય એ રીતે. તો નાટકમાં શું જોવાનું ફલિત થાય છે ? વિવિધ પ્રકારના રસનો આસ્વાદ થાય એ રીતે 'લોકચરિતનું'-જીવનનું-નિરૂપણ. નાટકમાં આપણે જેની અપેક્ષા રાખીએ એ આ વસ્તુ છે-એમ આ કવિરાજ એની પ્હેલી ગણાતી કૃતિમાં જ-માલવિકાગ્નિમિત્રમાં જણાવે છે. આ જ નાટકની પ્રસ્તાવના ભાસ, સૌમિલ્લ આદિનો ઉલ્લેખ કરે છે. કવિની આ પંક્તિ સંસ્કૃત નાટકોમાં કોઇને માટે વધારેમાં વધારે ઉચિત હોય તો તે આ નાટકચક્ર માટે છે-સંભવ છે કે ભાસની (?) આ કૃતિઓના નિરીક્ષણ ઉપર વિચાર કરતાં તે કવિવરને આ તત્ત્વ સઝયું હોય ! અસ્તુ.

'વિવિધ પ્રકારના રસની નિષ્પત્તિ થાય એ રીતે લોકચરિતનું નિરૂપણ'—નાટકો સમજવાની એ નાટચકારની આ દૃષ્ટિનો જ આપણે ઉપયોગ કરીએ*

'**મધ્યમ**'—આ નાટકનું વસ્તુ એક નાનકડા પ્રસંગમાંથી લીધેલું છે. જુગારમાં હાર્યા પછી પાણ્ડવો વનવાસ કરતા હતા તે સમયનો બનાવ છે. કેશવદાસ નામનો બ્રાહ્મણ કુટુમ્બ સાથે પોતાના મામા યજ્ઞબન્ધુને ત્યાં એના દીકરાની જનોઇ પ્રસંગે જાય છે. રસ્તામાં ઘટોત્કચના પંજામાં ફસાય છે. હિડમ્બાએ અમુક હેતુથી પારણા માટે મનુષ્ય લાવવા તેને મોકલ્યો છે. આ પ્રસંગના પરિણામે ભીમનું ત્યાં આગમન થાય છે-અને છેવટે હિડમ્બા

---

* આ ચર્ચામાં પ્રાચીન નાટચશાસ્ત્ર અને કાવ્યશાસ્ત્રને વળગી રહીને જ ચર્ચા કરવા નો ઉદ્દેશ નથી-એટલે આ લેખમાં જૂના શાસ્ત્રોના પરિભાષાના બંધનની અપેક્ષા નથી.

ઘટોત્કચ અને ભીમનું મીલન થાય છે. નાટકનો વળ 'મધ્યમ' શબ્દથી ઉકલી જતો હોવાથી તેનું નામ મધ્યમ છે.*

'અરે બાપુ આ કોણ છે' એવી ત્રાસસૂચક બૂમ સૂત્રધાર સભાજનોને આશીર્વાદ આપી વિજ્ઞાપના કરે છે એટલામાં નેપથ્યમાંથી સંભળાય છે. બોલવાની રીત ઉપરથી એ કોઇ બ્રાહ્મણ છે અને શબ્દો ઉપરથી કોઇ પાપી તેમને ત્રાસ આપે છે એવું સામાન્ય અનુમાન સૂત્રધાર કરે છે. આ સામાન્ય અનુમાન સભાજનોમાં વિશેષ જાણવાની જિજ્ઞાસા ઉત્પન્ન કરે છે. એટલામાં તો ફરીથી એની એ બૂમ નેપથ્યમાંથી આવે છે. સૂત્રધાર બરાબર નિરીક્ષણ કરી આપણી જિજ્ઞાસા તૃપ્ત કરે છે. હિડમ્બાનો દિકરો એક બીચારા નિર્દોષ બ્રાહ્મણ કુટુમ્બને ત્રાસ આપે છે. જે દૃશ્ય આપણા આગળ રજુ થવાનું છે તે એક સુંદર શ્લોકમાં આપી સૂત્રધાર વિદાય થાય છે.

સામાજિકોનું ચિત્ત સૂત્રધારની કળાથી ઉત્કંઠ થઇ ગયું છે. કેશવદાસ નામનો વૃદ્ધ બ્રાહ્મણ તેના ત્રણ પુત્રો અને સ્ત્રીથી ઘેરાએલો પ્રવેશ કરે છે.× નેપથ્યમાં ત્રાસજનક આશ્ચર્યથી પૂછાએલા પ્રશ્નના જવાબમાં 'અરે આ કોણ છે?!' એ પ્રશ્ન પૂછતો કેશવદાસ પોતાની પુત્રો જેટલી જ ભયભીત દશા સૂચવે છે,–વડીલ હોઇ પોતાને પ્રશ્ન પૂછવાનો પણ આધાર નથી એથી પુત્રો કરતાં એ તેનો ત્રાસ વધારે છે. અને એની ભયંકરતાની ચિત્ત ઉપર વ્યાપી રહેલી છાપ શ્લોકથી પ્રકટ કરે છે. ત્રણે પુત્રો પણ એ જ ચિત્રને ચઢતા ક્રમમાં દૃઢતર કરે છે; અને સૌથી નાનો એ ભયંકર આકૃતિમાં પુરુષરૂપે મૃત્યુને જ જુએ છે. આ ચારે પુરુષોના ભયભીત વાતાવરણને 'આર્ય કોણ આ આપણને સંતાપે છે' એ દયાજનક વાકય વધારે તીવ્ર બનાવે છે. આ ભયાનક અને ત્રાસજનક સ્થિતિ વિસ્તરે છે એટલામાં એનો ઉત્પાદક 'અરે બ્રાહ્મણ! ઉભો રહે ઉભો રહે!' એમ કહેતો ઘટોત્કચ દાખલ થાય છે, અને ન જવાનું કહે છે. આ ભયંકર આકૃતિના શબ્દો–બોલવાની રીત–બ્રાહ્મણને ભયંકર લાગતી નથી, અને તે પોતાની સ્ત્રીને અને પુત્રોને આશ્વાસન આપે છે. 'બ્રાહ્મણિ બ્હીશો મા, પુત્રો બ્હીશો મા! એની વાણી વિમર્શવાળી છે.' એમાં ક્રૂરતાની જડતા નથી. બોલવાની રીત સંસ્કારિતા–વિચારશીલતા–સૂચવે છે. પશુઓ જેવી ક્રૂર માણસોમાં દેખાતી વિચારશૂન્ય અંધતા નથી!

ભયંકરતાનું ઉદ્દામ થતું–અસહ્ય થતું–વાતાવરણ જરા નરમ બને છે. ઘટોત્કચના પાત્રનિરૂપણમાં કવિને વિવિધ ભાવોને–પરસ્પર વિરુદ્ધ ભાવોને–એકત્રિત કરવાનાં છે. એનો પ્રથમ આવિષ્કાર એની ભયંકર આકૃતિ અને સવિમર્શ વાણીમાં દેખાય છે. આવા પાત્રની નિરૂપણની સફળતા જેમ કવિની નિપુણતાની આશા રાખે છે તેમ,–તેનાથી વધારે–નટની નિપુણતાની રાખે છે. નટ જો આ સ્થાને યોગ્ય અભિનય ન કરી શકે તો નાટક નિષ્ફળ જાય! ઘટોત્કચ પોતાની વિષમ કષ્ટદાયક સ્થિતિ પ્રકટ કરે છે. 'બ્રાહ્મણો દુનીઆમાં સૌથી વધારે

---

* અનુવાદમાં ભાવ ઊતારવા પ્રયત્ન કર્યો છે. શ્લોકોનો સાર આપે ચાલે એમ હોય ત્યાં એમ ચલાવી લીધું છે. કેટલાક ઠેકાણે મૂળ શ્લોક આપ્યા છે.

× નાટકમાં આવતી પ્રવેશાદિકની સૂચનાઓમાં કેટલેક ઠેકાણે સ્પષ્ટતાની ખાતર થોડાક ફેરફારો કર્યા છે.

પૂજ્ય છે એ. ખરૂં, પણ માતો હુકમ છે એટલે આ અકાર્ય પણ નિઃશંકરીતે આજે કરવાનું જ-થઇ રહ્યું ! આ રાક્ષસ છે એની ખબર પડી એટલું વધારે જ્ઞાન થયું એ જ આ આશ્વાસનનું ફળ ! બીચારા ઘરડા બ્રાહ્મણને આ બનાવથી એક મુનિએ આપેલી સાવચેતી જ યાદ આવે છે. 'બ્રાહ્મણિ, સાંભરતું નથી ? મુનિએ કહ્યું હતું કે આ વન રાક્ષસોથી રહિત નથી-માટે સંભાળપૂર્વક જવું ! એ જ આ ભય !' બ્રાહ્મણ બીચારો આભો બની ગયો છે. પણ બ્રાહ્મણી એ યાદ કરીને શું કરે ! 'આર્ય અત્યારે કેમ આમ તટસ્થ જેવા થઇ ગયા છો'. કંઇક ઉપાલંભ સૂચક સ્વરથી બ્રાહ્મણી પૂછે છે. બ્રાહ્મણ-'શું કરું મન્દભાગ્ય !' બ્રાહ્મણી-'અરે બૂમો પાડીએ.' આ નાનકડા સંવાદમાં કવિએ સ્ત્રી સ્વભાવ બહુ સૂક્ષ્મતાથી બતાવ્યો છે. મુશીબતમાં પુરુષ જ્યારે હતાશ થઇ મૂઢ થઇ જાય છે ત્યારે સ્ત્રી તે સ્થિતિ સહન કરી શકતી નથી. જ્યારે સ્થિતિ એવી હોય કે કાંઇક કરે જ છૂટકો. અને બુદ્ધિઉપર આધાર રાખનાર પુરુષની બુદ્ધિ એ સ્થિતિ સમજવામાં અને ઘટાવવામાં સમય વ્યતીત કરે ત્યારે સ્ત્રીની સહજ વૃત્તિ કાર્ય જ-પ્રવૃત્તિ જ-શોધે છે, હેતુ પાર પડે એવી પ્રવૃત્તિ છે કે નહિ એનો પણ વિચાર કરવા થંભ્યા વિના ! 'કશું નહિ તો છેવટે બૂમો પાડીએ !'

બ્રાહ્મણીની આ અધીરાઇનો જવાબ મોટો દીકરો 'આવા વગડામાં કોને બૂમો પાડીએ' એમ કહી આપે છે; અને એ વેરાન ડુંગરાથી ઘેરાએલા જંગલનું એક સુંદર શ્લોકમાં ચિત્ર રજુ કરી પોતાની નિરાધાર સ્થિતિ વ્યક્ત કરે છે.

इदं हि शून्यं तिमिरोत्करप्रभैर्नगमकाररवरुद्धदिक्पथम्।
खगमृगैश्चापि समाकुलान्तरं वनं निवासाभिमतं मनस्विनाम् ॥

આવા વનમાં તો મનસ્વી પુરુષોને-મહાપુરુષોને-જ રહેવું ગમે. તેઓ જ આ છીરવી શકે. ભયના પૂરમાં તણાંતી બ્રાહ્મણની બુદ્ધિમાં અનેક સંસ્કારો જાગવા માંડ્યા છે. બીચારાનું પહેલું સ્મરણ બ્રાહ્મણીએ તરછોડી નાખ્યું. શ્લોકની છેલ્લી લીટી સાંભળી એના મનમાં નવો સંસ્કાર જાગે છે અને એનું મન ઉત્સાહમાં આવી જાય છે. 'મનસ્વીઓને રહેવાને યોગ્ય છે એમ સાંભળીને મારો ત્રાસ જાણે જતો રહ્યો. મને લાગે છે કે આટલામાં ક્યાંક પાંડવોનો આશ્રમ હશે, અને પાંડવો શરણાગત વત્સલ છે' ઇત્યાદિ. પણ, પાંડવોને બૂમ પાડીએ કે એવું કાંઇક બ્રાહ્મણ બોલે ત્યાં તો બુઢ્ઢાના ઉત્સાહના ઉભરાને મોટાનું વાક્ય શમાવી દે છે, 'અરે પિતાજી ! પાણ્ડવો ત્યાં હોય એમ હું ધારતો નથી.' બ્રાહ્મણ-'બેટા તેં કેમ જાણ્યું ?' મોટો-તે આશ્રમમાંથી આવેલા કોઇક બ્રાહ્મણે કહ્યું હતું કે ધૌમ્ય મહર્ષિના આશ્રમે યજ્ઞ અનુભવવા ગયા છે.' મોટો પોતાની વાત પૂરી કરે એ પહેલાં બ્રાહ્મણ-હાય ! મુઆ !' મોટો-'પણ બધા નહિ. આશ્રમની સંભાળ રાખવા મધ્યમને રાખી ગયા છે.' બ્રાહ્મણ-ઓહો ત્યારે તો બધાએ પાણ્ડવો પાસે છે. મોટો-'પણ તે અત્યારે વ્યાયામ કરવા દૂર ફરે છે એમ કહેવાય છે.' બ્રા-'હાય ! કાંઇ આશા ન રહી !'

આ સંવાદમાં વૃદ્ધ બ્રાહ્મણનું ચિત્ત આશા નિરાશાના મોજામાં કેવું ચઢે છે અને પડે છે તેનું સૂક્ષ્મદર્શન કવિએ કરાવ્યું છે. બ્રાહ્મણ ભયમાંથી બચી જવાને એટલો આતુર છે કે તેના દીકરાની પૂરી વાત સાંભળવા જેટલીએ તેનામાં ધીરજ રહેતી નથી.

આ અધીરાઇ જ તેની આશા નિરાશા વચ્ચે ખેંચાખેંચ કરાવે છે. છેવટનો નિરાશાનો ફટકો તેને કાંઇક વધારે ગાભરો બનાવે છે; અને તે રાક્ષસને જ વિનંતી કરવાનો વિચાર કરે છે. આ માનસિક નાટકનો એક અંક અંહી પૂરો થાય છે. વેરાન જંગલમાં એક બ્રાહ્મણ કુટુમ્બ એક રાક્ષસના પંજામાં સપડાઇ જાય છે તેમના ત્રાસનું અને તેમાંથી બચવા તેઓ જે ફાંફાં મારે છે તેનું કવિએ તે તે ભાવમાં સામાજિકોને તલ્લીન કરતું દશ્ય રજુ કરી દીધું. ત્રાસનું શોકનું નિરાશાનું વાતાવરણ અસહ્ય થાય એ પહેલાં કુશળ કવિ તેને બીજા પ્રકારની મનોદશામાં લઇ જાય છે; અને તેની સાથે કાર્ય આગળ વધે છે. ફોગટ ફાંફા મારવાનું છોડી દઇ આ રાક્ષસને જ વિનંતી કરવી યોગ્ય છે એમ ધારી કેશવદાસ ઘટોત્કચને જ પૂછે છે-' અરે પુરુષ કોઇ રીતે છૂટકારો છે?' કેશવદાસ આમ પૂછવાને પ્રેરાય તેનું બીજુ એક કારણ પણ કલ્પી શકાય એમ છે. જે વખતે આ બ્રાહ્મણ કુટુમ્બ ઉપર જણાવેલી સ્થિતિનું દર્દ અનુભવતું હતું ત્યારે ઘટોત્કચ શું કરતો હતો? ઘટોત્કચ કોઈ અવિચારી ક્રૂર રાક્ષસ નથી એમ કેશવદાસે જ જણાવ્યું છે. તો પછી આપણે એમ કલ્પીએ એ સ્વાભાવિક છે કે આ કુટુમ્બનું દુઃખ તેનામાં દયાના અને મૃદુતાના ભાવો પેદા કરતું હોય; આ ભાવો તેના મુખ ઉપર વ્યક્ત થતા હશે. આ કલ્પનાની આવશ્યકતા અને ઉચિતતા તેને ભજવાતું જોઇએ તો તુરત સ્પષ્ટ થાય! જે સમયે આ આખું કુટુમ્બ ઉપર જણાવેલી દશામાંથી પસાર થતું હોય તે સમયે ઘટોત્કચ જડ જેવો ઉભો રહે એ તદ્દન અજુગતુ લાગે છે. આ સ્થાને કુશળ નટ પોતાના મૂક અભિનયથી રસનિષ્પત્તિમાં કોઈ અલૌકિક ઉમેરો કરી શકે. ઘટોત્કચનું દયાની આશા આપતું મ્હોડું પણ સંભવ છે કે કેશવદાસને વિનંતી કરવા પ્રેરતું હોય!

ઘટોત્કચ આશા આપે છે કે 'એક સરતે છૂટકારો છે.' કેશવદાસ તરત જ પૂછે છે 'કઇ સરત?' ઘટોત્કચ પોતાની માગણી સ્પષ્ટ કરવા પોતાની સ્થિતિ (આરંભમાં જણાવી છે તેના કરતાં વધારે સ્પષ્ટતાથી) જણાવે છે. 'મારાં માજી છે. એમણે આજ્ઞા કરી છે કે 'બેટા મારા ઉપવાસના પારણા માટે આ વનમાં કોઇ માણસ શોધી લાવ.' ત્યાં આપ મને મળ્યા? આપ એક પુત્ર આપી બાકીનું કુટુમ્બ બચાવી શકો છો' આ માગણી નવી સ્થિતિ ઉત્પન્ન કરે છે. ભયની સ્થગિત કરી નાખતી દશા બદલાઇ જાય છે. ઘટોત્કચની માગણીથી કેશવદાસ ચીડાઇ જાય છે અને ગુસ્સાના આવેશમાં આવી જાય છે. ગુસ્સાનો રોકડો જવાબ ઘટોત્કચ આપે છે—

यद्यर्थितो द्विजश्रेष्ठ! पुत्रमेकं न मुञ्चसि।
सकुटुम्बः क्षणेनैव विनाशमुपयास्यसि॥

'જો માગતાં એક છોકરો નહિ આપે તો આખા કુટુમ્બ સાથે ક્ષણવારમાં નાશ પામીશ.' તેના તે જ આવેશમાં વૃદ્ધ બ્રાહ્મણ પોતાની જાતનું પુત્રોને બચાવવા બલિદાન આપવા તૈયાર થાય છે.

कृतकृत्यं शरीरं मे परिणामेन जर्जरम्।
राक्षसाग्नौ सुतापेक्षी होष्यामि विधिसंस्कृतम्॥

ત્યાં બ્રાહ્મણી કહે છે " આર્ય, ના, ના એમ નહિ. પતિવ્રતાનો પતિ એ જ ધર્મ છે, આ શરીરનું ફળ પ્રાપ્ત થઇ ગયું છે એટલે એના વડે આર્યને અને કુળને બચાવવાં ઇચ્છું છું.' ત્યાં તો ઘટોત્કચ જણાવી દે છે કે એની માએ સ્ત્રીની ના પાડી છે. ડોસો આવવા માંડે છે ત્યાં તેને 'આઃ બુઢ્ઢા આઘો જા' કહી ઘટોત્કચ તરછોડી નાખે છે. પછી ત્રણ ભાઇઓમાં આત્મબલિદાનની હરિફાઇ ચાલે છે. કવિએ આ પ્રસંગનો સંવાદ ઘડવામાં તથા અનુષ્ટુપનો ઉપયોગ કરવામાં પોતાની શક્તિનો એક સારો નમુનો આપ્યો છે. ભયના ઘનઘોર વાદળમાંથી આત્મબલિદાનના પ્રકાશમાં, નિરાશાની કર્મશૂન્યતામાંથી મરવાની હરીફાઇના વાતાવરણમાં કવિ આપણને લાવી મૂકે છે. પણ આ હરીફાઇ એટલી સાચી છે કે એનો અંત આવવો જ મુશ્કેલ છે; અને કાર્ય આગળ કેમ ચલાવવું એ પણ પ્રશ્ન થઇ પડયો છે. પણ કુશળ કવિને શુનઃશેપની વાત* સ્મરણમાં છે. તે જંગલી બનાવનો કવિ આ સ્થાને મર્મભેદી ઉપયોગ કરે છે. બીજી વારની સ્પર્ધામાં મોટો પુત્ર કહે છે—

आपदं हि पिता प्राप्तो ज्येष्ठपुत्रेण तार्यते ।
ततोऽहमेव यास्यामि गुरूणां प्राणरक्षणात् ॥

ત્યાં તરત જ વૃદ્ધ બ્રાહ્મણથી બોલી જવાય છે. ' ઇષ્ટતમ મોટાને હું નથી છોડી શકતો '; ત્યાં બ્રાહ્મણીથી બોલી જવાય છે-' આપને જેમ મોટો વ્હાલો છે તેમ મને નાનો વ્હાલો છે-' અને તરત જ વચોટનું-મધ્યમનું—હૃદયભેદી વાક્ય-' માબાપને અળખામણો કોને હવે વ્હાલો !' આ ઘડીવારનું માનવીની નબળાઇઓનું ચિત્ર ! રોકાઇ રહેલું કાર્ય આગળ ધપે છે. ઘટોત્કચ કહે છે ' હું ખુશ છું, ચાલ ઉતાવળ કર.' મધ્યમના હૃદયમાં વીજળીના વેગથી ચીરો પડયો પણ ક્ષણવારમાં પોતાના બલિદાનને મલીન કરતો ભાવ તે ફેંકી દે છે, અને ઉત્સાહમાં આવી જઇ પોતાને ધન્યવાદ આપે છે. ઘટોત્કચને પણ કબુલ કરવું પડે છે 'અહો આ બ્રાહ્મણબટુની સ્વજન-વત્સલતા'! સૌની રજા લઇ મધ્યમ જવા તૈયાર થાય છે. મરવા માટે જતાં પહેલાં એને શોષ પડે છે. ચિત્તશાસ્ત્રીઓ કહેશે કે આ સ્થિતિ સ્વાભાવિક છે. માણસ જ્યારે આવી ઉદ્દામ ભાવનામાં અને નિશ્ચયમાં આવી જાય છે ત્યારે ઘણીવાર આવું બને છે. મધ્યમ ઘટોત્કચની રજા લઇ પાસેના વનમાં પાણી પીવા જાય છે. એને આવતાં વાર થાય છે એટલે ઘટોત્કચ કેશવદાસને તેના પુત્રને બોલાવાનું કહે છે. કેશવદાસ કહે છે-'રાક્ષસોને પણ વટાવે એવું તારૂં વચન છે!' નામ પૂછતાં નામ પણ કેશવદાસ કહેતો નથી. મોટા છોકરાને નામ પૂછે છે ! મોટો ઉદ્‌ગાર કહાડે છે, 'બીચારો મધ્યમ !' આ ઉદ્‌ગારમાંથી મધ્યમ શબ્દ પકડી લઇ, મધ્યમ મધ્યમ-કહી ઘટોત્કચ ઘાંટા પાડે છે. આ બૂમો સાંભળી વ્યાયામમાંથી પાછો ફરતો ભીમસેન ત્યાં આવે છે; અંહીઆ ત્રીજો સુંદર પ્રસંગ ઉત્પન્ન થાય છે-અજ્ઞાત પિતાપુત્રનો મેલાપ. આવો જ બીજો પ્રસંગ પંચરાત્રમાં પણ આપણે જોઇશું.

* આ કથામાં અજીગર્ત સૌયવસિ નામના ઋષિએ પોતાના ત્રણ પુત્રોમાંથી વચલા શુનઃશેપને અમુક રકમ લઇ બલિદાન તરીકે આપવા માટે વેચ્યાની વાત આવે છે. આમાં મોટાને બાપ સોડમાં લે છે નાનાને મા. આ કથા ઐતરેય બ્રાહ્મણમાં આવે છે.

'અરે આ કોનો સ્વર છે' એમ બોલતો ભીમસેન દાખલ થાય છે. આ 'મનોજ્વર ઉત્પન્ન કરતો સ્વર તેને ધનંજયને–અર્જુનને–મળતો, પોતાના કુટુમ્બનાને મળતો લાગે છે. અહીંઆ ઘટોત્કચ તો બૂમો પાડયા જ કરે છે, અને માની આહારવેળા વીતી જતી હોવાથી અધીરો થઇ મધ્યમને ખૂબ જોરથી ધાંટા પાડે છે. ભીમસેન માને છે કે પોતાને કોઈ બોલાવે છે, અને બૂમ પાડનારની આમ તેમ તપાસ કરતાં ઘટોત્કચને જુએ છે, અને તેની ભવ્ય આકૃતિ ઉપરથી આ રાક્ષસીનો જન્મેલો તેને 'લોકવીર' નો પુત્ર લાગે છે. ઘટોત્કચ એના સામુ જોયા વિના બૂમો પાડ્યા જ કરે છે. ભીમસેન જવાબ આપે છે. 'અરે આ આવ્યો' ઘટોત્કચ એના સામુ જુએ છે. 'ખરે! આ બ્રાહ્મણ બટુ નથી.' એની 'સિંહાકૃતિ' થી આશ્ચર્ય પામે છે. પણ વધારે પરવા કર્યા વિના એ બૂમ પાડવી ચાલુ રાખે છે 'અરે મધ્યમ હું તને બોલાવું છું.' ભીમસેન જવાબ આપે છે—'માટે હું આવ્યો છું.' ઘટોત્કચ આશ્ચર્યથી પૂછે છે 'શું આપ પણ મધ્યમ છો'? ભીમસેન ગર્વથી પ્રત્યુત્તર વાળે છે કે એ બીજો કોઇ નથી—

**मध्यमः पञ्चभूतानां पार्थिवानां च मध्यमः**
**भवे च मध्यमो लोके सर्वकार्येषु मध्यमः ॥**

ઘટોત્કચ બે પરવાથી જવાબ આપે છે 'હશે!' ભીમસેનના શબ્દો ઉપરથી ધીમે ધીમે વૃદ્ધ બ્રાહ્મણ સમજે છે કે આ જ ભીમસેન છે; અને એટલામાં પાણી પીવા ગએલો બ્રાહ્મણ મધ્યમ આવે છે. ઘટોત્કચ એને લઇને ચાલવા માંડે છે. ત્યાં કેશવદાસ ભીમસેન પાસે જઇ રક્ષણ માગે છે. ભીમસેન અભય આપે છે—અને તેની પાસેથી આખો વૃત્તાન્ત સાંભળી લે છે. ભીમસેન ઘટોત્કચને જતો રોકે છે. ઘટોત્કચ ઉભો રહે છે. ભીમ પૂછે છે કે 'આ બ્રાહ્મણને કેમ સંતાપે છે', અને એને વૃદ્ધ વિપ્રચન્દ્રનો રાહુ કહે છે. ઘટોત્કચ બેદરકારીથી જવાબ આપે છે. 'હા–રાહુ જ'. ભીમ બ્રાહ્મણબાળને છોડી દેવાની આજ્ઞા કરે છે. ઘટો–'નહિ મુકાય'. એની હિંમત જોઇ ભીમ આશ્ચર્ય પામે છે. પોતાના સર્વ ભાઇઓનો આ ગુણતસ્કર કોણ છે? એને જોઇ સૌભદ્ર–અભિમન્યુ–યાદ આવે છે. ફરીથી ભીમ આજ્ઞા કરે છે. ઘટોત્કચ કહે છે કે 'મારો પિતા મુક એમ કહે તોપણ માતાની આજ્ઞાથી પકડેલાને ન મૂકું'. માતાના ઉલ્લેખથી એનું ધર્મસંકટ ભીમ સમજી જાય છે. અને એની માતા કોણ છે એ પ્રશ્ન પૂછે છે. જવાબમાંથી ભીમસેન એને ઓળખી જાય છે. હવેની રસાફસીનું રૂપ જરા બદલાય છે–વાસ્તવિક પ્રતિસ્પર્ધાનું સ્થાન મશ્કરી લે છે. લાડ લે છે. અનેક ઉદ્દામ ભાવોનો અનુભવ કર્યાથી તંગ થઇ ગએલું સામાજિકોનું ચિત્ત આ સુંદર હૃદયંગમ વિનોદથી હાસ્યથી હલકુ થઇ જાય છે. આ પ્રસંગના સંવિધાનમાં પણ કવિએ પોતાની નિપુણતા બતાવી છે. છેવટે ભીમ બ્રાહ્મણના પુત્રના બદલે જવા તૈયાર થાય છે. ત્યાં ઘટોત્કચ ભીમનો ગર્વ સહન કરી શકતો નથી–એટલે બ્રાહ્મણને મારીને જ લઇ જવાનો નિશ્ચય જણાવે છે. પરિણામે બન્ને વચ્ચે યુદ્ધ થાય છે. ઘતોત્કચ માટે સાચું અને ભીમ માટે કૃતક. છેવટે ભીમ એની સાથે જાય છે. હિડમ્બા આવે છે. ત્યાં બધો ભ્રમ ભાગી જાય છે. ઘટોત્કચ અભિવંદન કરી ક્ષમા માગે છે–અને નાટક મંગલમય પરિસ્થિતિમાં પૂરૂ થાય છે.

આ એકાંકી નાટકની રચનામાં કવિની એક પ્રકારની શક્તિનું ખાસ ભાન થાય છે. ભાવોના ક્રમિક આરોહઅવરોહની-ભરતી ઓટની-અને સુઘટિત રીતે એકભાવના બીજા ભાવમાં પરિવર્તનની. આ સિદ્ધિ વર્ણનોથી કરી નથી પણ વિકાસ પામતા કાર્યના સ્વાભાવિક પ્રસંગોથી. વર્ણનાત્મક શ્લોકો તે તે ભાવોને જમાવવાનું કાર્ય કરે છે; જ્યારે બીજા શ્લોકો ખાસ કરી અનુષ્ટુપો તો ઉદ્દામ ભાવવાળા પ્રસંગો વ્યક્ત કરી કાર્યની પ્રગતિમાં સાહાય્ય કરે છે. આ નાના બનાવના નાટકમાંથી કવિની વસ્તુસંવિધાનની કલાનું યોગ્ય ભાન થઇ શકે નહિ-તોપણ તંગભાવોમાં ઘુંઘવાઇ જતા કાર્યને છૂટું કરવાની યુક્તિ એની સ્વાભાવિકતા નોંધવા જેવી છે. માણસસ્વભાવના અનુભવોનો ઉપયોગ કરવાની નિપુણતા તો પગલે પગલે દેખાય છે.

પંચરાત્ર—મધ્યમમાં ઘટોત્કચની સાથે મેલાપ સિદ્ધ થાય છે. પંચરાત્રમાં અભિમન્યુ સાથે થાય છે. સમય પાણ્ડવોના વનવાસનું છેલ્લુ વર્ષ છે; આ વર્ષ વિરાટરાજાની પાસે ગુપ્તવાસનું છે. મુખ્ય બનાવ કૌરવોનું વિરાટનગર ઉપર આક્રમણ અને વ્યંઢળવેષધારી અર્જુનને હાથે હાર છે. પાંચરાતમાં પાંડવોને શોધવાની દ્રોણની પ્રતિજ્ઞા નાટકનું પ્રેરકતત્ત્વ છે.

આ 'ત્રિ-અંકી નાટક'માં ભાસની કલાનું વધારે મોટારૂપમાં દર્શન થાય છે.

સ્થાપનામાં કુરુરાજ દુર્યોધનનો મહાન્ યજ્ઞ ચાલે છે એમ સૂચવાય છે. પછી વિષ્કંભક આવે છે. યજ્ઞસમૃદ્ધિની પ્રશંસા કરતા ત્રણ બ્રાહ્મણો પ્રવેશ કરે છે. 'અહો કુરુરાજની યજ્ઞસમૃદ્ધિ!' રાજાજી દીક્ષિત થતાં જાણે આખું જગત દીક્ષિત થયું છે! દુર્યોધનના આ ધર્માચરણથી સૌ કોઇ તૃપ્ત થયું છે, દેવોનું ઉત્તમ મુખ અગ્નિ, બ્રાહ્મણો, પક્ષીઓ, ગાયો માણસો સંતુષ્ટ થયાં છે! 'હવે આ જગત્ દરેક રીતે હૃષ્ટ થયું છે.' દુર્યોધન વિષેનો સર્વનો અસંતોષ દૂર થઇ ગયો! આ પ્રમાણે બ્રાહ્મણો સાર્વત્રિક સંતોષને વ્યક્ત કરે છે એટલામાં બ્રાહ્મણ બટુઓ અગ્નિનો ઉત્સર્ગ કરતાં દેખાય છે. તેમને આ બ્રાહ્મણો થોડીવાર થંભી જવાનું કહે છે-કારણકે અવભૃથસ્નાન પૂરૂં થવાને થોડી વાર છે. પણ છોકરાઓએ તો પોતાનું ચાપલ બતાવી દીધું. યજ્ઞસ્તંભ વગેરે સળગવા માંડે છે. ધીમે ધીમે લ્હાય વધે છે અને વન બળવા માંડે છે. બળતો બળતો અગ્નિ નદીના કાંઠા સુધી આવી પ્હોંચે છે-અને ધીમે ધીમે "સત્પુરુષના રોષની' જેમ અગ્નિ શાન્ત થાય છે. આ ભભક ભર્યું વર્ણન નીચેના સુંદર શ્લોકથી સમાપ્ત થાય છે.

**अवनतविटपो नदीपलाशः पवनवशाच्चलितैकपर्णहस्तः।**
**दवदहनविपन्नजीवितानामुदकमिवैष करोति पादपानाम् ॥**

બ્રાહ્મણો નદી ઉપર જઇ જળનો 'ઉપસ્પર્શ' કરે છે. એટલામાં ભીષ્મદ્રોણપુરઃસર દુર્યોધન સકલ રાજમણ્ડલ સાથે આવતો દેખાય છે. પૌરજનો નીચે પ્રમાણે સ્તુતિ કરતાં સંભળાય છે.

**यज्ञेन भोजय महीं जय विक्रमेण रोषं परित्यज भव स्वजने दयावान्।**
**इत्येवमागतकथामधुरं ब्रुवन्तः कुर्वन्ति पाण्डवपरिग्रहमेव पौराः॥**

બ્રાહ્મણો પણ રાજાને અભિનંદન આપવા જાય છે. વિષ્કંભક પૂરો થાય છે. મુખ્ય વસ્તુની પૂર્વભૂમિકા જણાવવા ઉપરાંત લોકોની ઇચ્છા જણાવી આગળના કાર્યનું સૂચન કરે છે. અગ્નિના અકાલ ઉત્સર્ગથી અને લ્હાયથી કાંઈ અમંગલ સૂચવવાનો કવિનો અભિપ્રાય હશે ?

ભીષ્મ અને દ્રોણ પ્રવેશ કરે છે. દુર્યોધનના આ ધાર્મિક કાર્યથી દ્રોણને જાણે પોતાના માથા ઉપરથી દોષનો ભાર ઊતર્યો હોય એમ લાગે છે. કારણકે 'શિષ્યનો દોષ ગુરુને શિર જાય છે. ગુરુને સોંપ્યા પછી માબાપની જવાબદારી ઉતરે છે.' તેથી 'ધર્મનું આલંબન કરતા દુર્યોધનથી હું જ અનુગૃહીત થયો છું' એમ દ્રોણ ગુરુને લાગે છે. ભીષ્મ પણ પોતાનો સંતોષ વ્યક્ત કરે છે. દુર્યોધન કર્ણ અને શકુનિ પ્રવેશ કરે છે. દુર્યોધનને પોતાની ધાર્મિકતાનું જે ફળ મળ્યું છે-પોતાનો આત્મા શ્રદ્ધાળુ બન્યો, ગુરુજન સંતોષ પામ્યા, પોતાનામાં દુનીઆનો વિશ્વાસ બેઠો, અપકીર્તિ ધોવાઇ ગઇ-તેનાથી એમ લાગે છે કે સ્વર્ગ તો એને અહીંઆ જ ફળ્યું. પાણ્ડવોનું ભુંડુ કરવાથી ગએલી પ્રતિષ્ઠા પાછી જામી ગઇ છે. કર્ણ, શકુનિ વગેરે અભિનન્દન આપે છે. દુર્યોધન વડીલોને નમસ્કાર કરી સૌનો આશીર્વાદ પામે છે. દ્રોણ આવા યજ્ઞો એ કર્યા કરે એવી આશિષ આપે છે. ભીષ્મ બુદ્ધિપ્રશમન ઇચ્છે છે. શકુનિ આશીર્વાદ આપે છે કે આવા યજ્ઞો કરી છેવટે 'જરાસન્ધની જેમ સર્વ રાજાઓને જીતી રાજસૂયમાં લાવ.' દ્રોણ ટીકા કરે છે-'અહો! આશીર્વાદમાં પણ શકુનિ (યુદ્ધના) ઉદ્યોગની પ્રેરણા કરે છે! ખરે આ ક્ષત્રિય કુમારને વિરોધ જ વ્હાલો છે.' ક્રમે ક્રમે બીજા રાજાઓનું અભિનંદન અને અભિવંદન દ્રોણ અને ભીષ્મ તેને જણાવે છે. આમાં એ શકુનિનો સ્વભાવ વ્યક્ત થતો દેખાય છે. યજ્ઞમાં આવેલા અભિમન્યુનું અભિનંદન દ્રોણ જણાવે છે. રીવાજ પ્રમાણે આપવાનો જવાબ દુર્યોધન આપે તે પહેલાં જ શકુનિ જરાસન્ધના પુત્ર સહદેવનું અભિવન્દન રજુ કરે છે. આખા રાજમણ્ડલનું અભિનન્દન પૂરૂ થાય છે ત્યાં દુર્યોધન પૂછે છે 'આખુ રાજમણ્ડલ આવ્યા છતાં વિરાટ કેમ નથી આવ્યો?' શકુનિ-'મેં એને દૂત મોકલ્યો છે. ધારૂં છું કે માર્ગમાં હશે.' આ પ્રશ્ન અને જવાબ આ સંબંધમાં સહજ લાગે છે; એની ખૂબી આગળ જતાં આ વિગત કાર્યને આગળ વધવામાં કેવી મદદ કરે છે એ જોતાં સમજાશે. જવાબથી દુર્યોધન સંતોષ પામી ગુરુને દક્ષિણા ગ્રહણ કરવા વિનન્તી કરે છે. આ પ્રસંગમાંથી કાર્યનું પ્રેરક બળ નીકળે છે. આ મહત્ત્વનો પ્રસંગ ચીતરવામાં કવિએ પોતાનું કૌશલ બતાવ્યું છે તે ધ્યાનપૂર્વક જોવા જેવું છે.

દુર્યોધનની વિનન્તી સાંભળી ગુરુ કહે છે 'દક્ષિણા? ઠીક ઠીક. હું આપને યાચુ છું.' ભીષ્મને આશ્ચર્ય થાય છે. દ્રોણ ગુરુને શેની ઉણપ છે કે તે યાચે. પ્રયોજન સમજાતું નથી. દુર્યોધન કહે છે ગુરુને યાચવાનું હોય? ગુરુ તો આજ્ઞા કરે. કહો! શી ઇચ્છા છે. શું કરૂં! દ્રોણ-'બેટા દુર્યોધન કહુ છું.' દ્રોણનું આ વાક્ય એક બાજુ બીજાઓના કુતૂહલને વધારે છે, બીજી બાજુ દુર્યોધનનો ગુરુને ગમે તે દક્ષિણા આપવાનો ઉત્સાહ વધારે છે. દુર્યોધન-'આપ શું વિચારો છો? મારા હાથમાં ગદા છે અને આ[illegible] હાથમાં બધું છે એમ માની લો.' દ્રોણ-બેટા બોલું છું પણ આંસુનો વેગ મને [illegible] ' ' ઑ ૩૪

આશ્ચર્યચકિત થાય છે. 'આચાર્ય પણ શું આંસુ પાડે છે?' ભીષ્મ–પૌત્ર દુર્યોધન તારો પરિશ્રમ નિષ્ફળ છે.' દુર્યોધનની લાગણી વધવા માંડી છે. પાણી મંગાવી ગુરુને મુખ ધોવાનું કહે છે. દ્રોણ–'મારા કાર્યની ક્રિયા જ મુખોદક થાઓ.' દુર્યોધનની લાગણી છંછેડાય છે, એને લાગે છે કે ગુરુને એનામાં વિશ્વાસ નથી. એનું પહેલાનું કપટીપણું ગુરુ યાદ કરે છે. ગુરુને કહે છે કે તમને જો લાગતું હોય કે આ નહિ આપે તો લાવો તમારો હાથ. 'આ હું જળ મુકુ છું.'

દ્રોણની દક્ષિણા માગવાની હાર્દિક ઇચ્છા, માગતાં વિચાર, અને છેવટે આંસુ–આ બધાંનું પ્રયોજન શું? અને તેમાંએ આંસુ શા માટે? આ બધાનું એક પરિણામ તો સ્પષ્ટ છે–દુર્યોધનની દાનની લાગણી અતિ તીવ્ર બને છે. પણ ગુરુ કાંઇ આટલા માટે આંસુ પાડે? આ બધાથી ગુરુના મનની કઇ વૃત્તિ સૂચવાય છે? ગુરુના સૌથી પ્હેલા વાક્યથી સમજાય છે કે દુર્યોધનના અપકૃત્યોની ગુરુ તરીકે પોતાના માથે પણ જવાબદારી છે એ એ સમજે છે; આથી દુર્યોધનને ધર્મ માર્ગે દોરવાનો અને પાંડવો તરફના અપકૃત્યને મટાડવાનો ગુરુ હંમેશા પ્રયત્ન કરતા હશે, અને પ્રસંગો શોધતા હશે. અહીંઆ અચાનક એ પ્રસંગ પ્રાપ્ત થઇ ગયો. દુર્યોધનની મનોવૃત્તિ ધાર્મિક થઇ છે, તે ગુરુને દક્ષિણા ગ્રહણ કરવા વિનન્તી કરે છે–તો શા માટે એવી દક્ષિણા ન માગવી કે જેથી આ અધર્મનો ડાઘ જતો રહે અને પાણ્ડવોને પોતાનો ભાગ મળે. તેથી દક્ષિણા માગવા તત્પર થાય છે. પણ શું કહેવું–શી રીતે કહેવું આ કાંઇ નાની સૂની માગણી નથી. આ મૂઝવણ સાથે બાર વર્ષથી વનમાં ભટકતા પાણ્ડવોનું સ્મરણ થાય છે–અને ગુરુનું મુખ આંસુથી ભીંજાય છે. આવો કાંઈ ભાવો ગુરુના આ પ્રસંગના શબ્દો વ્યક્ત કરે છે. એની કાર્ય માટે સ્વાભાવિક અસર, ઉપર કહ્યું તેમ, એ થાય છે કે દાન આપવું એ દુર્યોધનને મન હવે સ્વમાનનો પ્રશ્ન થઇ પડયો છે અને દુર્યોધન જળ મૂકતાં દ્રોણને પોતાની દક્ષિણા માગવાનું સરળ થઇ પડે છે. દ્રોણ—

येषां गतिः क्वापि निराश्रयाणां संवत्सरैर्द्वादशभिर्न दृष्टा ।
त्वं पाण्डवानां कुरु संविभागमेषा च भिक्षा मम दक्षिणा च ॥

દક્ષિણા માગતાની સાથે જ, દુર્યોધનને જવાબ આપવાનો અવકાશ મળે એ પ્હેલાં જ શકુનિ બોલી ઉઠે છે–'એમ ન મગાય–અહો! શિષ્યની આમ દક્ષિણાને બ્હાને 'ધર્મ-વંચના' કરવી શું યોગ્ય કહેવાય?' દ્રોણાચાર્યનો બ્રાહ્મણ સ્વભાવ એકદમ ભભુકી ઉઠે છે–અને ન બોલવાનું બોલી બેસે છે. "ભાઇઓને બાપીકું રાજ્ય આપો એમ કહેવું એ શું વંચના? માગે એને આપવું એ એક કે બલાત્કારે હરી લે એ?' બધા એકદમ બોલી ઊઠે છે 'શું બલાત્કારથી?' ભીષ્મ દુર્યોધનને શાન્ત પાડવા પ્રયત્ન કરે છે અને શકુનિને ન ગણકારવાની દુર્યોધનને સલાહ આપે છે. પણ દ્રોણના શબ્દોથી દુર્યોધનનો માની સ્વભાવ છંછેડાઇ ગયો છે. ગુરુના શબ્દો પકડી લઇ દુર્યોધન દ્રોણને પુછે છે કે 'જ્યારે ભરસભામાં રાજ્ય અને માન બન્ને ગયાં ત્યારે એ બલાત્કારસમર્થોએ પોતાના રોષને કેમ વારી રાખ્યો." દ્રોણનો જવાબ એનો ઉછળતો ક્રોધ વ્યક્ત કરે છે. ભીષ્મ સ્વગત કહે છે

'કરવું' તું બીજું અને થઇ ગયું બીજું' દ્રોણને કાર્ય તરફ જોવાનું સૂચવે છે. પણ બ્રાહ્મણ હવે હાથમાં ન રહે 'मात्र कर्दनं कार्यं कलह एव भवतु'. ભીષ્મ આચાર્યને શાન્ત પડવા વિનન્તી કરે છે અને દુર્યોધનને સમજાવે છે–'તું મોટો છું તો તેમને (પાણ્ડવોને) રાખીશ કે તેઓ વનમાં પશુઓ સાથે રહે'. શકુનિ જવાબ આપે છે–ભલે રહે! આ બાજુ કર્ણ દ્રોણને શાન્ત પાડે છે અને દુર્યોધનની સાથે કળથી કામ લેવાનું સૂચવે છે. ધીમે ધીમે ઉન્માર્ગે વહેલું વ્હેણ માર્ગે આવતું લાગે છે. દ્રોણ શાન્ત પડે છે અને કળથી કામ લેવાનું શરૂ કરે છે, પણ હવે દુર્યોધન એમ સરળતાથી ન સપડાય. તે કહે છે કે હવે તો મામા સાથે વિચારી જવાબ આપીશ. શકુનિ સાથેની તેની વાતચીતમાં દુર્યોધનનો સરળ સ્વભાવ વ્યક્ત થાય છે. એને પોતાને પાણ્ડવોને કાંઈ આપવાની ઇચ્છા છે; પણ શકુનિ એનો 'evil genius' (અનિષ્ટ વિધાતા) છે. તેનો દોર્યો દોરાય છે. છેવટે પ્રશ્ન તો કેવળ આપેલું વચન પાછું કેમ ખેંચાય એટલો જ રહે છે. શકુનિની વિચક્ષણ બુદ્ધિ એનો ઉપાય શોધી કહાડે છે. મન્ત્રણા પૂરી કરી શકુનિ દ્રોણના પાસે જઇ કહે છે 'આચાર્ય! અત્રભવાન્ કુરુરાજ આપને વિનન્તી કરે છે કે જો પાંચ રાતમાં પાણ્ડવોની ભાળ મેળવો તો અડધું રાજ્ય આપશે. આપ હવે ભાળ કહાડો'. થઈ રહ્યું. દ્રોણનો ગુસ્સો હાથ રહેતો નથી. ભીષ્મ દુર્યોધનને સમજાવે છે પણ તે મક્કમ રહે છે. દ્રોણ આવેશમાં અને આવેશમાં અસંભાવિતનો પણ સ્વીકાર કરવા તૈયાર થાય છે.

નાટકકારની કાર્ય વિકાસ કરવાની કળા આ બનાવ રજુ કરવાની રીતથી સુંદર રીતે સમજાય છે. એક સીધી લીટીમાં આગળ વધતું કાર્ય જેટલું કૃત્રિમ લાગે તેટલું જ નીરસ થાય. પ્રેક્ષકની જિજ્ઞાસા અતિશય ગુંચવાઇ જાય અને આઘાત પામે એટલી જટિલતા કષ્ટદાયક થાય છે. આ બન્નેમાંથી બચી જઇ જિજ્ઞાસા કુતૂહલપૂર્વક ચાલુ રહ્યા જ કરે એ વસ્તુસંવિધાનની ઉત્તમ રીત આમાં દેખાય છે. દક્ષિણા સ્વીકારવાની વિનન્તીથી તે દ્રોણાચાર્યની અસંભવિત દેખાતાને પણ સ્વીકારવાની તૈયારી સુધીનો પ્રસંગ ચીતરવામાં કવિએ પ્રેક્ષકોમાં તે તે ભાવોના અનુભવ સાથે પ્રેક્ષકોના ચિત્તવૃત્તિ ઉત્કંઠિત કરવામાં અસાધારણ નિપુણતા બતાવી છે.

દ્રોણાચાર્ય હનુમાનની જેમ પાણ્ડવોને શોધી લાવવાનું બીડુ ઝડપવાને તૈયાર થાય છે ત્યાં શકુનિએ વિરાટનગર મોકલેલો દૂત પાછો આવે છે. આ દૂત જણાવે છે કે વિરાટરાજા શોકમાં હોવાથી આવી શકયા નથી. શોકનું કારણ જણાવતા કહે છે કે 'વિરાટનો સંબંધીઓ સો કીચક ભાઇઓને કોઇકે બે હાથવડે જ મારી નાખ્યા; શરીરનો વધ શસ્ત્રથી થએલો દેખાતો નથી.' બધા આશ્ચર્યથી પૂછે છે. 'શું શસ્ત્ર વિનાનો વધ!' ભીષ્મ પણ વિચારમાં પડી ગયા છે. થોડીક વાર પછી બાજુ ઉપર જઇ દ્રોણને કહે છે 'અરે આચાર્ય પાંચરાતનો સ્વીકાર કરો!' દ્રોણ સમજી શકતા નથી પણ ભીષ્મ સમજાવે છે 'એ ભીમનું કાર્ય છે. ગોવૃષો પોતાના વત્સોનું પરાક્રમ ન જાણે!' દ્રોણ દુર્યોધનને જઇ કહે છે–'ભલે પાંચરાત' દ્રોણ એકઠા થએલા બધા રાજાઓની સમક્ષ પ્રતિજ્ઞા ફરીથી કહી બતાવે છે. હર્ષના આવેગમાં દ્રોણ અધીરા થઇ જાય છે. ભીષ્મના લક્ષમાં આ આવી જાય છે; વધારે પડતું વ્યક્ત થઇ જાય એ પ્હેલાં દુર્યોધનને કહે છે 'પૌત્ર દુર્યોધન મારે

વિરાટ સાથે ગુપ્ત વેર છે; વળી તમારા યજ્ઞપ્રસંગે એ ન આવ્યો. માટે એની ગાયો પકડીએ.' દ્રોણ આ યુક્તિ સમજતા નથી અને ભીષ્મને કહે છે 'વિરાટેશ્વર મારો પ્રિય શિષ્ય છે. તેની ગાયોને શામાટે પકડો છો.?' ભીષ્મ બાજુએ જઇ એને જે સંબોધન કરે છે તે નોંધવા જેવું છે. 'બ્રાહ્મણુાર્જવસુદે! રથના શબ્દથી ચીડાઇ પાણ્ડવો રોષે ભરાશે; તેઓ કૃતજ્ઞ છે. તેથી ગોગ્રહણમાં આપણું ઇષ્ટ છે'. એટલામાં એક યોદ્ધો આવી દુર્યોધનને કહે છે કે નગરમાં પ્રવેશ કરવા માટે રથો સજ્જ છે. દુર્યોધન આજ્ઞા કરે છે કે આ રથોથી જ વિરાટ ઉપર આક્રમણ કરી ગોગ્રહણ કરો. અને વીરપુરુષોને ઉચિત વેગથી આક્રમણ માટે બધા સજ્જ થાય છે. આ છેલ્લા અસરકારક દૃશ્યથી અંક પૂરો થાય છે. જતાં જતાં દ્રોણ શકુનિને કહે છે-'વત્સ ગાન્ધારરાજ આ ગોગ્રહણમાં તારો પ્રથમ રથ!' આ પ્રમાણે પ્રથમ અંકમાં આરમ્ભ, પ્રયત્ન, અને પ્રાપ્તિ-આશા-કાર્યની આ ત્રણ અવસ્થાઓ દેખાય છે. પાણ્ડવોના શોધની પ્રાપ્તિ-આશાથી વિરાટ તરફ પ્રયાણ થાય છે.

પ્રથમ અંકનું સ્થાન હસ્તિનાપુર પાસેનું ઉપવન હતું. દુર્યોધનનો યજ્ઞસમારંભ ત્યાં થયો હતો. બીજા અંકના પ્રવેશકમાં વિરાટનગરના ગોચરનું દર્શન થાય છે. વૃદ્ધ ગોપાળ પોતાની ગાયોનું, ગોપયુવતિઓનું અને વિરાટરાજાનું મંગળ વાંછતો પ્રવેશ કરે છે. 'રાજાજીનો જન્મદિવસ છે. ગાયોનું દાન કરવાનું છે, તેથી ગોધન અને ગોવાળોના છોકરા છોકરીઓ શહેરમાં જવા મંગલ વસ્ત્રાભરણ સુગંધાદિ ધારી સજ્જ થયા છે. તે બધાનો મોટેરો થઇ હું જઇશ!' એટલામાં કાગડો સુકા ઠુંઠા ઉપર ચઢી ચાંચ ઠોકતો ઠોકતો વિલક્ષણ અવાજ કરે છે. આ અમંગલ જોઇ વૃદ્ધ ગોવાળ વ્હેમાય છે અને સાની શાન્તિ ઇચ્છે છે. 'શાન્તિ થાઓ! શાન્તિ થાઓ! અમારી અને ગોધનની!' તેના ભાણેજ ગોમિત્રકને બોલાવે છે. વિરાટરાજાનો જન્મદિવસ છે આદિ જણાવે છે અને બધા છોકરા છોકરીઓને ત્યાં બોલાવી લાવવાનું કહે છે. બધા આવે છે. તેમને પણ એની એ હકીકત એના એ શબ્દોમાં કહે છે; અને સૌને નાચવાનું કહે છે. બધા નાચે છે, નૃત્યથી ખુશ થઇ વૃદ્ધ ગોવાળ પણ નાચવા માંડે છે.

પ્હેલા અંકના અંતના તંગ વાતાવરણને આ રીતે કવિ જરા હાસ્યથી ઢીલું કરે છે. વૃદ્ધ ગોવાળ નાચે છે એટલામાં એકદમ બધા બોલી ઉઠે છે 'હા! હા! મામા ધૂળનો મોટો ધૈસુ ઉડયો છે' વૃદ્ધ ગોવાળ નાચતો બંધ પડે જાય છે, અને જુએ છે 'કેવળ ધૈસુ જ ઉડતો નથી, શંખ અને દુંદુભિનો અવાજ પણ ઉંચે ચઢે છે.' બીજાઓ-'મામા દિવસના ચન્દ્ર જેવી પાણ્ડુરજથી સૂર્યનું મણ્ડલ અવગુણ્ઠિત થઇ ગયું. સુરજ જાણે છે કે નથી!' ગોમિત્રક-'હાહા મામા! આ કોઇ માણસો દહિના પિંડ જેવા ધોળા છત્રો ધારણ કરી ઘોડાની ગાડીઓમાં બેસી આખા નેહડા ઉપર ધસે છે. ચોરો!' વૃદ્ધ ગોવાળ-'અરે તીર પડવા લાગ્યાં! છોકરા છોકરીઓ ઘરમાં પેસી જાઓ.' બધા જાય છે. વૃદ્ધ ગોવાળ —"હા-હા-ઉભા રહો, ઉભા રહો. મારો મારો પકડો પકડો! આ વૃત્તાંત મહારાજા વિરાટને જણાવું'. આ રીતે ગોગ્રહણનું સૂચન પ્રવેશકથી થાય છે.

ગોવાળની ખબર લઇ એક સુભટ કંચુકીને આપે છે. કંચુકી વિચારે છે કે આજે

મંગળ દિવસે આવી ખબર આપવાથી રાજા ચીડાશે તેથી દિવસ પૂરો થયો ખબર આપવી. સુભટ કાર્ય અતિપાતી છે માટે ત્વરાથી જણાવવાનું કહે છે. એટલામાં રાજા પ્રવેશ કરે છે. રાજાને ખબર પડી ગઇ છે. પોતાની પ્રજાના દુઃખથી સંતાપ પામે છે અને આવી સ્થિતિ ઉત્પન્ન થવા માટે પોતાના નિરર્થક કર લેતા બાહુને ઉપાલંભ આપે છે.' ખબર કહેવા આવેલો યોદ્ધો તેને 'મહારાજ' કહી સંબોધન કરે છે તે તરછોડી નાખે છે. '**अलं महाराजशब्देन**'. 'મારૂ ક્ષત્રિયત્વ અવધૂત થઇ ગયું છે. રણનો વિસ્તાર કહે'. યોદ્ધો ગાયોની કરુણાજનક દશા વર્ણવે છે. આ સાંભળી યુદ્ધને માટે રથ વગેરે સજ્જ કરવાનો તે આદેશ કરે છે. એ અરસામાં વિરાટરાજા દુર્યોધનના વૈરનું કારણ વિચારે છે. ' યજ્ઞમાં ન ગયો એ ? શી રીતે જાઉં ? કીચકનો શોગ હતો. હાં–પાણ્ડવોની સાથે મારો પરોક્ષ સ્નેહ છે એથી જ. બસ લડવું. ભગવાન હસ્તિનાપુરમાં રહેલા છે એટલે દુર્યોધનના શીલને જાણે છે. ' ભગવાનને બોલાવે છે. બ્રાહ્મણ વેષે યુધિષ્ઠિર પ્રવેશ કરે છે. આ ગોગ્રહણની એમને ખબર પડી ગએલી છે. યુધિષ્ઠિરને ચિન્તા થાય છે કે આ બનાવથી તેમના ભાઇઓ ઉશ્કેરાઈ જશે અને સમય પહેલાં પ્રગટ થઈ જશે. 'બ્હીક મારા વિષે નથી. હું તો ઠરેલ છું. પણ તેઓ ચપળ છે. ' લડાઇની તૈયારી જોઇ રાજાને પૂછે છે ' આટલી લક્ષ્મીથી સંતોપ નથી કે અભિમાનીનો ગર્વ ઉતારવો છે કે દુઃખીને છોડાવવા છે?' વિરાટ આખી સ્થિતિ જણાવે છે. કૌરવોના આ કૃત્યથી, તેઓ પોતાના કુલના હોવાથી યુધિષ્ઠિર લજવાય છે. રાજા વિચારમુદ્રા જોઇ પૂછતાં તેને દ્વિઅર્થી જવાબ આપે છે. 'તેમને વિષે ઉત્સુક છું.' આ અંકના અન્તભાગ સુધી, ગુપ્ત રહેવાની ચિન્તાથી યુધિષ્ઠિરાદિનો જે વ્યવહાર નિષ્પન્ન થાય છે તે સામાજિકોની રસનિષ્પત્તિમાં અવર્ણ્ય રંગ પૂરે છે. રાજા જણાવે છે કે કૌરવોને શાન્ત કરવાનો તેણે નિશ્ચય કર્યો છે. ' શક્ત છતાંએ યુધિષ્ઠિર માફ કરે. હું ન કરૂં !' એટલામાં યોદ્ધો આવી ખબર આપે છે કે 'પૃથ્વીના સર્વ રાજાઓ એકઠા થયા છે. દ્રોણ, ભીષ્મ, જયદ્રથ, શલ્ય, અંગરાજ, શકુનિ, કૃપ આદિની ધજાઓથી જ અમે ભાગી આવ્યા'. ભીષ્મનું નામ સાંભળી રાજામાં માનની લાગણી થાય છે; જીતવાની વાત છોડી દે છે. પણ આવા રણાતિથિને શરો વડે સંતોષવા સૂતને બોલાવી તેને રથ લાવવાનું કહે છે. ત્યાં સૂત ખબર આપે છે કે આપના રથમાં બેસી ઉત્તરકુમાર રથચર્યા કરવા ગયા છે. રાજા—હેં ? કુમાર બ્હાર ગયો છે ? ' ભગવાન—' અરે રાજન્ કુમારને રોકાવો ! ' રાજા–' રથ એકદમ લાવો ' સારથિ જાય છે. એને એકદમ પાછો બોલાવી ગુસ્સામાં પૂછે છે ' તું કેમ કુમારની સાથે ગયો નથી ? રાજાઓના સારથિ તમે નથી ?' સૂત જણાવે છે કે રથ સજ્જ કરી તે જવા તૈયાર થયો હતો પણ ' કુમારે કાંતો મશ્કરીમાં કે કાંતો એમાં કૌશલ હોય પણ મને છોડી સારથિ તરીકે બૃહન્નલાને લીધી. ' રાજા આશ્ચર્ય પામે છે; યુધિષ્ઠિર આશ્વાસન આપે છે કે બૃહન્નલા ગઇ હશે તો બાણો વિના પણ રથ જય પામશે. રાજા બીજો રથ સજ્જ કરવાનો હુકમ કરે છે. સારથિ જાય છે. ત્યાં બીજો સુભટ આવી ખબર આપે છે કે કુમારનો રથ ભાગી સ્મશાન તરફ ગયો. યુધિષ્ઠિર સમજી જાય છે અને રાજાને સ્વસ્થ થવા કહે છે. 'જ્યાં ધાર્તરાષ્ટ્રો છે ત્યાં સ્મશાન થશે'. રાજા ભગવાનની આ સ્વસ્થતાથી ચીડાઇ જાય છે. ' પ્હેલાં કોઇ વાર જૂઠું કહ્યું નથી ' એવી ખાત્રી આપી શાંત પાડે છે. ભટને ફરીથી ખબર કહાડવા મોકલે છે. એટલામાં તુમુલ

ધ્વનિ થાય છે. યોદ્ધો આવી ખબર આપે છે કે કુમારે શત્રુઓમાં કેર વર્તાવ્યો છે. યુધિષ્ઠિર 'અક્ષયતૂણિ'નો પ્રભાવ સમજી જાય છે. રાજા શત્રુઓના હાલ પૂછે છે. ભટ જવાબ આપે છે—

धनुर्घोषं द्रोणस्तदिदमिति बुद्ध्वा मतिगतो
ध्वजे वाणं दृष्ट्वा कृतमिति न भीष्मः प्रहरति ।
शरैर्भग्नः कर्णः किमिदमिति चान्ये नृपतयो
भयेऽप्येको बाल्यान्न भयमभिमन्युर्गणयति ॥

ભગવાન્—'શું અભિમન્યુ પણ આવ્યો છે!' આ એક વાક્યનું મર્મભેદિત્વ અનુભવીઓ જ સમજે! યુધિષ્ઠિર રાજાને બીજો સારથિ મોકલવા સૂચવે છે. 'જ્યાં બન્ને વંશના તેજોમિનું યુદ્ધ થાય ત્યાં બૃહન્નલા વિકલવ થઈ જાય.' રાજા આ બધુ પરાક્રમ પોતાના પુત્રનું જ છે એમ સમજી ભગવાનને કહે છે કે જે કુમારે આવા મોટા મહારથિઓને હરાવ્યા તે સમોવડીઆથી સ્હેલાઈથી રક્ષણ કરી શકશે. ત્યાં કુમારના રથની વિલક્ષણ દશાની ખબર આવે છે. રાજા દૂતને ફરી ખબર કહાડવા મોકલે છે તે ખુશખબર લઇ આવે છે: કૌરવો હાર્યા! તેમને નસાડી મુકયા! રાજા અને ભગવાન્ એક બીજાને અભિનંદન આપે છે.

અહીંઆ એક પ્રસંગ પૂરો થાય છે. યુદ્ધ વિષે ઉત્કણ્ઠા, તે માટે ઉત્સાહ, તૈયારી વગેરે જે ત્વરાટથી કવિએ દર્શાવ્યા છે તેથી થતી રસનિષ્પત્તિ રંગભૂમિ ઉપર પ્રત્યક્ષ યુદ્ધને બતાવી થાય એવી નથી. કવિની કુશલતા આ પ્રસંગનું નિરૂપણ જ વ્યક્ત કરે છે. તેને બીજા વખાણની અપેક્ષા નથી!

રાજા પૂછે છે—'કુમાર ક્યાં છે?' 'વીર પુરુષોના પરાક્રમોને પુસ્તકારૂઢ કરે છે'—જવાબ મળે છે. રાજા કુમારના વિનયથી પ્રસન્ન થાય છે. જયના આનંદમાં ઉમેરો થતો ચાલ્યો છે. ત્યાં બૃહન્નલા પ્રવેશ કરે છે. વીર પુરુષોનો ઉપમાનભૂત અદ્વિતીય નર આ વેશે પ્રવેશ કરે છે! પોતાને લાંબા વખતે થએલા યુદ્ધના અનુભવોનું આપણને ભાન કરાવતો અર્જુન આવે છે. દુઃશાસનને પકડી એ લાવી શક્યો નથી તેથી તે તો હજી અસંતુષ્ટ છે. વિરાટ પાસે તે આવે છે. યુધિષ્ઠિરને જુએ છે. 'અત્યારે દણ્ડધારક નથી ત્રિદણ્ડધારી છે! ભગવાનને નમસ્કાર કરે છે, પછી રાજાને. રાજા એને યુદ્ધનું વર્ણન કરવા કહે છે. પ્રાકૃતમાં બોલવા જાય છે ત્યાં એને સંસ્કૃતમાં બોલવા કહે છે. અર્જુન કાંઈ કહે એ પ્હેલા અપૂર્વ હર્ષથી ઘેલો થતો દૂત આવી ખબર આપે છે 'ન માની શકાય એવું પ્રિય થયું. સૌભદ્ર પકડાયો.' અર્જુન અને યુધિષ્ઠિર વિચારમાં પડી જાય છે. આમ કેમ બને? આગળ પ્રશ્ન પૂછતાં જણાય છે કે 'રસોડામાં કામ કરતા પેલાએ બે બાહુવતી એને રથમાંથી ઉતાર્યો.' અર્જુન અને યુધિષ્ઠિર સમજી જાય છે. પોતે તો પુત્રનું દૂરથી જ દર્શન કર્યું ભીમ તો તેને ભેટ્યો! યુધિષ્ઠિર રાજાને અભિમન્યુની અવજ્ઞા કરવાનું સૂચવે છે. રાજા ઇનકાર કરે છે. રાજાનું મન: જમાઇની આશામાં લોભાયું છે. બૃહન્નલાને અભિમન્યુ દાખલ કરાવવાનો હુકમ થાય છે.

અહીંથી આ કવિને પ્રિય પ્રસંગનું નિરૂપણ આવે છે: અજ્ઞાત પિતા સાથે પુત્રનો મેલાપ. મધ્યમમાં ઘટોત્કચને એકલા ભીમે લડાવ્યો, અહીંઆ ભીમ અને અર્જુન બન્ને અભિમન્યુને ચીડવે છે અને લડાવે છે અને પુત્રસ્નેહનો લ્હાવો લે છે. (વાંચકને અહીંઆ બીજો આવો મનોહર અને આનાથી વધારે વેદના ભર્યો પ્રસંગ યાદ આવશે:— શાકુન્તલમાંનો દુષ્યન્ત અને ભરતનો મેલાપ.) અભિમન્યુને રાજા પાસે લઈ જવામાં આવે છે. ત્યાં પણ કવિએ એ સિંહબાલનું ચિત્ર સુરેખ ચીતર્યું છે. એટલામાં ઉત્તર કુમાર આવે છે. રાજા ખુબ હર્ષથી એને બોલાવે છે, અને પૂછે છે કે પૂજ્યની પૂજા કરી. ઉત્તર-પૂજ્યા! પણ પૂજ્યતમની પૂજા કરો.' રાજા-'કોની?' ઉત્તર-'અત્રભવાન્ ધનંજયની?' રાજા-'ધનંજયની?' કુમાર સાચો અહેવાલ આપે છે. બૃહન્નલા છુપાવવા પ્રયત્ન કરે છે. ઉત્તર હાથ ઉપરનો પણછનો ડાઘો જોવા કહે છે: એતો બલૈયાંથી પડેલો છે એમ કહી અર્જુન છુપાવે છે. રાજા જોવા માગે છે. બૃહન્નલા આ બધું અશક્ય છે એમ સાબીત કરવા પ્રયત્ન કરતાં કહે છે કે જો હું અર્જુન હોઉં તો શું આ યુધિષ્ઠિર અને આ વૃકોદર?' રાજા મૂર્ખ નથી. 'અરે ધર્મરાજ! વૃકોદર! ધનંજય! શું મારો એ અવિશ્વાસ?' રાજા બધુ સમજી જાય છે. હજી પ્રગટ થવાનો વખત થયો નથી. અર્જુનને કહે છે 'બૃહન્નલે જનાનામાં જા.'! યુધિષ્ઠિર રોકે છે, અને જણાવે છે કે સમય પૂરો થાય છે, અને બધા પ્રગટ થાય છે. રાજા ગોગ્રહણના મૂલ્ય તરીકે અર્જુનને ઉત્તરા સ્વીકારવા કહે છે. અર્જુનની કસોટી થાય છે. તેને પુત્રી તુલ્ય ગણી અભિમન્યુ માટે સ્વીકારે છે. રાજા કહે છે આજે જ વિવાહ પ્રવર્તો. યુધિષ્ઠિર હા પાડે છે, અને પોતાના પિતામહ પાસે ઉત્તરકુમારને મોકલવા કહે છે. બીજો અંક પૂરો થાય છે.

આ અંક પ્હેલા અને ત્રીજાની અપેક્ષાએ મોટો છે. આમાં ઘણી બાબતોનો કવિએ ઉકેલ કર્યો છે. ત્વરાથી કામ લીધું છે તોપણ કોઇ બનાવના નિરૂપણમાં અસ્પષ્ટતા આવવા દીધી નથી. ભાવોનો અનુભવ કરાવવામાં લક્ષ્યવેધિત્વ, અન્ય ભાવોમાં સંક્રમણની સંઘટિતતા અને સમગ્રનું સંવાદિત્વ કોઇ મહાન્ કલાકારની સિદ્ધહસ્તતાનો પરિચય કરાવે છે. આખા અંકમાં ઘેરાતું વાદળ ધીમે ધીમે ઉઘડી આનંદ અને હર્ષના પ્રકાશમાં પરિણામ પામે છે.

ત્રીજો અંક હારેલા કૌરવોના સૈન્યમાં ઉઘડે છે. સારથિ ખબર આપે છે કે અભિમન્યુને કોઇક હરી ગયુ. આ શરમાવે એવી ખબરની ઘોષણા થાય છે ત્યાં દ્રોણ અને ભીષ્મ દાખલ થાય છે અને સારથિને વૃત્તાન્ત પુછે છે. એટલામાં દુર્યોધન આવે છે. એ આ ખબર સાંભળી ખૂબ કોપાય છે. અહીંઆ કવિએ દુર્યોધનના સ્વભાવની ઉદારતાની આપણને ઝાંખ કરાવી છે. "સૂત કહે કોણ અભિમન્યુને લઈ ગયું! હું જ એને છોડાવીશ. એના પિતાઓ સાથે મારે વેર છે એટલે લોકો મારો દોષ કહાડશે. પણ પાણ્ડવોનો પુત્ર એ મારો જ પુત્ર છે. કુટુમ્બના વિરોધમાં બાલકોનો શો અપરાધ!' કર્ણ આ ભાવના માટે એને ધન્યવાદ આપે છે. અહીંઆ શકુનિની સ્વાભાવિક ભુંડાઇ પણ વ્યક્ત થાય છે. 'સૌભદ્રની ચિન્તા કરનારા ઘણાએ છે.'! અભિમન્યુ કેવી રીતે પકડાયો તેની વિગત બધા સારથિ પાસે માગે છે; અને સારથિ એક પદાતિ કેવી રીતે તેને લઇ ગયો એ વર્ણવે છે. ભીષ્મ તુરત જ કહે છે 'શસ્ત્રો હેઠા મુકો. અભિમન્યુ ભીમના હાથમાં છે'. દ્રોણ ભીમના ગુરુ તરીકે પોતાનો અનુભવ જણાવી આ વાતને ટેકો આપે છે. શકુનિ આ વાતને હસવા

જેવી ગણી કહાડે છે. "આપ તો આખી દુનીઆમાં પાણ્ડવોને જ જુઓ છો !" ભીષ્મ કહે છે 'અમે જે કહીએ છીએ તે અનુમાનથી કહીએ છીએ.' શકુનિ કહે છે 'આ રીતે તો કોઇક ઉત્તરને અર્જુન પણ કહેશો!' દ્રોણ કહે છે નિઃસંદેહ તેમ જ છે. ભીષ્મ અનુમોદન આપે છે. આ રીતે પાણ્ડવો વિષે રસાકસી ચાલે છે ત્યાં એક સારથિ પુંખમાં નામવાળું બાણ લઇ આવે છે. ભીષ્મ એ બાણ જોવા માગે છે; જોઈ શકુનિને આપે છે. "મારૂં ચક્ષુ ઘડપણથી શિથિલ થયું છે. જરા બાણ વાંચોને" શકુનિ લઇને વાંચે છે. "અર્જુનનું." બાણ ફેંકી દે છે તે દ્રોણના પગમાં જઈ પડે છે. દ્રોણ તરત શિષ્ય પ્રેમથી તે ઉપાડી લે છે. આ સમયે બધા દિઙ્મૂઢ થઇ ગયા હશે. બધાને લગભગ ખાત્રી થઈ ગઇ હશે. ત્યાં ચતુર શકુનિ શંકા ઉઠાવે છે. 'શર એ કાંઈ પ્રમાણ નથી. તે ગમે તે કોઇ અર્જુન નામનાં યોદ્ધાનું હશે. ઉત્તરનો લેખિત પુરાવો લાવો.' દુર્યોધન ત્યાં કહી દે છે "જો બધા એમ માનતા હોય કે અડધું રાજ્ય આપવું પડે એટલે વાંકુ બોલીએ છીએ તો કહું છું કે યુધિષ્ઠિર બતાવો એટલે અડધું રાજ્ય આપીશ."

આ શી રીતે થાય ? વિરાટથી હાર્યા એટલે તેના શહેરમાં જઇ ખાત્રી કરવી અશક્ય હતી. પણ કવિએ બીજા અંકને અંતે ઉત્તરને આ બાજુ મોકલ્યો છે. કાર્યની આ સાંકળ જેટલી સ્વાભાવિક છે તેટલી જ સુઘટિત છે એ લક્ષમાં લેવું જોઇએ. તેના આવવવાની ખબર દૂત આપે છે. આ સમયે સૌની માનસિક સ્થિતિ કલ્પી લેવી જોઇએ. ઉત્તર આવે છે. બધાને નમસ્કાર કરે છે. બધા આશીર્વાદ આપે છે. દ્રોણ પૂછે છે–"તત્રભવાન્ વિરાટેશ્વર શું કહે છે?" ઉત્તર–"મને તેમણે મોકલ્યો નથી." દ્રોણ–"ત્યારે કોણે મોકલ્યો છે?" ઉત્તર–"તત્રભવાન યુધિષ્ઠિરે" દ્રોણ–શું કહે છે ધર્મરાજ?" ઉત્તર–ઉત્તરા પુત્રવધૂ તરીકે મળી છે, રાજમણ્ડલની પ્રતીક્ષા કરૂં છું. વિવાહ ક્યાં કરીએ? ત્યાં કે અહીંઆ?" શકુનિ જવાબ આપે છે "ત્યાં જ ત્યાં જ."।।

દ્રોણ પોતાની ભીક્ષા માગે છે. દુર્યોધન આપે છે; અને સત્યનો મહિમા ગાય છે, પણ શકુનિ હજી તેના સંગમાં વસુ છે ! નાટક પૂરતુ કાર્ય પૂરૂં થાય છે.

આ છેલ્લા અંકની કળા સ્પષ્ટ છે. કવિએ ધીમે ધીમે કેવી રીતે આ પ્રસંગ વ્યક્ત કર્યો છે તે સમજવાને ટીકાની જરૂર નથી.

---

સુધારો અને નોંધ 'नानरसं' ને બદલે 'नानारसं' વાંચો. કાટયવેમ ભૂપાલની ટીકામાં 'नानारसं' 'लोकचरितम्' ના વિશેષણ તરીકે લેવાયું છે.

# સ્વાધ્યાય.

ધી જર્નલ ઑફ ધી રૉયલ એશીઆટીક સોસાયટીના ઑક્ટોબર ૧૯૨૪ના અંકમાં સ્વપ્નવાસવદત્તના કર્તૃત્વવિષેના બન્ને વિરુદ્ધ પક્ષોને સમર્થિત કરતા કેટલાક નવા પુરાવા આવ્યા છે. શ્રી ગણપતિશાસ્ત્રીએ ભાસનું કર્તૃત્વ સમર્થિત કરવા પ્રયત્ન કર્યો છે, ડૉ. બાર્નેટે વિરુદ્ધ પક્ષ સાબીત થાય છે એમ બતાવ્યું છે.

ઇસ્વીસનના બારમા સૈકામાં લખાએલા શારદાતનયના ભાવપ્રકાશ નામના ગ્રંથના આઠમા અધિકારમાં, પાંચ જાતિઓ–પૂર્ણ, પ્રશાન્ત, ભાસ્વર, લલિત, અને સમગ્ર–ના વર્ણન પછી નીચે પ્રમાણે શ્લોકો છે.

" प्रशान्तरसमूयिष्टं प्रशान्तं नाम नाटकम् ।
न्यासो न्यासतमुद्भेदो बीजोक्तिर्बीजदर्शनम् ॥
ततोऽनुद्दिष्टसंहारः प्रशान्ते पञ्च सन्धयः ।
सात्वती वृत्तिरत्र स्यादिति द्रौहिणिरब्रवीत् ॥
स्वप्नवासवदत्ताख्यमुदाहरणमत्र तु ।
आच्छिद्य भूपाद् व्यसनाद् देवी मागधिकाकरे ॥
न्यस्ता यतस्ततो (स्यास्य? न्यासाद्) मुखसन्धिरयं भवेत् ।
न्यासस्य च प्रतिमुखं समुद्भेद उदाहृतम् ॥
१ पद्मावत्या मुखं वीक्ष्य विशेषकविभूषितम् ।
जीवत्यावन्तिकेत्येतद् ज्ञातं भूमिभुजा यथा ॥
उत्कण्ठितेन सोद्वेगं बीजोक्तिर्नाम कीर्तनम् ।
एहि वासवदत्तेति क्व यासीत्यादि दृश्यते ॥
सहावस्थितयोरेकं प्राप्यान्यस्य गवेषणम् ।
दर्शनस्पर्शनालापैरेतत् स्याद् बीजदर्शनम् ॥

अत्रोदाहरणं—

चिरप्रसुप्तः कामो मे वीणया प्रतिबोधितः ।
तां तु देवीं न पश्यामि यस्या घोषवती प्रिया ॥
किं ते भूयः प्रियं कुर्यामिति वाग् यत्र नोच्यते ।
तमनुद्दिष्टसंहारमित्याहुर्भरतादयः ॥ "

આ શ્લોકો ઉપરથી જોઇ શકાય છે કે વાસવદત્તા વત્સરાજથી વિયુક્ત થઈ હતી અને પદ્માવતીને સોંપાઇ હતી (પ્રથમ અંકની જેમ), વત્સરાજ એમ માનતો હતો કે વાસવદત્તા જીવે છે (જુઓ સ્વ. વા. અં. ૫), રાજાએ ભાવપૂર્વક વાસવદત્તાને નામથી સંબોધી

બોલાવી હતી ( અં. ૫ ), અને રાજાએ ઘોષવતી વીણા મળ્યા પછી વાસવદત્તાની-જેની એ વીણા હતી—ખોળ કરી ( અં. ૬); અને આ બધું ઉપલબ્ધ સ્વપ્નવાસવદત્ત નાટકની સાથે બરાબર મળતું આવે છે. વળી છઠ્ઠા અંકમાં આવતો શ્લોક—**चिरप्रसुप्तः कामो मे** ઈત્યાદિ અહીં ઊતારેલો છે.

બીજો પુરાવો અગીઆરમા સૈકાના ભોજદેવના શૃંગારપ્રકાશમાંથી છે. તેમાં સ્વપ્નવાસવદત્તનો નામપૂર્વક ઉલ્લેખ છે અને પાંચમા અંકના વસ્તુનો નીચે પ્રમાણે ઉલ્લેખ છે.

" स्वप्नवासदत्ते पद्मावतीमवस्थां द्रष्टुं राजा समुद्रगृहकं गतः।
पद्मावतीरहितं च तदवलोक्य तस्या एव शयने सुष्वाप।
वासवदत्तां च स्वप्नवदस्वप्ने ददर्श स्वप्नायमानश्च वासवदत्तामाबभाषे।
स्वप्नशब्देन चेह स्वापो वा स्वप्नदर्शनं वा स्वप्नायितं वा विवक्षितम्॥"

( શૃંગારપ્રકાશ. પ્રકાશ-૧૨ )

આ પુરાવાથી શ્રી. ગણપતિશાસ્ત્રી અત્યન્ત આવેશમાં આવી જઈ નીચે પ્રમાણે લખે છે ! "ભાવપ્રકાશ અને શૃંગારપ્રકાશ આ બન્ને ગ્રંથોમાંથી જે પ્રમાણો મળે છે તેના કરતાં કયા બલવત્તર પ્રમાણની અપેક્ષા રહે છે ? આ જો મને વ્હેલા મળ્યા હોત તો, આ સ્વપ્નવાસવદત્તનો કર્તા ભાસ છે એ મારા મન્તવ્ય વિષે જરાપણ વિવાદ ન થાત ! સુભાગ્યે મારો અભિપ્રાય સાચો ઠર્યો છે."

પણ શાન્તિથી વિચાર કરતાં જણાય છે કે કર્તૃત્વના પ્રશ્નનો નિર્ણય કરવામાં આ પ્રમાણો બીજા કરતાં વધારે બલવત્તર નથી; કારણકે આ ઉલ્લેખોમાં કર્તાનો નામ નિર્દેશ નથી, તેમ જ સંસ્કૃત સાહિત્યમાં એકથી વધારે સ્વપ્નવાસવદત્ત નામનાં નાટકો ન હોવાનું સિદ્ધ થયું નથી. આ ઉપરથી એટલું જ અનુમાન કરી શકાય કે આ લેખકોની સમક્ષ આ નાટક હશે અને તેમના સમયમાં પ્રચલિત હશે.

*ડૉ. બાર્નેટનો ઉલ્લેખ પ્રો. સીલ્વેં લેવીના 'ભારતીય નાટ્ય શાસ્ત્રના બે નવા ગ્રંથો' નામના લેખમાંથી છે. આ લેખ રામચંદ્ર અને ગુણચંદ્રના નાટ્યદર્પણ તથા સાગરનન્દી નાટકલક્ષણ રત્નકોશની શોધ વિષે છે. (૧) નાટ્યદર્પણમાં સ્વપ્નવાસવદત્તનો ઉલ્લેખ છે; અને આ લેખકો ભાસની કૃતિ તરીકે ભાસના નામપૂર્વક તેનો ઉલ્લેખ કરે છે. આમાં આ નાટકમાંથી અમુક પ્રસંગ તથા અમુક શ્લોકો આપ્યા છે. આ પ્રસંગ તથા આ શ્લોકો ઉપલબ્ધ સ્વપ્નવાસદત્તમાં મળતા નથી. ( ૨ ) સાગરનન્દી કર્તાના નામનો ઉલ્લેખ કર્યા સિવાય એક ઉતારો સ્વપ્નવાસવદત્તનો ટકી આપે છે. આ પણ હાલનાં સ્વપ્નવાસવદત્તમાં નથી. આ ઉલ્લેખ કરવામાં લેખકો મોટી ભૂલ કરે છે એમ જો ન માનીએ,—અને એમ માનવાને કાંઈ કારણ નથી— તો એ જ અનુમાન નીકળે કે ઉપલબ્ધ સ્વપ્નવાસવદત્ત ભાસનું નથી. છેવટે એટલું તો સિદ્ધ જ છે કે સંસ્કૃત સાહિત્યમાં એકથી વધારે સ્વપ્નવાસવદત્ત નામનાં નાટકો હતા.

[બહુ દીલગીરીની વાત છે કે ડૉ. બાર્નેટે પોતાની નોંધમાં આ ઉલ્લેખો ઉતાર્યા નથી. અમને એ મળતાં અમારા વાચકો આગળ રજુ કરવા પ્રયત્ન કરીશું.]



* આ ઉલ્લેખ ઉપર મારૂં ધ્યાન ખેંચવા માટે હું શ્રી. કે. જી. શંકરનો આભારી છું.

વીસમી સપ્ટેમ્બર ૧૯૨૪ ના ઇલસ્ટ્રેટેડ ટાઈમ્સમાં પ્રગટ થયેલા 'પંજાબ અને સીંધમાં નવી થયેલી અદ્ભુત શોધો' વિષેના સર જોન માર્શલના લેખનો સાર નીચે મુજબ છેઃ–

પંજાબના મોન્ટગોમેરી જીલ્લામાં હરપ્પા તથા સીંધમાં લારખાના જીલ્લામાં મોહેનજો-દરો બન્ને સ્થળે મોટા મોટા ટેકરાઓવાળું વિશાળ મેદાન છે. હિંદના પ્રાચીન વસ્તુવિજ્ઞાન ખાતા તરફથી ત્યાં ખોદકામ ચાલે છે. ખોદકામ દરમિયાન હમણાં કદી નહિ મળેલી એવી અદ્ભુત પુરાણી વસ્તુઓ ત્યાંથી મળી આવી છે. પ્રાચીનકાળમાં જ્યારે ગંગા અને સિંધુ નદીનાં પાણી ત્યાં થઈને વ્હેતાં હશે ત્યારે ત્યાં મોટાં મોટાં શહેરો હોવાં જોઇએ. ત્યાંથી નીકળી આવતાં ખંડેરોના થરો પરથી માલુમ પડે છે કે એ સ્થળો બબ્બે ત્રણ ત્રણ સંસ્કૃતિનાં જન્મ, જીવન અને મરણની રંગભૂમિ હશે. મોહેનજો-દરો ખાતેની શોધો શ્રી. બેનરજીએ કરી છે અને હરપ્પા ખાતેની શ્રી દયારામ સહાનીએ કરી છે. મોહેનજો-દરો આગળ એક બૌદ્ધ સ્તૂપ ખોદી કાઢવામાં આવ્યો છે. તે છેક કુશનોના વારાનો હોય એમ લાગે છે. અત્યાર સુધીમાં જડી આવેલી ચીજો ખાસ કરીને અવશેષ પાત્રો, બ્રાહ્મી અને ખરોષ્ઠી લિપિમાં લખેલા લેખોવાળાં ફ્રેસ્કો ચિત્રોના ટુકડાઓ, નવી જાતના સિક્કાઓ અને બીજી નવીન વસ્તુઓ હિંદી તવારીખના આ અંધકાર આવૃત વિભાગ પર આવકારલાયક પ્રકાશ પાડશે. આ બૌદ્ધ સ્મારકો ઉપરાંત એટલામાં જ સપાટીની નજીક જ ઓછામાં ઓછા બે થર છે, તે વધારે પુરાણા છે. એમાં ઘણા પુરાણા મકાનોના અવશેષો છે. એમાંનું એક મકાન જંગી અને જબરદસ્ત છે. તેની દિવાલો સાત સાત આઠ આઠ ફીટ જાડી છે અને એમાં થઈને અનેક મોરીઓ નીકળે છે. શ્રી. બેનર્જી જેમણે આ શોધ કરી છે તેઓ ધારે છે કે આ કોઇ દેવાલયનું મકાન છે અને આ એમાંનું પાવનોદક જવાની મોરીઓ છે. મકાનોના આ ઝુમખાના એક બીજા ભાગમાં એક વેદી જેવું કાંઇક જડયું છે. તે ચકચકિત ઈંટોથી ચણેલું છે અને એ જ પ્રકારની ઈંટોથી બનાવેલી મોરીની યોજના ત્યાં પણ છે.

હરપ્પા ખાતે શ્રી. દયારામ સહાનીએ કરેલા ખોદકામ પરથી ત્યાં સાત આઠ થર જડયા છે. એ થરો પરથી એમ ફલિત થાય છે કે ઇ. સ. પૂ. ત્રીજા સૈકા પહેલાં અનેક સૈકાઓ સુધી ત્યાં નિરંતર વસ્તી રહ્યા કરી છે અને આ આખા લાંબા કાળ દરમિયાન બાંધકામમાં સારા પ્રકારની પકવેલી ઈંટો વપરાતી હતી. આ બધાં ખંડેરોને રેલવે કોન્ટ્રાક્ટરોએ ખૂબ નકશાન પ્હોંચાડયું છે છતાં ઉપર્યુક્ત મકાનો ઉપરાંત ત્યાંથી બીજી જે નાની નાની પ્રાચીન વસ્તુઓ મળેલી છે તે લગભગ મોહેનજો-દરોને મળતી આવે છે. અને ક્યાંક તો વધારે સારી સ્થિતિમાં મળી આવે છે. આ લઘુતર પ્રાચીન વસ્તુઓમાં સાદાં અને ચિત્રિત હાથે તેમજ ચાક પર બનાવેલાં માટીનાં વાસણોના નવા પ્રકારો, ટેરાકોટાઓ ( terracottas ), રમકડાં, ભૂરા કાચનાં, કેળવેલી મટોડીનાં તથા કચકડાનાં બલૈયાં ( bangles of blue glass paste and shell) નવી જાતના સિક્કાઓ, અથવા સંભારણાંની વસ્તુઓ, છરીઓ અને પથ્થરનાં કાતાં ( Cherts ) પાસા અને મહોરાં, પત્થરની કડીઓની લક્ષમાં લેવા જેવી માળાઓ અને એ બધાય કરતાં વધારે અગત્યનાં કોતરકામો અને લેખોવાળી સંખ્યાબંધ મહોરો પણ છે. છેક

છેવટે બંધાયલા ઘર સિવાય બીજા કોઇ ઘરમાં કોઇ જગાએ લોખંડ મળતું નથી. કોઇ પણ પ્રકારની ધાતુની બનાવટની વસ્તુઓ બધે અને ખાસ કરીને હરપ્પામાં ભાગ્યે જ મળી આવે છે.

આ બધી પ્રાચીન વસ્તુઓમાં પત્થરની મહોરો સૌથી વધારે અગત્યની છે. અને તે એમના પર એક અજ્ઞાત ચિત્રલિપિમાં કંડાણીઓ લખાયલી છે એથી કરીને જ માત્ર નહિ પરંતુ એના પર કોતરાયલી આકૃતિઓ અને એના પરના કોતરકામની શૈલી હિંદી કળામાં અત્યાર સુધીમાં જોવામાં આવેલી તમામ શૈલીઓ અને આકૃતિઓથી ભિન્ન છે એથી પણ. એમાંની કેટલીક મહોરો એક પ્રકારના અબરખની છે, બીજી હાથી દાંતની છે અને બાકીની પત્થરની તથા લુગદા (કેળવેલીમટોડી)ની છે. એમનો આકાર ચોરસ છે અને એમની પીઠ પર એક ઉપસેલો ભાગ છે તેમાં લટકાવવાની સરળતા માટે કાંણું પાડેલું છે. એના પર કોતરેલાં પ્રાણીઓમાં કેટલાક સ્થાને આખલાઓ છે અને કેટલાક સ્થાને ગેંડા છે. પરંતુ એમાં ક્યાંય હિંદુસ્તાનનો ખુંધાળો આખલો કે પાણીની ભેંશ નજરે પડતી નથી. બીજી એક લક્ષમાં લેવા લાયક ખાસ શોધ મોહેનજો–દરો આગળ ઉપર્યુક્ત ખંડેરોમાંથી જડેલી ઈંટેરી કબર છે. એનો આકાર લંબચોરસ છે. અને તે ત્યાંના એક ખંડની ભીંતમાં બનાવવામાં આવી છે. અને એમાં ખુંધ નીકળે એવી રીતે ટુંટીયું વળાવીને શબને દાટવાની યોજના છે.

—ચુ.



## પરિશિષ્ટ (૨)

[ અનુસંધાન 'પુરાતત્ત્વ' પુ. ૨, અં, ૪, પૃ. ૪૧૬ ]

( યોજક–પં. લા. ભ. ગાંધી. સેન્ટ્રલ લાયબ્રેરી, વડોદરા. )

### સિદ્ધરાજ જયસિંહ.

સં. ૧૧૯૧ ફા. શુ ૧ આવશ્યકનિર્યુક્તિ પુસ્તિકા લખાઇ.
—( પાટણ જૈનભંડારમાં પ્રતિ )

સં. ૧૧૯૧ ભાદ્ર. શુ. ૮ પુષ્પવતીકથા ( પ્રા. ) લખાઈ.
—( પાટણ જૈનભંડારમાં પ્રતિ )

### કુમારપાલ

સં. ૧૧૯૯ માઘ શુ. ૧૦ લક્ષ્મણગણિએ સુપાસનાહચરિય રચ્યું.
—( બનારસ 'વિવિધજૈનસાહિત્યશાસ્ત્રમાલા'માં પ્રકાશિત )

સં. ૧૨૨૮ યોગશાસ્ત્ર–વીતરાગસ્તવ પુસ્તિકા લખાઇ.
—( પાટણ જૈનભંડારમાં પ્રતિ )

### ભીમદેવ.

સં. ૧૨૫૪ જાલિહરગચ્છીય દેવસૂરિએ પદ્મપ્રભસ્વામિચરિત (પ્રા.) રચ્યું.
—( પાટણ જૈ. ભં. પ્રતિ)

સં. ૧૨૫૮ મલયગિરિવિરચિત ષડશીતિવૃત્તિ લખાઈ.
—( પા. જૈ. ભં. પ્રતિ )

### અર્જુનદેવ.

સં. ૧૩૧૯ નરચંદ્રાચાર્યવિરચિત કથારત્નાકરપુસ્તિકા લખાઇ.
—( પા. જૈ. ભં. પ્રતિ )

સં ૧૩૨(?૨)૭ અભિધાનચિંતામણિટીકા લખાઇ.
—( પા. જૈ. ભં. પ્રતિ )

### સારંગદેવ (દેવ).

સં. ૧૩૩૫ હૈમદ્વ્યાશ્રય ( સં. ) લખાયું.
—( પા. જૈ. ભં. પ્રતિ )

શ્રી રાજ્યગ્રંથજ્ઞાનભંડારમાં આવતાં ચોપાનીઆંમાંના

# પુરાતત્ત્વવિષયક લેખોની યાદી.

ઓક્ટોબર, ૧૯૨૪.



ઓક્ટોબર, ૧૯૨૪ શતસાંવત્સરિક અંક.

## જર્નલ ઓફ ધી એશિયાટિક સોસાયટી ઓફ બેન્ગાલ. વો. ૧૮ અં. ૩.



### વો. ૧૯, અં. ૫.



### વો. ૧૯, અં. ૬.

જર્નલ ઓફ્ ધી રોયલ એશિયાટિક સોસાઇટી બોમ્બે બ્રાન્ચ વો. ૨૬, અં. ૧

(૧) અગ્નિકુલોની ખોટી ઠરેલી (exploded) પુરાણની કથાઓ. લે. સી. વી. વૈદ્ય
(૨) પૂર્વના પ્રદેશોને મળેલો ફીરંગીઓનો વારસો અથવા પૌવાત્ય ભાષાઓ ઉપર અને ખાસ કરીને મુંબઇ ઈલાકાની (ભાષાઓપર ફીરંગી ભાષાની અસર.) લે. એ. એક્સ સોઅરીસ ... ... ... ... ... ... ...
(૩) વિષ્ણુનાં ત્રણ ડગલાં. વૈદિક કાલમાન વિદ્યાનું માપ ... ...
(૪) હિંદુ કાયદાનો વૈદિક પાયો. લે. પી. વી. કાણે ... ...
(૫) શબરભાષ્ય અને તંત્રવાર્તિકમાંથી કરેલી તારવણીઓ (Gleanings). લે. પી. વી. કાણે ... ... ... ... ... ...
(૬) ગુજરાત સલ્તનતની ટુંકી તવારીખ. લે. એમ એમ કોમીસરીએટ ...

વો. ૨૬, અં. ૨.

(૧) પરદેશી ઉચ્ચાર (sound) ઝેડ (ઢ) માટેની પ્રાચીન હિંદી સંજ્ઞા. લે. એન. બી. દીવેટીયા ... ... ... ... ... ...
(૨) બે અરબી દવાના પ્યાલા. લે. ચ. મુહદ ઇસ્માઇલ ... ... ...
(૩) પારસીઓના ભૂતકાલીન ઇતિહાસ પર આડકેટા પ્રકાશો. લે. રાવબહાદુર પી. સી. જોશી. ... ... ... ... ... ...
(૪) ગંર્શીયા દ'ઓરટા. મુંબઇનો એક નહિ જેવો ઓળખાયલો માલિક. લે. એ. એક્સ. સોઅેરીશ ... ... ... ... ... ...
(૫) ભાસનાં અધ્યયનો. ૫ ગ્રંથોની યાદી. લે. વી. એસ. સુકઠંકર ... ...
(૬) નવસારીમાંથી મળેલા ચૌલુક્ય તામ્રપત્રોના બે વર્ગો. લે. જી. વી. આચાર્ય.
(૭) ચીનની મહાન દિવાલની મુલાકાત. ઈરાનના નૌશીરવાનનો કોટ. લે. જીવનજી જમશેદજી મોદી ... ... ... ... ...
(૮) આર. એ. એસ. મુંબઈની શાખામાં અપાયેલાં પ્રો. એમ. વિન્તર-નિત્સના ભાષણો ... ... ... ... ... ...

ઈન્ડિયન એન્ટીક્વરી, જુન, ૧૯૨૪.

(૧) ઉપાજી નાયક. લે. એસ. એમ. એડવર્ડ્ઝ ... ... ... ...
(૨.) કટમર્રમ, ત્રાવણકોર ખાતેના એક ઇરાની વધસ્તંભ (Cross) પરનું પહેલવી ભાષામાં લખેલું લેખપત્ર. લે. ટી. કે. જોસફ ... ... ... ...
(૩) પ્રથમ શાખા બ્રાહ્મણો વિષે એક નોંધ. લે. પ્રો. ચાર્લ ચાર્પેન્ટીયર ...
(૪) બુદ્ધ અને દેવદત્ત વચ્ચે મામાફોઇનો (Cross cousin relationship સંબંધ. લે. કાલીપાદ મિત્ર ... ... ... ... ...
(૫) કૌટિલ્યમાંથી સંસ્કૃતિવિષયક, ભાષાવિષયક તથા સાહિત્યના ઇતિહાસ-વિષયક તારવણી. લે. હેરમાન યાકોબી ... ... ... ... ...
પૂર્તિ. પૌર્વાત્ય દરિયામાંના ચાંચિયાપણા વિષે નોંધો. લે. એસ. ચાર્લ્સ હિલ' ...

ક્વાર્ટરલી જર્નલ ઑફ ધી મિથિક સાસાઇટી ઑક્ટોબર, ૧૯૨૪

(૧) પત્થરોના ઓજારોનો ઉપયોગ થતો હતો તે પ્રાચીન યુગની (palaeolithic) મૈસુરરાજ્યમાં એક વસાહત અને કારખાનું. લે. પ્રો. પી. સમ્પત આયન્ગર.

(૨) ઉપનિષદ્ અને બ્રાહ્મણ ગ્રંથોમાંની ભૌગોલિક ભૂમિકા (background) લે. ડૉ. રાધાકુમુદ મુકરજી ... ... ... ... ... ...

(૩) ત્રાવણકોરના મુદ્રવનો. લે. એલ. એ. કૃષ્ણ આયર ... ... ...

(૪) વ્યાસાર્ય વિજિયાનગર ખાતેની હિંદુ વિદ્યાપીઠ અને કેટલીક પાછળના કાળનો ઇતિહાસ. લે. બી. વેન્કોબા રાવ ... ... ... ...

(૫) પક્ષીઓ વિષેની દંતાંકથાઓ ઉપર અધ્યયનો. ૪. લે. શરત્ ચંદ્ર મિત્ર

(૬) મૂલદેવ અથવા ખરપટ-તામીલ સાહિત્યમાં ઉલ્લેખ. લે. ઓ. રંગસ્વામી સરસ્વતી

(૭) આદિત્યવર્મન્ ભૂપાલનું અવતરણ દર્શકમ્ લે. એ. એસ. રામનાથ અય્યર

(૮) પુરાણોના સાતદ્વીપો લે. વી. વેંકટચેલમ્ આયર

(૯) વ્યુષ્ટિ અથવા બેસંતા વર્ષનો પ્હેલો દિવસ લે. ડૉ. આર. શામશાસ્ત્રી

વિશ્વભારતી ક્વાર્ટરલી, વો. ૨, અં. ૩.

(૧) અશોકનાં આજ્ઞાપત્રો. લે. પ્રો. જે. એન. સમદ્દર ... ... ...

(૨) ચીનનું હિંદ પ્રત્યેનું ઋણ. લે. પ્રો. લીઆંગ ચીચાઉ ... ... ...

એશિયા મેજોર વો. ૧, ભા. ૧

(૧) ભવભૂતિ અને વાક્પતિરાજ પર એક નોંધ. લે. જે હર્ટલ ... ...

(૩) સીઆમી કક્કાની નકલ અને સમજુતી. લે. એફ્. ઓ. પેડર ... ...

(૪) પ્રાચીન ચીનમાં ટોળીઓના વસવાટના ઇતિહાસ વિષે લેખો. ૧... લે. જી. હેલોન ... ... ... ... ... ... ...

(૬) પ્રાચીન ચીની ભાષાના ઉચ્ચારશાસ્ત્રનું અવલોકન. લે. લીનયુત એન્ગ ...

મોડર્ન રિવ્યુ, અક્ટોબર, ૧૯૨૪

(૧) શિવાજીના વંશનો છેલ્લો રાજા. લે. જદુનાથ સરકાર ... ... ...

(૨) પ્રાચીન હિંદી રાજનીતિશાસ્ત્રમાં જુલમપર મુકેલા અંકુશો. લે. અજીત કુમાર સેન

ડીસેમ્બર, ૧૯૨૪

(૧) પુર્વતમ મરાઠી વહીદ઼ઓનાં મૂળ. લે. જી. એસ. સરદેસાઇ ... ...

(૨) જર્મન પ્રાચ્યવિદ્યાવિશારદોની ઓક્ટોબર ૧૯૨૪ માં ભરાયલી મ્યુનીચ ખાતેની પરિષદ્. લે. ડૉ. એમ. વિન્ટરનિત્સ .. ... ... ...

(૩) દ્રાવિડ મૂળ અને હિંદુ સંસ્કૃતિની શરૂઆત. લે. ડૉ. સુનીતિકુમાર ચટોપાધ્યાય

ઇન્ડિયન રિવ્યુ, સપ્ટેમ્બર, ૧૯૨૪

(૧) પ્રાચીન નાગરિક જીવન. લે. પ્રફુલ્લકુમાર સરકાર ... ... ...

(૨) ઉપનિષદ્નું તત્ત્વજ્ઞાન. લે. પ્રો. એમ હિરિયના ... ... ... ...

એનાલ્સ ઑફ ધી ભાંડારકર ઈન્સ્ટીટ્યુટ વો. ૫. અં. ૨

(૧) પ્રાચીન ઇરાનીઓનું સામાજિક જીવન, અવેસ્તામાં દર્શાવ્યા પ્રમાણે લે. જીવણજી જમશેદજી મોદી ... ... ... ... ... ...

(૨) ભારતીય તત્ત્વજ્ઞાનમાં પ્રતિભાવાદ. લે. ગોપિનાથ કવિરાજ ... ...
(૩) માઠરવૃત્તિ. લે. શ્રીપાદ કૃષ્ણ બેલવેલકર ... ... ... ...
(૪) રાજકોટ મ્યુઝીઅમમાંનું એક અધુરૂં લેખપત્ર. લે. ડી. બી. ડિસ્કલકર ...

**ચિત્રમય જગત, ઑગસ્ટ, ૧૯૨૪.**
(૧) આર્યોની પ્રાતિનિધિક સંસ્થાઓ. લે. કૃષ્ણાજી વિનાયક વઝે. ... ...

**નવેમ્બર, ૧૯૨૪**
(૨) પ્રાચીન હિંદી પ્રાતિનિધિક સંસ્થાઓ. લે. કૃષ્ણાજી વિનાયક વઝે.... ...

**વિવિધજ્ઞાન વિસ્તાર, આગસ્ટ, ૧૯૨૪**
(૧) આવેસ્તિક દેવ. લે. નારાયણ ગો. ચાપેકર ... ... ... ...
(૨) બુદ્ધચરિત્ર લેખાંક ૨. લે. ધર્માનંદ કોસંબી (મૂળ પુરાતત્ત્વ પુ. ૨ અં. ૨)

**ઑકટોબર, ૧૯૨૪,**
(૧) શ્રી હર્ષ અને ધાવક. લે. સદાશિવ યા. કાકડે... ... ... ...
(૨) આવેસ્તિક દેવ. લે. નારાયણ ગોવિંદ ચાફેકર... ... ... ...

**નવેમ્બર ૧૯૨૪,**
(૧) બુદ્ધચરિત્ર લેખમાલા. લેખાંક ૩. ધર્માનંદ કોસંબી (મૂળ પુરાતત્ત્વ પુ. ૨ અંક ૩)

**ડીસમ્બર, ૧૯૨૪,**
વ્યંકટરાવની ગોવાપરની સ્વારી. લે. કાશીનાથ કોળવાલકર ... ... ...

**માધુરી,** ભાદ્રપદ ૩૦૧ (તુળસી સંવત)
(૧) મધ્ય ભારતમાં રાવણની લંકા. લે. રાવબહાદુર શ્રીયુત્ હીરાલાલ... ...
(૨) મતિરામનો એક છંદ. લે. કૃષ્ણબિહારી મિશ્ર. ... ... ...
(૩) મહાકવિ માઘ. લે. પં. રાજધરઝ ... ... ... ... ...
(૪) જૈનોનાં શ્વેતાંબર આગમ, લે. બનારસી દાસ... ... ... ...

**આસો, ૩૦૧,**
(૧) પ્રયાગમાં સમુદ્રગુપ્તની પ્રશસ્તિ. લે. લાલા સીતારામ ... ... ...
(૨) જૈનોનાં શ્વેતાંબર આગમ. લે. બનારસી દાસ ... ... ...
(૩) બૌદ્ધ સાહિત્ય. લે. પ્રવાસીલાલ વર્મા ... ... ... ...

**કાર્તિક, ૩૦૧,**
મૌર્યકાલીન રાજાની આવદાની. લે. સત્યકેતુ વિદ્યાલંકાર ... ... ...

**વિજ્ઞાન, વૉ. ૧૯, અં. ૨**
(૧) ગણિત ઔર પ્રાચીન ભારત. લે. કાલિકાપ્રસાદ વર્મા ... ... ...
(૨) સૂર્યસિદ્ધાંત. લે. મહાવીરપ્રસાદ ... ... ... ...

**વૉ. ૧૯ અં. ૩**
(૩) સૂર્યસિદ્ધાંત. લે. મહાવીરપ્રસાદ શ્રીવાસ્તવ્ય ... ... ... ...

વીર વર્ષ ૧ અંક ૧ (૧) જૈન એપિગ્રાફીઆ ... ... ... ...
વર્ષ ૨ અં. ૧
(૧) મહાવીર ... ... ... ... ... ... ...
ભારતવર્ષ, અષાડ, ૧૩૩૧ બંગાલી સંવત
(૧) હિંદુઓનું પરલોકતત્ત્વ. શ્રી વસન્તકુમાર ચટ્ટોપાધ્યાય ... ... ...
માગશર, ૧૩૩૧
(૧) હૂમાયૂન નામા ... ... ... ... ... ... ...
ગુજરાત, આશ્વિન ૧૯૮૦
(૧) મોગલોનું સમાજીક જીવન. મૂળ લેખક બાબુ ડીપટીલાલ સાહેબ નિગમ ...
માર્ગશીર્ષ, ૧૯૮૧
(૧) નિયોગ. લે. રતિપતિરાય ઉ. પંડ્યા... ... ... ... ...
વસંત, શ્રાવણ, ૧૯૮૦
(૧) પ્રાચીન હિંદમાં વિજ્ઞાન. લે. પોપટલાલ ગોવિંદલાલ શાહ ... ...
બુદ્ધિપ્રકાશ, ઑગસ્ટ, ૧૯૨૪
(૧) ગુજરાતનાં ઉત્કીર્ણ લેખોનું પર્યાલોચન. લે. દ. બા. ડિસકલકર ... ...
સપ્ટેમ્બર, ૧૯૨૪
(૧) ગુજરાતના ઉત્કીર્ણ લેખોનું પર્યાલોચન. લે. દ. બા. ડિસકલકર ... ...
યુગધર્મ, શ્રાવણ, ૧૯૮૦
(૧) સંગીતસમ્રાટ્ તાનસેન. લે. નારાયણ મોરેશ્વર ખરે ... ... ...
નવચેતન, ડીસેમ્બર, ૧૯૨૪
પ્રાચીન ગ્રીક સાહિત્યમાં હિન્દ. પ્રો. હરિલાલ મા. ભટ. ... ... ...

મુ. પ્ર. બારોટ
શ્રી. રા. જ્ઞાનભંડાર સંરક્ષક.

# સાભાર સ્વીકાર.

| | | |
|---|---|---|
| બુધિસ્ટ સાયકોલોજી સપલીમેન્ટરી ચેપ્ટર્સ | મીસીસ રીઝ ડેવિડઝ | |
| ઇશાવાસ્ય ઉપનિષદ્ ભાવાર્થ | અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ | ૧–૦–૦ |
| શુદ્ધોપયોગ વિ. ગ્રંથ ૪ | " | ૦–૧૨–૦ |
| ધી કન્ટેમ્પ ઓફ્ કોર્ટ અગેન્સ્ટ ધી કેસરી | મરાઠા પત્રની ઓફિસ | ૦–૮–૦ |
| જ્યોંસીસ ગુજરાતી કોર્સ ઓફ્ મથેમેટિક્સ ઉર્ફે શીક્ષામાળા વો. ૧. | કરસનદાસ ચિતળીઆ શ્રી ગાંધીજી દ્વારા | |
| " વો. ૨ | " | |
| વિદ્યાર્થીઓનું માનસ. હરિશંકર ત્રિવેદી | દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન | ૦–૭–૦ |
| સેન્ટ જ્હૉનનું ભાગવત. મણિશંકર. કાન્ત | દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન | |
| મારી વિશુદ્ધ ભાવના | રાજકોટ જ્ઞાનાશ્રયી શ્રાવકો ગુજરાત વીદ્યાપીઠ દ્વારા | |
| સ્વીટઝરલેન્ડની સ્વતંત્રતા. રામચંદ્ર દામોદર શુક્લ | મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ | ૧–૪–૦ |
| પંચમીમહાત્મ્ય ભા. ૧ પંડિત લાલચંદ | અભયચંદ ભ. ગાંધી | ૦–૬–૦ |
| ત્રિભુવનદીપક પ્રબંધ. જયશેખરસૂરિ | અભયચંદ ભ. ગાંધી | ૦–૮–૦ |
| સ્યાદિશબ્દસમુચ્ચય અમરચંદ્રસૂરિ | લા. ભ. ગાંધી | ૦–૧૨–૦ |
| ક્ષમામુનિજીકા જીવન ચરિત્ર કપૂરવિજયજી | " | |
| લાલા લજપતરાય અને જૈનધર્મ. બુદ્ધિસાગરસૂરિ | અધ્યાત્મ પ્રસારક મંડળ | ૦–૪–૦ |
| શ્રી સમકિત કૌમુદીરાસ. મુનિશ્રી સૂર્યમલજી | મેઘજી હીરજી | ૧–૮–૦ |
| કર્તવ્યકંકણ. મુનિ. દેવચંદ્રજી | મુનિ દેવચંદ્રજી | ૧–૦–૦ |

ઉમરેઠ વિદ્યાર્થી મંડળ તથા હાલોલની ગાંધી રાષ્ટ્રીય શાળાના મુખ્ય અધ્યાપક તરફથી મળેલાં હસ્ત લિખત અને જુનાં પુસ્તકોનો સાભાર સ્વિકાર કરીએ છિ. વિગતવાર ઉલ્લેખ આવતા અંકમાં આપીશું.

મન્ત્રી

ગુ. પુ. મંદિર.

# पुरात्त्वमंदिरनी योजना

ઉદ્દેશો—

૧ સાધારણ રીતે આખા હિંદુસ્તાનના અને ખાસ કરીને ગૂજરાતના પ્રાચીન ઇતિહાસ સાહિત્ય, કળા, ધર્મ, તત્ત્વજ્ઞાન વગેરે વિષયોની શોધખોળ કરવી અને તેનાં પરિણામો પ્રકાશિત કરવાં.

૨ હિન્દુસ્તાનનાં પ્રાચીન ઇતિહાસ, સાહિત્ય અને દર્શનશાસ્ત્રોનું તેમ જ સંસ્કૃત, પાલી આદિ ભાષાઓનું શાસ્ત્રીય અને તુલનાત્મક પદ્ધતિએ શિક્ષણ આપવું.

૩ શોધખોળના વિષયમાં રસ લેનારા શોધકોના ઉપયોગ માટે એક સારું પુસ્તકાલય બનાવવું જેની અંદર પ્રાચીન વિદ્યાને લગતું આજ સુધીમાં પ્રકટ થએલું સમગ્ર સાહિત્ય સંગૃહીત કરવામાં આવે.

૪ સંસ્કૃત, પ્રાકૃત, પાલી, અપભ્રંશ, જુની ગૂજરાતી, ફારસી, અને અરબી આદિ ભાષાઓમાં લખાએલા અલભ્ય—દુર્લભ્ય ગ્રંથોને નવીન પદ્ધતિએ સંશોધિત—મુદ્રિત કરી પ્રકટ કરવા—કરાવવા.

૫ દેશ અને વિદેશની જુદી જુદી ભાષાઓમાં લખાએલા પુરાતત્ત્વવિષયક સાહિત્યને ગૂજરાતી ભાષામાં ઉતારવું.

૬ શોધખોળના વિષયના અભ્યાસીઓને તેમના અભ્યાસકાર્યમાં દરેક પ્રકારની સાહિત્ય સંબંધી સહાયતા આપવી.

૭ દેશ—વિદેશના વિદ્વાનોને પુરાતત્ત્વના વિષયમાં યથાસાધન સાહિત્ય સંબંધી સલાહ અને સહાયતા આપવા એક મંડળ તરીકે કામ કરવું.

પ્રબન્ધસમિતિ—

( ૧ ) મુનિ જિનવિજયજી —આચાર્ય
( ૨ ) અધ્યાપક રામચંદ્ર બળવંત આઠવલે
( ૩ ) પંડિત સુખલાલજી
( ૪ ) અધ્યાપક દત્તાત્રેય બા. કાલેલકર
( ૫ ) અધ્યાપક રામનારાયણ વિશ્વનાથ પાઠક } મંત્રીઓ
( ૬ ) રસિકલાલ છોટાલાલ પરીખ

## લેખકોને સૂચના.

૧ 'नामूलं लिख्यते किंचित्' એ સૂત્રને અનુસરી લેખો લખી મોકલવા વિનન્તી છે.
૨ કાગળની એક જ બાજુ ઉપર સ્પષ્ટ અક્ષરોમાં લખેલા લેખો તરફ જ ધ્યાન આપવામાં આવશે.
૩ લેખકે પોતાનું નામ અને ઠેકાણું લેખ સાથે મોકલવાં.
૪ લેખની નીચે આપવાનાં પ્રમાણો સ્પષ્ટ રીતે જણાવવાં અને '૧', '૨', '૩', ઇત્યાદિ ક્રમાંકમાં ગોઠવવાં.
૫ પોસ્ટેજ સાથેનાં લેખને નાપસંદ થતાં પાછો મોકલવા પ્રયત્ન થશે. લેખ ગેરવલ્લે જાય તે માટે સંપાદક જવાબદાર નથી
૬ પ્રત્યેક લેખને માટે તેનો લેખક જવાબદાર રહેશે.

## તૈયાર છે.

स यं परं धीमहि

# 卐 પુરાતત્ત્વ 卐

પુસ્તક ૩ જું.] ચૈત્ર [અંક ૨ જો



[રુદ્રમાળનું તોરણ. સિદ્ધપુર]

સંપાદક અને પ્રકાશકઃ રસિકલાલ છોટાલાલ પરીખ.
ગુજરાતપુરાતત્ત્વમંદિર, અમદાવાદ.
વાર્ષિક લવાજમ રૂ. ૫, પોસ્ટેજ આઠ આના. છુટક નકલની કિંમત રૂ. ૧—૮—૦ પોસ્ટેજ જુદું.

# ॥ पुरातत्त्व ॥

પુસ્તક ૩ જું ] ચૈત્ર [ અંક ૨ જો

## બુદ્ધચરિત્રલેખમાલા

### લેખાંક ૬

#### યજ્ઞયાગ

[ અ. ધર્માનંદ કોસંબી. ]

પૌરાણિક કાળથી તે અંગ્રેજી શિક્ષણનો થોડો ઘણો પ્રચાર થયો તે પર્યંત આ દેશમાં બુદ્ધ વિષે જે માહિતી, શાસ્ત્રીઓ, પંડિતો વગેરેને હતી તે એ કે દૈત્યોને ફસાવવા માટે વિષ્ણુએ માયા-મોહ નામનો અવતાર ધારણ કર્યો અને તેણે નાના તરેહનાં પાખંડ મતો સ્થાપી દૈત્યોને ખોટા માર્ગે ચઢાવ્યા અને તેઓનો નાશ કર્યો. આ મૂળ વાત વિષ્ણુપુરાણમાં મળે છે.

ततः कलौ संप्रवृत्ते संमोहाय सुरद्विषाम् ।
बुद्धो नाम्नाऽजनसुतः कीकटेषु भविष्यति ॥[१]

ભાગવતના આ શ્લોકમાં તેજ વાતનો સારાંશ કહ્યો છે. શંકરાચાર્ય વગેરે પૌરાણિક કાળના આચાર્યોએ પણ આ વાતનો થોડા ઘણા પ્રમાણમાં ઉપયોગ કર્યો છે અને આજકાલના પુરાણમતવાદી શાસ્ત્રી પંડિતો આજ વાતને પ્રમાણભૂત ગણે છે.[૨]

પાશ્ચાત્યદેશોમાં મેક્સમુલરના ગુરુ પ્રસિદ્ધ ફ્રેંચપંડિત બર્નુફનું લક્ષ્ય સૌથી પહેલાં બૌદ્ધ ધર્મ તરફ ગયું. પરંતુ જરૂરની જોઇએ તેટલી સામગ્રી ન મળવાથી તેઓ આ ધર્મની સાંગોપાંગ માહિતી લોકો સમક્ષ મૂકી શક્યા નહિ. તો પણ બૌદ્ધ ધર્મ કેવળ ત્યાજ્ય છે અને તેનો વિચાર કરવો નકામો છે એવી જે પાશ્ચાત્ય લોકોમાં માન્યતા ફેલાએલી હતી તેને આ પંડિતના પ્રયત્ને થોડી ઘણી રોકી; અને તેનું પરિણામ એ આવ્યું કે ડૉ. વીલ્સન જેવા ખ્રિસ્તભક્ત પણ બૌદ્ધધર્મનો આદરપૂર્વક વિચાર કરવા લાગ્યા અને આપણા અહીંના

---

૧ તે પછી કલિયુગ આવતાં અસુરોને મોહ પમાડવા માટે બુદ્ધ નામનો અજનનો પુત્ર કીકટ દેશમાં ( મગધ દેશમાં ) ઉત્પન્ન થશે.

૨. ગયે વર્ષે " ગવર્મેંટ ઓરીએંટલ સીરીઝ "માં પ્રસિદ્ધ થએલા "સર્વદર્શન સંગ્રહ"ના ઉપોદ્‌ઘાતમાં ( કલમ ૧૨૪. પૃ. ૧૩૨ ) મહામહોપાધ્યાય વાસુદેવ શાસ્ત્રી અભ્યંકરે આ જ કથાને આધારભૂત ગણેલી છે. આ ઉપરથી આજે પણ શાસ્ત્રી લોકોને તેના ઉપર શ્રદ્ધા છે એમ સ્પષ્ટ થાય છે.

કોલેજનું શિક્ષણ લઇ નીકળેલા લોકોને પણ બૌદ્ધધર્મ એટલે અત્યંત ત્યાજ્ય નહિ પણ તેમાં એ કંઇ તથ્યાંશ છે એવું લાગવા લાગ્યું. જયદેવ કવિનો બુદ્ધનો ઉલ્લેખ પણ આ કામમાં તેમને ઉપયોગી થયો અને તેથી બુદ્ધ વિષે એક જુદી જ કલ્પના અસ્તિત્વમાં આવી. તેનું સાધારણ સ્વરૂપ વિષ્ણુશાસ્ત્રી ચિપળૂંકરના બાણકવિ વિષેના નિબંધમાં મળે છે. તે કહે છેઃ—

" આર્યલોકોનો મૂળનો જે વૈદિકધર્મ તેમાં પહેલો મતભેદ બુદ્ધે કર્યો. આમના મતને સમયાનુસાર ઘણા લોકો અનુસરવા લાગ્યા અને ધર્મમાં બે ફાંટા પડયા. અને આ નવા ધર્મના લોકો પોતાને બૌદ્ધ કહેવડાવવા લાગ્યા. તેમના નવા મતો કયા હતા તેનો ઉદય, પ્રચાર—અને લય કયારે થયો અને શેમાંથી થયો વગેરે હકીકત ઇતિહાસકાર માટે મોટો મનોરંજક વિષય થાય. પણ અહીંઆં તે કહેવાનો શો ઉપયોગ ? પહેલાંની દીલગીરીની વાત ફરીથી એક વાર અહીં કહેવી જોઇએ; અને તે એ કે ઇતિહાસના અભાવથી આ મહાલાભથી આપણે તથા દુનિયા વંચિત થયા છીએ. ગમે તે હો, બુદ્ધ વિષે જો કે આપણને કાંઇ માહિતી નથી તોપણ એટલી વાત સ્પષ્ટ દેખાય છે કે તેમની બુદ્ધિ લોકોત્તર હોવી જોઇએ. કેમકે તેના પ્રતિપક્ષીઓએ—બ્રાહ્મણોએ—તેમને ઇશ્વરનો સાક્ષાત્ નવમો અવતાર ગણ્યો. જયદેવે ગીતગોવિંદના આરંભમાં કહ્યું છે કેઃ—

**निंदसि यज्ञविधेरहह श्रुतिजातं ।**
**सदयहृदयदर्शितपशुघातं ॥**

**केशव धृतबुद्धशरीर जय जगदीश हरे ॥ (ध्रुवपद)**

ખ્રિસ્તી સંવતના આરંભના શુમારે બૌદ્ધો અને બ્રાહ્મણોનો મોટો વાદ થયો હતો અને તેમાં શંકરાચાર્યે બૌદ્ધધર્મનું ખંડન કર્યું અને ફરીથી બ્રાહ્મણધર્મની સ્થાપના કરી. આ પ્રમાણે બૌદ્ધોની હાર થયા પછી તે પોતાની ખુશીથી કહો અથવા રાજાની આજ્ઞાથી, દેશત્યાગ કરી કેટલાક તિબેટમાં, કેટલાક ચીનમાં, કેટલાક લંકામાં જઇ રહ્યા. "

આ ઉતારામાં તે સમયના અંગ્રેજી ભાષા જાણનારાઓની બૌદ્ધધર્મ વિષેની કલ્પનાનો સારાંશ આપ્યો છે. તે પછી ૧૮૭૯ ની સાલમાં એડ્વિન આર્નોલ્ડનું " લાઇટ ઑફ એશિયા " નામનું પ્રસિદ્ધ કાવ્ય બહાર પડયું. તે વાંચી આપણા લોકોમાં બુદ્ધ વિષે આદર બુદ્ધિ બહુ જ વધવા લાગી. પણ યજ્ઞયાગનો વિધ્વંસ કરી "**अहिंसा परमो धर्मः**" સ્થાપન કરવા બુદ્ધાવતાર થયો એ સમજને વિશેષ દૃઢતા મળી. [૩]

૩. આ પુસ્તકના પાંચમા ભાગમાં એડ્વિન આર્નોલ્ડે, બુદ્ધ એક ઘેટાના રાજાની પુંઠે પુંઠે યજ્ઞસ્થાને ગયા અને ત્યાં તેમણે રાજાને ઉપદેશ કરી પશુહિંસાથી નિવૃત્ત કર્યો એવી સવિસ્તર હકીકત આપી છે. આ વાત ઉપરથી બુદ્ધે યજ્ઞયાગનો વિરોધ કર્યો એ સમજણ વધારે દૃઢ થઇ. પરંતુ સંસ્કૃત અથવા પાલી ગ્રંથોમાં મળી આવતાં બુદ્ધચરિત્રોમાં આ હકીકત બુદ્દલ જ મળતી નથી. કાં તો આર્નોલ્ડે તે હકીકત પોતે જ રચી હોય અથવા ચીની અને જાપાની સાહિત્યમાંથી બુદ્ધના પૂર્વજન્મ વિષે જે અનેક કથાઓ છે તેમાંથી તે લીધેલી હોય, અથવા જૈનોનાં ઉત્તરાધ્યયન સૂત્રોમાં મળી આવતી હરિકેશિબળની કથા ઉપરથી આ વાત રચી હોય.

બુદ્ધનું કાર્ય શું હતું એનું સ્પષ્ટીકરણ આ લેખમાળાના ચોથા લેખમાં કર્યું છે. આ લેખમાં ઉપર જણાવેલી પ્રચલિત માન્યતામાં કેટલું તથ્ય છે એ જોવાના ઉદ્દેશથી યજ્ઞયાગ સંબંધી બુદ્ધ સમયના શ્રમણોનો અને ખુદ્દ બુદ્ધનો યજ્ઞયાગ ઉપર કેટલો કટાક્ષ હતો અને તેનું પરિણામ શું થયું તેનો વિચાર કરવાનું ધાર્યું છે.

શ્રમણસંસ્કૃતિનો આરંભ ઉપનિષદ્ કાળની પહેલાં થયો હોવો જોઇએ. પરંતુ તેનું વજન સર્વસાધારણ સમાજ ઉપર પડ્યું હોય તેમ દેખાતું નથી. શ્રમણોનું અહિંસાતત્ત્વ ઉપનિષદ્ના ઋષિઓને માન્ય હતું. પણ ઉઘાડી રીતે તેનું પ્રતિપાદન કરવું એ જોખમ ભરેલું છે એમ તેમને લાગતું હતું અને તેથી આ કામમાં તેઓ શ્લેષાત્મક (પરોક્ષ) વાણીનો ઉપયોગ કરતા હતા. ઉદાહરણ તરીકે બૃહદારણ્યક ઉપનિષદ્ના પહેલા અધ્યાયના બીજા બ્રાહ્મણના આરંભમાં આપેલી કથા જુઓ.[४] ત્યાં ઋષિ કહે છે "આ સંસારમાં ઉત્પત્તિના પૂર્વે કાંઇ જ ન હતું. મૃત્યુથી જ આ બધું આચ્છાદિત હતું. તે ખાવાની ઇચ્છાથી, ખાવાની ઇચ્છાને મૃત્યુ કહેતા હતા. તેને "આત્મવાન થાઉં" એમ લાગ્યું.......... મોટા યજ્ઞથી હું ફરીથી યજન કરૂં તેવી તેને કામના થઇ. આવી કામના કરી તે શ્રાંત થયો. તે તપ કરવા લાગ્યો. તે શ્રાંત અને તપથી તપ્ત થએલા મૃત્યુમાંથી યશ અને વીર્ય ઉત્પન્ન થયું. પ્રાણ એ જ યશ અને વીર્ય છે. આ પ્રમાણે તે પ્રાણ તે શરીર છોડી નીકળી જતાં તે પ્રજાપતિનું શરીર ફૂલી જવા લાગ્યું. તો પણ તેનું મન તે શરીરમાં જ હતું. મારૂં આ શરીર મેધ્ય-યજ્ઞીય-થાય અને તેને લઇને હું આત્મવાન (આત્મન્વી) થાઉં એવી તે કામના કરવા લાગ્યો. જે માટે તે શરીર મારા વિયોગથી યશ અને વીર્યથી રહિત થતાં ફૂગવા લાગ્યું તે માટે તે અશ્વ (ફૂલેલો) થયો. અને જે માટે તે મેધ્ય થયું તે માટે તે અશ્વમેધનું અશ્વમેધત્વ છે. જે આ અશ્વને આ પ્રમાણે જાણે છે તે અશ્વમેધને જાણે છે."

આમાં અશ્વમેધને વિષે તપશ્ચર્યાપ્રધાન અહિંસા ધર્મ કહેવાનો ઋષિએ પ્રયત્ન કર્યો છે. ખાવાની ઇચ્છા એ જ મૃત્યુ. તો તે આત્મવાળો થયો એટલે તેને વ્યક્તિત્વ પ્રાપ્ત થયું. તે પછી તેનો વિકાસ કેવી રીતે થતો ગયો અને છેવટે તેને યજ્ઞની કેવી રીતે ઇચ્છા થઇ તે કહ્યું છે. તે ઇચ્છામાંથી જ યશ અને વીર્ય એ બંને ગુણ ઉત્પન્ન થયા. અને તે જ ખરો પ્રાણ હતો, તે જ્યારે જતો રહ્યો ત્યારે શરીર મરીને (અશ્વવિત) ફૂલી ગયા જેવું સમજવું. અને તે બાળી નાખવા યોગ્ય છે એ તત્ત્વને જે જાણે છે તે જ અશ્વમેધનું તત્ત્વ જાણે છે.

છાંદોગ્ય ઉપનિષદ્માં પ્રાવાહણ જૈવલિએ અરુણના પુત્ર શ્વેતકેતુને "હે ગૌતમ! દ્યુલોક એ જ અગ્નિ છે. તેનું આદિત્ય એ જ સમિધ છે. રશ્મિ એટલે કિરણો એ ધૂમ, દિવસ એ જ્વાલા, ચંદ્રમા એ જ અંગારો અને નક્ષત્રો એ જ અંગારાના તણખા" એ રીતે યજ્ઞનો અનેક પ્રકારે રૂપકાત્મક ઉપદેશ કર્યો છે. સારાંશ એ છે કે આ ઋષિઓનાં મન ઉપર શ્રમણ સંસ્કૃતિની પૂર્ણ છાપ બેઠેલી હતી.[४] તો પણ વ્યવહારમાં તે તત્ત્વ ઉઘાડી રીતે પ્રતિપાદન કરવું તેમને ઇષ્ટ લાગતું ન હતું. તેટલા માટે જ આવી રૂપકાત્મક ભાષાનો તે પ્રયોગ કરતા હતા.

---

४ આ ઋષિઓ બહુધા ક્ષત્રિય હતા. જૈવલિની કથા ઉપરથી જ એ સિદ્ધ થાય છે. બુદ્ધ અને મહાવીર એ પણ ક્ષત્રિય હતા એ વાત અહીં લક્ષમાં રાખવા જેવી છે.

ઉપનિષદ્ સમયના શ્રમણ પંથોમાંથી બૌદ્ધ અને જૈન એ બે પંથના જ ગ્રંથ આજે અસ્તિત્વમાં છે. સર્વદર્શનસંગ્રહમાં આપેલા ચાર્વાક પંથના મતો મૂળ ગ્રંથના ન હોઇ તે અહીં તહીંથી ભેગા કરેલા દેખાય છે. તો પણ અજિત કેસકંબલી જેવો નાસ્તિકમતપ્રવર્તક—

पशुश्चेन्निहतः स्वर्गं ज्योतिष्टोमे गमिष्यति ।
स्वपिता यजमानेन तत्र कस्मान्न हिंस्यते ॥
* * * *
त्रयो वेदस्य कर्तारो भण्डधूर्तनिशाचराः ॥[५]

આવા અર્થનો કંઇક ઉચ્ચાર ઉઘાડી રીતે કહાડતો હોય તો તેમાં કાંઇ આશ્ચર્ય નથી. પરંતુ તેના બોલવાનું વજન બહુ જનસમાજમાં નહિ હોય. જૈનો અથવા બૌદ્ધોએ આમ ઉઘાડી રીતે યજ્ઞયાગઉપર હલ્લો કર્યો નથી. ઉપનિષત્ ઋષિઓનો જ ક્રમ તેઓએ આગળ ચલાવ્યો દેખાય છે.

પ્રાચીન જૈનગ્રંથોમાંથી ઉત્તરાધ્યયનસૂત્રમાં હરિકેશિબળની વાત મળી આવે છે. તેનો સારાંશ આ પ્રમાણે:—

હરિકેશિબળ ચાંડાલનો [ શ્વપાક ] છોકરો હતો. તે જૈનભિક્ષુ થઇ મોટો તપસ્વી થયો. એક સમયે એક મહિનાનો ઉપવાસ કરી પારણાને દિવસે તે એક મહાયજ્ઞમાં ગયો. મલિન વસ્ત્રથી ઢંકાએલું તેનું એ દુર્બલ શરીર જોઇ યાજક બ્રાહ્મણોએ તેનો ધિક્કાર કર્યો, અને તેને ત્યાંથી જવાનું કહ્યું. તે સમયે ત્યાંના તિંદુક વૃક્ષ ઉપર રહેનારા યક્ષે ગુપ્ત રૂપે હરિકેશિબળના સ્વરથી તે બ્રાહ્મણોને કહ્યું, "અરે બ્રાહ્મણો ! તમે કેવળ શબ્દનો ભાર વહેનારા છો. વેદાધ્યયન કરી વેદનો અર્થ તમને સમજાતો નથી." તે રીતે તે ભિક્ષુએ અધ્યાપક બ્રાહ્મણોનું અપમાન કર્યું લાગવાથી તે બ્રાહ્મણોએ જુવાનીઆઓને તેને મારવાને માટે કહ્યું ત્યારે તે છોકરાઓએ ડાંગોથી, લાકડીઓ અને ચાબૂકોથી તેને મારવાનું શરૂ કર્યું. તે જોઇ કૌશલિક રાજાની પુત્રી અને પુરોહિતની સ્ત્રી ભદ્રાએ તેઓને રોકયા. એટલામાં અનેક યક્ષોએ આવી તે છોકરાઓને લોહી આવે ત્યાં સુધી માર માર્યો. તે જોઇ બ્રાહ્મણો ગભરાઇ ગયા અને છેવટે તેઓએ તેઓની ક્ષમા માગી અને અનેક પદાર્થો સાથે ઉત્તમ ભાત તેને અર્પણ કર્યો. તે અન્ન ગ્રહણ કરી હરિકેશી તેમને કહેવા લાગ્યો "અરે બ્રાહ્મણો ! અગ્નિ સળગાવી પાણીની મદદથી બાહ્યશુદ્ધિ મેળવવાની પૂંઠે કેમ લાગ્યા છો ? જે બાહ્યશુદ્ધિ તમે શોધો છો તે યોગ્ય નથી એમ તત્ત્વજ્ઞો કહે છે." તે વિષે તે બ્રાહ્મણ કહેવા લાગ્યા " હે ભિક્ષુ ! હમારે યજ્ઞયાગ કેવા પ્રકારનો કરવો ? અને કર્મનો નાશ કેવી રીતે કરવો ? "

હરિકેશિબળે કહ્યું, "૭ જીવકાયોની[૬] હિંસા ન કરતાં. અસત્ય ભાષણ ન કરતાં, પરિગ્રહ.

---

૫ આ દોઢ શ્લોક સર્વદર્શનસંગ્રહમાંથી લીધેલો છે. તેનો અર્થ:—અગ્નિષ્ટોમ યજ્ઞમાં મારેલું પશુ જો સ્વર્ગમાં જાય છે તો તે યજ્ઞમાં યજમાન પોતાના પિતાને કેમ હોમી દેતા નથી ?.........................ત્રણ વેદોના કર્તા ભણ્ડ, ધૂર્ત, રાક્ષસ છે.

૬ જીવકાયો: પૃથ્વીકાય, અપકાય, વાયુકાય, અગ્નિકાય, વનસ્પતિકાય, અને ત્રસકાય એ ૭ જીવભેદ છે. પૃથ્વી વિગેરે પરમાણુઓમાં જીવ છે એમ જૈન માને છે. વનસ્પતિકાય એટલે વૃક્ષ વગેરે વનસ્પતિ. ત્રસકાય એટલે સર્વ પ્રકારનાં જંગમ અથવા ચર પ્રાણી.

ઓ, માન અને માયા છોડી સારા લોકો સંયમી દાની થઇ વર્તે છે. પાંચ સંવરોથી[૭] સંવૃત થઇ જીવન ઉપર ઇચ્છા ન રાખતાં, શરીરની આશા છોડી તે શરીર વિષે અનાસક્ત થઇ શ્રેષ્ઠ યજ્ઞનું યજન કરે છે."

બ્રાહ્મણ કહેવા લાગ્યા "તારો અગ્નિ કયો ? અગ્નિકુંડ કયો ? સ્રુચા કયી ? છાણાં કયાં ? સમિધ કયું ? શાંતિ કયી ? અને કયા હોમથી તું યજ્ઞ કરે છે ?"

હરિઃ—"તપશ્ચર્યા મારો અગ્નિ છે. જીવ અગ્નિકુંડ. યોગ સ્રુચા. શરીર છાણાં. કર્મ સમિધ. સંયમ શાંતિ. એ રીતે ઋષિઓએ વર્ણવેલો હોમ, હું કરું છું."

બ્રાહ્મણ—"તારું તળાવ કયું ? શાંતિતીર્થ કયું ?"

હરિ—"ધર્મ એ જ મારું તળાવ છે; બ્રહ્મચર્ય શાંતિતીર્થ છે. ત્યાં સ્નાન કરી વિમળ અને વિશુદ્ધ મહર્ષિ ઉત્તમ સ્થાને જાય છે."

આ સિવાય યજ્ઞયાગનો નિષેધ કરનારી બીજી ગાથા આ જ ઉત્તરાધ્યયન સૂત્રના પચીસમા અધ્યાયમાં મળે છે. તે આ પ્રમાણેઃ—

पसुबंधा सब्वे वेया जट्ठं च पावकम्मुणा ।
न तं तायंति दुस्सीलं कम्माणि बलवंतिह ॥

અર્થઃ—સર્વ વેદમાં પશુ મારણ કહેલું છે. અને યજન પાપકર્મથી મિશ્રિત છે. આવો યજ્ઞ કરનાર મનુષ્યને તેનાં પાપકર્મો રક્ષણ કરી શકતાં નથી.

આ ગાથામાં જ આટલા સ્પષ્ટપણાથી વેદનો નિષેધ કર્યો જણાય છે. પરંતુ બૌદ્ધ ગ્રંથોમાં પણ પ્રત્યક્ષ રીતે વેદનો નિષેધ મળી આવતો નથી. એટલું જ નહિ પણ બુદ્ધના બ્રાહ્મણ શિષ્યોમાંથી ઘણા ચારવેદમાં અને ઇતિહાસ વગેરે વેદાંગમાં નિષ્ણાત હતા. અને આઠમા સૈકાના આરંભ પર્યંત નાલંદા જેવા બૌદ્ધ વિદ્યાપીઠમાં વેદનું અધ્યયન અધ્યાપન ચાલુ હતું. બુદ્ધને વેદ વિરોધી કહેવાનું કારણ એ જ હશે કે વેદ અથવા બીજો કોઇ પણ ગ્રંથ સર્વથા પ્રમાણભૂત નથી એ જ તેમનું કહેવું હતું. હવે યજ્ઞયાગ ઉપર તેમનો કેટલો કટાક્ષ હતો તે બતાવવા માટે સુત્તપિટકમાંથી અહીંઆં ચાર ઉતારા આપું છું.

( ૧ ) ભગવાન જેતવનમાં રહેતા હતા. તેમને એક દેવતાએ સર્વમાં ઉત્તમ યજ્ઞ કયો એવો પ્રશ્ન કર્યો. ત્યારે ભગવાને આ ગાથા કહીઃ—

ददन्ति एके विसमे निविट्ठा
छेत्वा वधित्वा अथ सोचयित्वा ।
सा दक्खिणा अस्सुमुखा सदण्डा
समेन दिन्नस्स न अग्घमेति ॥

અર્થઃ—કેટલાક વિષમમાર્ગમાં નિવિષ્ટ થઇ, ખુનામરકી કરી અને બીજાઓને શોક કરાવી દાન આપે છે. તે આંસુથી ભરેલી અને સદંડ દક્ષિણા સમત્વથી આપેલા દાનની કિંમતને પ્રાપ્ત કરી શકતી નથી.

૭ પાંચ સંવરઃ અહિંસા. સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહ. આને જ યોગ સૂત્રમાં યમ કહે છે. પાતં યોગસૂત્ર. સાધનપાદ. સૂ. ૩૦

(૨) બુદ્ધભગવાન શ્રાવસ્તિમાં રહેતા હતા. તે સમયે પસેનદિ કોસલ રાજાના મહાયજ્ઞની શરૂઆત થઇ હતી. પાંચસો વાછડા, પાંચસો વાછડી, પાંચસો બકરા તથા પાંચસો ઘેટાં યજ્ઞ માટે યૂપે બાંધ્યાં હતાં. રાજાના જે દાસો-દૂતો અથવા કામ કરનારાઓ હતા તે દંડના ભયથી ભયભીત થઇ આંસુ ગાળી રડતા રડતા યજ્ઞનું કામ કરતા હતા. તે હકીકત કેટલાક ભિક્ષુઓએ જોઇ અને ભગવાનને જણાવી ત્યારે ભગવાને આ ગાથાઓ કહીઃ-[૮]

अस्समेधं पुरसमेधं सम्मापासं वाजपेयं ।
निरग्गलं महारम्भा न ते होन्ति महप्फला ॥
अजेळका च गावो च विविधा यत्थ हञ्ञरे ।
न तं सम्मग्गता यञ्ञं उपयन्ति महेसिनो ॥
ये च यञ्ञा निरारम्भा यजन्ति अनुकूलं सदा ।
अजेळका च गावो च विविधा नेत्थ हञ्ञरे ॥
एतं सम्मग्गता यञ्ञं उपयन्ति महेसिनो ।
एतं यजेथ मेधावी एसो यञ्ञो महप्फलो ॥
एतं हि यजमानस्स सेय्यो होति न पापियो ।
यञ्ञो च विपुलो होति पसीदन्ति च देवता ॥

અર્થઃ—અશ્વમેધ, પુરુષમેધ, સમ્યક્પાશ, વાજપેય, અને નિરર્ગલ-એ યજ્ઞોનું ખર્ચ મોટું હોય છે પરંતુ તેમનું ફળ તેટલું મોટું હોતું નથી. જે યજ્ઞમાં બકરાં, મેંઢાં, ગાયો, વગેરે વિવિધ પ્રાણીઓ મારવામાં આવે છે તે યજ્ઞમાં સદ્વર્તની સાધુપુરુષ જતા નથી. પણ જે યજ્ઞમાં મોટું ખર્ચ થતું નથી, જે યજ્ઞ હંમેશાં લોકોને ગમે છે તથા જેમાં બકરાં, ઘેટાં, ગાયો વગેરે પ્રાણીઓ મરાતાં નથી તેવા યજ્ઞમાં સદ્વર્તનવાળા મહર્ષિ જાય છે. એટલે કે સુજ્ઞપુરુષોએ આવો યજ્ઞ કરવો, આ યજ્ઞ મોટું ફળ આપનાર છે. આવા યજ્ઞના યજમાનનું કલ્યાણ થાય છે; અકલ્યાણ થતું નથી; યજ્ઞ વૃદ્ધિ પામે છે અને દેવતા પ્રસન્ન થાય છે.

(૩) એક સમયે ભગવાન શ્રાવસ્તિમાં જેતવનમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. તે સમયે ઉદ્ગતશરીર (ઉગ્ગતશરીર) બ્રાહ્મણ મહાયજ્ઞની તૈયારીમાં હતો. પાંચસો બળદ, પાંચસો વાછડા, પાંચસો વાછડી, પાંચસો બકરાં અને પાંચસો ઘેટાં યૂપે બાંધ્યાં હતાં. ત્યાં ઉદ્ગતશરીર બ્રાહ્મણ ભગવાનની પાસે આવ્યો અને આગતસ્વાગત કરી એક બાજુએ બેઠો અને બોલ્યોઃ—" હે ગૌતમ ! યજ્ઞને માટે અગ્નિ સળગાવવો અને યૂપ ઉભો કરવો બહુ જ ફળદાયક છે એવું મેં સાંભળ્યું છે. "

ભગવાન બોલ્યા, " હે બ્રાહ્મણ ! યજ્ઞ માટે અગ્નિ સળગાવવો અને યૂપ ઉભો કરવો એ બહુફળને આપનાર છે એમ મેં પણ સાંભળ્યું છે.

તે જ વાક્ય બ્રાહ્મણે ફરીથી બે વાર ઉચ્ચાર્યું અને તેને ભગવાને તે જ ઉત્તર આપ્યો. ત્યારે બ્રાહ્મણે કહ્યું. " તો પછી આપણા બંનેનો દરેક રીતે મેળ બેસે છે. "

૮. આ જ ગાથાઓ અંગુત્તરનિકાયના ચતુક્કનિપાતમાં મળે છે. ત્યાં આ ગાથાઓ, ઉજ્જય નામના બ્રાહ્મણને ઉદ્દેશીને કહેલી છે.

તે ઉપરથી આનંદે કહ્યું "હે બ્રાહ્મણ ! આ તારો પ્રશ્ન બરાબર નથી. "મેં આમ સાંભળ્યું છે" એમ ન બોલતાં તું એમ બોલ કે "યજ્ઞ માટે અગ્નિ સળગાવવાની અને યૂપ ઉભો કરવાની હું રાહ જોઉં છું. આ વિષે ભગવાને યોગ્ય ઉપદેશ કરવો જેને લીધે મારૂં ચિરકાળ કલ્યાણ થાય."

તે સાંભળી બ્રાહ્મણે આનંદના કહ્યા પ્રમાણે ભગવાનને પ્રશ્ન કર્યો. તે વિષે ભગવાન બોલ્યા "જે યજ્ઞ માટે અગ્નિ તૈયાર કરે છે અને યૂપ ઉભો કરે છે તે દુઃખોત્પાદક ત્રણ અકુશળ શસ્ત્રો ઉંચાં કરે છે. તે કયાં ? કાયશસ્ત્ર, વાચાશસ્ત્ર, અને ચિત્તશસ્ત્ર. જે યજ્ઞની શરૂઆત કરે છે તેના મનમાં આટલા બળદ, આટલા વાછરડા, આટલી વાછડી, આટલાં બકરાં, આટલાં ઘેટાં મારવાં જોઇએ એવો અકુશળ વિચાર ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે તે સર્વથી પ્રથમ તો દુઃખોત્પાદક અકુશળ ચિત્તશસ્ત્ર ઉંચું કરે છે. પછી એ પ્રાણીઓને મારવા માટે તે પોતાના મુખથી આજ્ઞા કરે છે અને તેથી દુઃખોત્પાદક વાચાશસ્ત્ર ઉંચું કરે છે. આ પછી આ પ્રાણીઓ મારવાનાં છે એમ કહી સૌથી પહેલાં પોતે જ તે તે પ્રાણીઓને મારવાનો આરંભ કરે છે અને તેથી દુઃખોત્પાદક અકુશળ કાયશસ્ત્ર ઉંચું કરે છે.

"હે બ્રાહ્મણ ! આ ત્રણ અગ્નિ ત્યાગ કરવાને યોગ્ય છે–પરિવર્જનને યોગ્ય છે–તેમનું સેવન ન કરવું જોઇએ. તે કયા ? કામાગ્નિ; દ્વેષાગ્નિ, અને મોહાગ્નિ. જે મનુષ્ય કામાભિભૂત થાય છે તે કાયાથી, વાણીથી અને મનથી કુકર્મ આચરે છે. અને તેથી મરણ પછી દુર્ગતિને પામે છે. દ્વેષથી અને મોહથી અભિભૂત માણસ પણ કુકર્મ આચરી દુર્ગતિને પામે છે. એટલે એ ત્રણ અગ્નિ ત્યાગ કરવાને યોગ્ય છે–પરિવર્જન કરવાને યોગ્ય છે. એમનું સેવન કરવું નહિ.

"હે બ્રાહ્મણ ! આ ત્રણ અગ્નિનો સત્કાર કરવો, તેનું માન કરવું, તેનું પૂજન કરવું અને તેની સારી રીતે સુખથી પરિચર્યા કરવી. તે કયા ? આહવનીયાગ્નિ (આહુનેય્યગ્ગિ) ગાર્હપત્યાગ્નિ (ગહપતગ્ગિ) અને દક્ષિણાગ્નિ (દક્ખિણેય્યગ્ગિ)[૯]

માબાપને આહવનીયાગ્નિ સમજવો. અને તેની મોટા સત્કારથી પૂજા કરવી. સ્ત્રી અને છોકરાં 'દાસ' નોકરોને ગાર્હપત્ય અગ્નિ સમજવો અને તેની આદરપૂર્વક પૂજા કરવી. શ્રમણ બ્રાહ્મણને દક્ષિણાગ્નિ સમજવો અને તેની આદરપૂર્વક પૂજા કરવી. હે બ્રાહ્મણ ! લાકડાનો અગ્નિ કદી કદી સળગાવવો પડે છે, કદી તેની ઉપેક્ષા કરવી પડે છે અને કદી તેને બુઝવવો પડે છે."

ભગવાનનું આ ભાષણ સાંભળી ઉદ્ગતશરીર બ્રાહ્મણ તેમનો ઉપાસક થયો. અને કહેવા લાગ્યો "હે ગૌતમ ! પાંચસો બળદ, પાંચસો વાછરડાં, પાંચસો વાછડી, પાંચસો બકરાં અને પાંચસો ઘેટાં આ સર્વ પ્રાણીઓને યૂપથી છૂટાં કરૂં છું. તેઓને હું જીવિતદાન દઉં છું. તાજું ઘાસ ખાઈ અને ઠંડુ પાણી પી તે શીતળ હવામાં આનંદથી રહો."

---

૯. આ ત્રણ અગ્નિ બ્રાહ્મણોના ગ્રંથમાં પ્રસિદ્ધ છે. **दक्षिणाग्निर्गार्हपत्याहवनीयौ त्रयोऽग्नयः ।** આ અગ્નિની પરિચર્યા કેવી રીતે કરવી અને તેનું ફળ શું–વગેરે ગૃહ્યસૂત્ર વગેરે ગ્રંથોમાં મળે છે.

(૪) એક સમયે બુદ્ધ ભગવાન મગધદેશમાં સંચાર કરતા કરતા ખાણુમત નામના બ્રાહ્મણગ્રામમાં આવ્યા. આ ગામ મગધદેશના બિંબિસાર રાજાએ કૂટદંત નામના બ્રાહ્મણને દાન કર્યું હતું. ભગવાન ત્યાં પહોંચ્યા તે સમયે કૂટદંત બ્રાહ્મણના ઘરમાં એક મોટો યજ્ઞ થવાનો હતો. ૭૦૦ બળદ...ઇત્યાદિ-યજ્ઞમાં મારવા માટે આણવામાં આવેલાં હતાં.

ભગવાન પોતાના ગામમાં આવ્યા છે એવી ખબર સાંભળતાં જ ખાણુમત ગામના બ્રાહ્મણો ભેગા થઇ ભગવાનના દર્શનને માટે નીકળ્યા. તે કૂટદંત બ્રાહ્મણના વાડા પાસે થઇને જતા હતા. કૂટદંતે તેઓ ક્યાં જાય છે તે વિષે ખબર કઢાવી. કૂટદંતના હજુરીઆએ તે હકીકત જણાવતાં તેણે તેના હજુરીઆને કહ્યું " તું આ બ્રાહ્મણોને કહે કે કૂટદંત પણ ભગવાનના દર્શન માટે આવવા ઇચ્છે છે. તેથી તમે જરા તેમને માટે રોકાઓ."

કૂટદંતના યજ્ઞ માટે પુષ્કળ બ્રાહ્મણો ખાણુમત ગામમાં આવ્યા હતા. કૂટદંત ભગવાનના દર્શન માટે જનાર છે એ ખબર તેઓને જણાતાં તેઓ તેની પાસે આવી કહેવા લાગ્યા "અરે કૂટદંત ! ગૌતમના દર્શન માટે તું જાય છે એ શું સાચી વાત છે ?"

કૂટદંતે કહ્યું " હા." " હું પણ ગૌતમનાં દર્શન માટે જાઉં એમ મને લાગે છે."

બ્રાહ્મણોએ કહ્યું "હે કૂટદંત ! ગૌતમનું દર્શન કરવા જવું તને યોગ્ય નથી. જો તું તેનું દર્શન કરવા જઇશ તો તેના યશની અભિવૃદ્ધિ થશે અને તારા યશની હાનિ થશે. આથી ગૌતમ જ તને મળવા આવે અને તું તેને મળવા જાય નહિ તો સારૂં. તું ઉત્તમકૂળમાં જન્મેલો છે, ધનાઢ્ય છે, વિદ્વાન છે, સુશીલ છે, પુષ્કળ લોકોનો આચાર્ય અને પ્રાચાર્ય છે. વેદમંત્ર શીખવા માટે ચારે બાજુથી તારી પાસે અનેક શિષ્યો આવે છે. તું ગૌતમ કરતાં ઉમ્મરે મોટો છે. અને મગધરાજાએ તારૂં બહુમાન કરી આ ગામ તને ઇનામ આપ્યું છે. તેથી ગૌતમ તને મળવા આવે અને તું તેને મળવા ન જાય એ જ યોગ્ય છે."

કૂટદંતે કહ્યું "હવે મારે કહેવું શું છે તે સાંભળો. શ્રમણ ગૌતમ મોટા કુળમાં જન્મેલો છે. તે મોટી સંપત્તિનો ત્યાગ કરી શ્રમણ થએલો છે. જુવાનીમાં જ તેણે સંન્યાસ લીધેલો છે. તે તેજસ્વી છે. તે સુશીલ છે. મધુર બોલનાર છે, તેનું વચન કલ્યાણપ્રદ છે. તે અનેકનો આચાર્ય અને પ્રાચાર્ય છે. કામાસક્તિથી મુક્ત થઇને શાંત થયો છે. તે કર્મવાદી અને ક્રિયાવાદી છે. આખા રાષ્ટ્રના લોકો તેનું ધર્મવાક્ય શ્રવણ કરવા આવે છે. તે સમ્યક્સંબુદ્ધ, વિદ્યાચરણસંપન્ન, લોકવિદ્, દમ્યપુરુષોનો સારથિ અને દેવમનુષ્યોનો શાસ્તા છે, તેવી તેની કીર્તિ ફેલાએલી છે. બિંબિસાર રાજા પોતાના અમાત્ય સાથે તેનો શિષ્ય થએલો છે. તે જ રીતે કોસલ દેશનો પસેનદી રાજા પણ તેનો શિષ્ય થએલો છે. આ રાજાઓને જેવો તે પૂજ્ય છે તેવો જ તે પૌષ્કરસાદી જેવા બ્રાહ્મણોને પણ પૂજ્ય છે. આટલી તેની યોગ્યતા હોઈ અત્યારે તે આપણા ગામમાં આવ્યો છે. તેને અમારે અમારો અતિથિ સમજવો જોઇએ અને અતિથિના સંબંધથી તેના દર્શને જઇ તેનો સત્કાર કરવો એ જ આપણે માટે યોગ્ય છે."

બ્રાહ્મણોએ કહ્યું " હે કૂટદંત ! તેં ગૌતમની આ સ્તુતિ કરી છે તેથી અમને એમ લાગે છે કે સદ્ગૃહસ્થોએ સો યોજન જઇને પણ તેનું દર્શન કરવું યોગ્ય છે. ચાલો આપણે બધાએ તેનું દર્શન કરવા જઇએ."

પછી કૂટદંત તે સર્વ બ્રાહ્મણસમુદાય સાથે આમ્રયષ્ટિ નામના વનમાં ભગવાન રહેતા હતા ત્યાં આવ્યો, બ્રાહ્મણોમાંથી અને ભગવાનને કુશળ પ્રશ્નો પૂછી એક બાજુએ બેઠો. તે કેટલાક ભગવાનને નમસ્કાર કરી, કેટલાક પોતાનું નામગોત્ર જણાવી અને કેટલાક કુશળપ્રશ્ન વગેરે પૂછી એક બાજુ જઇ બેઠા. પછી કૂટદંત ભગવાનને કહેવા લાગ્યો, "આપને ઉત્તમ યજ્ઞવિધિની ખબર છે એવું મેં સાંભળ્યું છે. તો જો આપ અમને તે સમજાવીને કહેશો તો ઠીક થશે."

ભગવાને કહ્યું, "પ્રાચીનકાળમાં મહાવિજિત નામનો એક મોટો રાજા થઇ ગયો. એક દિવસે તે એકાંતમાં બેઠો હતો. ત્યાં તેના મનમાં એવો વિચાર આવ્યો કે પોતાની પાસે પુષ્કળ સંપત્તિ છે તેનો જો પોતે મોટા યજ્ઞમાં ખર્ચ કરે તો પોતાને લાંબા વખત સુધી ફાયદો થશે. આ વિચાર તેણે પોતાના પુરોહિતને જણાવ્યો અને કહ્યું 'હે બ્રાહ્મણ! મહાયજ્ઞ કરવાની મારી મોટી ઇચ્છા છે. તેઓ યજ્ઞ કેવી રીતે કરવાથી મારું હિત થશે તે મને કહો.'

"પુરોહિતે કહ્યું, 'અત્યારે આપના રાજ્યમાં શાંતિ નથી. ગામ અને શહેર લૂંટાઇ જાય છે. લોકોને ચોરો તરફથી ઉપદ્રવ છે. આવી સ્થિતિમાં આપણે જો લોકો ઉપર કર બેસાડીશું તો કર્તવ્યથી વિમુખ થઇશું. હવે આપને એમ લાગશે કે ફાંસી દઇ, કેદમાં નાખી, છી-થૂ-કરી અથવા રાજ્યમાંથી હાંકી કહાડી આ ચોરોનો બંદોબસ્ત થઇ શકશે. પરંતુ આવા ઉપાયોથી રાજ્યમાંથી અંધાધુંધીનો પૂર્ણપણે નિકાલ થવાનો નથી કારણકે આવા ઉપાયોથી જેઓને નરમ નહિ કરી શકાય તે ફરીથી બંડ ઉત્પન્ન કરશે.

'હવે આ બંડ તોડવાનો ખરો ઉપાય કહેવો હોય તો તે આ છે. જેઓ આપના રાજ્યમાં ખેતી કરવા ઇચ્છે તેઓને આપે બી વગેરે આપવાં; જેઓ વેપાર કરવા ઇચ્છે છે તેઓને મૂડી આપવી. જે સરકારી નોકરી કરવા ઇચ્છે છે તેને યોગ્ય પગાર આપી તેનો યોગ્ય કામમાં ઉપયોગ કરો. આ રીતે બધા માણસો પોતપોતાના મનપસંદ કામમાં કુશળ થયા પછી આપના રાજ્યમાં બંડ થવાનો સંભવ રહેશે નહિ. સમયે સમયે કર વસુલ કરવાથી આપની તિજોરીની અભિવૃદ્ધિ થશે. બંડખોરોનો ઉપદ્રવ ન હોવાથી લોકો બાળ-બચ્ચાંનાં કોડકૌતુક પૂરાં કરશે તથા બારણાં ઉઘાડાં રાખી લોકો નિર્ભયપણે મોટા આનંદ સાથે સમય વ્યતીત કરશે.'

"બંડનો બંદોબસ્ત કરવાનો પુરોહિત બ્રાહ્મણે કહેલો ઉપાય મહાવિજિત રાજાને પસંદ પડ્યો. પોતાના રાજ્યમાં ખેતી કરવાને સમર્થ લોકોને બી વગેરે આપી તેઓને ખેતી કરવા લગાડયા. નાના સરખા વેપારીઓને મૂડી આપી તેઓનો વેપાર વધાર્યો અને યોગ્ય માણસોને ચૂંટી કહાડી તેઓને સરકારી કામ ઉપર યોજ્યા. આ ઉપાયોથી મહા-વિજિતનું રાષ્ટ્ર થોડા સમયમાં સમૃદ્ધ થયું. રાજ્યના લોકો એટલા સુખી થયા કે ચોરી દરોડા નામશેષ થઇ ગયાં. અને બારણાં ઉઘાડાં રાખી પોતાનાં બચ્ચાંઓને ખેલાવતાં તેઓ મોટા આનંદથી સમય વ્યતીત કરવા લાગ્યા. એક દિવસ મહાવિજિત રાજા પુરો-હિતને કહેવા લાગ્યો, 'હે પુરોહિત! તમે કહેલા ઉપાયોથી મેં મારા રાજ્યમાંથી બંડ ઉખાડી નાખ્યું છે. મારી તિજોરીની સાંપત્તિક સ્થિતિ બહુ જ સંતોષકારક છે અને રાષ્ટ્રના

સર્વ લોકો નિર્ભયપણે અને આનંદથી રહે છે. હવે મહાયજ્ઞ કરવાની મારી ઇચ્છા છે તો હવે તે યજ્ઞ કેવી રીતે કરવો. તેનો મને ઉપદેશ આપો.'

પુરોહિતે કહ્યું; " મહાયજ્ઞ કરવાનો જો આપને વિચાર હોય તો આ કામમાં આપે આપની પ્રજાની અનુમતિ લેવી જોઇએ. તેમાં પ્રથમ તો રાજ્યમાંના સર્વ લોકોને જાહેરનામાદ્વારા આપની ઇચ્છા જણાવી સર્વ પ્રજાજનની આ કામમાં સંમતિ મેળવો.'

પુરોહિતના કહેવા પ્રમાણે રાજાએ 'પોતે યજ્ઞ કરનાર છે, તેમાં લોકોની અનુમતિ છે કે નહિ એ સર્વ નિર્ભયપણે અને સ્પષ્ટપણે અમને જણાવે ' એવું જાહેરનામું લગાવ્યું અને એ પ્રમાણે નાના મોટા સર્વ લોકોએ યજ્ઞ કરવા માટે પોતાનો અનુકૂળ મત આપ્યો.

પછી પુરોહિતે યજ્ઞની સર્વ તૈયારી કરી અને રાજાને કહ્યું, ' યજ્ઞનો આરંભ કરતાં પોતાની પુષ્કળ સંપત્તિ આ યજ્ઞમાં ખર્ચાઇ જશે એવો વિચાર તમારે મનમાં આણવો યોગ્ય નથી. યજ્ઞ ચાલતો હોય ત્યારે—પોતાની સંપત્તિ નાશ પામે છે, અને યજ્ઞ પૂરો થયા પછી—સંપત્તિ નાશ પામી—એવો વિચાર મનમાં લાવવો યોગ્ય નથી. આપના યજ્ઞમાં સારા ખોટા લોકો આવશે પણ તેમાં જે સત્પુરુષ હોય તેની ઉપર દૃષ્ટિ રાખી આપે યજ્ઞ કરવો અને આપનું ચિત્ત આનંદિત રાખવું. '

મહાવિજિતના યજ્ઞમાં ગાય, બકરાં, ઘેટાં ઇત્યાદિ પ્રાણીઓ મારવામાં આવ્યાં નહિ. ઝાડ તોડી તેમના યૂપ કરવામાં આવ્યા નહિ. દર્ભનો ઉપયોગ કરવામાં આવ્યો નહિ. દાસ અને મજુરોને જબરદસ્તીથી કામ ઉપર લગાડવામાં આવ્યા નહિ. જેમની ઇચ્છા હતી તેમણે જ કામ કર્યું અને જેમની ઇચ્છા ન હતી તેમણે કામ ન કર્યું. ઘી, તેલ, માખણ, મધ અને ગોળ આટલા પદાર્થોથી જ તે યજ્ઞ પરિપૂર્ણ કરવામાં આવ્યો."

પછી રાષ્ટ્રના શ્રીમંત લોક મોટાં મોટાં નજરાણાં લઇ મહાવિજિત રાજાનાં દર્શન માટે આવ્યા. તેઓને રાજાએ કહ્યું, ' હે ગૃહસ્થો ! મને તમારા નજરાણાની મુદ્દલ જરૂર નથી. ધાર્મિક કરરૂપે મારી પાસે પુષ્કળ દ્રવ્ય એકઠું થયું છે. તેમાંથી તમારે જે કાંઇ જોઇતું હોય તો તે ખુશીથી લઇ જાઓ.'

આ પ્રમાણે રાજાએ તે ધનાઢ્ય લોકોનું નજરાણું લેવાની ના પાડવાથી તેઓએ તે દ્રવ્ય ખર્ચી આંધળા, લંગડા વગેરે અનાથ લોકો માટે મહાવિજિત રાજાની યજ્ઞશાલાની ચારે દિશામાં ધર્મશાળા બાંધી ત્યાં ગરીબગરબાંને દાન દીધું.

ભગવાને કહેલી આ વાત સાંભળી કૂટદંતની સાથે આવેલા બ્રાહ્મણોએ ઉદ્ગાર કહાડ્યો, " બહુ જ સારો યજ્ઞ ! બહુ જ સારો યજ્ઞ !"

પછી ભગવાને કૂટદંત બ્રાહ્મણને પોતાના ધર્મનો વિસ્તારથી ઉપદેશ કર્યો તે સાંભળી કૂટદંત ભગવાનનો ઉપાસક થયો અને બોલ્યો, " હે ગૌતમ ! સાતસો બળદ, સાતસો વાછરડાં, સાતસો વાછરડી, સાતસો બકરાં અને સાતસો ઘેટાં આ સર્વ પ્રાણીઓને યૂપથી છૂટાં કરૂં છું. તેઓને હું જીવિતદાન દઉં છું. તાજું ઘાસ ખાઇ અને ઠંડું પાણી પી તે શીતળ હવામાં આનંદથી રહો."

કૂટદંત બ્રાહ્મણે બીજે દિવસે ભગવાનને પોતાના ઘેર ભિક્ષુસંઘની સાથે નિમંત્રણ કર્યું અને પોતે જાતે વ્યવસ્થા રાખી ભગવાનને અને ભિક્ષુસંઘને તૃપ્ત કર્યા.

આ ચાર ઉતારાઓમાંથી પહેલો દેવતાસંયુત્તમાંથી, બીજો કોસલસંયુત્તમાંથી અને ત્રીજો અંગુત્તરનિકાય સત્તક નિપાતમાંથી છે. ચોથો ઉતારો દીઘનિકાયના કૂટદંતસુત્તનો સારાંશ છે. પહેલો સૂત્રરૂપે છે, તેનો જ બીજા અને ત્રીજામાં થોડોક વિસ્તાર થયો. ચોથા ઉતારામાં તે જ અર્થ સ્પષ્ટ કરવા માટે એક સ્વતંત્ર વાત કહેવામાં આવી છે. પણ સર્વમાં મુદ્દો એક જ છે. યજ્ઞયાગમાં આપેલી દક્ષિણા વિષમ છે કારણ તે પ્રાણીઓને મારીને અને તે પ્રાણીઓ માટે માણસોને રડાવીને આપેલી છે. કેવળ પરોપકાર માટે કરેલા દાનની તુલના આવી દક્ષિણા સાથે કરી શકાય નહિ. યજ્ઞયાગ માટે જેમ અનેક પ્રાણી મારવામાં આવે છે તેમ બુદ્ધના સમયમાં ઉદર નિર્વાહ માટે પણ મારવામાં આવતાં હતાં. ગાયને મારી તેનું માંસ ચૌટામાં વેચવાનો વહીવટ ચાલુ હતો.[૧૦] પરંતુ આમ ઉઘાડી રીતે ગાયને મારી માંસવિક્રય કરવાની પદ્ધતિનો બુદ્ધે કોઇ પણ ઠેકાણે નિષેધ કર્યો નથી. એનું કારણ બુદ્ધને આ પદ્ધતિ પસંદ હતી એમ સમજવાનું નથી; પરંતુ એકાદ યજ્ઞયાગની આગળ તેની કાંઈ જ કિંમત ન હતી. કસાઇના હાથમાં જે ગાય અથવા બળદ પડતો તે બહુધા ખેતીને નિરુપયોગી થએલો હતો અને તેને માટે કોઇ આંસુ ગાળતા નહિ. પરંતુ યજ્ઞની વાત આવી ન હતી. પાંચસો અથવા સાતસો વાછરી અને વાછડા એક યજ્ઞમાં મારવા એટલે ખેતીને કેટલું નુકસાન ? અને આવાં ઉપયોગી જાનવરો માટે ખેડુતો કેટલા દુઃખી થતાં હશે ? આ જાનવરો રાજા લોકોને અને ઇનામદાર બ્રાહ્મણોને ખેડુતો ખુશીથી આપતા હશે એ મુદ્દલ સંભવિત નથી. તે માટે અધિકારી વર્ગને થોડો ઘણો જુલમ કરવો પડતો હશે. અને કેવળ ભયથી સામાન્ય લોકો રોતા રોતા આવાં જાનવરોને મોટા લોકોને આપતા હશે. તેથી બુદ્ધને જે અત્યંત નિંદ્ય લાગતું હતું તે આ લોકો ઉપરનો જુલમ હોય. 'सा दक्खिणा अस्सुमुखा सदण्डा' આ વાક્યમાં આ અર્થ સ્પષ્ટ દેખાઇ આવે છે. સુત્તનિપાતમાં બ્રાહ્મણધમ્મિક નામનું એક સુત્ત છે. તેમાં પણ આ જ અર્થ વિશેષ સ્પષ્ટતાથી કહેલો છે. ઉદાહરણ તરીકે નીચેની ગાથાઓ જુઓ:—

यथा माता पिता भाता अञ्ञे वाऽपि च ञातका।
गावो नो परमा मित्ता यासु जायन्ति ओसधा॥
अन्नदा बलदा चेता वण्णदा सुखदा तथा।
एतमत्थवसं ञत्वा नास्सु गावो हनिंसु ते॥

(મા, બાપ, ભાઇ અને બીજાં સગાં વહાલાં—એ જ પ્રમાણે ગાયો અમારી મિત્ર છે. [કેમકે] ખેતીનો તેના પર આધાર છે. તે અન્ન, બળ, કાંતિ અને સુખ આપનારી છે. આ કારણ સમજી [પ્રાચીન બ્રાહ્મણ] ગાયની હિંસા કરતા ન હતા.) એટલે કે સામાન્ય લોકોને ગાય પોતાના સગાંવહાલાં સરખી લાગતી હતી અને યજ્ઞયાગમાં તેમનો બેશુમાર વધ થતો તે તેમને મુદ્દલ પસંદ ન હતું.

અહિંસાવાદી જૈન ધર્મનો અને બૌદ્ધ ધર્મનો પ્રચાર થવામાં યજ્ઞયાગનું બંડ કારણ થયું એમાં શંકા નથી. પરંતુ એ ઉપરથી એમ અનુમાન કરવું યોગ્ય નથી કે કેવળ

૧૦ सेय्यथा पि भिक्खवे दक्खो गोघातको वा गोघातकन्तेवासी वा गाविं वधित्वा चातुम्महापथे बिलसो पटिविभजित्वा निसिन्नो अस्स। —सतिपट्ठानसुत्त।

આ બંડ તોડવા માટે બુદ્ધનો અવતાર થયો. લોકો પર જુલમ ન કરતાં પોતાની જ ગાયોને મારી બ્રાહ્મણો અને રાજાઓ યજ્ઞ કરતા હોત તો તેનો બુદ્ધે વિરોધ કર્યો હોત કે નહિ તે વિષે શંકા છે. ખાટકીની દુકાનોનો જેમ તેમણે નિષેધ કર્યો નથી તેમ કદાચ આ વાતનો પણ કર્યો ન હોત. પરંતુ મનુષ્યે મનુષ્ય ઉપર ધર્મના નામથી જુલમ કરવો એ વાત બુદ્ધને બીલકુલ પસંદ ન હતી. અને તેટલા જ માટે તેમણે યજ્ઞયાગનો નિષેધ કર્યો, અને તે પણ બહુ જ સૌમ્યતાથી–એ ઉપરના ઉતારાઓ ઉપરથી સ્પષ્ટ દેખાઇ આવે છે. આમ હતું તો જયદેવ કવિના કાવ્યમાં,

निंदसि यज्ञविधेरहह श्रुतिजातं ।
सदयहृदयदर्शितपशुघातं ॥१॥

એ પ્રકારની કલ્પના કેવી રીતે આવી? આનો ઉત્તર એ કે પૌરાણિકોએ કલ્પેલો બુદ્ધાવતાર એટલે શાક્યમુનિ ગૌતમ બુદ્ધ નહિ પણ બૌદ્ધ ધર્મને લીધે હિંદુસ્તાનમાં જે નવાજુની થઇ તે બધાનું એક રૂપક જ છે એમ સમજવું જોઇએ. બૌદ્ધ ધર્મના પ્રચારથી યજ્ઞયાગ બંધ થયા અને તેથી બ્રાહ્મણોની સત્તા અને કમાઇ ઘણી જ ઓછી થઇ. અશોક રાજાએ પણ પોતાના પ્રથમ શિલાલેખમાં યજ્ઞની અંદર પ્રાણીહિંસા કરવાની સખ્ત મનાઇ કરી છે. એટલું જ નહિ પણ પોતાના રસોડામાંએ પ્રાણીવધ ઓછો કરીને અને ધીમે ધીમે તદ્દન બંધ કરવાની વ્યવસ્થા કરી છે—એ અર્થનો એ જ શિલાલેખમાં ઉલ્લેખ છે. અશોક પછી વચ્ચે વચ્ચે યજ્ઞયાગ કરનારો એકાદ રાજા થયો નહિ એમ નહિ પરંતુ ખેતીનાં જાનવરો લોકોને પોતાનાં મિત્ર જેવાં લાગતાં હોવાથી સામાન્ય લોકોનો યજ્ઞયાગને–ખાસ કરીને ગોવધને મુદ્દલ જ ટેકો મળ્યો નહિ. અશોક પછી લગભગ છસો વર્ષે ગુપ્ત રાજાઓએ યજ્ઞયાગનું પુનરુજ્જીવન કર્યું. પરંતુ તેઓને પણ ગોમેધ છોડી કેવળ અશ્વમેધ સ્વીકારવો પડયો તોપણ યજ્ઞયાગ બંધ પાડવામાં બૌદ્ધ ધર્મ જ કારણભૂત થયો એમ લાગવાથી પૌરાણિકોએ બુદ્ધને માયામોહનું સ્વરૂપ આપી તેને વેદદ્વેષ્ટા ઠરાવ્યો. જયદેવ કવિએ આને થોડું સૌમ્ય સ્વરૂપ આપ્યું છે તે ખરૂં પરંતુ બુદ્ધ વેદનિંદક હતા તે તેમણે પણ સ્વીકાર્યું છે.

---

૧ ઇ. સ. ના તેરમા સૈકામાં રામચંદ્ર કવિભારતી નામનો પ્રસિદ્ધ બંગાળી પંડિત સિંહલદ્વીપમાં ગયો અને ત્યાં શ્રીરાહુલસ્થવિર પાસે બૌદ્ધધર્મ શીખીને બૌદ્ધ થયો. તથાપિ ત્રિપિટક ગ્રંથનું જ્ઞાન હોવું જોઇએ તેટલું ન હોવાથી તેણે પણ જયદેવ કવિના જેમ જ કહ્યું છે. તે કહે છે:—

यत्रच्छागतुरंगमारणविधिर्वेदेऽपि तं निंदसि
प्रेम्णा प्राणभृतामतः सकरुणस्त्वत्तो महान्नापरः ॥
एवं ते गुणसम्पदो न विषया बुद्धेरसूयात्मनां
ते मूढाः प्रलपन्ति हन्त सुगतो मद्वेदनिन्दोत्ययम् ॥

અર્થઃ—જે વેદમાં બકરાં અને ઘોડા મારવાનો વિધિ કહેલો છે તેની જ તું નિંદા કરે છે માટે પ્રાણી ઉપર દયા કરનાર તારા કરતાં મોટો કોઇ થયો નથી. તારી આ ગુણસંપત્તિ મત્સરગ્રસ્તોની બુદ્ધિનો વિષય થઇ શકતી નથી. તેઓ મૂઢ પ્રલાપ કરે છે "અરે! આ સુગત અમારા વેદનો નિંદક છે."

# આયુર્વેદનો ઇતિહાસ

[ શ્રી. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી ]

**આયુર્વેદના મૂળગ્રન્થો**—વૈદ્યને લગતા સંસ્કૃત ભાષામાં અત્યારે જે સેંકડો ગ્રન્થો મળે છે તે સર્વમાં પ્રાચીનતમ, પરમ પ્રતિષ્ઠાવાળા અને પાછળના સમગ્ર સાહિત્યના મૂળ ભૂત ગ્રન્થો બે જ છે–(૧) ચરક અને (૨) સુશ્રુત. બન્નેની પરંપરા જુદી છે. વૈદ્યની બે મોટી શાખાઓ કાયચિકિત્સા ( Medicine ) અને શસ્ત્રચિકિત્સા ( Surgery ) ના અનુક્રમે પ્રતિનિધિ રૂપ આ બે ગ્રન્થો છે. આ બે ગ્રન્થો જોતાં જ એમ લાગે છે કે એ મૂળરૂપ નહિ પણ મુખરૂપ છે. વેદ પછી અને આ બે સંહિતાઓ હાલમાં જેવી મળે છે તેવી બંધાઇ તે પહેલાં વૈદ્યને લગતું ઘણું વાઙ્મય ઉત્પન્ન થયું હશે. અનેક ઉત્સાહી તીક્ષ્ણ બુદ્ધિશાળી ઋષિઓએ આયુર્વેદનાં વિવિધ અંગોનો જાતે અવલોકન તથા પ્રયોગો વડે અભ્યાસ કર્યો હશે. આમાંથી કેટલાકે સૂત્રરૂપે ગ્રન્થો કર્યા હશે. જેમ પાણિનિ કે યાસ્ક પોતાની પહેલાંના અનેક સૂત્રકારોનો ઉલ્લેખ કરે છે તેમ ચરકમાં પણ સૂત્રકારોનો ઉલ્લેખ મળે છે.[૧] અને ગર્ભ કેવી રીતે બંધાય છે એ પ્રસંગમાં સૂત્રો જેવા કટકાઓ કુમાર શિરાભરદ્વાજ, બાલ્હીકભિષક્ કાંકાયન, ભદ્રકાપ્ય, ભદ્રશૌનક, બડિશ, વૈદેહજનક, મારીચિકશ્યપ, અને ધન્વતરિ એટલાના નામથી ઉતાર્યા છે. મીમાંસાસૂત્ર, અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર વગેરેમાં આવી જ રીતે બીજાના મતો ઉતાર્યા હોય છે. પણ આ સૂત્રકારો પુનર્વસુ આત્રેયથી પૂર્વજ છે એમ નિશ્ચય કરવો મુશ્કેલ છે. સમકાલીન હોવાનો પણ સંભવ છે. ચરકમાં જ સૂત્રસ્થાનના ત્રણ અધ્યાયોમાં પુનર્વસુ આત્રેયના પ્રમુખપદ નીચે ઋષિ વૈદ્યોની સભા મળી હોય, એવું વર્ણન છે અને એમાં ભરદ્વાજ, કાંકાયન, ભદ્રકાપ્ય, બડિશ અને મારીચિ પોતપોતાના મત દર્શાવી ભાગ લે છે. અહીં જનક વૈદેહ છે. અન્યત્ર વૈદેહનિમિનું નામ છે. અહીં ભદ્રશૌનક છે અન્યત્ર કેવળ શૌનક નામ છે. પણ આ પ્રાચીન સભા કે સમિતિઓ વિષે વધારે વિવેચન કર્યા પહેલાં ચરકની રચના માટે એ ગ્રન્થ પોતે શું કહે છે તે જોઇએ.

ચરકના પ્હેલા જ અધ્યાયમાં કહ્યું છે કે "પ્હેલાં હિમાલયની તળેટીમાં પ્રાણી માત્ર ઉપર કરુણાથી પ્રેરાઇને તપના તેજથી પ્રદીપ્ત, બ્રહ્મજ્ઞાનના નિધિરૂપ મહર્ષિઓ એકઠા થઇને વિચાર કરવા લાગ્યા કે ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું મૂળ ઉત્તમ આરોગ્ય છે અને રોગો આરોગ્યના, કલ્યાણના અને જીવિતના પણ હરનાર છે. માટે આ રોગો રૂપ મોટું વિઘ્ન મનુષ્યોને માથે આવી પડ્યું છે એનો ઉપાય શું એમ વિચાર કરતાં એનો ઉપાય ઇન્દ્ર જાણે છે એવું સમજાતાં ઋષિઓની વતી દીર્ઘજીવિતની ઇચ્છાવાળા ભરદ્વાજ ઇન્દ્ર પાસે ગયા. ઇન્દ્રે ભરદ્વાજને જે ત્રિસૂત્ર આયુર્વેદ બ્રહ્મા જાણતા હતા તે

---

१ ऋषींश्च सूत्रकारानभिमन्त्रयमाणः । चरक वि. अ. ८

विप्रतिपत्तिवादास्त्वत्र बहुविधाः सूत्रकाराणामृषीणां सन्ति सर्वेषां.

चरक शा. अ. ६

શાશ્વત આયુર્વેદ ભણાવ્યો. ભરદ્વાજ પાસેથી ઋષિઓ આયુર્વેદ શીખ્યા અને જાતે રોગ રહિત જીવિત અને પરમસુખ પામ્યા.

પછી મૈત્રીપરાયણ પુનર્વસુએ સર્વભૂતો ઉપર અનુકમ્પાથી પવિત્ર આયુર્વેદ ૭ શિષ્યોને ભણાવ્યો. અગ્નિવેશ, ભેલ, જતૂકર્ણ, પરાશર, હારીત, ક્ષારપાણિ. આ ૭ શિષ્યોમાં પ્હેલું અગ્નિવેશે પોતાનું તન્ત્ર રચ્યું. પછી ભેલ વગેરેએ પોતપોતાનાં તન્ત્રો રચ્યાં, અને આત્રેયને સંભળાવ્યાં. ગુરુએ બીજા ઋષિઓ સાથે 'બરાબર કર્યું છે' (**યથાવત્ સૂત્રિતમિતિ**) એમ અનુમતિ આપી. (**ચરક. સૂ. અ. ૧**)

ચરકના પ્હેલા અધ્યાયની આ કથા બહુ સૂચક છે. સુશ્રુતે જો કે આવો વિસ્તાર નથી કર્યો પણ આરંભમાં જ કહ્યું છે કે "સ્વયંભૂએ પ્રજાઓને ઉત્પન્ન કરીને તરત જ એક હજાર અધ્યાયો અને એક લાખ શ્લોકવાળો આયુર્વેદ કર્યો, અને પછી એનાં આઠ અંગો કર્યાં. બ્રહ્મા પાસેથી પ્રજાપતિ ભણ્યા, એમની પાસેથી અશ્વિદેવો, અશ્વિ પાસેથી ઇન્દ્ર અને ઇન્દ્ર પાસેથી હું આયુર્વેદ ભણ્યો છું એમ ભગવાન કાશીરાજ દિવોદાસ ધન્વન્તરિ પોતાના ઔપધેનવ વગેરે સાત શિષ્યોને કહે છે, અને આ શિષ્યો સુશ્રુતને અગ્રેસર કરીને સાંભળે છે."

ચરક અને સુશ્રુતમાં કહેલી આ પરંપરા બીજી વિદ્યાઓની પરંપરાને મળતી આવે છે. વિદ્યાઓ માત્ર પરમ પુરુષનું નિઃશ્વસિત છે, ઈશ્વરે જ સૃષ્ટિ પેઠે વિદ્યાઓને ઉત્પન્ન કરી છે એ માન્યતાનો આ કથાઓમાં અનુવાદ છે. અર્થાત્ સ્વયંભૂ, પ્રજાપતિ, અશ્વિ, ઇન્દ્ર વગેરે દેવોને ઐતિહાસિક વિચારમાં ગણવાની જરૂર નથી. પણ ભરદ્વાજ ઋષિની વાત જુદી છે. આયુર્વેદિક સાહિત્યમાં ભરદ્વાજની વિશેષ વાત નથી. વળી એ વૈદિક ઋષિ છે. અથર્વવેદના દશમા કાંડના એક સૂક્તના એ ઋષિ છે. આ કાંડના સૂક્તમાં ઉપર આવી ગયેલું હાડકાંઓનું વર્ણન છે. અથર્વવેદમાં પણ આ કાંડ (૮ થી ૧૨) પ્રાચીનતર વિભાગમાં છે. એટલે વેદાંતર્ગત આયુર્વેદના પ્રતિનિધિ તરીકે ભરદ્વાજને માનીએ તો ભરદ્વાજ ઇન્દ્ર પાસેથી શીખ્યા અને ઋષિઓ ભરદ્વાજ પાસેથી શીખ્યા એ કથા ઠીક બેસી જાય છે. વૈદિક વૈદું પુનર્વસુ આત્રેય, ધન્વન્તરિ વગેરેને વારસામાં મળ્યું છે એ નિઃસંદેહ છે.

**પુનર્વસુ આત્રેય**—પુનર્વસુ આત્રેય વિષે જરા વિસ્તારથી એક વિચાર કરવો પડશે. આખા ચરકમાં સ્થળે સ્થળે અને પ્રત્યેક અધ્યાયના આરંભમાં ભગવાન આત્રેયને કહે છે એ રીતે ઉલ્લેખ છે. અનેક સ્થળે અગ્નિવેશ પૂછે છે અને પુનર્વસુ આત્રેય ઉત્તર આપે છે એ રીતે સંવાદશૈલીનો ઉપનિષદોમાં ઘણો ઉપયોગ છે. ત્રણેક સ્થળે સભા પેઠે અનેક ઋષિઓની કથા છે પણ તેમાં ગે પ્રમુખ તો પુનર્વસુ આત્રેય જ હોય છે. બધી રીતે ચરકને જોતાં ભગવાન પુનર્વસુ આત્રેય આ ગ્રન્થના મૂળ ઉપદેશક છે એમ સહેલાઇથી જ સમજી શકાય છે. પણ આખો ગ્રન્થ આદિથી અન્ત સુધી પુનર્વસુ આત્રેયનો નથી. અગ્નિવેશ વગેરેનાં વચનો છોડી દઇએ તો પણ બાકીનો ભાગ આત્રેયનો નથી. કારણ કે ચરકમાં જ પ્રત્યેક સ્થાનના તથા અધ્યાયના અન્તમાં **અગ્નિવેશકૃતે તન્ત્રે ચરકપ્રતિસંસ્કૃતે** એવા શબ્દો છે અને છઠ્ઠા ચિકિત્સાસ્થાપનાના છેલ્લા અધ્યાયમાં નીચેનાં વચનો છે:—

अस्मिन्सप्तदशाध्यायाः कल्पाः सिद्धय एव च ।
नासाद्यन्तेऽग्निवेशस्य तन्त्रे चरकसंस्कृते ॥
तानेतान्कापिलबलः शेषान्दृढबलोऽकरोत् ।
तन्त्रस्यास्य महार्थस्य पूरणार्थं यथातथम् ॥
चरक चि. अ. ३० श्लो २७४ २७५.

આ શબ્દો તથા મૂળ ગ્રન્થ ચરકસંહિતા નામથી પ્રખ્યાત થયો છે એ જોતાં સ્પષ્ટ જણાય છે કે પુનર્વસુ આત્રેયનો ઉપદેશ ગ્રહણ કરી અગ્નિવેશે જે તંત્ર રચેલું તેનો ચરકે પ્રતિ સંસ્કાર કરીને આ સંહિતા રચી છે. અને તેમાં ૧૭ અધ્યાયો ચિકિત્સાસ્થાપનાના, ૧૨ કલ્પસ્થાનના અને ૧૨ સિદ્ધિસ્થાનના એ રીતે કુલ ૪૧ અધ્યાયો ખુટતા હતા તે દઢબલે ઉમેર્યા છે. ચરકે પ્રતિસંસ્કાર કરતાં અગ્નિવેશનાં વચનો કેટલાં રાખ્યાં અને કેટલાં પોતાનાં ઉમેર્યાં એનો પત્તો લાગે એમ નથી. તેમ જ દઢબલે પોતાનો ભાગ ઉમેરતી વખતે ચરકસંહિતાના બાકીના ભાગને અસ્પૃષ્ટ રાખ્યો હશે, એમાં સુધારાવધારા નહિં કર્યા હોય એમ માની શકાતું નથી. આજ સુધી ટીકાકારો કે ગ્રન્થપ્રકાશકો પણ મૂળ હસ્તલિખિત પ્રત અશુદ્ધ લાગે કે વાક્ય તુટતું હોય તો પોતાની મેળે બીજી હસ્તલિખિત પ્રતના આધાર વગર સુધારો કરી લે છે. તો પછી દઢબલે સુધારો વધારો કેમ નહિ કર્યો હોય? આવી રીતે પાછળથી થયેલા સુધારા વધારાને પરિણામે [illegible]ની કેટલીક સાચી વાતોને ઠેકાણે, પાછળથી મૂળ ન સમજવાથી, ખોટી વાતો ઘુસી ગઈ છે.

**સુશ્રુતની પરંપરા**—દિવોદાસ ધન્વન્તરિએ સુશ્રુતાદિ સાત શિષ્યોને શલ્યતંત્રને મુખ્ય વિષય રાખીને ઉપદેશ આપ્યો એમ સુશ્રુતમાં જ લખ્યું છે. ગ્રન્થમાં ભગવાન ધન્વન્તરિ કહે છે એ રીતે સ્થળે સ્થળે ઉલ્લેખ છે. પણ સમગ્રગ્રન્થ સુશ્રુતસંહિતા કહેવાય છે. સૌશ્રુતતંત્ર એમ પણ પાછળના ટીકાકારો ઉલ્લેખ કરે છે. અર્થાત્ ધન્વન્તરિએ શલ્યતંત્ર વિષે ઉપદેશ આપ્યો તેનો સંગ્રહ કરી સુશ્રુતે આ તંત્ર રચ્યું એમ પરંપરાથી મનાય છે. પણ વસ્તુસ્થિતિ એટલી સાદી નથી. હાલની સુશ્રુતસંહિતા કેવળ શલ્યતંત્ર નથી. એમાં આયુર્વેદના આઠે અંગોનું વિવરણ છે. બીજું ગ્રન્થના આરંભમાં અનુક્રમણિકા આપી છે. તેમાં કહ્યું છે કે "પાંચ સ્થાનમાં ૧૨૦ અધ્યાય પ્હેલાં કહ્યા છે. તેમાં સૂત્રસ્થાનના અધ્યાયો ૪૬, નિદાનના ૧૬, શરીરના ૧૦ ચિકિત્સિત ૪૦, કલ્પનાના આઠ એથી આગળ ૬૬. આ રીતે ૧૨૦ અધ્યાયો થયા અને એથી આગળ પોતાના નામથી જ પ્રખ્યાત ઉત્તરતંત્ર છે." સુ. અ. ૩. આ શબ્દો જરા વિચિત્ર છે. પણ પ્હેલા અધ્યાયમાં એથી એ વધારે વિચિત્ર વચન છે. શરૂઆતમાં આયુર્વેદનું સામાન્ય સ્વરૂપ કરી એક શ્લોકમાં કહ્યું છે કે "આ ટુંકામાં ચિકિત્સાનું બીજ કહ્યું છે. ૧૨૦ અધ્યાયોમાં હવે એનું વિવેચન થશે."[૧] આ વચન સ્પષ્ટ છે એનો અર્થ એટલો જ થાય કે સુશ્રુતમાં ૧૨૦ અધ્યાયો હોવા જોઇએ. પણ પછી તરત જ ગદ્યમાં આ શ્લોકનો અનુવાદ કરતાં કહે છે "તેમાં ૧૨૦ અધ્યાયો પાંચ સ્થાનમાં, તેમાં પણ સૂત્ર, નિદાન, શારીર, ચિકિત્સિત અને કલ્પસ્થાનમાં અર્થને

---

૧ बीजं चिकित्सितस्यैतत्समासेन प्रकीर्तितम् ।
सविंशमध्यायशतमस्य व्याख्या भविष्यति ॥
सु. सू. अ. १.

અનુસરી વ્હેંચી નાખી બાકીના વિષયો ઉત્તરતંત્રમાં કરીશું. આ વચનનો જ ત્રીજા અધ્યાયમાં અનુવાદ કર્યો છે. આ વચનો ઉપર વિચાર કરતાં સ્પષ્ટ દેખાય છે કે પ્હેલાં પાંચ સ્થાનમાં વ્હેંચાયેલું ૧૨૦ અધ્યાયોનું સૌશ્રુતતંત્ર હતું. પછી પાછળથી તેમાં ઉત્તરતંત્ર ૬૬ અધ્યાયોનું ઉમેરાયું. ઉત્તરતંત્રનો વિષય બીજા ગ્રન્થોમાંથી લીધો છે એમ ઉત્તરતંત્રના આરંભમાં સ્પષ્ટ કહ્યું છે:—"૧૨૦ અધ્યાયોમાં મેં જે વારંવાર કહ્યું હતું કે આ વાતો ઉત્તરતંત્રમાં વિસ્તારથી કહીશ તે ઉત્તમ ઉત્તરતંત્ર હવે કહું છું. જેમાં વિદેહરાજાએ કહેલા, શાલાક્ય તંત્રમાં વર્ણવેલા બધા રોગો, તથા (બીજાઓએ વિસ્તારથી જોયેલા) બાળવ્યાધિઓ તથા પરમ ઋષિઓએ કામચિકિત્સાનાં ૭ તંત્રમાં કહેલા ઉપસર્ગાદિ તથા આગન્તુક રોગો આ ઉત્તરતંત્રમાં કહ્યા છે."

આ વચનથી સ્પષ્ટ સમજાય છે કે અગ્નિવેશ ભેલ વગેરેનાં ૭ તંત્રો પ્રસિદ્ધ થયા પછી એમાંથી તથા વિદેહ વગેરેનાં તંત્રોમાંથી શાલાક્યનો તેમ જ પાર્વતક, જીવક વગેરેમાંથી બાળરોગનો વિષય લઇ એ બધાના સંગ્રહરૂપ ઉત્તરતંત્ર કોઇએ રચેલું છે. અર્થાત્ મૂળ પાંચ સ્થાન પૂરાં થયા પછી ઘણે વખતે છઠ્ઠું સ્થાન રચાયું હશે. પાંચમા સ્થાનનો અન્ત પણ એવી રીતનો છે કે જાણે ત્યાં જ ગ્રન્થની સમાપ્તિ થતી હોય. હવે આ ઉત્તરતંત્ર ઉમેરનારે માત્ર ઉત્તરતંત્ર જ ઉમેર્યું છે કે બાકીના પાંચસ્થાનમાં પણ સુધારો વધારો કર્યો છે? આ પ્રશ્નનો જવાબ મુશ્કેલ છે. સ્થળે સ્થળે ઉત્તરતંત્રમાં આ વિષય કહેશું એટલું તો ઉમેર્યું જ છે. એટલે ઉત્તરતંત્ર સાથે ખાસ વિરોધ ન આવે એવો ફેરફાર પણ કર્યો હશે જ. પણ આ ઉત્તરતંત્ર કોણે ઉમેર્યું? અને તે પ્હેલાં સુશ્રુતતંત્રનો કોઇએ પ્રતિસંસ્કાર કર્યો હતો કે નહિ? વિજયરક્ષિત વગેરે ટીકાકારો વૃદ્ધ સુશ્રુતના નામથી કેટલાક પાઠોનો ઉદ્ધર કરે છે. અને આ પાઠો હાલની સુશ્રુતસંહિતામાં મળતા નથી. માટે હાલની સુશ્રુતસંહિતાના મૂળ રૂપ વૃદ્ધ સુશ્રુત અથવા સૌશ્રુતતંત્ર નામનો શલ્યતંત્રનો ગ્રન્થ પ્હેલાં હતો એમ કવિરાજ ગણનાથસેનનો મત છે (જુઓ પ્રત્યક્ષ શારીરનો ઉપોદ્‌ઘાત) તે ખોટો નથી લાગતો. અર્થાત ધન્વન્તરિના ઉપદેશને પરિણામે ઔપધેનવ, ઔરભ્ર, પૌષ્કલાવત વગેરે તંત્રો પેઠે સૌશ્રુતતંત્ર પણ રચાયેલું. પછી એનો પ્રતિસંસ્કાર કરીને હાલની સંહિતા કોઇએ રચી. સુશ્રુતનો ટીકાકાર ડલ્લણ તો કહે છે કે "**પ્રતિસંસ્કર્તાપીહ નાગાર્જુન એવ** અને જ્યાં જ્યાં પરોક્ષમાં નિયોગ છે ત્યાં ત્યાં પ્રતિસંસ્કર્તાનું સૂત્ર જાણવું." સુશ્રુતના બીજા ટીકાકાર ચક્રપાણિદત્ત સુશ્રુતનો કોઈએ પ્રતિસંસ્કાર કર્યો હોવાની વાત સ્વીકારે છે પણ નાગાર્જુનનું નામ દેતા નથી. કવિરાજ ગણનાથસેન કહે છે તેમ એક કરતાં વધારે વિદ્વાનોએ પ્રતિસંસ્કારનું કામ કર્યું હોય. હર્નલ તો વૃદ્ધ વાગભટ્ટ પણ સુશ્રુતનો પ્રતિસંસ્કાર કર્યો હશે એમ માને છે. (જુઓ Medicine of Ancient India p. 101) વળી તીસટના પુત્ર ચન્દ્રટે પણ સુશ્રુતનું સંશોધન કરેલું એમ જાણવામાં છે; ચન્દ્રટે પોતે કરેલા આ ફેરફારને પાઠશુદ્ધિ કહે છે. (ચન્દ્રટની એક હસ્તલિખિત પ્રત ઇન્ડીઆ ઑફીસ લાઇબ્રેરીમાં છે નં. ૧૮૪૨)

**ચરકસુશ્રુતનો સમય**—જેમાં આટલા ફેરફારો થયા હોય એ ગ્રન્થોના સમય માટે ચોક્કસ નિર્ણય મુશ્કેલ છે પણ સમયની લગભગ મર્યાદા આંકી શકાય.

**પુનર્વસુ આત્રેય**—આત્રેય નામના ત્રણ પુરુષો પ્રાચીનકાળમાં થઈ ગયા જણાય છે. કદાચ ત્રણે ય વૈદ્યો હશે. (૧) પુનર્વસુ આત્રેય અગ્નિવેશાદિના ગુરુ (૨) કૃષ્ણાત્રેય (૩) ભિક્ષુ-આત્રેય. પુનર્વસુ આત્રેય વિષે ઉપર કહ્યું છે. કૃષ્ણાત્રેયની ઓળખાણ મહાભારતે આપી છે.

गान्धर्वं नारदो वेदं कृष्णात्रेयश्चिकित्सतम् ॥ म-शां. अ. २१०, આ વચનથી તો મહાભારત આયુર્વેદના મૂળ આચાર્યને જ કૃષ્ણાત્રેય કહે છે એમ ભાસે છે. વૈદક ગ્રન્થોના ટીકાકારો 'कृष्णात्रेयपरिभाषायां......तथा च कृष्णात्रेयः એ રીતે એક શાલાક્યતંત્રકાર કૃષ્ણાત્રેયનો ઉલ્લેખ કરે છે. ( જુઓ સિદ્ધયોગનીટીકા પા. ૧૯૧ તથા ૬૦૦ ) પણ એ જ ટીકાકાર नागराद्यमिदं चूर्णं कृष्णात्रेयेण पूजितम् એ મૂળ ચરકમાંથી ઉતારેલા વૃન્દના વચન ઉપર ટીકા કરતાં 'कृष्णात्रेयः पुनर्वसुः' એ રીતે પુનર્વસુનું બીજું નામ કૃષ્ણાત્રેય હતું એમ કહે છે. શ્રીકંઠનાં તથા શિવદાસ સેનનાં વચનો જોતાં કૃષ્ણાત્રેય નામના કોઇ શાલાક્યતંત્રકાર થઈ ગયા હોય તથા પુનર્વસુ પણ ક્વચિત્ કૃષ્ણાત્રેય કહેવાતા હોય એવો સંદિગ્ધ વાદ માનવો પડશે. ચરકની અનુપૂર્તિ કરનાર દૃઢબલ પુનર્વસુ આત્રેય માટે વારંવાર કૃષ્ણાત્રેય નામ વાપરે છે. જુઓ નીચેના દાખલા—

बलातैलमिदं श्रेष्ठं वातव्याधिविनाशनम् ।
अग्निवेशाय गुरुणा कृष्णात्रेयेण भाषितम् ॥

च. चि. अ. २८ श्लो. १९२

कृष्णात्रेयेण गुरुणा भाषितं वैद्यपूजितम् ॥

च. चि. अ. २८ श्लो. १९९

जीवनीयमिदं सर्पिर्वृष्यं वन्ध्यां सुतप्रदम् ।
अग्निवेशाय गुरुणा कृष्णात्रेयेण भाषितम् ॥

च. चि. अ. २९ श्लो. ६७.

ભિક્ષુઆત્રેય.—બૌદ્ધ જાતકોમાં એવી કથા છે કે ભગવાન બુદ્ધના સમયમાં આર્યાવર્તમાં બે મોટાં વિદ્યાલયો હતાં ( ૧ ) પૂર્વમાં કાશી અને ( ૨ ) પશ્ચિમમાં તક્ષશિલા. આ બન્ને વિદ્યાલયોમાં બધી વિદ્યાઓ ( सब्ब सिप्पानि-सर्वशिल्पानि ) શીખવવામાં આવતી. એ વખતે તક્ષશિલા વિદ્યાસ્થાન તરીકે બહુ પ્રખ્યાત હતું. તક્ષશિલાના વિદ્યાલયમાં ભગવાન બુદ્ધના સમયમાં કે તે પહેલાં તરતના સમયમાં વૈદકવિદ્યાના મુખ્ય અધ્યાપક આત્રેય હતા. ત્રિપિટકમાં જેનો ઉલ્લેખ મળે છે એવા બુદ્ધના સમકાલીન રાજા પ્રદ્યોતના રાજા બિંબીસારના તથા ભગવાન બુદ્ધના ચિકિત્સક જીવક કુમારભૃત્ય તક્ષશિલામાં આ આત્રેય પાસે જ વૈદું શીખ્યા હતા એમ પણ બૌદ્ધ સાહિત્યમાંથી મળે છે ( જુઓ Rockhill's Life of Buddha pp. 65. 66. ). આ જીવકના ગુરુ આત્રેય તે જ ચરકસંહિતાના મૂળ વક્તા પુનર્વસુ આત્રેય એમ હર્નલનો મત છે. આ મત બરાબર હોય તો ઇ. સ. પૂર્વે ૬૦૦ની આસપાસમાં આત્રેય થઇ ગયા હોવા જોઇએ. પણ કેટલાક અન્ય વિદ્વાનો તક્ષશિલાના આત્રેયને ભિક્ષુઆત્રેય કહે છે અને પુનર્વસુ આત્રેયથી ભિક્ષુ આત્રેય જુદા તથા અર્વાચીન છે એમ ઠરાવે છે. આ વિદ્વાનો પુનર્વસુ આત્રેયને

બુદ્ધ પ્હેલાં ઘણા વખત ઉપર મુકે છે. પણ ચરકસંહિતામાં પુનર્વસુ આત્રેય સાથે ચર્ચા કરનાર તરીકે પારીક્ષિ મૌદ્ગલ્ય વગેરે સાથે ભિક્ષુ આત્રેયનું પણ નામ છે. (જુઓ **चरक सू. अ. २५ यज्ञपुरुषीय अध्याय**). ચરકના પ્હેલા અધ્યાયમાં, વૈદકસંપ્રદાયોમાં પ્રખ્યાત કુશિક, કાંકાયન વગેરે સાથે આંગિરા, જમદગ્નિ, વસિષ્ટ વગેરે અતિ પ્રાચીન ઋષિઓને પણ એકઠા કર્યા છે એ ઉપરથી તથા આખા અધ્યાયની રચના જોતાં એ અધ્યાય પાછળનો તથા આ ઋષિસભા કલ્પિત લાગે છે. પણ વાતકલાકલીય, યજ્જ:પુરુષીય તથા આત્રેય ભદ્રકાપ્યીય અધ્યાયોની પરિષદો વધારે સ્વાભાવિક લાગે છે. એમાંના કેટલાકના ગ્રન્થો-માંથી પાછળના ટીકાકારોએ શ્લોકો ઉતાર્યા છે. એટલે ભિક્ષુ આત્રેયને ઐતિહાસિક પુરુષ તથા પુનર્વસુના સમકાલીન માનવામાં વાંધો નથી લાગતો. બૌદ્ધ પરંપરાને ન માનીએ તો પણ ચરકના મૂળ ઉપદેશકનો સમય લગભગ એ જ આવી રહે છે. ચરક સુશ્રુતનો મૂળ ઉપદેશ અથર્વવેદ અને શતપથબ્રાહ્મણથી અર્વાચીન છે. હવે વૈદિક સાહિત્યનો સમય નિશ્ચિત કરવા માટે કાંઇ જ ચોક્કસ સાધન ન હોવાથી પાશ્ચાત્ય અને પ્રાચ્ય પંડિતોમાં એ વિષે બહુ મતભેદ રહે છે. પાશ્ચાત્ય પંડિતોના બહુમતે અથર્વવેદ ઇ. સ. પૂર્વે ૧૦૦૦ ની આસપાસ રચાયો હશે અને શતપથ બ્રાહ્મણ ઇ. સ. પૂર્વે ૮૦૦ થી ૬૦૦ સુધીમાં. સદ્ગત લોકમાન્ય તિલક જેવા ઋગ્વેદને ઇ. સ. પૂર્વે ૪૦૦૦ માં મુકે છે (જુઓ મૃગશીર્ષ. આર્યોનો ઉત્તર ધ્રુવના નિવાસમાં તો એથીયે જૂના કાળમાં ખેંચી જાય છે.) પણ એમને યે શતપથને ઇ. સ. પૂર્વે ૧૪૦૦ ની આસપાસ મુકવું પડે છે. પ્રાચીન બૌદ્ધ અને જૈન સાહિત્ય સાથે ઔપનિષદ સાહિત્યને તથા એની ભૌગોલિક, સામાજિક વગેરે માહિતીને સરખાવતાં શતપથ ને ઇ. સ. પૂર્વ ૬૦૦–૮૦૦ થી બહુ દૂર ખેંચી જવું મુશ્કેલ છે. ગમે તેમ હો પણ એટલું નિશ્ચત છે કે અથર્વવેદ અને શતપથ પછી આયુર્વેદનો શાસ્ત્ર તરીકે વિકાસ થયો છે. તેમાં ય કાયચિકિત્સાનો પશ્ચિમમાં અને શલ્યશાલાકયતંત્રનો પૂર્વમાં, કાશી વિદેહમાં વિકાસ થયો છે. સુશ્રુતમાં દિવોદાસને કાશીરાજ કહ્યા છે તેમ શાલાકયતંત્ર વિદેહના રાજાએ કહ્યું છે. એમ કહ્યું છે. ( જુઓ સુશ્રુત **उ. अ. १**) આંખની ચિકિત્સામાં વિદેહના રાજા નિમિનું પ્રમાણ આવે છે ( વાગ્ભટ ).

બૌદ્ધ સાહિત્ય ઉપરથી પુનર્વસુ આત્રેયને તક્ષશિલાના ઠરાવ્યા છે પણ ચરકમાં એક સ્થળે હિમાલયની તળેટીમાં ( **सू. अ. १** ) બીજે સ્થળે ચૈત્રરથ વનમાં (**सू. अ. २६** ) તો ત્રીજે સ્થળે પંચાલની કામ્પિલ્ય રાજધાનીમાં ( **वि. अ. ३** ) પુનર્વસુએ ઉપદેશ આપ્યાનું કહ્યું છે. ચરકસુશ્રુતનાં આ સ્થળો ઉપરથી પણ મહાભારત તથા બૌદ્ધ સમયનું ભાન થાય છે.

**અગ્નિવેશતંત્ર**––પુનર્વસુ આત્રેયનો ઉપદેશ સાંભળી અગ્નિવેશ, ભેલ, જતૂકર્ણ, પરાશર, હારિત અને ક્ષારપાણિ એ ૭ શિષ્યોએ ૭ તંત્રો રચ્યા (**चरक सू. अ. १**) એમ પરંપરા છે. તેમાંથી અગ્નિવેશ અને ભેલ બેના ગ્રન્થો આજે મળે છે. આગ્નેવેશતંત્રની ચરકપ્રતિસંસ્કૃત આવૃત્તિ ચરકસંહિતા નામથી પ્રખ્યાત છે પણ જૂના વખતમાં અગ્નિવેશતંત્ર ચરકસંહિતાથી જુદું વિદ્યમાન હતું એમ ચક્રપાણિ, વિજયરક્ષિત, શ્રીકંઠ વગેરેના ઉલ્લેખો ઉપરથી જણાય છે. આ ટીકાકારોએ અગ્નિવેશના નામથી ઉદ્ધૃત કરેલા શ્લોકો હાલની ચરકસંહિતામાં નથી, એ ઉપરથી ૧૧ મા ૧૨ મા શતકમાં અગ્નિવેશતંત્ર

ત્રુટિત કે સમગ્ર વિદ્યમાન હોવાનો સંભવ કવિરાજ ગણનાથસેન માને છે. અંજનનિદાન નામના ન્હાના ગ્રન્થના કર્તા અગ્નિવેશ તો આ તન્ત્રકારથી ભિન્ન અને અતિ અર્વાચીન જણાય છે. એણે સુશ્રુતમાંથી, કદાચ માધવમાંથી પણ, ઉતારો કર્યો છે. વળી ચક્રપાણિ, વિજયરક્ષિત વગેરે પ્રાચીન ટીકાકારો અંજનીનિદાનથી અજાણ્યા છે અને એની ભાષા રચના વગેરે અનાર્ષ તદ્દન અર્વાચીન ઢબનાં છે.

**ભેલ**—તાંજોરાના રાજકીય પુસ્તકાલયમાં ભેલસંહિતાની ઇ. સ. ૧૬૫૦ માં તેલગુલિપિમાં લખાયેલી એક જ પ્રત છે. એની નકલો હર્નલ, મુંબઇના વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય વગેરે પાસે હતી. હાલમાં કલકત્તા યુનીવર્સીટીએ એ પ્રત ઉપરથી સંસ્કૃત નકલ ઉતરાવી ભેલસંહિતા છપાવી નાખી છે. આ ગ્રન્થ અત્યંત ત્રુટિત છે. એની રચના ચરકસંહિતાના ધોરણ ઉપર છે. પણ ચરક પેઠે એનો બહુ પ્રતિસંસ્કાર થયો જણાતો નથી. એમાં ખાસ નવા સિદ્ધાન્તો ન હોવાથી એ જૂના કાળમાં જ બહુ લોકપ્રિય નહિં હોય. કારણ કે જો કે ભેલમાંથી શિવદાસ વગેરેએ પાઠોદ્ધાર કરેલો છે ખરો છતાં વાગ્ભટ્ટ કહે છે કે " ઋષિની રચનામાં પ્રીતિ હોય તો ચરકસુશ્રુતને મુકીને ભેલ વગેરે કેમ નથી ભણતા " ? ( अ. हृ. उ. ) અર્થાત્ વાગ્ભટ્ટના વખતમાં ચરકસુશ્રુત કરતાં ભેલની કિંમત ઘણી ઉતરની ગણાતી હશે.

અગ્નિવેશ અને ભેલ સિવાય કોઇનો ગ્રન્થ જળવાઇ રહ્યો નથી. પણ જતૂકર્ણ, પરાશર, ક્ષારપાણિ અને હારીતના ગ્રન્થોમાંથી જૂના ટીકાકારોએ ઉતારા કર્યા છે એટલે એક કાળે એ તંત્રો હશે પણ અત્યારે નષ્ટ થયાં છે.

**હારીત સંહિતા**—એક હારીતસંહિતા છપાઇ છે. અને એ પુનર્વસુ શિષ્ય હારીતની હોવાનો દાવો કરવામાં આવે છે; પણ આ ગ્રન્થની ભાષા રચના વગેરે તદ્દન અનાર્ષ આધુનિક પાછળના સંગ્રહ ગન્થોને મળતી છે. એમાં ચરક, સુશ્રુત, વાગ્ભટ્ટનો નામથી ઉલ્લેખ કર્યો છે, અને ચક્રપાણિ, વિજયરક્ષિતે હારીતના નામથી ઉતારેલા શ્લોકો આ હારીત સંહિતામાં નથી. ટુંકામાં, છપાયેલી હારીતસંહિતાને અનાર્ષ ઠરાવવામાં વિદ્વાનોને એકમત છે. [ જુઓ પ્રત્યક્ષશારીરનો ઉપોદ્ઘાત ]

**ચરક**—कठचरकाल्लुक् એ રીતે પાણિનીય સૂત્રમાં ચરકનો નિર્દેશ છે; એ ઉપરથી કેટલાક અગ્નિવેશતંત્રના પ્રતિસંસ્કર્તાને પાણિનિનો પૂર્વકાલીન ઠરાવે છે. પણ એમાં કાંઇ અર્થ નથી. આ પાણિનીય સૂત્રમાં યજુર્વેદની કઠ અને ચરક નામની બે શાખાઓના પ્રવર્તક ઋષિઓનો ઉલ્લેખ છે. યજુર્વેદની ચરક, કઠ વગેરે શાખાઓ પ્રસિદ્ધ છે. [જુઓ ચરણવ્યૂહ]. બીજો મત એવો છે કે યોગસૂત્રકાર તથા વ્યાકરણ મહાભાષ્યકાર પતંજલિ તે જ ચરક. કે વ્યાકરણ મહાભાષ્યમાં કે પાતંજલ સૂત્રમાં અથવા એના વ્યાસ ભાષ્યમાં કોઇ સ્થળે પતંજલિ અને ચરકની એકતાપ્રતિપાદક કોઇ વચન નથી મળતું; પણ ચરકના ટીકાકાર ચક્રપાણિદત્ત ટીકાના આરંભમાં નીચે પ્રમાણે નમસ્કાર કરે છે:—

पातञ्जलमहाभाष्यचरकप्रतिसंस्कृतैः ।
मनोवाक्कायदोषाणां हर्त्रेऽहिपतये नमः ॥

પાતંજલ સૂત્રવૃત્તિના કર્તા ભોજ તથા યોગવાર્તિકના વિજ્ઞાનભિક્ષુ પણ પતંજલિને જ ચરક માને છે. આ મતને અનુસરી મંજૂષામાં આપ્તલક્ષણ દર્શાવતાં નાગેશભટ્ટ **इति चरके पतंजलिः** એમ કહે છે. અને ભાવમિશ્ર અહિપતિશેષ શી રીતે મુનિના પુત્ર થયા તથા ચરક કહેવાયા એ વિષે લંબાણથી દંતકથા કહે છે. ( જુઓ ભાવપ્રકાશ અ. ૧ ). કવિરાજ ગણનાથસેન તો કેટલાંક પાતંજલ સૂત્રો સાથે કેટલાંક ચરક વચનોનું સામ્ય જુએ છે તથા ચરકે યોગને મોક્ષસાધન કહ્યો છે તથા તત્ત્વોની ગણનામાં સાંખ્ય મતનો અનુવાદ કર્યો છે એને પણ બેની એકતા પુરવાર કરવા માટે પ્રમાણ તરીકે આગળ ધરે છે. પણ એ તો ખોટું છું. સાંખ્ય યોગની એ સમયના–મહાભારત સમયના–સમગ્ર સાહિત્ય ઉપર પ્રબળ અસર દેખાય છે. પણ એટલા જ ઉપરથી સાંખ્યશાસ્ત્રકારે બધાં શાસ્ત્રો રચ્યાં છે એમ ન કહેવાય. ચરક ઉપર તો ન્યાયશાસ્ત્રની યે અસર છે (જુઓ વિ. અ. ૮). એ ગમે તેમ હોય પણ ભોજ, ચક્રપાણિના વખતથી પતંજલિ એ જ ચરક–અને તે શેષનો અવતાર એવી માન્યતા પ્રચારમાં આવી છે, અને આપણા લોકો એ વાત શ્રદ્ધાથી માનતા આવ્યા છે; જો કે મહાભાષ્યના ભર્તૃહરિ, કૈય્યટ, વામન, જયાદિત્ય વગેરે ટીકાકારો મહાભાષ્યકાર પતંજલિની યોગસૂત્રકાર પતંજલિ સાથે કે ચરક સાથે એકતા માનતા હોય એવો ઉલ્લેખ એમની ટીકાઓમાં ક્યાં ય મળતો નથી એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. હવે વ્યાકરણમહાભાષ્યકાર પતંજલિનો સમય ઇ. સ. પૂર્વે ૧૫૦ની આસપાસ નિશ્ચિત થઇ ચુકયો છે. માટે એ જ ચરક હોય તો એના સમય નક્કી જ છે. પણ યોગસૂત્રકાર પતંજલિ અને વ્યાકરણ મહાભાષ્યકાર પતંજલિ પણ એક નથી. કારણ કે યોગસૂત્રમાં, વ્યાકરણ મહાભાષ્યકાર પછી કેટલેક વખતે પ્રચારમાં આવેલા બૌદ્ધ માધ્યમિક સિદ્ધાન્તોનો ઉલ્લેખ મળે છે ( જુઓ હાર્વર્ડ યુનીવર્સિટીએ પ્રગટ કરેલા સભાષ્ય યોગસૂત્રના અંગ્રેજી ભાષાંતરનો ઉપોદ્ઘાત. ) એવો કેટલાંકે પાશ્ચાત્ય પંડિતોનો મત છે; તો પછી ચરકની તો વાત જ ક્યાં રહી ?

બીજી તરફથી ફ્રેંચ પંડિત પ્રોફેસર સીલ્વેં લેવીએ ચીનાઇ સાહિત્યમાંથી શોધી કાઢયું છે કે પ્રખ્યાત બૌદ્ધ રાજા કનિષ્કના વિશ્વાસુ વૈદ્યનું નામ ચરક હતું. જો કે કનિષ્કનો સમય હજી તદ્દન ચોક્કસ નથી થયો પણ ઇ. સ. ના પ્હેલા કે બહુ તો બીજા શતકમાં કનિષ્ક થઇ ગયા એટલું નિર્વિવાદ સિદ્ધ છે. ચરક નામ અને એનું વૈદ્યપણું આ કનિષ્કના વૈદ્યને અગ્નિવેશના પ્રતિસંસ્કર્તા માનવા તરફ મનને ખેંચી જાય છે. પાશ્ચાત્ય પંડિતો એ મતના વધારે છે. આપણી પરંપરા પ્રમાણે ઉપરના સ્વાભાવિક આગ્રહથી અત્રત્ય પંડિતો પતંજલિને ચરક માનવાના મતના છે. ગમે તેમ હો પણ એટલું નક્કી છે કે અગ્નિવેશતંત્રનું પ્રતિસંસ્કરણ થઇને હાલની સંહિતા ઇ. સ. પૂર્વે ૧૫૦ થી ઇ. સ. ૧૫૦ની વચ્ચે તૈયાર થઇ છે.

પ્રતિસંસ્કૃત સુશ્રુતસંહિતા પણ લગભગ આ જ વખતમાં તૈયાર થઇ હશે. પ્રતિસંસ્કર્તા નાગાર્જુન એ પ્રખ્યાત બૌદ્ધ નાગાર્જુન જ હોય તો એ પણ કનિષ્કના સમકાલીન હતા એટલે સુશ્રુતસંહિતા પણ એ જ અરસામાં પ્રતિસંસ્કાર પામી જણાય છે. નાગાર્જુન નામના એક કરતાં વધારે ઇતિહાસ પ્રસિદ્ધ પુરુષો થઇ ગયા છે. અને ડલ્લણના વચન સિવાય નાગાર્જુનના પ્રતિસંસ્કર્તાપણા માટે બીજું પ્રમાણ નથી. છતાં સુશ્રુત

સંહિતાનું પ્રતિસંસ્કરણ થયું છે અને તે પણ . ઈ. સ. પ્હેલા બીજા શતકમાં એટલું સુશ્રુતાદિ વૈદક ગ્રન્થોના પૌર્વાપર્ય ઉપરથી પણ જણાય છે.

દૃઢબલ—દૃઢબલના સમય માટે બે મત છે. એ અનુપૂર્તિ કરનાર વૈદ્ય કાશ્મીરના હતા એમ તો એના એક વચન ઉપરથી જણાય છેઃ—

अखण्डार्थं दृढबलो जातः पञ्चनदे पुरे

આ પંચનદ તે પંજાબ નહિ કારણ કે અહીં તો સ્પષ્ટ રીતે પંચનદ શહેર કહ્યું છે. આ દેશમાં પંચનદ નામનાં અનેક સ્થળો હતાં પણ હર્નલના મત પ્રમાણે કાશ્મીરમાં જે પન્તઝીનાર નામનું ગામ છે જેની પાસે પ્હેલાં કાશ્મીરના રાજા અવન્તિવર્માના વખતમાં ઝેલમ અને સિન્ધુનો સંગમ થતો હતો (જુઓ રાજતરંગિણી ૪–૨૪૮ તથા એ ઉપર આ સંગમના ફેરફાર વિષે ડા. સ્ટીનનું વિવરણ Vol. II. p 239, 419 ). ચક્રપાણિદત્ત અને વિજયરક્ષિત ચરકસંહિતામાંથી ઉતારો કરતાં કાશ્મીર પાઠનો કેટલીક વખત ઉલ્લેખ કરે છે ( જુઓ च. चि, अ. १ ની ટીકા તથા मधुकोष अर्शचिकित्सा વગેરે ), અને જે અધ્યાયો દૃઢબલના પોતાના જ છે તેમાં દૃઢબલના નામથી ઉતારો કરે છે. અર્થાત્ ચરકસંહિતામાં ખૂટતા અધ્યાયો ઉમેરતી વખતે બાકીના ભાગનો પણ દૃઢબલે પુનઃસંસ્કાર કરેલો જેને આ ટીકાકારો કાશ્મીરપાઠ કહે છે.[1] ટુંકામાં દૃઢબલનું સ્થાન કાશ્મીરમાં માનવામાં હરકત નથી.

દૃઢબલના સમય માટે કવિરાજ ગણનાથસેન વગેરે વિદ્વાનોનો એવો મત છે કે વાગ્ભટ ચરકના દૃઢબલે ઉમેરેલા ભાગમાંથી ઉતારા કરે છે માટે દૃઢબલ વાગ્ભટ પ્હેલાં ઇ. સ. ૩૦૦ની આસપાસમાં થયા હોવા જોઇએ, જ્યારે હર્નલના મત પ્રમાણે અષ્ટાંગસંગ્રહકાર વૃદ્ધ વાગ્ભટ અને અષ્ટાંગહૃદયકાર બન્ને ભિન્ન છે અને દૃઢબલ અષ્ટાંગસંગ્રહકાર વાગ્ભટ તથા નિદાનકાર માધવ પછી અને અષ્ટાંગહૃદયકાર વાગ્ભટની પૂર્વે થયા છે. હર્નલે આ મત માટે આંખના રોગો વગેરે બાબતમાં સુશ્રુત, બે વાગ્ભટ, માધવ અને દૃઢબલના મતોની તથા બીજી સરખામણી કરીને પુષ્કળ ઊહાપોહ કર્યો છે જે વિસ્તારભયથી અહીં ઉતાર્યો નથી (જુઓ Medicine of Ancient India p. 12, 13 ). અષ્ટાંગ હૃદય અને અષ્ટાંગસંગ્રહના કર્તા એક જ છે કે જુદા જુદા એ પ્રશ્નનો છેવટનો નિર્ણય થઇ શકે એવો કાંઇ પુરાવો નથી. તેમ જ વૃદ્ધ વાગ્ભટ અને નિદાનકાર માધવ પછી દૃઢબલ થયા છે એમ અસંદિગ્ધ રીતે સિદ્ધ કરે એવી હર્નલની દલીલો લાગતી નથી. ઉલટું અષ્ટાંગ હૃદયના અન્તમાં અષ્ટાંગસંગ્રહના કર્તા પોતે જ હોય એવું વાગ્ભટનું વચન છે.[2] વળી

૧ ચક્રપાણિદત્ત વગેરે ટીકાકારોના વખતમાં ચરક સંહિતાની એક પ્રત દૃઢબલની અનુપૂર્તિ વગરની અને બીજી અનુપૂર્તિવાળી હોવી જોઇએ. અનુપૂર્તિવાળી પ્રતના બીજા ભાગનાં પાઠાંતરને આ ટીકાકારો કાશ્મીર પાઠ કહેતા હશે.

૨ अष्टांगवैद्यकमहोदधिमन्थनेन योऽष्टांगसंग्रहमहामृतराशिराप्तः ।
तस्मादनल्पफलमल्पसमुद्यमानां प्रीत्यर्थमेतदुदितं पृथगेव तंत्रम् ॥
अ. हृ. उ. अ. ४०

માધવ અષ્ટાંગહૃદયમાંથી સ્પષ્ટ રીતે ઉતારા કરે છે. અને ચરક તથા વૃદ્ધ વાગ્ભટ્ટના ઉદરરોગચિકિત્સિત જેવા અધ્યાયો સરખાવતાં દૃઢબલ જ પૂર્વજ લાગે છે ( આ વિષયના સવિસ્તર નિરૂપણ માટે જુઓ ચરકસંહિતામાં દૃઢબલના હાથ એ નામના મારો લેખ ). હવે વૃદ્ધ વાગ્ભટ્ટમાંથી દૃઢબલે ઉતારો કર્યો દેખાય એવાં જે જે સ્થાનો હર્નલે બતાવ્યાં છે તેમાંના મોટા ભાગમાં દૃઢબલ અને વાગ્ભટ્ટ બન્ને આજે ન મળતાં કોઈ તંત્રોમાંથી ઉતારા કરતા હોય એવું જણાય છે. જૂના ટીકાકારોએ પણ એમ જ માન્યું છે ( જુઓ च. चि.अ.२६श्लो. २२२ ઉપરની ટીકા ). જો વૃદ્ધ વાગ્ભટ્ટ પ્હેલાં દૃઢબલને થઇ ગયેલા માનીએ તો એના સમયનો નિર્ણય રહેલો છે. વૃદ્ધ વાગ્ભટ્ટ ઇ. સ. ૬૭૫ થી ૬૮૫ સુધી આ દેશમાં રહેલા બૌદ્ધ ચીનાઇ મુસાફર ઇત્સીંગ પ્હેલાં થઈ ગયા છે એમ એ મુસાફરનાં એક વચન ઉપરથી હર્નલ માને છે. વળી ઇ. સ. આઠમા શતકમાં માધવનિદાનનું અરબ્બીમાં ભાષાન્તર થયું છે. અને માધવ નિદાનમાં વૃદ્ધ વાગ્ભટ્ટમાંથી પુષ્કળ ઉતારા મળે છે. અર્થાત્ વૃદ્ધ વાગ્ભટ્ટ સાતમા શતકના આરંભથી અર્વાચીન નથી એમ હર્નલનો મત છે. પણ વરાહમિહિરે બૃહત્સંહિતાના કાન્દર્પિક પ્રકરણમાં માંક્ષીક વગેરેની એક શક્તિ આપનાર બનાવટ આપી છે. આ બનાવટ વૈદક સાહિત્યમાં પ્રથમ વૃદ્ધ વાગ્ભટ્ટમાં મળે છે અને પાઠ એક જ હોવા છતાં ફલશ્રુતિ વગેરે જોતાં વરાહમિહિરે જ વૃદ્ધ વાગ્ભટ્ટમાંથી આ પાઠ લીધો છે એમ માનવું પડે છે ( જુઓ આયુર્વેદ વિજ્ઞાન પુ. ૩ પાનું ૩૫૮, ૩૫૯ ). વરાહમિહિર ઇ. સ. છટ્ઠા શતકમાં થઈ ગયા છે અર્થાત્ વૃદ્ધ વાગ્ભટ્ટ તે પ્હેલાં કદાચ પાંચમા શતકમાં થયા હોવા જોઇએ અને દૃઢબલ તે પ્હેલાં એટલે ત્રીજા ચોથા શતકમાં આવે છે. દૃઢબલ એથી વ્હેલા નથી થયા એમ માનવાનાં કારણો છે. નાવનીતક નામનો એક વૈદ્યનો સંસ્કૃત સંગ્રહગ્રન્થ ભૂર્જપત્ર ઉપર લખાયેલો પૂર્વ તુર્કસ્તાનનાં ખંડેરોમાંથી કેટલાંક વર્ષો પ્હેલાં મળી આવ્યો હતો, જેને બોઅર મેન્યુસ્ક્રિપ્ટ નામથી હર્નલે સરકારી આર્કીઓલોજીકલ ખાતાં મારફત છપાવ્યો છે. આ નાવનીતક ગ્રન્થ જો કે ત્રુટિત છે પણ આયુર્વેદના ઇતિહાસમાં એ અસાધારણ ઉપયોગી છે. આ ગ્રન્થ ઈ. સ. ૩૫૦ થી ૩૭૫ ની આસપાસમા હિન્દુસ્થાનના વાયવ્ય પ્રાન્તમાં લખાયો છે એમ એ ગ્રન્થના લખાણના ગુપ્ત અક્ષરોને ગુપ્ત સમયના અનેક લેખોના અક્ષરો સાથે મેળવીને હર્નલે નિઃસંદિગ્ધ રીતે સાબીત કર્યું છે ( જુઓ— The Indian Antiquary 1914 XLV to LXXXV iii ). પણ અત્યારે નાવનીતકની જે પ્રત મળી છે તે મૂળ લેખકની લખેલી નથી એમ લહીઆની અનેક ભૂલો ઉપરથી દેખાય છે. એટલે હર્નલના મત પ્રમાણે નાવનીતક ગ્રન્થ ઇ. સ. બીજા કે ત્રીજા શતકમાં રચાયો હોવો જોઇએ. હવે નાવનીતકમાં એ પોતે જ કહે છે તેમ ચરક, સુશ્રુત, ભેલ, પરાશર, વગેરેનાં તંત્રોમાંથી યોગો ( પાઠોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. અને વર્તમાન ચરક, સુશ્રુત, ભેલ, વાગ્ભટ્ટ વગેરે સાથે નાવનીતકમાં ભેલમાંથી (?) સુશ્રુતમાંથી છ અને ચરકમાંથી ૧૯ પાઠો લીધા છે. વાગ્ભટ્ટ કે તે પછીના ગ્રન્થકારમાંથી નાવનીતકમાં એક પણ પાઠ લીધો નથી, એટલું જ નહિં પણ ચરકસંહિતામાંથી દૃઢબલના જે અધ્યાયો છે તેમાંથી એ નાવનીતકમાં ક્યાંઇ લીધેલું દેખાતું નથી. જો ત્રણ યોગોના તંત્રમાં અને દૃઢબલના અધ્યાયોમાં સામાન્ય છે તેમાં પણ દૃઢબલનો પાઠાંતર નાવનીતકથી અર્વાચીન દેખાય છે. બધું જોતા એમ લાગે છે કે ચરકસંહિતાનો દૃઢ-

ભેલની અનુપૂર્તિ વગરનો મૂળભાગ ઇ. સ. પૂર્વે બીજાથી ઇ. સ. પહેલા શતક સુધીમાં રચાયો હોવો જોઇએ. તે પછી સુશ્રુતનું ઉત્તર સ્થાન રચાયું, પછી ભેલસંહિતા,-ઇ. સ. ૩૦૦ થી મોડી નહિં-પછી નાવનીતક અને તે પછી દઢબલે, ચિકિત્સાસ્થાનમાં ૧૭ અધ્યાયો, કલ્પસ્થાન અને સિદ્ધિસ્થાન એ રીતે ૪૩ અધ્યાયો ઉમેરી ચરકસંહિતા આજે છે તેની સંપૂર્ણ કરી. ઇ. સ. પાંચમા શતકમાં તો ચરકસંહિતા સંપૂર્ણ હોવી જોઇએ.

**ચરકસંહિતામાં દઢબલનું સ્થાન**—અત્યારે જે રૂપે ચરકસંહિતા મળે છે તે રૂપે દઢબલે તૈયાર કરી છે. સિદ્ધિસ્થાન અને કલ્પસ્થાન તો આખાં ય એનાં જ છે અને ચિકિત્સાસ્થાનમાં રસાયન, વાજીકરણ, જ્વર, રક્તપિત્ત, ગુલ્મ, પ્રમેહ, કુષ્ઠ, રાજ્યક્ષ્મ, અતિસાર, વિસર્પ, મદાત્યય અને દ્વિવ્રણીય સિવાયના ૧૭ અધ્યાયો તો દઢબલના છે જ પણ બીજાં સ્થાનોમાં તથા ઉપરના ૧૩ અધ્યાયોમાં દઢબલે ઘણો સુધારો વધારો કર્યો છે એમ જણાય છે (જુઓ ચરકસંહિતામાં દઢબલનું સ્થાન).

ટુંકામાં આયુર્વેદિક સાહિત્યમાં ચરક, સુશ્રુતનું સ્થાન જોતાં એ બે ગ્રન્થોના સમય માટે વધારે ચોક્કસ પુરાવો ન મળે ત્યાં સુધી નીચે પ્રમાણે નિર્ણય કરવો સયુક્તિક લાગે છે. (૧) ઇ. સ. ૧૦૬૦માં ચરક અને સુશ્રુત બન્નેના ટીકાકાર ચક્રપાણિદત્ત થઇ ગયા છે. માધવનિદાનના કર્તા માધવ એથી પ્રાચીનતર અને હરૂનઅલ્રશીદના સમયમાં એના ગ્રન્થનું અરબ્બીમાં ભાષાંતર થયું હતું માટે માધવ ઇ. સ. ૭૦૦ ની આસપાસમાં થઇ ગયા હોવા જોઇએ. વાગ્ભટ્ટ માધવથી તથા વરાહમિહિર પ્હેલાં ઇ. સ. પાંચમા શતકમાં અને દઢબલ તથા યે જૂના હોઇને ઇ. સ. ત્રીજા ચોથા શતકમાં થઇ ગયા હશે. નાવનીતક ઇ. સ. ૩૦૦ ની આસપાસમાં લખાયું છે, બીજા ત્રીજા શતકમાં રચાયું છે. એની પાસે દઢબલની અનુપૂર્તિ વગરની ચરકસંહિતા, ઉત્તરસ્થાનસહિત સુશ્રુતસંહિતા, ભેલ સંહિતા તથા આજે ન મળતાં પરાશર વગેરેનાં બીજાં તંત્રો હતાં. અર્થાત્ ઇ. સ. પ્હેલા બીજા શતકમાં આયુર્વેદનું વિશાળ સાહિત્ય આ દેશમાં ઉપલબ્ધ હતું એટલું જ નહિં પણ એ ત્રુટિત તથા લુપ્ત થવા લાગ્યું હતું અને એમાંથી ન્હાના ન્હાના સારરૂપ ગ્રન્થો જુદા તારવવાની પ્રવૃત્તિ શરૂ થઇ ચુકી હતી. એટલે ખરી આયુર્વેદનો શોધમય પરમ ઉન્નતિનો કાળ ઇ. સ. ના પ્હેલા બીજા શતક પહેલાંનો જ માનવો જોઇએ. એ વખતે તો ઉન્નતિની એક રીતે ટોચ આવી ગઇ હતી.

ચરક, સુશ્રુતમાં પોતામાં આવો ક્રમ દેખાય છે. નાવનીતક પ્હેલાં ભેલ અને ભેલ પ્હેલાં સુશ્રુતનુ ઉત્તર સ્થાન (જુઓ ચરક સંહિતામાં દઢબલનો હાથ) માનીએ તો ઉત્તર સ્થાનને મોડામાંમોડુ ઇ. સ. પ્હેલા શતકમાં માનવું પડશે. અને અગ્નિવેશતંત્રના પ્રતિસંસ્કર્તા ચરક સુશ્રુત ઉત્તર સ્થાન રચાયા પહેલાં થઇ ગયા હોવા જોઇએ. એટલે ઇ. સ. ૧૫૦ થી ઇ. સ. ના આરંભ સુધીમાં થયા હોય. કદાચ બે ય પ્રતિસંસ્કરણ સમકાલીન માનીએ તો ઇ. સ. પ્હેલા શતકમાં ચરક થયા ઠરે. પણ નાવનીતકના વખતમાં આ ગ્રન્થો બહુ માન્ય અને પ્રાચીન મહર્ષિપ્રણીત ગણાતા હતા એ ભૂલવાનું નથી.

મૂળે સુશ્રુતતંત્ર અગ્નિવેશ પછીનું દેખાય છે અને બેય તંત્રો પ્રતિસંસ્કારના સમય પ્હેલાં ઘણે વખતે રચાયાં હોવા જોઇએ. પ્રતિસંસ્કર્તાના સમયના ઘણાં તંત્રો હતાં છતાં આ

બે તંત્રો એટલાં ચડીઆતાં હતાં કે એનો પ્રતિસંસ્કાર થયો અને આજ સુધી પ્રતિસંસ્કૃત સંહિતાઓ છવતી રહી એ બધું જોતાં ઇ. સ. પૂર્વે ત્રીજા ચોથા શતકમાં ઉત્તર સ્થાન વગરનું સૌશ્રુતતંત્ર, અને તેથી કાંઈક જૂના કાળમાં અગ્નિવેશતંત્ર રચાયું હોય એમ લાગે છે. મૂળ ઉપદેશક પુનર્વસુ આત્રેય અને કાશીરાજ તો અથર્વવેદ અને શતપથબ્રાહ્મણ તથા ભગવાન બુદ્ધના સમયના અંતરાળમાં થઇ ગયા છે. ઘણું કરી ઇ. સ. પૂર્વે આઠમાથી છઠ્ઠા શતકમાં વૈદાની છુટી છવાઇ વાતોને શાસ્ત્રીય રૂપ મળી ઉપવેદરૂપ આયુર્વેદનો આરંભ થયો હશે.

**સંસ્કૃત સાહિત્યમાં ચરક સુશ્રુતનું સ્થાન**—આયુર્વેદિક સાહિત્યમાં ચરકસંહિતાના સ્થાન ઉપરથી ઉપર જે અભિપ્રાય બાંધ્યો છે તે જ અભિપ્રાય આ બે ગ્રન્થોનું–આયુર્વેદનું સંસ્કૃત સાહિત્યમાં સ્થાન જોતાં પુષ્ટ થાય છે.

આયુર્વેદને વેદો ઉપરાંત દર્શનોનો થોડો પરિચય છે. ચરકમાં આ જાતનો દર્શન પરિચય વધારે મળે છે;

**સાંખ્ય અને ચરક**—સાંખ્ય દર્શનનો જૂનામાં જૂનો ગ્રન્થ આજે સાંખ્યકારિકા નામનો મનાય છે. ઇશ્વરકૃષ્ણની સંખ્યાકારિકા ઈ. સ. ૨૦૦ની આસપાસ લખાઇ હશે. એ પ્હેલાં પણ સાંખ્યદર્શનનો મત પ્રચારમાં આવેલો પણ એનો કોઇ ગ્રન્થ જળવાઈ રહ્યો નથી. સાંખ્યસૂત્ર તો, સાંખ્યકારિકાની ગૌડપાદે તથા વાચસ્પતિમિશ્રે (નવમું શતક) લખેલી ટીકાઓ પછી રચાયેલા છે. અર્થાત સાંખ્યાકારિકાની પહેલાના સમયના સાંખ્યદર્શનના સિદ્ધાન્તો માટે મહાભારતના ઉલ્લેખો, પાતાંજલસૂત્ર તથા ચરકસહિતાના શારીરસ્થાનના પ્રથમાધ્યાયમાં જેઃ--**खादयश्चेतनाधातुषष्ठास्तु पुरुषः स्मृतः ।** ત્યાંથી આરંભી જે સાંખ્યમતના સિદ્ધાન્તો એ આખા અધ્યાયમાં કહ્યા છે તે સાંખ્યકારિકામાં તેમ જ પાતંજલયોગ્યસૂત્રમાં કહેલા સાંખ્ય સિદ્ધાન્તોથી જુદા તથા પ્રાચીનતર છે. દાસગુપ્ત તો પાતંજલયોગસૂત્રકારને ચરકોક્ત સાંખ્ય જાણવામાં આવતું હતું એમ કહે છે, તથા મહાભારત (**शांतिपर्व अ. २०३–२०४**) જેને પંચશિખનું સાંખ્ય કહે છે તે ચરકોક્ત સાંખ્યને મળતું છે. એમ માને છે (જુઓ A History of Indian Philosophy Vol. 1. p. 218-219 ). મહાભારત ત્રણ પ્રકારનું સાંખ્ય કહે છે એક ૨૪ તત્વને માનનારૂં, એક ૨૫ તત્ત્વને માનનારૂં. અને એક ૨૬ તત્ત્વને માનનારૂં હવે સાંખ્યકારિકાના સાંખ્યમાં ૨૫ તત્ત્વો માન્યાં છે. અને પાતંજલયોગ સૂત્રમાં ૨૬ તત્ત્વો માન્યાં છે. મહાભારતના કેટલાક ભાગમાં તથા પુરાણોમાં પણ ૨૬ તત્ત્વો માન્યાં છે. અર્થાત ૨૪ તત્ત્વોવાળું સાંખ્ય વિગતવાર તો ચરકમાં જ કહ્યું છે. જુઓઃ--**पुनश्च धातुभेदेन चतुर्विंशतिकः स्मृतः ।** અને **चतुर्विंशक इत्येष राशिः पुरुषसंज्ञकः ।** તથા ટુંકામાં ચરકોક્ત સાંખ્ય આપણાં દર્શનશાસ્ત્રોના ખાસ કરીને સાંખ્યના તેમ જ આયુર્વેદના ઇતિહાસમાં ઘણું ઉપયોગી છે. કારણ કે ઔપનિષદ સાંખ્યના અસ્પષ્ટ

મતો અને સાંખ્યકારિકાના નિરીશ્વર ૨૫ તત્ત્વાત્મક સાંખ્યની વચ્ચે ચરકોક્ત સાંખ્યનું સ્થાન આવે છે. ચરકોક્ત સાંખ્ય કંઈક અંશે ન્યાયને તથા બૌદ્ધ મતને પણ મળે છે.

સાંખ્યનો વિકાસક્રમ તો લગભગ આવો કલ્પી શકાય. પ્હેલાં સાંખ્યનો વાદ સેશ્વર હતો. એ વાદ મહાભારતમાં–ગીતામાં તથા શાંતિપર્વના કેટલાંક અધ્યાયોમાં મળે છે. ( યોગ-સૂત્રમાં આ સેશ્વર સાંખ્યમત સ્વીકાર્યો છે ). પછી ઘણું કરી પંચશિખે એને નિરીશ્વર બનાવ્યું પણ માત્ર ૨૪ તત્ત્વો ગણાવ્યાં. પંચશિખે સાંખ્યમતને પૂરો ખીલવ્યો નહિ હોય. આ ૨૪ તત્ત્વનો સાંખ્યવાદ સ્પષ્ટ રૂપમાં ચરકમાં મળે છે. મહાભારત પણ એની નોંધ કરે છે. છેવટે પૂરો ખીલેલો સાંખ્યકારિકાનો ૨૫ તત્ત્વનો નિરીશ્વર સાંખ્યવાદ ઇશ્વરકૃષ્ણે સ્પષ્ટ દર્શાવ્યો છે. ચરકના સાંખ્યમાં તન્માત્રાનો ઉલ્લેખ નથી.

ચરક અને વૈશેષિક—દાસગુપ્તના મત પ્રમાણે વૈશેષિક સૂત્રો ચરકથી જૂનાં છે. કારણકે ચરક એક વૈશેષિક સૂત્ર ઉતારે છે[1] તથા ચરકનો સમગ્ર પદાર્થવાદ વૈશેષિકસૂત્ર ઉપર બંધાયો છે. ચરકસૂત્રસ્થાન ( अ १ ) માં:—

सार्था गुर्वादयो बुद्धिः प्रयत्नान्ताः परादयः ।
गुणाः प्रोक्ताः प्रयत्नादि कर्म चेष्टितमुच्यते ॥

આ શ્લોકમાં ચરકે ગુણો નીચે પ્રમાણે ગણાવ્યા છે–શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ અર્થો ( આકાશાદિના વિષયો ); ગુરુ વગેરે એટલે ગુરુ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રુક્ષ, મન્દ, તીક્ષ્ણ, સ્થિર, સર, મૃદુ, કઠિન, વિશદ, પિચ્છિલ, શ્લક્ષ્ણ, ખર, સ્થૂલ, સૂક્ષ્મ, સાન્દ્ર અને દ્રવ એ વીશ સામાન્ય ગુણો; બુદ્ધિ ( આમાં સ્મૃતિ, ચેતના, ધૃતિ, અહંકાર વગેરેનો સમાવેશ થઇ જાય છે. ) વગેરે આત્મગુણો; પરત્વ, અપરત્વ, યુક્તિ, સંખ્યા, સંયોગ, વિભાગ, પૃથક્ત્વ, પરિણામ, સંસ્કાર, અભ્યાસ, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ અને પ્રયત્ન એટલા પરાદિ તથા પ્રયત્નાન્ત ગુણો.

---

१ समवायोऽपृथग्भावो भूम्यादीनां गुणैर्मतः ।
स नित्यो यत्र हि द्रव्यं न तत्रानियतो गुणः ॥
यत्राश्रिताः कर्मगुणाः कारणं समवायि तत् ।
तद्द्रव्यं समवायी तु निश्चेष्टः कारणं गुणः ॥ चरक. सू. अ. १ श्लो. ४९, ५०

આ શ્લોકો વૈશેષિકમત સૂત્રોમાંથી ઉતારે છે. क्रियावद्गुणवत्समवायि कारणं द्रव्यं એ વૈશેષિક સૂત્રનો બીજા શ્લોકમાં સ્પષ્ટ અનુવાદ છે અને પ્હેલા શ્લોકમાં—

अयुतसिद्धानां आधार्याधारभूतानां यः सम्बन्ध इहेति प्रत्ययहेतुः स समवायः।

એ વૈશેષિક સૂત્રનો જરા જુદી રીતે અનુવાદ છે. ટીકાકાર ચક્રપાણિદત્ત ૪૯મા શ્લોકનું વ્યાખ્યાન આ વૈશેષિક સૂત્રને અનુસરીને જ કરે છે,

ચરકે કહેલી ગુણોની આ ગણતરી વૈશેષિક મતના કોઇ ગ્રન્થમાંથી હોય એમ લાગે છે. પણ વૈશેષિક સૂત્ર ( १-१-६ ) માં આવી ગણતરી નથી. १-१-६ સૂત્રમાં ગુરુત્વ, દ્રવત્વ, સ્નેહ, સંસ્કાર, ધર્મ અને અધર્મ એ ७ ગુણો નથી ગણ્યા. એ સૂત્રના એક કટકામાં શરૂઆત **પર** થી થાય છે અને છેડો **પ્રયત્ન** આગળ આવે છે; પણ બુદ્ધિ એની અંદર જ આવી જાય છે, જ્યારે ચરક બુદ્ધિને જુદી પાડે છે. આ ઉપરથી એવી અટકળ થાય છે કે વૈશેષિકસૂત્ર પછી પણ ઉપર છોડી દીધેલા ७ ગુણો અંદર ગણીને જ્યારે વૈશેષિક ગ્રન્થો લખાતા હશે ત્યારે ચરકસંહિતા રચાઇ છે અને એણે **परादि** તથા **प्रयत्नान्त** કોઇ આવા ન્હાના ગ્રંથમાંથી ઉતારેલ છે. ભાષાપરિચ્છેદ જો કે પાછળનો ગ્રન્થ છે પણ એમાં કોઇ અતિ જુની કારિકાઓમાંથી સંગ્રહ કર્યો છે.

સામાન્ય અને વિશેષની ચરકોક્ત વ્યાખ્યા[1] જો કે વૈશેષિકસૂત્રથી થોડી જુદી પડે છે પણ એને મળતી છે ( જુઓ વૈશેષિક સૂત્ર २-२-७ ). વળી પાછળના ન્યાય-વૈશેષિક સૂત્રથી ચરકની વ્યાખ્યા તદ્દન જુદી છે. અર્થાત્ ચરકનો આ ભાગ-પ્હેલો અધ્યાય પણ વૈશેષિકમતમાં જ્યારે હજી પરિવર્તન થતું હતું ત્યારે લખાયેલો છે. પાણીના પ્રવાહીપણાના ગુણની વ્યાવર્તકતા બતાવતાં લાખ, મીણ, લોહ વગેરે ધાતુઓ ગરમીથી જ પ્રવાહી થાય છે જ્યારે પાણી પ્રવાહી રહે છે એમ કહેતાં પારાનો ઉલ્લેખ નથી કર્યો. ચરકમાં પારાનો ઉલ્લેખ એક સ્થળે છે માટે વૈશેષિક સૂત્રો પ્રાચીનતર હોવાં જોઇએ. પણ ચરકનો પ્હેલો અધ્યાય ઘણું કરી દૃઢબલનો છે; અને એમ ન હોય તો પણ બીજા ભાગથી એ અધ્યાય અર્વાચીન છે એ તો નક્કી.

ન્યાયસૂત્રની વાદમીમાંસા વિષે કહેવું જોઇએ કે જૂના સંસ્કૃત સાહિત્યમાં આ વિષય ઉપર વિવેચન ન્યાયસૂત્રમાં અને ચરક સંહિતા ( वि. अ. ८ ) માં મળે છે.

દૃષ્ટાન્ત, પ્રયોજન, પ્રતિજ્ઞા, વિતંડા વગેરે કેટલાક પદાર્થોની ચરકોક્ત વ્યાખ્યા ન્યાય સૂત્રની વ્યાખ્યાને ઘણી મળતી આવે છે; જ્યારે છલ, જલ્પ, નિગ્રહસ્થાન વગેરેની વ્યાખ્યા બે ય ગ્રન્થોની તદ્દન જુદી છે. વળી પ્રતિસ્થાપના, જિજ્ઞાસા, વ્યવસાય, વાક્યદોષ, વાક્યપ્રશંસા, ઉપાલમ્ભ, પરિહાર, અભ્યનુજ્ઞા વગેરે કેટલાક ચરકોક્ત નૈયાયિક પદાર્થોનો ન્યાયસૂત્રમાં ઉલ્લેખ જ નથી. અનુમાનના ન્યાયોક્ત ત્રણ ભેદ **पूर्ववत्, शेषवत्** અને **सामान्यतोदृष्ट** ની વૈશેષિક પેઠે ચરકને પણ ખબર જ નથી; વળી ન્યાયોક્ત જાતિના તથા નિગ્રહસ્થાનના પ્રકારોનો ચરકમાં ઉલ્લેખ જ નથી. કેટલાંક પદો ન્યાયસૂત્રોમાં અને ચરકમાં જરા ફેરફાર સાથે છેઃ ન્યાયસૂત્રમાં **उपमान** શબ્દ વાપર્યો છે; ચરકમાં **औपम्य** શબ્દ છે. ન્યાયસૂત્રમાં **अर्थापत्ति** શબ્દ છે; ચરકમાં **अर्थप्राप्ति** છે. આ વિષય ઉપર કોઇ ગ્રન્થ હોય એવી ખબર ચરકને લાગતી નથી. વળી ચરકનું વિવેચન ન્યાયસૂત્ર કરતાં વધારે સાદું અને ઓછું પારિભાષિક છે. **जाति** અને **निग्रहस्थान**ના ભેદોને છોડી દઇએ તો બાકીની વાતમાં ચરક અને ન્યાયસૂત્ર વચ્ચે ઘણું મળતાપણું છે. ટુંકામાં એમ લાગે છે કે

---

१ सामान्यमेकत्वकरं विशेषस्तु पृथक्त्वकृत् । चरक सू. अ. १

હાલનાં ન્યાયસૂત્ર કરતાં ચરકનું વિમાનસ્થાન જુનું છે. કદાચ બે ય ગ્રન્થોએ કોઈ આજે લુપ્ત થઈ ગયેલાં ગ્રન્થમાંથી આ વિષય લીધો હોય.

ન્યાયસૂત્ર અર્થાપત્તિ, સંભવ અને ઐતિહ્યનો પ્રમાણ તરીકે ઉલ્લેખ કરે છે. વૈશેષિક સૂત્રમાં એ વાત નથી પણ ચરકમાં છે. જો કે ચરકમાં અર્થાપત્તિને બદલે અર્થપ્રાપ્તિ શબ્દ છે અને સંભવનું ચરકનું લક્ષણ ન્યાયસૂત્રના લક્ષણથી જુદું છે.

દર્શન સાહિત્યમાં જુનામાં જુનું ઘણું કરી વૈશેષિક સૂત્ર છે એમ દાસગુપ્તનો મત છે, અને ચરકના પાછળના ભાગો પણ સાંખ્યકારિકા તથા સૂત્ર લખાયા પહેલાં અને વૈશેષિકસૂત્ર રચાયા પછી લખાયા જણાય છે. વૈશેષિકસૂત્ર ઇ. સ. પૂર્વે બીજા શતકમાં રચાયું હોવાનો સંભવ છે. ( જુઓ A History of Indian Philosophy Vol. I. )



# સૂત્રકૃતાંગસૂત્રમાં આવેલા કેટલાક પરમતોનો ઉલ્લેખ

[ પં. બેચરદાસ જીવરાજ દોશી ]

સૂત્રકૃતાંગ સૂત્રની સાધારણ માહિતી 'પુરાતત્ત્વ'ના પાઠિઓને મળેલી છે (પુરાતત્ત્વ પ્રથમ પુસ્તક, પૃ૦ ૮૪). એ સૂત્રમાં આવેલાં કેટલાંક વિશેષ નામો સંબંધે આ જ પત્રમાં ચર્ચા કરી છે (પુરાતત્ત્વ, દ્વિતીય પુસ્તક, પૃ. ૧૨૧). પ્રસ્તુત લેખનો ઉદ્દેશ એ સૂત્રમાં નોંધાએલાં કેટલાંક મતાંતરોનો પરિચય કરાવવાનો છે.

ભગવાન્ મહાવીરના સમયમાં બીજા બીજા અનેક મહાપુરુષો ધર્મોપદેશક તરીકે વિચરતા હતા; તેઓ પોતપોતાનો સિદ્ધાંત સમજાવી લોકોને નિર્વાણનો ઉપદેશ આપતા હતા. આ સૂત્રમાં તેવા કેટલાક ધર્મોપદેશકોના મતોનો ઉલ્લેખ તેમનાં નામ વિના જ આપવામાં આવ્યો છે; ફક્ત "बुद्धाणं तं कप्पति परिणाए" (પૃ. ૩૯૬ ગા. ૨૮) કહીને નામ તો એક બુદ્ધનું જ નિર્દેશ્યું લાગે છેઃ અર્થાત્ એ સમયના ધુરંધર ઉપદેશક બુદ્ધને જ આ સૂત્રમાં એમનો મત બતાવતાં એક વાર યાદ કરેલા છે. એ વાત કાંઈક વિશેષ વિચારવા જેવી જણાય છે.

જૈન અંગોની (સૂત્રોની) છેલ્લી સંકલના ભગવાન મહાવીર પછી લગભગ એક હજાર વર્ષ બાદ થયાનું જણાવેલું છે (પુરાતત્ત્વ દ્વિતીય પુસ્તક પૃ. ૧૨૧. ૪ ટિપ્પણ). કેટલાંક સૂત્રો તો ભગવાન મહાવીરથી તે સમય સુધીની શ્રમણપરંપરામાં ત્રુટિત કે અત્રુટિત રીતે સચવાયાં હતાં. સંકલનાકારે એ સૂત્રોને જેમનાં તેમ જ સાંકળ્યાં હોય એમ લાગે છે. એમ લાગવાનું મુખ્ય કારણ તો તે તે સૂત્રોની ભાષા છે અને બીજું તે તે સૂત્રોની રચના, એમાં આવેલા કેટલાક વિચારો, અને છંદો છે. આ સૂત્રકૃતાંગસૂત્ર પણ એ જ કોટિનું છે.

એમાં મતમતાંતરો તો ઘણાં ય ટાંકેલાં છે, એમાંનાં કેટલાંક શ્રમણબ્રાહ્મણના આચાર વિષે છે અને કેટલાંક એ કાળના શ્રમણબ્રાહ્મણના તત્ત્વવાદને લગતા છે. આ લેખમાં એ તત્ત્વવાદને જ લગતા પરસમયોને બતાવવાના છે.

આ સૂત્રમાં બે શ્રુતસ્કંધો છે. તેમાં પ્હેલા શ્રુતસ્કંધમાં એ પરસમયોને પદ્યરૂપે ગોઠવવામાં આવ્યા છે અને બીજામાં પ્હેલામાં આવેલા કેટલાકને ગદ્યરૂપે ગુંથી જરા વિગતથી સમજાવવામાં આવ્યા છે. આ જ કારણથી મૂળપાઠને અનુસારે પ્રસ્તુતમાં કોઇ કોઇ મત બે બે વાર આપવામાં આવનાર છે.

જો કે એ બધા પરવાદોનો પ્રતિવાદ મૂળમાં, નિર્યુક્તિમાં અને ટીકામાં કરવામાં આવ્યો છે પણ એ પ્રતિવાદ સંબંધે અહીં કાંઇ જણાવવાનું નથી; અહીં તો માત્ર મૂળ સૂત્રમાં જણાવેલું એ એ વાદોનું સ્વરૂપ જ બતાવવાનું છે. નિર્યુક્તિકારની અને ટીકાકારની પ્રતિવાદ કરવાની શૈલીથી મૂળકારની પ્રતિવાદશૈલી કાંઇ જુદી જણાય છે, એ વિશેષતા બતાવવા કદાચ કોઇ બીજે પ્રસંગે પ્રયત્ન થશે.

મૂળમાં જે ક્રમે એ વાદોને ગોઠવેલા છે એ જ ક્રમ અહીં સચવાવાનો છે. લેખ વિશેષ લાંબો થતો હોવાથી પૂર્વભાગ અને ઉત્તરભાગમાં વહેંચવો પડ્યો છે. લેખના પૂર્વભાગમાં પ્રસ્તુત અને પ્રાસ્તાવિક જે કાંઇ જણાવવાનું છે તે આ પ્રમાણે છે:—

१ द्रव्यानुयोगनो परिचय

२ दृष्टिवादमां आवेला मतो

३ सूत्रकृतांगमां आवेला मूळ वादोनां नामो

४ ए वादोमांना एक एक वादनुं स्वरूप

લેખના ઉત્તરભાગમાં આવનારા વિષયોનું સાંકળિયું આ પ્રમાણે છે:

५ ब्राह्मणसाहित्यमां अने बौद्धसाहित्यमां ए वादोनो उल्लेख

६ आ बधा वादोना माहितीवाळा वांचवालायक जैन, बौद्ध अने ब्राह्मण ग्रन्थोनी सूची

७ लेखमां आवनारा विशेषनामो अने पारिभाषिक शब्दोनो परिचय

८ वादोने लगतो सूत्रकृतांगनो मूळ पाठ

९ ए मूळ पाठ साथे बौद्ध अने ब्राह्मणसाहित्यना पाठोनी सरखामणी

१० ए ए वादो उपरथी समजातुं आजथी बे हजार वर्ष उपरनुं धार्मिक वातावरण

११ उपसंहार

## द्रव्यानुयोगनो परिचय

સૂત્રકૃતાંગસૂત્રનો આરંભ "किमाह बंधणं वीरो"–"ભગવાન મહાવીરે બંધન કોને કહ્યું છે" (૧ ગાથા) એ વાક્યથી થએલો છે. એ સૂત્ર જૈનોના બાર અંગોમાંનું બીજું અંગ છે. સંપ્રદાયાનુસારે એમાં દ્રવ્યાનુયોગના વિષયની પ્રધાનતા છે. મૂળ મુદ્દા ઉપર લખતાં પહેલાં દ્રવ્યાનુયોગનો પરિચય કાંઇક વીગતથી અપાય તો ઠીક.

જે વિષયને માટે બ્રાહ્મણસાહિત્યમાં 'તત્ત્વજ્ઞાન' શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે, બૌદ્ધપિટકોમાં 'અભિધમ્મ' શબ્દનો ઉપયોગ કરવામાં આવે છે તેવા જ વિષયને માટે જૈનપરિભાષામાં 'દ્રવ્યાનુયોગ'[1] શબ્દ યોજાયો છે. ઓઘનિર્યુક્તિના વૃત્તિકાર દ્રોણાચાર્ય

---

૧ 'દ્રવ્યાનુયોગ'નું પ્રાકૃત **दव्वाणुयोग**. આ શબ્દમાં રહેલા '**अणुयोग**'નું સંસ્કૃત **अनुयोग** કે '**अणुयोग**.

'અનુયોગ'નો અર્થ 'વ્યાખ્યા' કરવામાં આવે છે; અનુયોગ, નિયોગ, ભાષા, વિભાષા, વાર્તિક એ બધા પર્યાય શબ્દો છે–(આવસ્યકનિર્યુક્તિ ગા. ૧૨૪, વિશેષાવશ્યક ભાષ્યમૂળ ગા. ૮૪૧)

'**अणुयोग**'નો અર્થ આ પ્રમાણે:

એ શબ્દની વ્યાખ્યા કરતાં જણાવે છે કે, "**द्रव्यानुयोगः सदसत्पर्यालोचनारूपः, स च दृष्टिवादः, 'च' शब्दात अनार्षः सम्मत्यादिरूपश्च**" (ઓઘનિર્યુક્તિવૃત્તિ પૃ. ૮ પેલી બાજુ પં. ૧૧ સ.) અર્થાત્ કોઈ પણ દ્રવ્ય (પ્રમેય) ને લગતી 'શું એ સત્ છે કે અસત્ છે? શું એ નિત્ય છે કે અનિત્ય છે?' એ જાતની ચર્ચાને દ્રવ્યાનુયોગ કહેવામાં આવે છે.

## દૃષ્ટિવાદમાં આવેલા મતો

દૃષ્ટિવાદનામક લુપ્ત થએલા જૈન આગામમાં મુખ્યપણે આ જ વિષય વિશેષ વિસ્તારથી ચર્ચાએલો છે. તત્ત્વાર્થસૂત્રના ટીકાકાર સિદ્ધસેનસૂરિએ 'દૃષ્ટિવાદ' ની વ્યુત્પત્તિ કરતાં આ પ્રમાણે જણાવ્યું છેઃ "**दृष्टीनाम् आज्ञानिकादीनां यत्र प्ररूपणा कृता स दृष्टिवादः**[1]" (તત્ત્વાર્થટીકા પૃ. ૬૨ બીજી બાજુ પં. ૧૩). આર્ષસૂત્રો (અંગો) પૈકી દૃષ્ટિવાદમાં જ વિશેષ કરીને અજ્ઞાનવાદ, ક્રિયાવાદ, અક્રિયાવાદ, ઈશ્વરવાદ, નિયતિવાદ, શૂન્યવાદ, વિજ્ઞાનવાદ અને અદ્વૈતવાદ વગેરે અનેક વાદો સંબંધે ચર્ચા કરી છે અને **સંમતિ** વગેરે[2] બીજા બીજા તર્કગ્રંથોમાં પણ એવા જ વિષયોનો સમાવેશ થએલો છે.

દૃષ્ટિવાદમાં આવેલાં મતમતાંતરોની થોડી વિશેષ માહિતી [3]રાજવાર્તિકમાં આ પ્રમાણે આપેલી છેઃ

"**કૌત્કલ, કાંડેવિદ્ધિ, કૌશિક, હરિશ્મશ્રુ, માંછયિક (?) રોમસ, હારિત, મુંડ** અને **અશ્વલાયન** વગેરે એકસોને એંશી ક્રિયાવાદિઓનાં મતો દૃષ્ટિવાદમાં ચર્ચાએલાં છે.

**મરીચ, કુમાર, કપિલ, ઉલૂક, ગાર્ગ્ય, વ્યાઘ્રભૂતિ, વાદ્વલિ, માઠર** અને **મૌદ્ગલાયન** વગેરે ચોરાશી અક્રિયાવાદિઓનાં મતો દૃષ્ટિવાદમાં નોંધાએલાં છે.

---

**અણુ** એટલે નાનું–ટુંકું, યોગ એટલે સંબંધ. અર્થાત્ ટુંકાં ટુંકાં સૂત્રોનો એના મૂળ આશય સાથે જે સંબંધ બતાવવો તે અણુયોગ–(વિશેષા. ભા. મૂ. ગા. ૮૪૨ પૃ. ૪૦૨) હેમચંદ્ર વગેરે કોશકારોએ તો 'અનુયોગ' નો 'પ્રશ્ન' અર્થ આપેલો છેઃ

"प्रश्नः पृच्छाऽनुयोजनम्" "अनुयोगः" टी. (હૈમકો. ૨ દેવકાંડ શ્લો. ૧૭૭)'

"प्रश्नोऽनुयोगःपृच्छा च" (અમરકો. ૧ કાંડ, શ્લો. ૧૦)

૧ જૂઓ હૈમકોશ–૨ દેવકાંડ, પૃ. ૧૦૫ પં. ૧

૨ નયચક્ર, સ્યાદ્વાદરત્નાકર અને અનેકાંતજયપતાકા વગેરેમાં. આ સંસ્થા તરફથી 'સંમતિ' નો પ્રથમ ભાગ પ્રકાશિત થઈ ગયો છે.

૩. જૂઓ ષડ્દર્શનસમુચ્ચય ઉપરની ગુણરત્નસૂરિની ટીકા પૃ. ૪–૬–૭–૮ આત્માનંદસભાની આવૃત્તિ. રાજવાર્તિકમાં કૌત્કલ વગેરેને ક્રિયાવાદી કહ્યા છે અને મરીચ વગેરેને અક્રિયાવાદી કહ્યા છે. ત્યારે એ ટીકામાં 'કૌત્કલ' વગેરેને અક્રિયાવાદી કહ્યા છે અને મરીચ વગેરેને ક્રિયાવાદી કહ્યા છે. વળી એ ટીકામાં અક્રિયાવાદીમાં 'સુગત'નું નામ પણ ઉમેર્યું છે.

શકલ્ય, વાકલ, કૈથુમિ, સાત્યમુદ્રિ, નારાયણ, કઠ, માધ્યંદિન, મૌદ, પિપ્પલાદ, બાદરાયણ, આંબષ્ઠિ, કૃદૈરિકાયન (?) વસુ અને જૈમિનિ વગેરે સડસઠ અજ્ઞાનવાદિઓનાં મતો દૃષ્ટિવાદમાં ચર્ચારૂપે આવેલાં છે.

વસિષ્ઠ, પારાશર, જાતુકર્ણિ, વાલ્મીકિ, રોમર્ષિ, સત્યદત્ત, વ્યાસ, એલાપુત્ર ઔપમન્યવ, ઐંદ્રદત્ત, અયસ્થૂણ વગેરે બત્રીશ વિનયવાદિઓનાં મતોનો દૃષ્ટિવાદમાં ઊહાપોહ કરવામાં આવ્યો છે." (તત્ત્વાર્થરાજવાર્તિક પૃ. ૫૧ વાર્તિક ૧૨)

એ રીતે કુલ ત્રણસેંને ત્રેસઠ વાદિઓના મતો દૃષ્ટિવાદમાં આપવામાં આવ્યા છે. સૂત્રગ્રંથોમાં (પંચાંગીમાં) તેમ બીજા બીજા જૈનગ્રંથોમાં ક્રિયાવાદ, અક્રિયાવાદ, અજ્ઞાનવાદ અને વિનયવાદનાં મળીને ત્રણસેંને ત્રેસઠ ભેદ જણાવેલા છે–આ બધો દ્રવ્યાનુયોગ કહેવાય છે.

## સૂત્રકૃતાંગમાં આવેલા મૂળ વાદોનાં નામો

સૂત્રકૃતાંગસૂત્રની વિષયસૂચિમાં (વિષયસૂચી માટે જુઓ પુરાતત્વ, દ્વિતીય પુસ્તક, પૃ. ૧૨૨ ૧૧મું ટિપ્પણ) જણાવવામાં આવ્યું છે કે, એ સૂત્રમાં સ્વસમયની અને પરસમયની પ્રરૂપણા કરવામાં આવી છે. તદનુસારે લગભગ ત્રેવીશ વાદો વિષે એમાં લખવામાં આવ્યું છે. એ બધા વાદોનાં નામ આ પ્રમાણે છે:

| | | |
|---|---|---|
| ૧ પંચમહાભૂતવાદ[1] | ૨ એકાત્મવાદ | ૩ તજ્જીવતચ્છરીરવાદ |
| ૪ અકારકવાદ | ૫ આત્મષષ્ઠવાદ | ૬ પંચસ્કંધવાદ |
| ૭ ચતુર્ધાતુવાદ | ૮ નિયતિવાદ | ૯ ભિક્ષુકર્મવાદ |
| ૧૦ કૃતવાદ | ૧૧ અવતારવાદ | ૧૨ સિદ્ધઅરોગવાદ |
| ૧૩ લોકવાદ | ૧૪ સુખેન સુખવાદ | ૧૫ સ્ત્રીસંગવાદ |
| ૧૬ મુક્તિસાધનવાદ | ૧૭ ક્રિયાવાદ | ૧૮ અક્રિયવાદ |
| ૧૯ વિનયવાદ | ૨૦ અજ્ઞાનવાદ | ૨૧ હિંસાવાદ |
| ૨૨ વેદવાદ | ૨૩ હસ્તિતાપસવાદ | |

[આમાંના કેટલાંક નામો મૂળકારે, નિર્યુક્તિકારે અને ટીકાકારે જણાવેલાં છે અને કેટલાંક નામો મૂળમાં કહેલા ભાવ ઉપરથી યોજવામાં આવ્યાં છે.]

ए वादोमांना एक एक वादनुं स्वरूप.

१ पंचमहाभूतवाद

૧ અહીં 'વાદ'નો અર્થ 'સિદ્ધાંત' 'મંતવ્ય' છે–સ્ત્રીસંગવાદ એટલે સ્ત્રીસંગને લગતો સિદ્ધાંત કે મંતવ્ય.

કેટલાકનું એમ માનવું છે કે, આ જગતમાં પૃથ્વી, પાણી, તેજ વાયુ અને પાંચમું આકાશ એ પાંચ મહાભૂતો છે, એ ભૂતોમાંથી એક ( આત્મા ) પેદા થાય છે અને ભૂતોનો નાશ થયે એ આત્માં [ દેહી ]નો પણ નાશ થાય છે. "

( પૃ૦ ૧૪, ગાથા ૭-૮ સૂ૦ )

×[ આ સૂત્રના પહેલા 'સમય' અધ્યયનમાં સૌથી પહેલાં આ વાદને જણાવેલો છે. 'સમયની' વ્યાખ્યા કરતાં નિર્યુક્તિકાર+ 'કુલસમય' 'ગણસમય' 'સંકરસમય' અને 'ગંડીસમય'નાં નામ આપે છે. ટીકાકારે* એ દરેક 'સમય'નાં ઉદાહરણો આ રીતે બતાવેલાં છેઃ

" કુલસમય એટલે કુલાચાર, જેમકે, શક લોકોની પિતૃશુદ્ધિ એ એમનો કુલાચાર છે. અથવા આભીર લોકોની મંથનિકાશુદ્ધિ ( દહિં વલોવવાની દોણી શુદ્ધ રાખવી ) એ એમનો કુલાચાર છે.

ગણસમય એટલે ગણનો આચાર, જેમકે; મલ્લલોકોનો[1] ( મલ્લગણનો ) એવો આચાર છે કે, જે અનાથ મલ્લ મરે તેનો બીજા મલ્લોએ સંસ્કાર કરવો. અને પતિત મલ્લનો ઉદ્ધાર કરવો.

સંકરસમય એટલે જુદી જુદી જાતના લોકોની એકવાક્યતા, જેમકે; વામમાર્ગમાં છતી અનાચારની પ્રવૃત્તિને છાની રાખવામાં તે લોકોનો એક સંપ.

ગંડીસમય એટલે જ્યારે શાક્યો[2] ( શાક્યભિક્ષુઓ કે શાક્યલોકો ? )નો જમવાનો વખત થાય ત્યારે ગંડી[3] (?) વગાડવી. ]

મૂળકારે આ સ્થળે આ પહેલાવાદનું કાંઇ નામ નથી જણાવ્યું. નિર્યુક્તિકારે[4] આ અધિકારને 'પંચમહાભૂત'નો કહ્યો છે અને ટીકાકારે[5] આને ચાર્વાકમત કે બાર્હસ્પત્યમત કહેલો છે.

" કેટલાક શ્રમણો અને બ્રાહ્મણો એમ કહે છે કે, આ લોકમાં પાંચ મહાભૂતો છે, એ પાંચમહાભૂતોને લીધે જ ક્રિયા, અક્રિયા, સુકૃત, દુષ્કૃત, સિદ્ધિ, અસિદ્ધિ, નરક અને અનરક વગેરે એ બધું થાયછે. " ( પૃ૦ ૨૮૧ )

મૂળમાં બીજા શ્રુતસ્કંધ[6]માં આ મતને 'પંચમહાભૂતિક' તરીકે ઉલ્લેખેલો છે.

---

× મૂળ લેખ સાથે સંબંધ ન ધરાવતી ટીકાકારે જણાવેલી કેટલીક જાણવાજોગ માહીતી આવા [ ] કૌંસમાં આપેલી છે.

+ જુઓ સૂત્ર કૃ૦ નિ૦ ગા૦ ૨૯ પૃ૦ ૧૦. * જુઓ સૂત્રકૃ૦ ટી૦ પૃ૦ ૧૧.

૧ 'મલ્લ' શબ્દથી અહીં બૌદ્ધકાળની ગણરાજ્ય કરનારી મલ્લજાતિને સમજવી. જૈનઆગમસાહિત્યમાં આ જાતિ માટે પ્રા૦ મલ્લइ ( મલ્લકિ ) શબ્દ વપરાયો છે.

૨ આ સૂત્રની ટીકામાં 'શાક્ય'. શબ્દ બૌદ્ધભિક્ષુના અર્થમાં વિશેષ વપરાયા છે.

૩ 'ગંડી' કોઇ વાજાનું નામ હોવું જોઇએ.

૪ જુઓ સૂત્રકૃતાંગટીકા૦ પૃ૦ ૧૧ ગા. નિ૦ ૩૦.

૫ જુઓ સૂત્રકૃ૦ ટી૦ પૃ૦ ૧૪—૧૫.

૬ આ લેખ માટે આગમોદય સમિતિની આવૃત્તિનો ઉપયોગ કર્યો છે, તેમાં પહેલો શ્રુતસ્કંધ પૃ. ૨૬૭ થી ૪૨૭ સુધી છે.

**३ तज्जीवतच्छरीरवाद.**

(કેટલાક એમ કહે છે કે,) " સંસારમાં જેટલાં શરીરો છે તેમાં દરેક શરીરે એક એક આત્મા છે, એ આત્મા શરીરની હયાતી સુધી જ ટકી રહે છે. પરલોકે (પ્રેત્ય) જનારો કોઇ આત્મા શરીરથી જુદો નથી. કોઇ સત્ત્વો (પ્રાણીઓ) ઔપપાતિક (એક જન્મથી બીજા જન્મમાં જનારા) નથી."

" પુણ્ય નથી, પાપ નથી. આ લોક સિવાય પર બીજો કોઇ લોક નથી. શરીરના નાશની સાથે જ શરીરી (દેહી)નો વિનાશ થાય છે." (પૃ૦ ૨૦ ગા૦ ૧૧—૧૨)

મૂળમાં અહીં આ મતનું કાંઇ નામ આપ્યું નથી પણ નિર્યુક્તિકાર[1] અને [2]ટીકાકાર આ મતને તજ્જીવતચ્છરીરવાદિનો મત કહે છે.

" કેટલાક શ્રમણો અને બ્રાહ્મણો એમ કહે છે કે, પગના તળિયાથી ઉંચે, માથાના વાળના મૂળિયાથી નીચે, ચામડી સુધી આજુબાજુ જીવ છે. અર્થાત્ શરીર એ જ જીવ છે. એ શરીર હોય ત્યારે જીવ જીવે છે, જો એ મરે તો નથી જીવતો. શરીરની હયાતી સુધી જ જીવિત છે. જીવ (શરીર) નું મરણ થયા પછી તેને ડાગ દેવા માટે લઇ જવામાં આવે છે. એ બળી ગયા પછી ભૂખરા રંગનાં હાડકાંઓ જ પડયાં રહે છે, ફકત એને બાળનારા ચાર જણ અને પાંચમો એને સુવાનો ખાટલો પાછો આવે છે. માટે શરીરથી જીવ જુદો નથી."

" જે લોકો એમ કહે છે કે, 'જીવ જુદો છે અને શરીર જુદું છે' તેઓને આ વાતની ખબર નથી કે, ધાટે કરીને જીવ લાંબો છે, ટુંકો છે, ચૂડી જેવો ગોળ છે, લાડવા જેવો ગોળ છે, ત્રાંસો છે, ચોરસ છે, લંબ ગોળ છે, છ ખૂણિયો છે કે આઠ ખૂણિયો છે.

રંગે કરીને જીવ કાળો છે, લીલો છે, રાતો છે, પીળો છે કે ધોળો છે.

ગંધે કરીને જીવ સુગંધી છે કે દુર્ગંધી છે.

રસે કરીને જીવ કડવો છે, તીખો છે, તૂરો છે, ખાટો છે કે મીઠો છે.

સ્પર્શે કરીને જીવ ખરહટ છે, નરમ (સુંવાળો) છે, ભારે છે, હળવો છે, ઠંડો છે. ચીકણો છે કે લૂખો છે.

માટે ખરૂં એ છે કે, જીવ અને શરીર જુદા જુદા નથી

વળી,

જેમ મ્યાનમાંથી તરવાર કાઢીને આ પ્રમાણે કહી શકાય છે કે આ મ્યાન છે અને આ તરવાર છે તેમ શરીરમાંથી જીવને કાઢીને એમ નથી કહી શકાતું કે, આ શરીર છે અને આ જીવ છે—

જેમ મુંજમાંથી સળી કાઢીને આ પ્રમાણે કહી શકાય છે કે, આ મુંજ છે અને આ સળી છે;

---

૧ સૂત્રકૃતાંગ નિ૦ ગા૦ ૩૦ પૃ. ૧૧. ૨ સૂત્રકૃતાંગ ટી૦ પૃ૦ ૨૦.

જેમ માંસમાંથી હાડકાં કાઢીને આ પ્રમાણે કહી શકાય છે કે, આ માંસ છે અને આ હાડકાં છે;

જેમ હાથમાં રહેલા આમળાને જુદું કરીને આ પ્રમાણે કહી શકાય છે કે, આ હાથ છે અને આમળું છે;

જેમ દહિમાંથી માખણુ કાઢીને આ પ્રમાણે કહી શકાય છે કે, આ દહિ છે અને આ માખણુ છે;

જેમ તલમાંથી તેલ કાઢીને આ પ્રમાણે કહી શકાય છે કે, આ તેલ છે અને આ ખોળ છે;

જેમ શેરડીમાંથી રસ કાઢીને આ પ્રમાણે કહી શકાય છે કે, આ રસ છે અને આ છોતાં છે;

જેમ અરણિમાંથી અગ્નિ નીપજાવીને એમ કહી શકાય છે કે, આ અરણિ છે અને આ અગ્નિ છે;

એ જ પ્રમાણે જીવને અને શરીરને જુદું જુદું માનનારા શરીરમાંથી જીવને કાઢીને એમ નહી કહી શકતા કે, આ શરીર છે અને આ જીવ છે.

માટે ખરું એ છે કે, જીવ અને શરીર એ બન્ને જુદા જુદા નથી, શરીર એ જ જીવ છે અને પરલોક નથી." ( બીજો શ્રુતસ્કંધ પૃ૦ ૨૭૬ )

મૂળસૂત્રમાં આ મતનું નામ 'તજ્જીવતચ્છરીર' કહેલું છે અને એ મતની પ્રરૂપણા કરનારને 'તજ્જીવતચ્છરીરવાદી' કહેલો છે.

[મૂળસૂત્રમાં આ મતની પ્રરૂપણા કરનાર તરીકે શ્રમણોને પણ જણાવેલા છે, એ વિષે ટીકાકાર[1] જણાવે છે કે, આ મત માનનારાઓને 'શ્રમણ' થવાનું કશું પ્રયોજન નથી તો પણ બુદ્ધ વગેરેની દીક્ષામાં દીક્ષિત થઈ પછીથી નાસ્તિકવાદનું અધ્યયન કરીને જે શ્રમણો ઉપર પ્રમાણેના 'પંચમહાભૂતવાદ' જણાવવા લાગ્યા અને 'આત્મા'નો ઇન્કાર કરવા લાગ્યા તેઓને આ મતના પ્રરૂપક 'શ્રમણ' તરીકે જાણવા. અથવા આ મતને માનનારા દીક્ષિત થઈને 'નીલપટ' પહેરે છે માટે એઓને પણ શ્રમણ કહી શકાય.

ઉપર જણાવેલા બન્ને મતો એક સરખી રીતે પરલોકગામી આત્માનો અસ્વીકાર કરે છે. એથી એક સરખા જેવા લાગે છે પણ ટીકાકારે પ્હેલા મતથી બીજા મતને આ પ્રમાણે જુદો જણાવેલો છે:

શરીરના આકારે પરિણામ પામેલાં પાંચ ભૂતો જ દરેક ક્રિયા કરી શકે છે એ 'પંચમહાભૂતવાદ'નું રહસ્ય છે અને બીજો વાદી ( તજ્જીવતચ્છરીરવાદી ) તો એમ કહે છે કે, શરીરના આકારે પરિણામ પામ્યા પછી જ એ પાંચ ભૂતોમાં એક ચૈતન્ય પેદા થાય છે અથવા એ પાંચ ભૂતોમાં રહેલું ચૈતન્ય વ્યક્ત થાય છે. અર્થાત્ પંચમહાભૂતવાદિનો મત ચૈતન્ય હોવાનો જ સ્વીકાર નથી કરતો ત્યારે તજ્જીવતચ્છરીરવાદિના મતમાં ભૂતોમાંથી જ પેદા થતું વા પ્રકટ થતું ચૈતન્ય માનવામાં આવે છે.

આ સંબંધમાં ટીકાની પેઠે મૂળમાં કોઈ વિશેષ ઉલ્લેખ નથી તો પણ મૂળમાં પ્હેલો અધિકાર 'પંચમહાભૂત'નો, બીજો અધિકાર 'એકાત્મવાદ'નો અને ત્રીજો અધિકાર 'તજ્જીવતચ્છરીર'ના

૧ સૂત્રકૃ. ટી. પૃ. ૨૮૦.

વર્ણવેલો છે એથી જરૂર એમ કલ્પી શકાય છે કે, પંચમહાભૂતવાદ અને તજ્જીવતચ્છરીરવાદ–એ બેમાં ટીકાકારે બતાવ્યો તેવો કે કોઈ બીજી જાતનો ભેદ હશે ખરો.

જો એ બન્ને વાદ એક સરખા જ હોત તો મૂળકારે એ બન્ને વાદને એક પછી એક એમ ક્રમે નથી આપ્યા અને એ બેની વચ્ચે એક ત્રીજો જુદો વાદ લખીને જે એ બન્નેવાદની સંકલના તોડી છે[1] એ ન બનત, અથવા મૂળક્રમ સાથે સંમત નિર્યુક્તિકાર[2] એક સરખા જણાતા એ બન્ને વાદનાં જુદાં જુદાં નામ પણ ન આપત. ]

## ૨ एकात्मवाद

" જેમ પૃથ્વીનો સમૂહ [ પૃથ્વીસ્તૂપ ] એક ( એક સરખો છે ) છતાં પર્વત, નગર, ગામ, નદી, સમુદ્ર વગેરે અનેક રૂપે જુદો જુદો જણાય છે તેમ આ બધો લોક વિજ્ઞ ( જ્ઞાનપિંડરૂપે એક સરખો ) છે છતાં જુદો જુદો દેખાય છે અર્થાત્ જ્ઞાનપિંડરૂપે સંસારમાં એક જ આત્મા છે તે, મનુષ્ય, પશુ પક્ષી અને વૃક્ષ વગેરે અનેક રૂપે જુદો જુદો દેખાય છે " –(પૃ. ૧૯. ગા. ૯ )

નિર્યુક્તિકારે[3] આ અધિકારને એકાત્મક (એકપ્પએ) નામે કહેલો છે અને ટીકાકારે[4] આ મતને 'એકાત્મ–અદ્વૈતવાદ' તરીકે જણાવેલો છે. પણ મૂળકારે આ મતના નામ સંબંધે કાંઈ જણાવ્યું નથી.

## ૪ अकारकवाद

" કરતો, કરાવતો અને બધું કરતો એવો આત્મા વિદ્યમાન નથી અર્થાત્ એ, અકારક છે એટલે કશું કરતો નથી ' એ પ્રમાણે તેઓ ( કેટલાક ) પ્રગલ્ભ થઈને કહે છે "– ( પૃ. ૨૧, ગા. ૧૩ )

નિર્યુક્તિકારે[5] આ મતને ' અકારકવાદ ' કહ્યો છે, ટીકાકારે[6] આને ' સાંખ્ય ' કહ્યો છે અને મૂળકાર આ મત માટે ' પ્રગલ્ભ ' [ पगब्भिआ ] શબ્દ સિવાય કાંઈ કહેતા નથી.

## ૫ आत्मषष्ठवाद

"કેટલાક એમ કહે છે કે, પાંચ મહાભૂતો છે અને છઠ્ઠો આત્મા છે, આત્મા

---

૧ મૂળગા. ૭–૮ પંચમહાભૂતવાદ, ગા. ૯ એકાત્મવાદ, ગા. ૧૧–૧૨ તજ્જીવતચ્છરીરવાદ.

૨ સૂત્રકૃ. નિ. ગા. ૩૦ પૃ. ૧૧

૩ સૂત્રકૃ. નિ. ગા. ૩૦ પૃ, ૧૧.

૪ સૂત્રકૃ. ટી. પૃ. ૧૯

૫ સૂત્રકૃ. નિ. ગા. ૩૦ પૃ. ૧૧.

૬ સૂત્ર કૃ. ટી. પૃ. ૨૧.

અને લોક શાસ્વત છે, એ ભૂતોનો અને આત્માનો કોઇ રીતે[1] [ કુહઓ ] નાશ થતો નથી અસત્ પદાર્થની ઉત્પત્તિ થતી નથી, બધા વ ભાવો સર્વપ્રકારે નિયતતાને ( નિસતાને ) પામેલા છે. " — ( પૃ. ૨૪, ગા. ૧૫-૧૬ )

" કેટલાક શ્રમણો અને બ્રાહ્મણો એમ કહે છે કે પાંચ મહાભૂતો છે. એ પાંચે ભૂતો અનિર્મિત, અનિર્માપિત, અકૃત, અકૃત્રિમ, અનાદિક, અનિધન, અવંધ્ય, અપુરોહિત,[2] સ્વતંત્ર અને શાસ્વત છે, તથા છઠ્ઠો આત્મા છે. "

વળી,

" તેઓ એમ કહે છે કે, સત્નો નાશ થતો નથી, અસત્‌ની પેદાશ થતી નથી, એટલો જ જીવકાય છે, એટલો જ અસ્તિકાય છે, એટલો જ સર્વલોક છે, એ પાંચ ભૂતો જ તૃણસરખી પણ લોકપ્રવૃત્તિનું ( જગત્પ્રવૃત્તિનું ] સાધન [ મુખ ] છે " -(પૃ. ૨૮૧)

મૂળકારે બીજા શ્રુતસ્કંધમાં આ મતને પંચમહાભૂતિક મતની સાથે જણાવેલો છે. નિર્યુક્તિકારે[3] આને ' આત્મપષ્ઠવાદી ' અને ટીકાકારે[4] ' સાંખ્ય ' વા ' શૈવાધિકારી ' કહ્યો છે.

## ६ पंचस्कंधवाद

" કેટલાક બાળ [ જીવો ] એમ કહે છે કે, પાંચ સ્કંધો છે, તે [ સ્કંધો ] ક્ષણયોગી ક્ષણનશ્વર-છે, એ સિવાય બીજો કોઇ સહેતુક કે નિર્હેતુક પદાર્થ નથી [ સ્કંધોથી ] અન્ય [ભિન્ન] કે અનન્ય પણ [ભિન્ન] [અભિન્ન] કોઇ પદાર્થ નથી. "-[પૃ. ૨૫ ગા. ૧૦]

મૂળકાર આ મતના નામ માટે મૌન છે, નિર્યુક્તિકાર[5] આને ' અફલવાદ ' કહે છે. અને ટીકાકાર[6] ' બૌદ્ધ ' કહે છે.

## ६ चतुर्धातुवाद

" બીજાઓ વળી એમ કહે છે કે, આ રૂપ સ્થૂલ જગત છે તે પૃથ્વી, પાણી, તેજ વાયુ એમ ચાર ધાતુઓ છે "-[ પૃ, ૨૬ઃ ગા. ૧૮ ]

---

૧ કેટલાક વાદિઓ પદાર્થનો નાશ સ્વાભાવિક રીતે માને છે અને કેટલાક વાદિઓ પદાર્થનો નાશ નૈમિત્તિક માને છે. આ બેમાંથી અહીં એકે રીતે નાશ થતો નથી.

૨ જેનો કોઇ પુરોહિત-અગ્રેસર-પ્રેરક નથી તે.

૩ સૂત્રકૃ. નિ. ગા. ૩૦ પૃ. ૧૧.

૪ સૂત્રકૃ. ટી. પૃ. ૨૪.

૫ સૂત્રકૃ. નિ. ગા, ૩૦ પૃ. ૧૧.

૬ સૂત્રકૃ. ટી. પૃ. ૨૫.

મૂળકાર આ મત વિષે કાંઈ જણાવતા નથી, નિર્યુક્તિકાર[1] આગલા મતની પેઠે આને પણ 'અફલવાદ' કહે છે અને ટીકાકારે[2] આને 'બૌદ્ધવિશેષ' કહ્યો છે.

## ૯ भिक्षुकर्मवाद

"કેટલાકનો એવો મત છે કે, કર્મનો સંચય ચાર પ્રકારે થતો નથીઃ—

૧ જાણતો હોય એટલે માત્ર મનથી જ હિંસા કરતો હોય અને શરીરથી હિંસા ન કરતો હોય તો કર્મનો સંચય થતો નથી, [ આ કર્મનું નામ પરિજ્ઞોપચિત ]

૨ અબુધ હોય એટલે મનથી હિંસા ન કરતો હોય અને શરીરથી હિંસા કરતો હોય તો કર્મનો સંચય થતો નથી. ( આ કર્મનું નામ અવિજ્ઞોપચિત )

૩ રસ્તે ચાલતાં જેને અણધારી હિંસા લાગી હોય તેને કર્મનો સંચય થતો નથી ( આ કર્મનું નામ ઇર્યાપ્રત્યય )

૪ સ્વપ્નની ક્રિયાથી કર્મનો સંચય થતો નથી. [ આ કર્મનું નામ સ્વપ્નાંતિક ] " —[ પૃ. ૩૭–૩૮ ગા. ૨૫, ટીકા]

મૂળસૂત્રમાં કર્મસંચય ન થવાના પ્હેલા બે જ પ્રકાર જણાવેલા છે. નિર્યુક્તિકારે[3] કહ્યું છે કે, "ભિક્ષુના [ બૌદ્ધોના ] સમયમાં ચાર પ્રકારનું કર્મ ચયને પામતું નથી" એ ઉલ્લેખને આધારે પાછલા બે પ્રકાર ટીકાકારે જણાવેલા છે. અને એ કર્મોનાં નામો પણ એમણે જ જણાવેલાં છે.

મૂળસૂત્રમાં આ વિષે એમ પણ જણાવેલું છે કે, જાતની હિંસામાં કર્મનો સંચય થતો નથી એનો અર્થ એ છે કે, એ જાતની હિંસાથી–બહુકાળ સુધી આકરા વિપાકને દેનારૂં એવું કર્મ બંધાતું નથી પણ ઘણું જ થોડું–નહિ જેવું–કર્મ બંધાય છે એટલે એવા કર્મનો વિપાક "સ્પર્શમલીસંવેદ્ય છે," વધારે નથી—" એ ચારે પ્રકારનું કર્મ અવ્યક્ત સાવદ્યવાળું છે."

ઉપર્યુક્ત ભિક્ષુમતમાં જે કર્મબંધ થાય છે તે વિષે મૂળકાર જણાવે છે કે, ( આ મતમાં )" કર્મબંધ થવાનાં ત્રણ આદાન છે.

૧ શરીરથી વધ્યપ્રાણિને સતાવવા સાથે એની હિંસા કરવા તરફ મનને ઉત્સુક કરવાથી કર્મબંધ થાય છે ( અભિક્રમ્યાદાન ).

૨ પ્રાણિને હણવા માટે નોકરને આદેશ કરીને જે વધ કરાવાય છે તેથી કર્મબંધ થાય છે ( પ્રેષ્યાદાન ).

૩ કોઇ હણનાર મનુષ્યને મનથી અનુમતિ ( હણવાની રજા ) આપવી એ કર્મબંધનું કારણ થાય છે ( મનોનુજ્ઞાદાન )

---

૧ પૃ. ૧૨૦ બીજું ટિપ્પણ જૂઓ.

૨ સૂત્રકૃ. ટી. પૃ. ૨૬.

૩ સૂત્રકૃ. નિ. ગા. ૩૧ પૃ. ૧૧.

આ ત્રણ આદાનો દ્વારા ભિક્ષુસમયમાં કર્મબંધ થાય છે અને ભાવવિશુદ્ધિદ્વારા નિર્વાણ મળે છે."— (પૃ. ૩૮ ગા. ૨૬—૨૭).

ભાવવિશુદ્ધિનું ઉદાહરણ આપતાં મૂળકાર જણાવે છે કે, "કોઇ આફતમાં આવેલો અસંયત પિતા અરાગભાવે અને અદ્વેષભાવે એ આફતનો અંત આણવા પુત્રને હણીને આરોગી જાય અથવા કોઇ સંયત [ મેધાવી ] એન આરોગી જાય તો એ બન્ને ( પિતા અને સંયત ) શુદ્ધાશયવાળા હોવાને લીધે પાપકર્મથી લેપાતા નથી"—( પૃ. ૩૯ ગા. ૨૮)

મૂળકાર આ ભિક્ષુના સમયને 'ક્રિયાવાદિદર્શન' કહે છે— ( પૃ. ૩૭ ગા. ૨૪)

ભિક્ષુના સમયમાં નીચે જણાવેલાં પાંચ સાધનો સાથે હોય ત્યારે જ કર્મબંધ થાય છે એમ ટીકાકાર[૧] જણાવે છે.

૧ જે હણાતો હોય તે પ્રાણી હોય.

૨ હણનારના મનમાં 'હણવા ધારેલો હોય એ પ્રાણી છે' એવી બુદ્ધિ હોય.

૩ હણનારના મનમાં 'હું હણું છું' એવો ખ્યાલ હોય.

૪ હણનાર શરીરથી હનનપ્રવૃત્તિ કરતો હોય.

૫ હણવાને ઇચ્છાએલો પ્રાણી હણાતો હોય.

આ પાંચ અંગોમાંનું જો એક પણ અંગ ઓછું હોય તો હનનક્રિયાજન્ય કર્મબંધ થતો નથી. એ રીતે ક્રિયામાત્રમાં સમજવું.

વળી 'ભિક્ષુસમય' માટે મૂળકાર જણાવે છે કે,

"પોતાના સંપ્રદાયના બે હજાર સ્નાતક ભિક્ષુઓને ( બોધિસત્ત્વોને વા પંચશિક્ષાપદિક વગેરેને—ટી.[૨] ) જે જમાડે તે મહાસત્ત્વ આરોપ્યદેવ થાય છે."

રસનાલાલચુ, અનાર્ય ધર્મવાળા અનાર્યો એમ કહે છે કે, "સંઘના ઉદ્દેશથી એક મોટા ઘેટાને મારીને, તેને મીઠું, તેલ અને પીપર વગેરેથી સંસ્કારીને ખાતા છતાં અમે રજ ( પાપ )થી લેપાતા નથી." ( પૃ. ૩૯૭—૩૯૯ ગા. ૨૯—૩૭—૩૮ )

અહીં ટીકાકારે[૩] ખાનારા તરીકે શાક્યોપદેશને અનુસરનારાને જણાવેલા છે.

## ૮ नियतिवाद

"કેટલાકનું એવું કહેવું છે કે, બધા જુદા જુદા જીવો જે સુખ કે દુઃખને અનુભવે છે અથવા પોતાના સ્થાનથી ભ્રષ્ટ થાય છે—એ બધું કાંઇ જીવના પુરુષાર્થને લીધે થતું નથી અર્થાત્ એ બધાનો કર્તા જીવ પોતે નથી તો બીજો એનો કર્તા કોણ હોય !

૧ સૂત્રકૃ૦ ટી૦ પૃ. ૩૮

૨ સૂત્રકૃ. ટી. પૃ. ૩૯૭.

૩ સૂત્રકૃ. ટી. પૃ. ૩૯૯

જીવો જે એ બધું સુખદુઃખ અનુભવે છે તે સાંગતિક છે-નિયતિને લીધે થાય છે અર્થાત્ જેમ બનવા કાળ હોય તેમ બન્યા કરે છે, એમાં કોઈનો પુરુષાર્થ, કાળ, ઈશ્વર, સ્વભાવ કે કર્મ એ બધાનું કાંઈ ચાલતું નથી."—[ પૃ. ૨૯-૩૦ ગા. ૧-૨-૩ ]

બીજા શ્રુતસ્કંધમાં આ વાદ સંબંધે આ પ્રમાણે જણાવેલું છેઃ-"કેટલાક શ્રમણો અને બ્રાહ્મણો એમ કહે છે કે, જે પુરુષો ક્રિયાવાદનું સ્થાપન કરે છે અને જે પુરુષો અ-ક્રિયાવાદનું સ્થાપન કરે છે તે બન્ને બનવાકાળની [ નિયતિવાદની ] અપેક્ષાએ એક સરખા છે અર્થાત્ ક્રિયાનું અને અક્રિયાનું કારણ પણ નિયતિ જ છે.

જે બાળક [ મૂર્ખ ] હોય તે એમ કહે છે કે, 'હું જે દુઃખી થાઉં છું, શોક પામું છું, ઝૂરું છું, પીટાઉં છું, પીડાઉં છું અને પરિતાપ પામું છું તે બધું મારા કરેલાનું ફળ છે અથવા જે બીજો કોઈ દુઃખ પામે છે, શોક પામે છે, ઝૂરે છે, પીટાય છે, પીડાય છે અને પરિતાપ પામે છે એ બધું એના કરેલાનું ફળ છે.'

જે મેધાવી હોય તે એમ કહે છે કે, 'હું જે દુઃખી થાઉં છું યાવત્ પરિતાપ પામું છું તે બધું મારા કરેલાનું ફળ નથી અથવા જે બીજો કોઈ દુઃખી થાય છે યાવત્ પરિ-તાપ પામે છે તે પણ તેના કરેલાનું ફળ નથી-એ બધું સાંગતિક છે-નિયતિજન્ય છે— બનવા કાળ હોય એમ બન્યા કરે છે.'"—[ પૃ. ૨૮૭-૨૮૮ ]

મૂળકારે, નિર્યુક્તિકારે[૧] અને ટીકાકારે[૨] આ મતને નિયતિવાદ કહ્યો છે.

## ૧૦ કૃતવાદ

( સૃષ્ટિની ઉત્પત્તિ વિષે કેટલાકોએ આ પ્રમાણે જુદું જુદું જણાવેલું છેઃ )

"કોઈ કહે છે કે, આ લોક દેવે[૩] બનાવેલો છે"

"કોઈ કહે છે કે, આ લોક બ્રહ્માએ બનાવેલો છે"

"કોઈ કહે છે કે, આ લોક ઈશ્વરે બનાવેલો છે"

"કોઈ કહે છે કે, જીવાજીવયુક્ત અને સુખદુઃખસમન્વિત આ લોક પ્રધાન [પ્રકૃતિ] વગેરે દ્વારા થએલો છે"

"કોઈ મહર્ષિ કહે છે કે, આ લોક સ્વયંભૂએ કરેલો છે. સ્વયંભૂએ મારને બનાવેલો છે અને એ મારની માયાથી આ લોક અશાશ્વત છે."

"કેટલાક બ્રાહ્મણો અને શ્રમણો [ પૌરાણિક ત્રિદંડીઓ ટી.] એમ કહે છે કે, આ જગત્ ઈંડામાંથી થએલું છે."—[ પૃ. ૪૨ ગા. ૫-૬ ]

બીજા શ્રુતસ્કંધમાં આ કૃતવાદને આ રીતે કહેલો છેઃ

---

૧ સૂત્રકૃ. નિ. ગા. ૩૧ પૃ. ૧૧ ૨ સૂત્ર કૃ. ટી. પૃ. ૨૯

૩ મૂળમાં દેવઉત્ત-ટીકામાં દેવોપ્ત, દેવગુપ્ત, દેવપુત્ર.

"કેટલાક બ્રાહ્મણો અને શ્રમણો આ પ્રમાણે કહે છે કે, ધર્મો [ પદાર્થો ] પુરુષાદિક છે, પુરુષોત્તર છે, પુરુષપ્રણીત છે, પુરુષસંભૂત છે, પુરુષપ્રદ્યોતિત છે, પુરુષાભિસમન્વાગત છે અને પુરુષને આશ્રીને રહેલા છે—

જેમ [ શરીરમાં થએલું ] ગુમડું શરીરમાં હોય છે, શરીરમાં વધે છે અને અંતે શરીરને જ આશ્રીને રહે છે,

જેમ ઉત્પન્ન થતી અરતિ શરીરમાં હોય છે, શરીરમાં વધે છે, અને અંતે શરીરને જ આશ્રીને રહે છે,

જેમ કોઇ રાફડો હોય છે તે પૃથ્વીમાં થાય છે, પૃથ્વીમાં વધે છે અને અંતે પૃથ્વીને આશ્રીને જ રહે છે,

જેમ કોઇ ઝાડ હોય તે પૃથ્વીમાં ઉગે છે, પૃથ્વીમાં વધે છે અને અંતે પૃથ્વીને આશ્રીને જ રહે છે,

જેમ કોઇ તળાવડી હોય તે પૃથ્વીમાં હોય છે, પૃથ્વીમાં વધે છે અને અંતે પૃથ્વીને આશ્રીને જ રહે છે,

જેમ પાણીની પ્રચુરતા પાણીમાં હોય છે, પાણીમાં વધે છે અને અંતે પાણીને આશ્રીને જ રહે છે.

જેમ પાણીનો પરપોટો પાણીમાં થાય છે, પાણીમાં વધે છે અને અંતે પાણીને આશ્રીને જ રહે છે તેમ બધા પદાર્થો પુરુષમાંથી થાય છે, પુરુષને લીધે વધે છે અને અંતે પુરુષને આશ્રીને જ રહે છે.

જે આ શ્રમણ નિર્ગ્રંથો માટે દ્વાદશાંગગણિપિટક બનાવવામાં આવ્યું છે તે કાંઇ તથ્ય નથી, સાચું નથી અને યથાર્થ નથી "—( પૃ. ૨૮૪ )

આ મતના નામ માટે મૂળકારે બીજા શ્રુતસ્કંધમાં ઈશ્વરકારણિક શબ્દ યોજ્યો છે, નિર્યુક્તિકારે[૧] એ બધાને કૃતવાદી કહ્યા છે અને ટીકાકારે[૨] પુરુષાદિક પદાર્થ માનનારને ઈશ્વરકારણિક અથવા આત્મવિવર્તવાદી–અદ્વૈતવાદી–કહ્યા છે. [ ટીકાકારે જણાવેલો અંતિમ અર્થ ઘટાવવા માટે 'પુરુષ'નો અર્થ 'આત્મા' સમજવો. ]

## ११ अवतारवाद

"અહીં કેટલાક એમ કહે છે કે, જેમ ચોકખું થયેલું પાણી પાછું મેલું થાય છે તેમ આત્મા શુદ્ધ અને અપાપ થયા પછી ફરીથી ક્રીડા અને પ્રદ્વેષથી લેપાય છે." [ પૃ. ૪૫, ગા. ૧૧–૧૨ ]

મૂળકાર અને નિર્યુક્તિકાર આ મતના નામ વિષે કાંઇ કહેતા નથી. ટીકાકાર[૩]

૧ સૂત્રકૃ. નિ. ગા. ૩૨ પૃ. ૧૧. ૨ સૂત્રકૃ. ટી. પૃ. ૨૮૫

૩ સૂત્રકૃ. ટી. પૃ. ૪૫–૪૬

જણાવે છે કે, આ મત એક જાતનો 'કૃતવાદ' છે અને આ 'કૃતવાદ' ગોશાલક મતને અનુસરનારા ત્રૈરાશિક મતને સંમત છે. જેના મતમાં આત્માની ત્રણ રાશિઓ [ દશાઓ ] મનાતી હોય તે ત્રૈરાશિક કહેવાય. આત્માની શુદ્ધ અવસ્થાવાળી દશા, પછી અકર્મદશા [ અપાપ દશા ] અને પાછી સકર્મદશા [ સપાપ દશા ] એ ત્રણ દશાઓને ત્રૈરાશિકો માને છે.

## १२ सिद्धअरोगवाद

"કેટલાકનું એમ કહેવું છે કે, સિદ્ધો થાય છે અને તેઓ રોગ વિનાના [ અરોગ ] હોય છે" (પૃ૦ ૪૭, ગા૦ ૧૫)

આ સંબંધમાં એકલા ટીકાકાર[1] આ પ્રમાણે જણાવે છે,

"કેટલાક એટલે શૈવલોકો."

"અણિમા વગેરે આઠ સિદ્ધિ પ્રાપ્ત કરીને સમાધિ દ્વારા શરીરત્યાગ કરનારા તે સિદ્ધલોકો."

## १३ लोकवाद

"કેટલાકનું એમ માનવું છે કે, લોક અનંત છે, નિત્ય છે, શાશ્વત છે—નાશ પામતો નથી. લોક અંતરવાળો છે, નિત્ય છે એમ ધીર પુરુષ જુએ છે ( "**धीरो व्यासादिः**" "ધીર એટલે વ્યાસ[2] વગેરે" ટી૦). કેટલાકનું એમ સમજવું છે કે, તીર્થંકર અપરિમિત જાણે છે તીર્થંકર સર્વત્ર અપરિમિત જાણે છે એમ ધીર (પુરુષ) દેખે છે—આ બધો લોકવાદ છે." (પૃ૦ ૪૯ ગા૦ ૫-૬-૭)

## १४ सुखेन सुखवाद

*"અહીં કેટલાક એમ માને છે કે, સુખથી સુખ થાય છે, તેમાં (સુખમાં) આર્યમાર્ગ* અને પરમસમાધિ મળે છે." [ ઉપસર્ગ અધ્યયન પૃ૦ ૯૬, ગા૦ ૬ ]

અહીં ટીકાકાર[3] એમ કહે કે, 'કેટલાક એટલે શાક્યો વગેરે અથવા જૈનો [ સ્વયૂથ્યો ]'

'સુખથી સુખ થાય છે' એ વચનનું વિવરણ કરતાં ટીકાકાર[4] જણાવે છે કે, 'તપ અને લોચ જેવાં દુઃખો સહવાથી પરિણામે કાંઇ સુખ મળતું નથી: સારો આહાર અને વિહાર હોય તો ચિત્ત સ્વસ્થ રહે છે, એથી સમાધિ થાય છે અને તેથી પરિણામે નિર્વાણ મળે છે એટલે 'સુખથી સુખ થાય છે' એ વાત ઠીક છે.

૧ સૂત્રકૃ. ટી. પૃ. ૪૭.
૨ સૂત્રકૃ. ટી. પૃ. ૪૯.
૩ સૂત્રકૃ. ટી. ૯૬
૪ સૂત્રકૃ. ટી. ૯૬

## ૧૫ સ્ત્રીસંગવાદ

"કેટલાક વાસત્યા લેકો એમ કહે છે કે, વિનંતી કરતી સ્ત્રીઓ સાથે સંબંધ કરવામાં કશો દોષ નથી.

જેમ કોઇ એક મનુષ્ય પોતાના ભરાએલા ગુમડાને ફોડીને મુહૂર્ત માત્ર સુખી થાય છે એવી રીતે સ્ત્રીસંગ, ભરાએલા ગુમડાને ફોડવા જેવો સુખકર છે.

જેમ કોઇ ઘેટું ડોળ્યા વિના પાણી પીતો સંતોષ પામે છે તેમ સ્ત્રીસંબંધમાં કોઇને પીડા થતી નથી પણ સંતોષ થાય છે– એ પ્રમાણે કેટલાક મિથ્યાદષ્ટિ અનાર્યો કહે છે."
[ પૃ૦ ૯૭ ગા૦ ૯–૧૧ ]

આ જાતના સંપ્રદાય માટે મૂળકારનો કશો નામગ્રાહ ઉલ્લેખ નથી, નિર્યુક્તિકાર[1] એને માત્ર 'પરવાદિ' તરીકે લેખે છે, ટીકાકાર[2] આ સંપ્રદાયને 'નાથવાદિક મંડલ' કહે છે અને આ રીતે બોલનારાઓને નાથવાદિક મંડળમાં ભળેલા જણાવે છે.

## ૧૬ મુક્તિસાધનવાદ

"કેટલાક મૂઢ લોકો એમ કહે છે કે, મીઠું નહિ ખાવાથી મોક્ષ મળે છે.

કેટલાક કહે છે કે, ઠંડા પાણીના સેવનથી મોક્ષ મળે છે.

કેટલાક કહે છે કે હવન કરવાથી મોક્ષ મળે છે" [ કુશીલપરિભાષા પૃ. ૧૫૮ ગા. ૧૨]

ઠંડા પાણીના સેવનથી મોક્ષ માનનારાઓને ટીકાકાર[3] ભાગવત સંપ્રદાયના તાપસ કહે છે, એઓ 'વારિભદ્રક' વગેરે અનેક જાતના હોય છે.

આ સૂત્રના સમવસરણ નામના બારમા અધ્યયનમાં ક્રિયાવાદ, અક્રિયાવાદ, વિનયવાદ અને અજ્ઞાનવાદ એ ચાર વાદોનો અધિકાર છે. મૂળ સૂત્રમાં એ વાદો સંબંધે બહુ જ ટુંકામાં આ પ્રમાણે જણાવેલું છે.

"ક્રિયાસમવસરણ, અક્રિયાસમવસરણ, વિનયસમવસરણ અને અજ્ઞાનસમવસરણ આ ચાર સમવસરણો છે, જેને પ્રાવાદુક જનો જુદાં જુદાં કહે છે." [ પૃ. ૨૧૧ ગા.૧ ]

## ૧૭ ક્રિયાવાદ

[ ક્રિયાવાદ એવા ] "કેટલાક બ્રાહ્મણો અને શ્રમણો લોકનું સ્વરૂપ બરાબર સમજીને આ પ્રમાણે કહે છે કે, દુઃખ સ્વયંકૃત છે, અન્યકૃત નથી."–[ પૃ. ૨૧૮ ગા. ૧૧ ]

---

૧ સૂત્રકૃ. નિ. ગા. ૪૯ પૃ. ૭૮

૨ સૂત્રકૃ. ટી. પૃ. ૯૯

૩ સૂત્રકૃ. ટી. પૃ. ૧૫૯

## ૧૮ अक्रियावाद

"અક્રિયાવાદિઓ અક્રિયાને કહે છે, પોતે જણાવેલા તત્ત્વમાં તેઓ ચોક્કસ નથી, કોઈ કોઈ પૂછે તો તેઓ કશું કહી શકતા નથી, આ બે પક્ષવાળું છે, આ એક પક્ષવાળું એમ કહ્યા કરે છે, કર્મનાં ૭ આયતન કહે છે [ छलायतनं च कम्मं ]. અબુઝ એવા ક્રિયાવાદીઓ એવું જૂદું જૂદું કહે છે. તેઓ કહે છે કે, સૂર્ય ઉગતો નથી, આથમતો નથી. ચંદ્રમા વધતો નથી, ઘટતો નથી. પાણી ઝરતાં નથી. વા વાતો નથી—આખો ય લોક વંધ્ય અને નિયત છે." [ પૃ. ૨૧૫ ગા. ૫–૮ ]

## ૨૦ अज्ञानवाद

"કેટલાક બ્રાહ્મણો અને શ્રમણો (એ બધા) એમ કહે છે કે, બધાં જ્ઞાનો પરસ્પર વિરુદ્ધ છે માટે અસત્ય છે, સંસારમાં ય જે બધા પ્રાણિઓ છે તે કોઈ બરાબર જાણતા નથી. જેમ અમ્લેચ્છ ભાષાને નહિ સમજનારો મ્લેચ્છ ફક્ત અમ્લેચ્છનાં વચનોનો અનુવાદ કરે છે પણ કાંઈ સમજતો નથી એટલે તેનો હેતુ જાણતો નથી તેમ બધા લોકો પોતપોતાની પરંપરામાં ઉતરી આવેલાં તત્ત્વોનો ફક્ત અનુવાદ કરે છે પણ એનો કશો હેતુ સમજતા નથી અર્થાત્ કોઈને કોઈ પ્રકારનો ચોક્કસ નિશ્ચય થતો નથી માટે અજ્ઞાન એ જ શ્રેય છે.' [ પૃ. ૩૪ ગા. ૧૪–૧૫ ]

"અજ્ઞાનવાદિઓ કુશળ છતાં અસંસ્તુત છે, શંકા [ વિચિકિત્સા ] ના પારને પામેલા નથી, એ અકોવિદો અકોવિદો સાથે વગર વિચાર્યું બોલે બોલે છે." [ પૃ. ૨૧૧ ગા. ૨ ]

## ૧૯ विनयवाद

"જે આ અનેક વિનયવાદિઓ છે તેઓ સત્યને અસત્ય સમજે છે, અસાધુને સાધુ કહે છે"–[ પૃ. ૨૧૧ ગા. ૩ ]

આચાર વાદોના અને તેના ભેદોના સંબંધમાં આગળ જણાવ્યું છે. હવે પછી આ લેખના ઉત્તર ભાગમાં આ વિષે જ વીગતથી લખવાનું છે એથી આ વાદોની વિશેષ માહિતી માટે જિજ્ઞાસુઓએ એ ભાગને જોવો.

## ૨૧ हिंसावाद

"કેટલાક શ્રમણો અને બ્રાહ્મણો એમ કહે છે અને એવી પ્રરૂપણા કરે છે કે, દરેક પ્રાણીને યાવત્ દરેક સત્ત્વોને હણવા જોઈએ, દુઃખ દેવું જોઈએ અને ઉપદ્રવ કરવો જોઈએ—[ પૃ. ૩૩૯ ]

અહીં ટીકાકાર[1] જણાવે છે કે, જે શ્રમણો અને બ્રાહ્મણો હિંસાવાદનો ઉપદેશ કરે છે તેઓ એમ કહે છે કે, ધર્મને માટે, શ્રાદ્ધને માટે અને યજ્ઞને માટે હિંસા કરવી એ યોગ્ય છે—ધર્મ્ય છે.

[1] સૂત્રકૃ. ટી. પૃ. ૩૪૦

## २३ हस्तितापसवाद

" દયાના પાલન માટે કેટલાક આ પ્રમાણે કહે છે કે બાકી બધા જીવોની દયા પળાય એ માટે વરસે વરસે એક એક મોટા હાથિને બાણ વડે મારીને અમારો નિર્વાહ કરીએ છીએ—" ( પૃ. ૪૦૩ ]

આ જાતની હિંસા કરનારાઓને નિર્યુક્તિકાર[૧] અને ટીકાકાર[૨] 'હસ્તિતાપસ' નામ આપેછે.

## २२ वेदवाद

"પોતાના સંપ્રદાયના બે હજાર સ્નાતક બ્રાહ્મણોને જેઓ જમાડે તેઓ મોટા પુણ્ય-સંઘને પ્રાપ્ત કરીને દેવ થાય છે એવો 'વેદવાદ' છે."

"બધાય ભૂતોમાં સર્વતઃ અક્ષત, અવ્યય, સનાતન, મહાન્ અને અવ્યક્તરૂપ એવો પુરુષ છે." [પૃ. ૪૦૧-૪૦૨]

ટીકાકારે આ મતને અદ્વૈતવાદ[૩] અથવા સાંખ્યવાદ[૪] કહ્યો છે.



૧ સૂત્રકૃ. નિ. ગા. પૃ. ૩૮૬.

૨ સૂત્રકૃ. ટી. પૃ. ૪૦૪

૩ સૂત્રકૃ. ટી. પૃ. ૪૦૨

૪ સૂત્રકૃ. ટી. પૃ. ૪૦૧

# ગૂજરાતના ઇસલામી ઇતિહાસની ઇસલામી ગ્રંથસામગ્રી

[ મોલવી અબુ ઝફર નદ્વી ]

હજુ સુધી આપણી ભાષામાં ગૂજરાતનો એક વિગતવાર અને સંપૂર્ણ ઇતિહાસ નથી. આવા ઇતિહાસની આવશ્યકતા વિષે ભાગ્યે જ મતભેદ હોઈ શકે. પણ આ કામ અનેક મુશ્કેલીઓથી ભરેલું છે. આ ઇતિહાસ જો એક પ્રજાનો કે એક ધર્મનો હોત તો તે કામમાં ઓછી મુશ્કેલીઓ રહેત; પણ હિન્દુસ્થાન અને તેના પ્રાન્તો જૂદી જૂદી પ્રજા અને ધર્મોનાં રહેઠાણ છે. આવી ભિન્ન ભિન્ન ભાષાઓ વાળી અને ધર્મોવાળી પ્રજાઓનો ઇતિહાસ તૈયાર કરવામાં મોટો ભય એકદેશીયતાનો છે. એક મુસલમાન ઇતિહાસકારને હાથે લખાતા ઇતિહાસમાં મોટે ભાગે મુસલમાનોના સંબંધના બનાવોનું વર્ણન આવે છે, જે વાંચતાં એમ થાય કે જાણે આ દેશમાં ફક્ત મુસલમાનોની જ વસ્તી છે. એવી જ રીતે એક હિન્દુ ઇતિહાસકારની કૃતિમાં એમ સમજાય કે આ દેશમાં મુસલમાનોની એક નાની સંખ્યા છે જે સામાન્ય રીતે તોફાન કરવામાં રોકાએલી છે. અંગ્રેજોના હાથે લખાએલા ઇતિહાસ રાજકર્તાની દૃષ્ટિથી તથા યૂરોપીય સંસ્કૃતિના ગર્વથી દૂષિત હોય છે. આ બધા પૂર્વગ્રહોમાંથી છૂટી ઇતિહાસ લખવાનો પ્રયત્ન કરનાર માટે પણ બીજી જાતની મુશીબતો હોય છે; અને તે એ કે ઇતિહાસના સાધનો તદ્દન જૂદી જૂદી ભાષાઓમાં હોય છે. આથી આ સંગ્રહ કરવાનું કામ અમુક એક વ્યક્તિ માટે કરવું લગભગ અશક્ય થઇ પડે છે. આથી આ પ્રયત્ન અનેક વિદ્વાનોના સહકારથી કોઇ એક સંસ્થા દ્વારા થાય એ જ ઉચિત છે. આથી ગૂજરાતપુરાતત્ત્વમંદિરે ગૂજરાતના ઇતિહાસની સાધનસામગ્રી તૈયાર કરવાનો પ્રયત્ન આદર્યો છે.

આ પ્રયત્નમાં કામની સગવડ ખાતર બે વિભાગ પાડવામાં આવ્યા છે—એક હિન્દુરાજ્યોના સમયનો અને બીજો ઇસલામી રાજ્યોના સમયનો. બીજા વિભાગમાં મુખ્ય બે પેટાવિભાગો આવે છે—એક ગૂજરાતમાં ઇસલામી અમલની શરૂઆતથી તે છેલ્લા ગૂજરાતી સુલતાનો સુધી. બીજામાં મોગલ શહેનશાહીના સમયથી તે અર્વાચીન કાળ સુધી. પ્રસ્તુત લેખમાં ગૂજરાતના ઇસલામી સમયના ઇતિહાસ માટે જે ગ્રન્થસામગ્રી મારા જાણવામાં છે તે નીચે નોંધું છું.

અરબ્બી,

(૧) બીલાઝરીની ફતુહુલબલદાન. આ પુસ્તકથી આપણે ચોક્કસ રીતે જાણી શકીએ છીએ કે મુસલમાનો શરૂઆતમાં ગુજરાતમાં કયે કયે ઠેકાણે આવ્યા અને ત્યાં કેવી રીતે રહ્યા; તે જમાનામાં ગુજરાતના બંદરોની સ્થિતિ કેવી હતી અને ખુદ મુસલમાનો પાસે દરીઆઇ સફર માટે કેયાં સાધનો હતાં.

(૨) મસઉદી. આ માણસ સુલતાન મસઊદ ગીઝનીના વખતમાં આવ્યો હતો. એણે ગુજરાત અને કાઠીયાવાડના કિનારાનો કંઈક અહેવાલ આપ્યો છે.

(૩) **ઇબ્ને બનુતાનો પ્રવાસ.** એમાં કેટલાક નજરે જોએલા બનાવોના વર્ણનથી ઘણી હકીકત માલમ પડે છે.

(૪) **અનનુરુસ્સાફર.** (૫) **અલમુસર એરરવી.** આ પુસ્તકોથી મુસલમાનોની વિદ્યા અને કેળવણી સંબંધી ઘણી હકીકત માલમ પડે છે.

(૬) **ઝફરૂઉલવાલા બ મુઝફ્ફર ઉલવાલા.** આ પુસ્તક અબદુલ્લા બીનમોહમદ બીન ઉમર અસફીનું લખેલું છે. આ માણુસ અસલ પટ્ટણનો રહેવાસી હતો. પણ એનો જન્મ મક્કામાં થયો હતો. એ પોતાની જીંદગીના છેલ્લા ભાગમાં અમદાવાદવાસી થઇ ગયો હતો. એના પુસ્તકો ત્રણ છે. ઉપર જણાવેલા નામનું પુસ્તક બે ભાગમાં છે. પેહલા ભાગમાં ગૂજરાતનો ઇતિહાસ છે. બીજા ભાગમાં હિંદુસ્તાનનો ઇતિહાસ છે. પુસ્તક ઘણું સારું છે અને મીરાતે સીકંદરી કરતાં વધારે બનાવોનું વર્ણન કરે છે એટલું જ નહિ પરંતુ મીરાતે સીકંદરી કરતાં વધારે ભરોંસાપાત્ર છે. કેમકે તે અલેફખાન અને ઝેહઝરખાનની સરકારમાં પ્રાઇવેટ સેક્રેટરી હતો અને સરકારી રીતે તેની માહિતી વધારે વિશાળ હતી; જો કે મીરાતે સીકંદરી આનાથી પૂર્વે લખાયલી છે છતાં સામગ્રી મેળવવાની દૃષ્ટિથી આ વધારે સારી છે. અફસોસની વાત છે કે આ પુસ્તકનો શરૂઆતનો તેમ જ છેલ્લો ભાગ નાશ થઇ જવાથી મળતો નથી તોપણ જે કાંઇ ભાગ બચેલો છે તે માહિતીથી ભરપૂર છે. આ પુસ્તક લંડનમાં મી. રૅાસે છપાવી પ્રગટ કર્યું છે.

### ફારસી

(૭) **ફીરસ્તા** ફારસી તારીખોમાં સૌથી પ્રાચીન ફીરસ્તાની તવારીખ છે. એણે પોતાના સમસ્ત હિંદના ઇતિહાસમાં ગુજરાતના સુલતાનોના વૃત્તાંત માટે એક ખાસ પ્રકરણ લખ્યું છે.

(૮) **ઝીયાઉદ્દીન બર્નીની તારીખે ફીરોઝશાહીથી** પણ ઘણી મદદ મળી શકે છે. એનો કર્તા અલાઉદ્દીન ખીલજીના વખતમાં મોજુદ હતો.

(૯) **મીરાતે સીકંદરી**—આ વિષયનું આ પ્રખ્યાત પુસ્તક છે. તેમાં ગુજરાતના સુલતાનોનો વૃત્તાંત ઘણો વિગતવાર લખ્યો છે. એમાં નજરે જોએલી બીનાઓનો અહેવાલ વધારે ભરોંસાપાત્ર છે. અફસોસની વાત છે કે એના કર્તા સીકંદર મોહમદ મંઝુએ કાર્યોના કારણો દેખાડવા માટે પ્રયત્ન કર્યો નથી. તોપણ ઉપર ઉપરની ઘટનાઓ ઇમાનદારીથી લખી છે. તેની પ્રમાણિકતા વિષે શંકા નથી. પણ આપણે ભુલવું જોઇએ નહિ કે તેનો વિષય ફક્ત ગૂજરાતના સુલતાનો છે. આ જ કારણથી તેણે અકબરના વખતના એટલા જ બનાવો લખ્યા છે જેનો સંબંધ ગુજરાતના સુલતાનો સાથે છે.

(૧૦) **મીરાતે એહમદી**—આ પુસ્તકનો કર્તા મોહમદ હુશેનબીન મોહમદઅલી છે. ગૂજરાતના રાજાઓ, બાદશાહો અને મોગલ શહેનશાહોનાં ટૂંકાણમાં વર્ણન છે. પોતે જોએલી મરાઠાઓની લડાઇઓનું તેમણે વિગતવાર વર્ણન કર્યું છે અને ઠેકઠેકાણે મોગલ શહેનશાહોનાં ફરમાનોની નકલ પણ આપી છે. એનો બીજો ભાગ પહેલાં કરતાં વધારે કિમતી

છે. એમાં ગુજરાતના જીલ્લા, શહેર, કસ્બા, ગામો વગેરેની આવક, મેહસુલ, નદીઓ, પહાડો, આયાત, નીકાશ, કારીગરીની વસ્તુઓ, મસીદો, રોઝા, મંદિરો વગેરેનું વિગતવાર પુષ્કળ વર્ણન છે. એમના કુળમાં દીવાની હતી તેથી શાહી કચેરીના કાગળો એમના હાથમાં આવ્યા હતા. તેઓ આ પુસ્તકમાં જણાવે છે કે તેમનો ઉદ્દેશ તે લખવામાં ઇતિહાસ આપવાનો નથી પણ દીવાની કાગળોને ગોઠવી તે પ્રજા સમક્ષ પ્રકટ કરી ભવિષ્યમાં તેની યાદગીરી રાખવાનો છે. ગમે તેમ હો પણ આ પુસ્તક ઐતિહાસિક સામગ્રી પૂરી પાડવામાં બીજાથી ઉતરતું નથી.

(૧૧) **અબુ તુરાબ વલીનો ઇતિહાસ**—એમની ગણના સુરીઓમાં થાય છે. અસલમાં એમના પૂર્વજો ઇરાનમાંથી આવી ચાંપાનેરમાં વસ્યા હતા. અકબરના સમયમાં અસાવળમાં રહેતા હતા, અને તે સમયમાં તેમની ઉન્નતિ થઇ હતી. મરાઠાઓની લુંટફાટથી અસાવળ જ્યારે ઉજ્જડ થઈ ગયું ત્યારે તેમનું ખાનદાન અમદાવાદમાં આવી વસ્યું. હુમાયુ બાદશાહ અને બહાદુરશાહ ગૂજરાતી વચ્ચે પત્રવ્હેવાર ચાલતો હતો ત્યારથી તે અબદુર રહીમ ખાનખાનાનની સુબાગીરી સુધીની નજરે જોએલી બીનાઓ એમણે લખી છે. મારા અભિપ્રાય પ્રમાણે તે સમયના બનાવોનું એમનું લખાણ ખાસ ભરોંસાપાત્ર છે; કારણકે એ ઉસ્માનખાં ગૂજરાતીના દરેક કાર્યમાં ભાગીદાર હતા અને રાજ્યના બધા ફેરફારો એમની સમક્ષ થયા હતા. વળી એમનો પ્રજા અને અમલદાર બન્ને સાથે સંબંધ હતો. આથી એમને સત્ય બીનાઓ માલુમ પડી છે.

(૧૨) **અકબરનામા**, (૧૩) **તુઝૂકકે જહાંગીરી**, (૧૪) **ઇકબાલનામાએ જહાંગીરી**, (૧૫) **શાહજહાંનામા**, (૧૬) **આલમગીરનામા**, (૧૭) **આલમશાહી**. આ બધાં પુસ્તકોમાંથી મોગલ બાદશાહોના ગૂજરાતના સંબંધના ખાસ કાર્યોની માહીતી મળે છે.

(૧૮) **તબકાતે નાસેરી**, (૧૯) **ઝફરનામા**, (૨૦) **સૈરૂલમુતા ખેરીન**, (૨૧) **મુનતખે બુત તવારીખ**. આ ગ્રંથોમાંથી સામાન્ય બીનાઓનો પત્તો લાગે છે. જો કે તેમાં ખાસ કરીને ગુજરાતના બનાવોનો ઉલ્લેખ નથી, પણ કોઇ કોઈ જગ્યાએ કેટલાક બનાવોનો ઉલ્લેખ કોઇના સંબંધમાંથી કર્યો છે જે કદર કરવા જોગ છે.

૨૨) **રૂકઆતે આલમગીરીથી** ગુજરાત સંબંધી કેટલીક કિંમતી હકીકતો જણાય છે અને કેટલાક બનાવો ઉપર પણ પ્રકાશ પડે છે.

(૨૩) **ખાફીખાનની લુબાઉલ લુબાબ**—આ ગ્રંથનો ઉલ્લેખ નીચેના કારણથી કરવા જોગ છે. મોહમદ ખુદાબક્ષ જે વખતે ગુજરાતનો સુબો હતો તે વખતે તેના પિતા મુરાદના ખાસ નોકરોમાં હતો. અને મુરાદના વધ-સુધી એનો શુભચિંતક રહ્યો. આ જ કારણથી તેને ઔરંગઝેબ સાથે એક જાતનું વેર રહેલું છે. એણે જે બનાવો લખ્યા છે તે તેણે જોયા હશે કે તેના પોતાના પિતા પાસેથી સાંભળ્યા હશે.

(૨૪) **મઆસુરલ ઉમરા**—કર્તા શાહનવાઝખાન છે. મોગલ યુગના અમીર ઉમરાવોના વર્ણન બની શકે તેટલાં કીધાં છે. તેમાંથી કેટલાકમાં ગુજરાતના અમીરોનો પણ અહેવાલ માલમ પડે છે.

(૨૫) માલવાની તારીખ (૨૬) તારીખે બીજાપુર આ પુસ્તકોમાં ગુજરાતના સુલતાનોના વખતમાં તેમની સાથે સંબંધ ધરાવતી તમામ બીનાઓ માલમ પડે છે અને ખાસ કરીને લડાઇઓની ઘટનાઓની કલ્પના સારી રીતે થઇ શકે છે.

(૨૭) તારીખે ખમબાયત (ખંભાત): આ પુસ્તકની મદદથી ખંભાતના હાકેમોની હકીકત અને કેટલીક જરૂરી સામગ્રી એકઠી થઈ શકે છે.

(૨૮) રયાઝુસ સલાતીન—ખરી રીતે કહીએ તો આ બંગાળાનો ઇતિહાસ છે. તેથી ગૂજરાત વિષે એમાં કાંઇ વર્ણન નથી. પરંતુ બંગાળા અને સુરત બંદરના સંબંધથી ગૂજરાતના બંદરો સાથે સંબંધવાળા યૂરોપીઅનોના વૃત્તાન્તો આમાંથી ટુંકાણમાં કંઇક માલમ પડે છે.

ઉર્દૂ

(૨૯) તમદ્દુને હિંદ—આ પુસ્તક મૂળ ફ્રેન્ચ ભાષામાં છે તેનો કર્તા ડોક્ટર ગેસ્તાવ લીબન છે. આ પુસ્તકનું ભાષાંતર સૈયદઅલી બીલગીરામીએ ઘણી ખુબીથી ઉર્દૂમાં કર્યું છે. આ પુસ્તકમાં ગૂજરાત વિષે કાંઇક માહીતી મળી શકે છે. ખાસ કરી હુન્નર, કળા અને વિદ્યા વિષે એમાંની માહિતી વખાણવાલાયક છે. ઠેકાણે ઠેકાણે ચિત્રો પણ આપ્યાં છે.

(૩૦) મોલવી ઝૂકા ઉલ્લાનો હિંદનો ઇતિહાસ. આમાં તારીખે ફિરસ્તાની માફક એક ખાસ પ્રકરણ ગૂજરાતના ઇતિહાસ માટે જૂદું રાખ્યું છે. મોલવી સાહેબે ફારસી, અરબી, અંગ્રેજી, ફ્રેન્ચ, પોર્તુગીઝ, હિન્દી ભાષાઓમાંથી સામગ્રી એકઠી કરી છે અને જ્યાં સુધી બની શકે ત્યાં સુધી પૂરતી મહેનત કરી પુસ્તક પૂર્ણ કરવા પ્રયત્ન કર્યો છે.

(૩૧) સેરૂલ અજમ—અલ્લામા શીબલીનો આમાનીની કૃતિ છે. એનો વિષય ફારસી કાવ્યનો ઇતિહાસ છે. કોઈ કોઇ ઠેકાણે કોઇના સંબંધથી ગૂજરાતના બનાવો ઉપર પ્રકાશ પાડે એવી બીનાઓ વર્ણવી છે.

યોદ અય્યામ—આ ૮૫ પાનાનો લઘુગ્રંથ છે. એના કર્તા મોલવી અબ્દુલ હઇનિ દવ તોલ ઉલમાના મન્ત્રી છે. પુસ્તકનો વિષય ગૂજરાતની વિદ્યા સંબંધી હકીકત લખવાનો છે. આમાં ગૂજરાતના સુલતાનો, તેમની શાસનપદ્ધતિનાં લક્ષણો, વિદ્યા, અને કળાને ઉત્તેજન, ગૂજરાતના સૂરીઓ અને વિદ્વાનોના કાર્યોનું ટૂંકામાં વિવેચન કર્યું છે.

૩૩. ખીલાફત અને હિન્દુસ્તાન—આ પણ એક નાનો ગ્રંથ છે. કર્તા મૌલાના સૈયદ સુલેમાન નદ્દી. લેખકનો મુખ્ય ઉદ્દેશ ખીલાફત અને હિંદનો સંબંધ સાબીત કરવાનો છે. પણ કોઇ કોઇ જગ્યાએ બંદરોના સંબંધથી ગૂજરાત વિષે કેટલીક હકીકત આવે છે જે આપણા ઇતિહાસ માટે ઘણી ઉપયોગી છે.

૩૪. સૈયદઅલી તુરકીનું સફરનામું—આ મુસાફરીનો વૃત્તાન્ત છે. તે પણ ટુંકો ગ્રંથ છે. આ એક તુરકી અમલદારે લખ્યો છે જેને તુરકીના સુલતાને ગુજરાતીઓની મદદ માટે એક નૌકા સૈન્ય આપી પોર્ટુગીઝોને કહાડી મુકવા માટે મોકલ્યો હતો. જ્યારે હુમાયુ બીજી વખતે હિંદુસ્તાનમાં આવ્યો હતો તે સમયે આ નૌકા સૈન્ય અહીં પહોંચ્યું હતું. આ અમલદારે આખો કાફલો ગુજરાતીઓને સોંપી ખુશ્કીના રસ્તે દિલ્હી, લાહોર, કાબુલ થઇને કોન્સટનટીનોપલ પ્હોંચીને તેણે પોતાના પ્રવાસની હકીકત લખી હતી. તેનું ભાષાંતર ઉર્દુ અને અંગ્રેજીમાં થઇ ગયું છે.

૩૫. ચીના મુસાફરના સફરનામાઓમાં મુસલમાનોનાં આવ્યાં પહેલાંનો વૃત્તાંત મળે છે. એનાથી દેશ તથા ધર્મ સંબંધી અહેવાલ માલુમ પડે છે.

૩૬. બરનીયરનું સફરનામું પણ ઉપયોગી છે તેનાથી પણ કાંઇક માહિતી મળી શકે છે.

મારી પાસે જે પુસ્તકો મોજુદ છે તેનું મેં વર્ણન કર્યું છે. હું હમણાં જુદી જુદી લાયબ્રેરીઓને જોઉં છું અને આ ઉદ્દેશથી ગુજરાત અને કાઠીઆવાડના પ્રવાસે જવા ઇચ્છા રાખું છું. મને આશા છે કે આથી ઘણી ચીજો એકઠી થશે જેથી ગુજરાતના ઇતિહાસમાં મદદ મળશે. વળી પ્રાચીન લખાણો, ફરમાનો, સીક્કાઓથી પણ મદદ લઇશ જે ધીમે ધીમે મારી પાસે એકઠા થતા જાય છે.

હવે મને જે પુસ્તકો મળ્યાં નથી તેનાં નામ આપું છું.

( ૧ ) એહમદશાહી—સુલતાન એહમદશાહના કામનું વૃત્તાંત છે. કર્તા હલવી શીરાઝી છે. ઘણુંકરીને ફીરદોશીની માફક કર્તાએ બધા બનાવો કાવ્યમાં લખ્યા છે.

( ૨ ) મુઝફ્ફરશાહી—મુઝફ્ફર અને તેની શાસનપદ્ધતિ વિષે છે.

( ૩ ) મેહમુદશાહી—મેહમુદનું વર્ણન છે.

( ૪ ) મલાલી—મુઝફ્ફર બીજાને વિષે છે.

( ૫ ) બહાદુરશાહી—બહાદુરશાહના રાજ્યનું વર્ણન છે.

( ૬ ) સોરઠની તારીખ ( ૭ ) રૂકઆતે શુનાગુન. ફારસીમાં રણછોડજી દિવાને આ પુસ્તક લખ્યું છે. એના પરથી સોરઠની તારીખનું હાડપીંજર સારી રીતે તૈયાર કરી શકાશે.

( ૮ ) ખીમરાજના વખતમાં એક મુસલમાન મુસાફર અબુ ગૂયદુલહુસેન આવ્યો હતો. તેણે પોતાના સફરનામામાં અહીંઆની હકીકત લખી છે. તે ઘણુંકરીને કિંમતી હશે.

( ૯ ) અબદુરનું સફરનામું-આ પણ ઘણું કરીને કિંમતી હશે. આ જ રીતે રાધનપુર, જૂનાગઢ, પાલનપુર, વડોદરા, જામનગરની તારીખો અને હેમીલ્ટનનું સફરનામુ વગેરે આપણે માટે ઘણાં ઉપયોગી છે. વાંચકોને વિનન્તી છે કે આપના જોવામાં આમાંનું કાંઇક આવે તો મને ખબર આપજો, અને તે પ્રમાણે ગૂજરાતના ઇતિહાસને ઉપયોગી બીજું કાંઇ પણ હાથમાં આવે તો તેની પણ ખબર આપવા વિનંતી છે.

# स्वप्नवासवदत्त ઉપર નવો પ્રકાશ.

[ લેખક કેશવલાલ હ. ધ્રુવ. ]

ભાસના આ ઉત્તમ નાટકનો અનુવાદ મેં દસબાર વરસ ઉપર પ્રગટ કર્યો હતો, ત્યારે એના ઉપોદ્‌ઘાતમાં પરમ દક્ષિણના વિદ્વાન શોધક ત. ગણપતિ શાસ્ત્રીએ પ્રકાશમાં આણેલાં એ અને બીજાં બાર નાટકના કર્તૃત્વનો પ્રશ્ન મેં સંક્ષેપમાં ચર્ચ્યો હતો. એ લેખમાં આપેલાં પ્રમાણ મોટે ભાગે આનુમાનિક હતાં. જે જૂજ શાબ્દ પ્રમાણ રજુ કર્યાં હતાં તે મારા મંતવ્યનાં પોષક તો હતાં, પણ શંકાશીલની શંકા ટાળી સંપૂર્ણપણે એ મંતવ્યનાં પ્રતિપાદક ન હતાં. તે ત્રુટિ અલંકારશાસ્ત્રના અપ્રસિદ્ધ સાહિત્યનાં કેટલાંક વચનની સહાતાથી બને તો હું દૂર કરવા ઇચ્છું છું. એ વચન પ્રથમતઃ स्वप्नवासवदत्त સાથે સંબંધ ધરાવે છે. એટલે આ લેખમાં હું એ નાટકની વાચનાનો અને એના કર્તૃત્વનો પ્રશ્ન જ સ્પર્શવા ધારૂં છું.

કેટલાક વિવેચકનું એવું સમજવું છે કે મુદ્રિત स्वप्नवासवदत्तની વાચના મૌલિક વાચના નથી. આ સમજ કોઇ કોઇ સ્થળે એ વાચના ત્રુટિત અને અનેક સ્થળે દૂષિત હોવાથી ઉત્પન્ન થઇ છે. જે હાથપ્રત ઉપરથી स्वप्नवासवदत्त છપાયું છે તે મલયાલમ લિપિમાં સ્થાનિક મંદિરના ખેલાડી માટે લખાયલી જણાય છે. કદાચિત તે એ અર્થો અક્ષર જાણનારા ખેલાડીના હાથની પરંપરાએ ઊતરી આવેલી પણ હોય. લેખકની વધતીઓછી કુશળતાના પરિણામે એક જ પુસ્તકની હાથપ્રતોમાં કેવો તફાવત પડી જાય છે, તે પ્રાચીન સાહિત્યના સંશોધકોનું અજાણ્યું નથી. આવાં કારણથી ઉક્ત મલયાલમ વાચનામાં પણ ત્રુટિઓ અને અશુદ્ધિઓ આવી ગયેલી દૃષ્ટિગોચર થાય છે. મારા અનુવાદની ટિપ્પણીમાં ઘણાખરા અશુદ્ધ પાઠની મેં નોંધ લીધી છે, અને તે પાઠ આંતર પ્રમાણ તથા ઔચિત્ય ઉપર નજર રાખી સંસ્કારી લીધા છે. મુદ્રિત વાચનાની એ પરંપરાપ્રાપ્ત ખામીઓ તેના વાસ્તવિકપણાની આડે આવતી નથી. નાટકના વસ્તુનું અખંડપણું જ વાચનાના અખંડપણાનું પ્રમાણ છે. અન્યત્ર ઉદાહૃત પ્રસંગથી જે વાચનાનું સળંગપણું સ્થાપિત થતું હોય, તે અખંડ કહેવાય. તેની સાંકળના અંકોડા કોઇ ઠેકાણે તુટેલા કે કઢંગી રીતે જોડી દીધેલા જણાય, તો વાચના ખંડિત લેખાય. મુદ્રિત વાચના ખંડિત નથી તે સત્ય પ્રકાશમાં આવેલાં અનેક અવતરણ પ્રતિપાદન કરે છે. स्वप्नवासवदत्तની મુદ્રિત વાચનામાં નીચેના પ્રસંગ સાંકળેલા જોવામાં આવે છે. ( ૧ ) નાટકના પહેલા અંકમાં વાસવદત્તા પદ્માવતીના હાથમાં સોંપાય છે. ( ૨ ) તે પછીના પ્રવેશકમાં અને બીજા અંકના આરંભમાં કંદુકક્રીડાનો નિર્દેશ છે. ( ૩ ) અનંતર પદ્માવતી સાથે વત્સરાજના આર્થિક વિવાહનો પ્રસ્તાવ છે. ( ૪ ) ત્રીજા અંકમાં પાણિગ્રહણ નિર્દિષ્ટ છે. ( ૫ ) તે પછીના પ્રવેશકમાં વસંતકના મુખે મિષ્ટાન્નભોજન આદિથી વરરાજાના સત્કારનું કથન છે. ( ૬ ) ચોથા અંકમાં પ્રમદવનવિહારને અંગે શેફાલિકાગુલ્મ પાસેની બેઠકમાં બહુપત્નીક વિવાહનો આદર્શ રજુ કર્યો છે. ( ૭ ) તે પછીના પ્રવેશકમાં વત્સરાજે વાસવદત્તાને વિશેષક ચિતરવાનું શીખવ્યું હતું તેવું જ વિશેષક પદ્માવતીના કપાળમાં ચિતરેલું જોઈ વાસવદત્તા સાંભરી

આવ્યે રાજા સંતપ્ત થાય છે તેના, અને રાજાને સંતપ્ત જાણી પદ્માવતી પણ અસ્વસ્થ બને છે તેના સમાચાર છે. (૮) પાંચમા અંકમાં સ્વપ્નનો અને સ્વપ્નને અંતે વાસવદત્તાની ઝાંખીનો અવિસ્મરણીય પ્રસંગ છે. (૯) અહીં રસાંતરરૂપે આરુણિના પરાભવની વધામણીની અને દક્ષિણવત્સ ઉપર ચડાઈની સૂચના છે. (૧૦) તે પછીના વિષ્કંભકમાં આર્થિક વિવાહના ફળરૂપે દક્ષિણવત્સના વિજયનો ઉલ્લેખ છે. (૧૧) છઠ્ઠા અંકમાં વાસવદત્તાના સમાગમના શુભ શુકનરૂપ ઘોષવતીની પ્રાપ્તિ અને કાવ્યસંહાર અંગના નિરૂપણ વગર નાટકની સમાપ્તિ વર્ણવી છે. આ રીતે ૭ અંક બે પ્રવેશક અને એક વિષ્કંભકમાં નાટક વિભક્ત છે, તેમાં ઉપર કહેલા અગિયાર પ્રસંગ અનુસ્યૂત છે. એમાંના એક સાત આઠ અને અગિયાર શારદાતનયે [1]ભાવપ્રકાશમાં આપ્યા છે તે છે. આઠમો પ્રસંગ ભોજદેવના

---

૧ જર્નલ ઑફ ધ રૉયલ એશિઆટિક સોસાઇટીના ૧૯૨૪ ના ઑક્ટોબરના અંકમાં ત. ગણપતિશાસ્ત્રીએ શારદાતનયકૃત ભાવપ્રકાશનો પ્રસ્તુત ભાગ પ્રસિદ્ધ કર્યો છે. એ તેમણે ઉક્ત પુસ્તકના આઠમા અધિકારમાંથી લીધો છે. અહીં તે હું જૂજ આવશ્યક ફેરફારથી ઉતારું છું.

प्रशान्तरसभूयिष्ठं प्रशान्तं नाम नाटकम् ।
न्यासो न्याससमुद्भेदो बीजोक्तिर्बीजदर्शनम् ॥

अन्तोऽनुद्दिष्टसंहारः प्रशान्ते पञ्च संधयः ।
कैशिकी वृत्तिरत्र स्यादिति द्रौहिणिरब्रवीत ॥

स्वप्नवासवदत्ताख्यमुदाहरणमत्र तु ।
आच्छिद्य भूपाद् व्यसनाद् देवीं मागधिकाकरे ॥

न्यस्ता यतस्ततो न्यासो मुखसंधिरयं भवेत् ।
न्यासस्य च समुद्भेदः प्रतिमुखमुदाहृतम् ॥

पद्मावत्या मुखं वीक्ष्य विशेषकविभूषितम् ।
देव्या आवन्तिकाया हि स्मृतं भूमिभुजा यथा ॥

उत्कण्ठितेन सोद्वेगं बीजोक्तिर्नामकीर्तनम् ।
हा हा वासवदत्ते त्वं क्व यासीत्यादि दृश्यते ॥

सहावस्थितयोरेकं प्राप्यान्यस्य गवेषणम् ।
दर्शनस्पर्शनालापैरेतत् स्याद् बीजदर्शनम् ॥

अत्रोदाहरणं चायं तत्रस्थः श्लोक इष्यते ।
चिरप्रसुप्तः कामो मे वीणया प्रतिबोधितः ।
तां तु देवीं न पश्यामि यस्या घोषवती प्रिया ॥

किं ते भूयः प्रियं कुर्यामिति वाग् यत्र नोच्यते ।
अन्तोऽनुद्दिष्टसंहार इत्याहुर्भरतादयः ॥

[1]शृङ्गारप्रकाशमां અને અભિનવગુપ્તના [2]ध्वन्यालोकलोचनमां પણ ઉપક્ષિપ્ત છે. લોચનકારે भरतनाट्यशास्त्रनी [3]अभिनवभारतीमां દ્વિતીયપ્રસંગનો પણ નિર્દેશ કર્યો છે. ત્રીજા ચોથા પાંચમા અને નવમા પ્રસંગનું વંદ્યઘટીય સર્વાનંદના [4]अमरकोशटीकासर्वस्वमां સૂચન છે; અવશિષ્ટ છઠ્ઠા પ્રસંગનો એકદેશ રામચંદ્ર અને ગુણચંદ્રે રચેલા [5]नाट्यदर्पणमां ઊતાર્યો છે. ઉક્ત પ્રસંગમાં આવેલો [6]शरच्छशाङ्क પ્રતિકનો શ્લોક વામનની काव्यालङ्कारसूत्रवृत्तिमां આપેલો છે. આ રીતે અલંકારશાસ્ત્રના સાહિત્યમાં ઉદાહૃત પ્રસંગ પૈકી એકે એવો નથી કે જે નાટકની પ્રસંગપરંપરામાં દૃષ્ટિગોચર થતો ન હોય. અર્થાત નાટકની વાચના અખંડિત-મૌલિક જ છે.

વિશેષમાં ઉમેરવું જોઈયે કે મુદ્રિત स्वप्नवासवदत्तनी प्रस्तावना પણ અસલ સ્વરૂપમાં ઊતરી આવી છે. સાગરનંદીએ नाट्यलक्षणमां આમુખ કિંવા પ્રસ્તાવનાના વિવિધ પ્રકારનું નિરૂપણ કરતાં આ નાટકની પ્રસ્તાવના પણ ઉદાહરણરૂપે વર્ણવી છે. એ ભાગ અહીં હું આપું છું. नेपथ्ये सूत्रधारः उत्सारणां श्रुत्वा पठति । अये कथम्, तपोवनेऽप्युत्सारणा । विलोक्य । कथम् मन्त्री यौगन्धरायणः वत्सराजस्य राज्यप्रत्यानयनं कर्तुकामः पद्मावतीयजनेनोत्सार्यते ।. અહીં નાટ્યલક્ષણકાર સ્વપ્નવા-

---

१ પૂર્વની ટિપ્પણીમાં કહેલા માસિકમાં શાસ્ત્રીજીએ ભોજદેવકૃત शृङ्गारप्रकाशना બારમા પ્રકાશમાંથી ઊતારેલો પ્રસ્તુત ભાગ આ પ્રમાણે છેઃ—स्वप्नवासवदत्ते पद्मावतीमस्वस्थां द्रष्टुं राजा समुद्रगृहकं गतः । पद्मावतीरहितं च तदवलोक्य तस्या एव शयने सुष्वाप । वासवदत्तां च स्वप्नेऽस्वप्नवद् ददर्श । स्वप्नायमानश्च वासवदत्तामाबभाषे । स्वप्नशब्देन नेह स्वापो वा स्वप्नदर्शनं वा स्वप्नायितं वा विवक्षितम् ।. અહીં પણ એક સ્થળે ભ્રષ્ટ પાઠ સંસ્કારી લીધો છે.

२ ध्वन्यालोकના ત્રીજા ઉદ્દ્યોત ઉપરની ટીકામાં લોચનકારે स्वप्नवासवदत्तना નિર્દેશપૂર્વક નીચેની ગાથા ઊતારી છેઃ—

स्वचितपक्ष्मकपाटं नयनद्वारं स्वरूपतालेन ।
उद्घाट्य सा प्रविष्टा हृदयगृहं मे नृपतनूजा ॥

३ જુઓ अभिनवभारतीमांनो નીચેનો ઊતારોઃ—क्वचित् क्रीडा । यथा स्वप्नवासवदत्ते ।

४ જુઓ પ્રસ્તુત ટીકામાંનું નીચેનું અવતરણઃ-स्वदेशमात्मसात् कर्तुमुदयनस्य पद्मावतीपरिणयोऽर्थशृङ्गारः स्वप्नवासवदत्ते ।

५ नाट्यदर्पणકારે ભાસકૃત स्वप्नवासवदत्तमांथी લીધેલો શ્લોક નીચે મુજબ છે.

पादाक्रान्तानि पुष्पाणि सोष्म चेदं शिलासनम् ।
नूनं काचिदिहासीना मां दृष्ट्वा सहसा गता ॥

ઉદ્ધૃત શ્લોક નીચે પ્રમાણે છે.

शरच्छशाङ्कगौरेण वाताविद्धेन भामिनि ।
काशपुष्पलवेनेदं साश्रुपातं मुखं मम ॥

सवदत्तनी प्रस्तावनाना શબ્દનું અવતરણ કરતો નથી, પણ ભળતા જ પોતાના શબ્દમાં પ્રસંગનું નિરૂપણ કરે છે. પ્રસ્તાવનામાં યૌગંધરાયણના પ્રવેશનો નિર્દેશ છે નહિ. એમાં તો મગધરાજના ભટના પ્રવેશનો જ ઉલ્લેખ છે. નાટકનો આરંભ ભટના પ્રવેશથી થાય છે. તે પછી યૌગંધરાયણ અને વાસવદત્તા રંગભૂમિ ઉપર દેખા દે છે. વાસ્તવિક ક્રમ પણ એ જ સંભવે છે. આ કારણથી હું માનું છું કે સાગરનંદી પોતાના શબ્દમાં स्वप्नवासवदत्तनी प्रस्तावनानुं નિરૂપણ કરે છે. આવી રીતે भावप्रकाशनांના ઉતારામાં हा हा वासवदत्ते त्वं क्व यासि એ શબ્દો પણ નાટકમાંથી ઉદ્ધૃત નથી, પણ શારદાતનયના પોતાના છે. નાટકમાં તો वासवदत्ते तिष्ठ तिष्ठ એટલું જ છે.

મુદ્રિત વાચના મૌલિક છતાં કોઇ કોઇ સ્થળે ત્રુટિત છે, તે મેં આરંભમાં કહ્યું છે. એના દૃષ્ટાંત તરીકે બે સ્થાન અહીં ચર્ચવા જેવાં છે. स्वप्नवासवदत्तમાં વર્ણવેલા છટ્ઠા પ્રસંગના અંગે પૂર્વે नाट्यदर्पणना पादाक्रान्तानि પ્રતીકવાળા શ્લોકનો નિર્દેશ કરવામાં આવ્યો હતો તેનાથી એક ચર્ચા ઉપસ્થિત થાય છે. પ્રસ્તુત શ્લોક શેફાલિકાગુલ્મ પાસેની બેઠકમાં પેસતાં વત્સરાજ શિલાસન સામું જોઈ બોલે છે, એમ नाट्यदर्पणકારે જણાવ્યું છે. મુદ્રિત स्वप्नवासवदत्तમાં એ અનુષ્ટુપ છે નહિ. પરંતુ नाट्यदर्पणમાં કરેલા વિગતવાર ચોકસ નિર્દેશ ઉપરથી તે એ નાટકના ચોથા અંકનો છે એમ સ્પષ્ટ દીસી આવે છે. મુદ્રિત વાચનાને પણ તે શ્લોક ખપે છે. વત્સરાજની ઉક્તિ જ એની ખાતરી આપે છે. પ્રસંગ ઉપરટપકે જોઈ જઇયે. માધવીમંડપમાંથી ચેટી ડાળી હલાવી ભમરા ઊડાડે છે, એટલે ભડકણભૂત વસંતક બૂમ મારે છે કે ' ઓ બાપ રે ! ભમરા વળગે છે. જોજે મિત્ર આવતા.' ત્યારે પ્રેમાળ હૃદયનો રાજા કહે છે:–

मा मा भवानेवम् । मधुकरसंत्रासः परिहार्यः । पश्य ।
मधुमदकला मधुकरा मदनार्ताभिः प्रियाभिरुपगूढाः ।
पादन्यासविषण्णा वयमिव कान्तावियुक्ताः स्युः ॥
तस्मादिहैवासिष्यावहे ।

આ ઉક્તિમાંની ગાથા અને એના પછીના વાક્યની એવી મતલબ છે કે આપણાં પગલાંથી અમે જેમ હવણાં વ્હાલી પદ્માવતીથી વિયુક્ત થયા, તેમ તારાં પગલાંથી ભમરા એમની વ્હાલી ભમરીથી વિયુક્ત થશે; અર્થાત્ આપણે અહીં બેઠકમાં જ બેસીએ. પ્રસ્તુત ઉક્તિમાં રાજા પધારતાં પદ્માવતી બેઠક તજીને ગયાનો નિર્દેશ ઉપમા દ્વારા સ્પષ્ટ પ્રતીત થાય છે. મુદ્રિત स्वप्नवासवदत्तમાં આવંતિકા અને ચેટી સાથે પદ્માવતી માધવીમંડપમાં પેસી જાય છે તે પછી વસંતક બેઠકે આવતાં લાગલો કહે છે, કે तत्तभोदी पदुमावदी इह आअच्छिअ णिग्गदा भवे। એ કથનમાં પદ્માવતી બેઠક તજીને ચાલી ગયાનું જે અનુમાન છે, તેને ટેકો આપનારી બેઠકની પરિસ્થિતિનું નિરૂપણ ખૂટે છે. એ ખોટ नाट्यदर्पणमांનું અવતરણ પૂરે છે. આ સ્થળે ધ્યાનમાં લેવું જોઇયે કે મુદ્રિત વાચના કેટલી ભ્રષ્ટ છે? એ જેવી છે તેવી નીચે ઉતારૂં છું.

विदूषकः। तत्तभोदी पदुमावदी इह आअच्छिअ णिग्गदा भवे।

राजा। कथं भवान् जानाति।

विदूषकः । इमाणि अवइदकुसुमाणि सेफालिआगुच्छआणि पेक्खदु दाव भवं।

राजा । अहो विचित्रता कुसुमस्य वसन्तक ।

वासवदत्ता आत्मगतम् । वसन्तअसंकित्तणेण अहं पुण जाणामि उज्ज-इणीए वत्तामि त्ति ।

राजा । वसन्तक अस्मिन्नेवासीनो शिलातले पद्मावतीं प्रतीक्षिष्यावहे ।

विदूषकः । भो तह । उपविश्योत्थाय । ही ही सरअकाळतिक्खो दुस्सहो आदवो । ता इमं दाव माहवीमण्डवं पविसामो ।

राजा । बाढम् । गच्छाग्रतः ।

विदूषकः । एवं होदु ।

उभौ परिक्रामतः ।

અહીં રાજા પદ્માવતી આવતા સુધી બેઠકમાં બેસવાનું કરાવે છે. વસંતક તેની હા પાડે છે. પરંતુ તે બેસીને ઊભો થઈ જાય છે અને શરદ ઋતુના કરડા તાપની ફરિયાદ ઊઠાવી માધવીમંડપમાં જવા વીનતી કરે છે. સહજે પ્રશ્ન થાય છે જે એ કેટલી વાર બેઠો કે તેને તાપ લાગી ગયો ? બીજો પ્રશ્ન એ થાય છે કે શું રાજા અને વસંતક બહાર ઊભા ઊભા પદ્માવતી આવી ગયાની વાત કરે છે અને પછીથી બેઠકમાં જાય છે ? મને તો અહીં ઉક્તિઓ ઊલટપાલટ થઈ હોય એમ લાગે છે. ગોટાળો દૂર કરી વાંચવા પ્રયત્ન કરિયે તો પાઠ આ પ્રમાણે સંભવે છે:–

राजा । वसन्तक अस्मिन्नेवासीनो शिलासने पद्मावतीं प्रतीक्षिष्यावहे ।

विदूषकः । भो तह ।

उभावुपविशतः ।

राजा निरूप्य ।

पादाक्रान्तानि पुष्पाणि सोष्म चेदं शिलासनम् ।
नूनं काचिदिहासीना मां दृष्ट्वा सहसा गता ॥

विदूषकः । तत्तभोदी पदुमावदी इह आअच्छिअ णिग्गदा भवे।

राजा । कथं भवान् जानाति ।

विदूषकः । इमाणि अवइदकुसुमाणि सेहालिआगुम्मआणि पेक्खदु दाव भवं।

राजा । अहो विचित्रता कुसुमानाम् ।

वासवदत्ता आत्मगतम् । अणेण संकित्तणेण अहं पुण जाणामि उज्ज-इणी वुत्तत्ति ।

वसन्तकः उत्थाय । ही ही सरअकालतिक्खो दुस्सहो आदवो । ता इमं दाव माहवीमण्डवं पविसामो ।

राजा । बाढम् । गच्छाग्रतः ।

विदूषकः । एवं होदु । तथा करोतिः ।

આ ઘટના અનુસાર રાજા બેઠકમાં જુએ છે તો પટમાં ફૂલ ચંપાયલાં જણાય છે, અને પગ મૂકે છે તો શિલાસન હૂંફાળું લાગે છે. તે ઉપરથી એ કહે છે, કે કોઇ સ્ત્રી અહીં બેઠી હશે તે મને જોઈ–અર્થાત્ અબઘડી ચાલી ગઈ જણાય છે. રાજાના એ અનુમાનથી આગળ વધી વસંતક ઉમેરે છે કે એ આવી જનાર દેવીથી જ હોવાં જોઇએ. રાજા પૂછે છે કે આવી જનાર પદ્માવતી જ છે એમ તું શા ઉપરથી કહે છે ? વસંતક શેફાલિકાગુલ્મ તરફ આંગળી કરી ઉત્તર વાળે છે કે જુઓ આ ઝાડ; એનાં ફૂલ તાજાં જ ચૂંટાયલાં છે. એ વચનથી રાજાની દૃષ્ટિ શેફાલિકા તરફ વળે છે. નજર પડતાં જ આનંદમુગ્ધ બની તે કહે છે, 'અહાહા ! પુષ્પતી શોભા અનેરી છે !' પદ્માવતીએ વત્સરાજની આ કુસુમરસિકતા પ્રીછી દાસીને વધુ શેફાલિકાપુષ્પ ચૂંટી લાવવા પૂર્વે ના પાડી હતી. આવા જ આનંદોદ્ગાર ઉજ્જયિનીની વિશ્વવિખ્યાત પુષ્પસમૃદ્ધિ જોઈ વત્સરાજના મુખમાંથી પૂર્વે નીકળેલા, તે વાસવદત્તાને યાદ આવે છે. દરમિયાન શરદૃઋતુનો તાપ ન ખમાયાથી વસંતક માધવીમંડપમાં જવાની રાજાને વીનતી કરે છે. વત્સરાજ તેને આગળ થવા કહે છે. એટલે તે મંડપ તરફ જાય છે. અહીં મુદ્રિત પ્રતમાં ઉક્તિઓનો જે વિપર્યાસ દૃષ્ટિગોચર થાય છે તે કોઇ કાળે નાટકની નકલ કરતાં કોઇને હાથે થયો હશે, અને એ ગરબડાટમાં पादाक्रान्तानि પ્રતીકનો શ્લોક પડ્યો હશે.

ત્રુટિતપણાની બીજી ચર્ચા स्वप्नवासवदत्तમાં વર્ણવેલા આઠમા પ્રસંગને અંગે ध्वन्यालोकलोचनમાંથી ટાંકેલા स्वचित्त પ્રતીકના અવતરણથી ઉદ્ભવ પામે છે. એ ગાથામાં ઊંઘી ગયેલો નાયક નાયિકાના સ્પર્શથી જાગ્યાનો, તેણે આંખ ઉઘાડી નાયિકાને જોયાનો, અને એનો દૃઢ સંસ્કાર નાયકના હૃદયમાં પડ્યાનો ભાવ સ્ફુરે છે. અર્થાત્ એ પાંચમા અંકની ગાથા છે. એનું સ્થાન निष्क्रामन् संभ्रमेणाहं द्वारपक्षेण ताडितः । ततो व्यक्तं विजानामि भूतार्थोऽयं मनोरथः ॥ એ આત્મપ્રત્યય પછી તરતમાં જ હોવું જોઇએ. પરંતુ મુદ્રિત પ્રતમાં એ ગાથા ક્યાંય એ જોવામાં આવતી નથી. આ સ્થળે પણ વાચના અત્યંત ભ્રષ્ટ છે. એ ગરબડગોટાળાવાળો ભાગ હું નીચે આપું છું.

राजा । वयस्य प्रियमावेदये । धरते खलु वासवदत्ता ।

विदूषकः । अविहा वासवदत्ता । कहिं वासवदत्ता । चिरा खु उवरदा वासवदत्ता ।

राजा । वयस्य मा मैवम् ।

शय्यायामवसुप्तं मां बोधयित्वा सखे गता ।
दग्धेति ब्रुवता पूर्वं वञ्चितोऽस्मि रुमण्वता ॥

विदूषकः । अविहा असंभावणीअं एदं ण । आ उदअण्णाणसंकित्तणेण तत्तभोदिं चिन्तअन्तेण सा सिविणे दिट्ठा भवे ।

राजा । एवं, मया स्वप्नो दृष्टः ।

यदि तावदयं स्वप्नो धन्यमप्रतिबोधनम् ।
अथायं विभ्रमो वा स्याद् विभ्रमो ह्यस्तु मे चिरम् ॥

विदूषकः । भो वअस्स इमस्सिं राअउले अवन्तिसुन्दरी णाम जक्खिणी पडिवसदि । सा तुए दिठ्ठा भवे ।

राजा । नं न ।

स्वप्नस्यान्ते विबुद्धेन नेत्रविप्रोषिताञ्जनम् ।
चारित्रमपि रक्षन्त्या दृष्टं दीर्घालकं मुखम् ॥

अपि च वयस्य पश्य पश्य ।

योऽयं संत्रस्तया देव्या तया बाहुर्निपीडितः ।
स्वप्नेऽप्युत्पन्नसंस्पर्शो रोमहर्षं न मुञ्चति ॥

विदूषकः । मा दाणिं भवं अणत्थं चिन्तिअ । एदु एदु भवं । चउस्सालं पविसामो ।

આમાં, यदि, स्वप्न અને योऽयं પ્રતીકના જે ત્રણ શ્લોક છે તે આડાઅવળા ગોઠવાયા છે. વસંતક પ્રથમ રાજાએ વાસવદત્તા ઊંઘમાં જોયાની કલ્પના કરે છે. તે સાંભળી 'એ ઊંઘ મુબારક' એવું રાજા કહે છે તે તો ઠીક, પણ આવંતિકા જોઈ વાસવદત્તાનો ભ્રમ થયાનું વસંતકે કહ્યા પહેલાં સાથે સાથે 'એ ભ્રમ પણ મુબારક' એ કથન તો અસ્થાને જ છે. ગોટાળો ટાળી વાંચિયે, તો પાઠ આનો હોવો સંભવે છે.

राजा । वयस्य प्रियमावेदये । धरते खलु वासवदत्ता ।

स्वञ्चितपक्ष्मकपाटं नयनद्वारं स्वरूपतालेन ।
उद्घाट्य सा प्रविष्टा हृदयगृहं मे नृपतनूजा ॥

विदूषकः । अविहा कहिं वासवदत्ता । चिरा खु उवरदा सा ।

राजा । मा मैवम् ।

शय्यायामवसुप्तं मां बोधयित्वा सखे गता ।
दग्धेति ब्रुवता पूर्वं वञ्चितोऽस्मि रुमण्वता ॥

विदूषकः । असंभवणीअं एदं । णं उज्जइणीए णामसंकित्तणेण तत्तभोदिं चिन्तअन्तेण सा सिविणे दिट्ठा भवे ।

राजा । मया स्वप्नो दृष्टः ? । न हि ।

स्वप्नस्यान्ते विबुद्धेन नेत्रविप्रोषिताञ्जनम् ।
चारित्रमपि रक्षन्त्या दृष्टं दीर्घालकं मुखम् ॥

विदूषकः । भो इमस्सिं राअउले आवन्तिआ णाम सुन्दरी बह्मणी पडिवसदि । सा तुए दिट्ठा भवे ।

राजा । वयस्य पश्य पश्य ।

योऽयं संत्रस्तया देव्या तया बाहुर्निपीडितः
स्वप्नेऽप्युत्पन्नसंस्पर्शो रोमहर्षं न मुञ्चति ॥

विदूषकः । मा दाणिं अणत्थं चिन्तिअ ।

राजा ।

यदि तावदयं स्वप्नो धन्यमप्रतिबोधनम् ।
अथ वा विभ्रमोऽयं स्याद् विभ्रमो ह्यस्तु मे चिरम् ॥

આ ગોઠવણ મુજબ રાજા જેવો વસંતકને જુએ છે તેવો જ તે બોલી ઊઠે છે, કે 'મિત્ર ! એક વધામણી. વાસવદત્તા જરૂર જીવે છે.' એમ કહી ઉક્તિના સમર્થનમાં એ ઉમેરે છે કે 'તું ગયો ત્યારે હું ઊંઘી ગયો હતો. મારા હૃદયમંદિરનું દ્વાર જે નેત્ર, તેનાં પોપચાં રૂપી બારણાં બંધ હતાં. એવામાં વાસવદત્તાના હાથનો સ્પર્શ થયો. એટલે હું જાગી ગયો અને મેં મારી આંખે વાસવદત્તાને જોઈ. મારા હૃદયમાં એની મૂર્તિ આ સ્ફુર્યા કરે.' એ વચનની અસંભાવ્યતા દર્શાવવા વસંતક તરત જવાબ આપે છે કે 'વાસવદત્તા તો બળીને ખાખ થઈ ગયાં છે. એ ક્યાંથી હોય ?' રાજા પોતાના અનુભવપ્રત્યક્ષને વળગી રહી વાસવદત્તા બળી ગયાનું રુમણ્વાને કહ્યું હતું તે ખોટું ઠરાવે છે. વસંતક કહે છે કે 'એ અનુભવ સ્વપ્નનો હશે; તમે ઊંઘમાં વાસવદત્તા જોયાં હશે.' તેના જવાબમાં રાજા ફરી કહે છે કે 'તું માનતો નથી, પણ પૂરેપૂરી જાગ્રત દશામાં વાસવદત્તાને મેં પ્રોષિત-પતિકાની અવસ્થામાં જોઈ હતી.' અશ્રદ્ધાળુ બ્રાહ્મણમિત્ર ઉત્તર વાળે છે કે 'તમે ત્યારે અહીં દરબારમાં બ્રાહ્મણવર્ણનાં આર્યા આવંતિકા છે, તેને જોઈ વાસવદત્તા જોયાના ભ્રમમાં પડ્યા હશો'. અંતરમાં ખીજવાતો રાજા કહે છે, 'અરે ભ્રમ કેવો ? જો ને, દેવીશ્રીના સ્પર્શથી આ હાથે રોમ પાંગર્યાં છે તે પણ હજુ વિદ્યમાન છે.' વસંતક થાકીને કહે છે કે 'મૂકો એ આળપંપાળ વાત.' રાજા પણ આત્મસંતોષથી વળણ વાળે છે કે 'તું ઊંઘ કહે છે તો એ ધન્ય ઊંઘ, અને ભ્રમ કહે છે તો એ ધન્ય ભ્રમ મારે પ્રમાણ છે.' વધી પડેલી ટપાટપી અહીં રસાંતરરૂપે કંચુકીના પ્રવેશથી નાટકકાર રોકે છે. પ્રકૃત સંભાષણની ઉક્તિઓનો આ સ્વાભાવિક ક્રમ મુદ્રિત પ્રતમાં ચૂંથાઈ ગયેલો જોવામાં આવે છે. તે પણ પાછલા દૃષ્ટાંત મુજબ કોઈ કાળે નકલ કરનારથી અજાણતાં પલટાયો હશે; અને એ ઊલટપાલટમાં સ્વપ્નિત પ્રતીકની ગાથા પડી ગઈ હશે.

મુદ્રિત પ્રતની ભ્રષ્ટતાનાં ઉદાહરણ અનુવાદની ટિપ્પણીમાં નોંધ્યાં છે, તે ઉપરાંત એક મહત્ત્વનું ઉદાહરણ અહીં નોંધવાની જરૂર છે. ચોથા અને પાંચમા અંક વચ્ચેના પ્રવેશકમાં વત્સરાજ એકાએક સંતાપ થયાનો નિર્દેશ છે. પરંતુ વસંતકની ઉક્તિનાં પદ અને પદાંશ વિપર્યસ્ત અને ભ્રષ્ટ હોવાને લીધે સંતાપનું ઐકાંતિક કારણ હાથ લાગતું નથી. ભાવપ્રકાશમાંના ઊતારાનો પાંચમો શ્લોક એ વિષયમાં બહુ સારો પ્રકાશ પાડે છે. એ શ્લોક ઉપરથી સમજાય છે કે પદ્માવતીના કપાળમાં આવંતિકાએ ચિતરેલું વિશેષક જોઈ વાસવદત્તા સાંભરી આવ્યાથી વત્સરાજ શોચ કરે છે. શારદાતનયના એ કથનને અનુસરી अज्ज खु देवीविओअविहुरहिअअस्स तत्तहोदो वच्छराअस्स पदुमावदीपाणिग्गहणसमीरिअस्स अचन्तसुहावहे मङ्गलोसवे मदणग्गिदाहो अदिअदरं वड्ढेइ । એમ છે, તેને ઠેકાણે अज्ज खु अचन्तसुहावहे पदुमावदीपाणिग्गहणमहुस्सवे तत्तहोदो वच्छराअस्स देवीवअणविसेसअदंसणसमीरिदो वासवदत्ताविओअग्गिदाहो अहिअं वड्ढदि । એમ હું વાંચું છું.

નાટકની વાચના મૌલિક છે એ આપણે ચર્ચી ચૂક્યા. એ વાચના ભાસની જ છે, અર્થાત્ ભાસ જ નાટકનો અભિમત કર્તા છે એ નિર્ણય नाट्यदर्पणमांना શાબ્દ

પ્રમાણુથી પ્રગટી આવે છે. पादाक्रान्तानि પ્રતીકનો શ્લોક ટાંકતાં नाट्यदर्पणકાર લખી જાય છે કે પ્રસ્તુત શ્લોક भासकृत स्वप्नवासवदत्तમાંથી અમે ઊતાર્યો છે. નાટકની મુદ્રિત વાચનામાં અત્યારે ન મળી આવતો એ અનુષ્ટુપ પૂર્વે તેમાં અસ્તિત્વ ધરાવતો હતો, તે મુદ્રિત પ્રતના જ આંતર શબ્દપ્રમાણુથી મેં ઉપર દર્શાવ્યું છે, અને ઉક્તિઓની ચાળવણી કરી એનૂં સ્થાન પણ નિર્ધાર્યૂં છે. ઉક્ત ઉહાપોહ પછી વાચના ભાસની નથી એ કથનનો અવકાશ રહેતો નથી. ત્રુટિત અને ભ્રષ્ટ છતાં એ મુદ્રિત વાચના મૌલિક છે અને તે ભાસની જ છે, એવી પ્રતીતિ ઉદાહૃત પ્રમાણુથી મારા મનમાં રૂઢ થાય છે.

અલંકારશાસ્ત્રના અપ્રસિદ્ધ સાહિત્યના ઊતારા આ લેખમાં જે આપ્યા છે, તે પ્રાચ્ય અને પાશ્ચાત્ય સંશોધકના લેખમાંથી મેં લીધા છે. એ શોધી કાઢી પ્રકાશમાં મૂકવાનૂં માન એ અત્યંત શ્રમ ઊઠાવનારા સંશોધકોને છે. મેં તો તૈયાર સામગ્રીનો મારી સમજ પ્રમાણે ઉપયોગ કર્યો છે. स्वप्नवासवदत्तના અનુવાદના અંગનું મારૂં એક અપૂરૂં કર્તવ્ય અહીં સમાપ્ત થાય છે.

# પરમાર સીયક રાજાનો બીજો એક તામ્રલેખ

[ શ્રી. દ. બા. ડિસકળકર. એમ. એ. ]

આ ત્રૈમાસિકના બીજા પુસ્તકના પહેલા અંકમાં (પા. ૪૨ થી) સીયક રાજાના સં. ૧૦૦૫ના હરસોળમાંથી મળી આવેલા બે તામ્રશાસનો ઉપર મારો એક લેખ પ્રસિદ્ધ થયો છે. તે તામ્રલેખોમાં જણાવેલો સીયક પરમાર વંશનો હોવો જોઇએ અને તે વાક્પતિરાજનો પિતા સીયક જ હોવો જોઇએ એવો મત મેં એ લેખમાં પ્રદર્શિત કર્યો છે. પરંતુ તે વિષે કેટલાક વિદ્વાનોએ ખાનગી રીતે શંકા પ્રકટ કરી હતી. ત્યાર પછી સુભાગ્યે બીજો એક તામ્રલેખ મળ્યો છે. તે પરમાર રાજા સીયકનો જ છે એમ ખાત્રીથી બતાવી શકાય છે. તેથી હરસોળના તામ્રલેખોમાંના સીયકવિષેનો મારો મત અધિક સબળ થાય છે. તે બતાવવા માટે પ્રસ્તુત લેખ લખું છું. એ મારા પહેલા લેખની પૂરવણીરૂપે જ છે.

એ બીજું તામ્રપત્ર પુરાતત્ત્વમંદિરના આચાર્ય મુનિશ્રી જિનવિજયજી પાસેથી મળ્યું છે. તેમને તે ૭ સાત વરસ પહેલાં ખેડાના એક વકીલ પાસેથી મળ્યું હતું. તે વકીલે તે અમદાવાદ શહેરના એક વાસણો વેચનારાપાસેથી વેચાતી લીધું હતું. તે દુકાનદારને ત્યાં તે કેવી રીતે આવ્યું એની માહિતિ મળતી નથી. એ તામ્રપત્ર એક તામ્રશાસનનું ફક્ત બીજું જ પતરૂં છે અને પહેલા પતરા વગર તામ્રલેખ પૂરો થતો નથી એમ મુનિજીએ તરત જ જાણી લીધું અને પહેલું પતરૂ મેળવવા માટે બહુ પ્રયાસ કર્યા; પરંતુ તે સર્વ વ્યર્થ ગયા. હરસોળના તામ્રલેખો ઉપરનો મારો લેખ વાંચી સીયકનું જ એક તામ્રપત્ર તેમની પાસે પડયું છે એમ યાદ આવ્યું; અને તે પ્રકટ કરવા માટે મને આપ્યું. તે માટે હું તેમનો મનઃપૂર્વક આભાર માનું છું.

એ પતરાના ઉપરના ભાગમાં બે છિદ્રો છે. તે રીવાજ પ્રમાણે બે પતરાઓને એક સાથે જોડી રાખનારી બે કડીઓ માટે કરેલા છે. તે કડીઓ પણ પહેલા પતરા પ્રમાણે હાથ આવી નથી. પતરાની લંબાઈ ૧ ફૂટ ૧½ ઇંચ છે અને પહોળાઇ ૭½ ઇંચ છે. તેમાં ૧૦ લિટીઓ છે. લેખ સારી સ્થિતિમાં છે. છેલ્લી લિટીમાં મૂળ લેખના અક્ષરોના આકાર કરતાં મોટા આકારના 'श्रीसीयकस्य स्वहस्तोयं' એવા અક્ષરો કોતરેલા છે. ડાબી બાજુના નીચલા ખુણામાં ગરૂડની આકૃતિ કોતરેલી છે. તેના ડાબા હાથમાં સર્પ પકડેલો છે અને જમણો હાથ તેને મારવા માટે ઉગામેલો છે. આવી ગરુડની આકૃતિ પરમારવંશના તામ્રલેખોમાં કોતરવામાં આવે છે એ ધ્યાનમાં રાખવું જોઇએ. પહેલી આઠ લિટીઓમાં દાનના ઉચ્છેદ કરનારને રૂઢ નિષેધક શ્લોકો આપેલા છે. છેલ્લી બે લિટીઓ જ ઐતિહાસિક દૃષ્ટિથી બહુ ઉપયોગી છે. નવમી લિટીમાં લેખનો સંવત ૧૦૨૬ આશ્વિન વદિ ૧૫ છે. અને દાપકનું એટલે તામ્રલેખની તામિલી કરનાર અધિકારીનું નામ કણ્હપૈક આપ્યું છે. છેલ્લી લિટીમાં ઉપર બતાવ્યા પ્રમાણે સીયકનો સ્વહસ્ત આપ્યો છે.

આ સીયક રાજા કયા વંશના હતો તે વિષે માહિતિ આ પતરા ઉપરથી મળતી નથી. પહેલા પતરામાં તે આપેલી હશે પરંતુ તે ઉપલબ્ધ ન હોવાથી આપણે નિરુપાય છીએ. તથાપિ આપણા પતરાની બે લિટીઓ સીયક પરમારવંશનો હતો એમ બતાવવા માટે બસ છે. એટલું જ નહિ પણ તે પરમાર વાક્પતિરાજનો-જેના બે તામ્રલેખો સં. ૧૦૩૧

[1]અને સં. ૧૦૩૬ ના–અત્યાર સુધી મળ્યા છે તેનો–બાપ હતો એમ પણ આપણે જાણી શકીએ છીએ. કેમકે પરમાર વાક્પતિરાજના સં. ૧૦૩૧ ના તામ્રલેખમાં દાપકનું જે નામ છે તે જ આપણા લેખમાં પણ છે. તે સિવાય આપણા પતરાંના અક્ષરોનું વલણ વાક્પતિરાજના તામ્રલેખોમાં વપરાતા અક્ષરોના વલણ પ્રમાણે છે. ગરુડની આકૃતિ પણ આબેહુબ તે જ પ્રમાણે છે. આપણે જાણીએ છીએ કે પરમારરાજા સીયક, જેનું બીજું નામ હર્ષ હતું, તે ઓછામાં ઓછું સં. ૧૦૨૯ સુધી રાજ્ય કરતો હતો.[2] આપણો પ્રસ્તુત લેખ તે કાળથી ફક્ત ત્રણ વરસ જુનો છે. આ ઉપરથી એટલી વાત તો ચોક્કસ થાય છે કે આપણો સં. ૧૦૨૬ વાળો તામ્રલેખ પરમારવંશના સીયક રાજાનો છે, અને તે વાક્પતિ મુંજનો બાપ હતો.

હવે હરસોળના સં. ૧૦૦૫ વાળા તામ્રલેખોનો સીયક અને પ્રસ્તુત લેખમાંનો સીયક એક હતો કે નહિ એ સિદ્ધ કરવાનું રહે છે. અત્યારે તે વિષે ખાત્રીથી કાંઇ કહી શકાય એવો પુરાવો ઉપલબ્ધ થયો નથી એટલું કબૂલ કરવું જ પડશે. તથાપિ અત્યારે એટલું કહી શકાય છે કે પરમારોના લેખોમાં જેમ ડાબી બાજુએ ખુણામાં ગરુડાકૃતિ કોતરેલી હોય છે તેવી જ હરસોળના લેખોમાં પણ છે. અક્ષરોનું વલણ પણ લગભગ સરખું જ છે. ત્રીજી એક વાત એ છે કે હરસોળના તામ્રલેખોમાં અને પ્રસ્તુત તામ્રલેખમાં તેમ જ વાક્પતિરાજના બીજા તામ્રલેખોમાં દૂતકના સ્થાનમાં દાપક એવો શબ્દપ્રયોગ કરેલો છે.

પ્હેલાં[3] મેં બતાવ્યું જ છે કે માળવાના પરમારોની વંશાવળિ વંશસ્થાપક ઉપેન્દ્રરાજાથી ભોજરાજા સુધીની જે હંમેશ આપવામાં આવે છે તે ખોટી છે અને તેમાં વાક્પતિરાજ, વૈરિસિંહ, અને સીયક આ ત્રણ નામોની વિનાકારણ દ્વિરુક્તિ કરેલી છે, જેમકે—

| | | |
|---|---|---|
| ઉપેન્દ્ર (કૃષ્ણરાજ) | | |
| વૈરિસિંહ | ૧ | |
| સીયક | ૧ | સં. ૧૦૦૫ |
| વાક્પતિ | ૧ | |
| વૈરિસિંહ | ૨ | |
| સીયક | ૨ | સં. ૧૦૨૬ |

વાક્પતિરાજ સં. ૧૦૩૧–૩૬ — સિન્ધુરાજ

સિન્ધુરાજ → ભોજ

હરસોળના લેખોમાંનો ઉપેન્દ્રનો પૌત્ર અને વૈરિસિંહનો પુત્ર સીયક ૧૦૦૫ માં રાજ્ય કરતો હતો, અને આપણા પ્રસ્તુત લેખનો વાક્પતિરાજનો બાપ સીયક–જૂની વંશા-

૧ જુવો ઈંડિયન ઍન્ટીક્વરી ૬. ૫૧ અને ૧૪. ૧૬૦.

૨ જુવો પુરાતત્ત્વ ૨. ૪૮

૩ પુરાતત્ત્વ ૨. ૪૮

વળીના વૈરિસિંહ બીજાનો પુત્ર સીયક બીજો-સં. ૧૦૨૬ માં રાજ્ય કરતો હતો એમ માનવું અશક્ય છે. વચમાં જે કુલ ૨૧ વરસનો—આ તામ્રપત્ર મળ્યા પહેલા ૨૪ વરસનો હતો તેટલો પણ હવે રહ્યો નથી—ગાળો રહે છે તેમાં પુત્રપૌત્રાદિ પરંપરાની ત્રણ પેઢિઓનો સમાવેશ કરવો અશક્ય છે. એથી આપણને એમ જ માનવું પડે છે કે હરસોળના લેખોમાંનો સીયક અને અહમદાબાદના લેખમાંનો સીયક એક જ છે. તે ઉપેન્દ્રનો પૌત્ર, વૈરિસિંહનો પુત્ર અને વાક્પતિરાજનો બાપ છે. એ રીતે સીયકનો સૌથી પહેલો લેખ સં. ૧૦૦૫ નો અને છેલ્લો ૧૦૨૯નો મળ્યો છે એમ કહી શકાય. તેથી આપણે તેની કારકીર્દી લગભગ ૧૦૦૦ થી ૧૦૩૦ સુધીની,—સં. ૧૦૩૧ માં વાકપતિરાજ રાજ્ય કરતો હતો એ આપણને માલૂમ જ છે,—તેના બાપ વૈરિસિંહની ૯૭૫ થી ૧૦૦૦ સુધીની, અને તેના પિતામહની એટલે ગાદીના સ્થાપક ઉપેન્દ્રની સં. ૯૫૦ થી ૯૭૫ સુધીની માની શકીએ.

પ્રસ્તુત લેખની મિતિ લખવાની પદ્ધતિ ધ્યાનમાં લેવા લાયક છે. તે આશ્વિન વદિ ૧૫ એમ લખેલી છે. આપણે હાલના કાળમાં એ જ તિથિને એટલે અમાવાસ્યાને વદિ ૩૦ એ રીતે બતાવીએ છીએ. હરસોળના લેખોમાં પણ વદિ ૩૦ એમ જ તે તિથિ બતાવેલ છે. એ ઉપરથી એમ દેખાય છે કે બન્ને રીતે અમાવાસ્યાની તિથિ બતાવવાનો પ્રચાર પ્રાચીન કાળમાં હતો. વલભીના કેટલાક લેખોમાં પણ એ તિથિ વદિ ૧૫ એ રીતે બતાવેલી છે.

મૂળલેખ.

१ सामान्यं चैतत्पुण्यफलं बु(बु)द्धास्मद्वंशजैरन्यैरपि भाविभोक्तृभिरस्मत्प्रदत्त-
धर्म्मदायोय

२ मनुग (म) न्तव्य प्पा(प्पा)लमी(नी)यश(श्च)[।*] उक्तं च भग[व*]
ता व्यासेन[।*]ब(ब)हुभिर्व्वसुधा भुक्ता राजभिः सगरादिभिः।
यस्य यस्य

३ यदा भूमिस्तस्य तस्य तदा फलं ।[।१*]यो(या)नीह दत्तानि पुरा नरेंद्रै-
(द्रै)र्द्दानानि धर्म्मार्थयशस्क(स्क)राणि[।*]निम्मा(र्म्मा)

४ ल्यवान्तः(न्त)प्रतिमानि तानि को नाम साधु प्पुनराददीत॥[२*] अस्य
(स्म)त्कुलक्रममुदारमुदाहरद्भिरन्यै

५ श्च दाम(न)मिदमभ्यनुमोदनीयंलक्ष्म्यास्तडित्सलिलबुद्बु(बुद्बु)दचं[-*]
चलायाः दान[-*]फलं परयश

६ प्परिपालनं चा॥ [३ *]सर्व्वामे(ने)तान्भाविनप्पार्थिवेन्द्रान्द्र(न्भू)यो भूयो याचे(च)ते रामभद्रः । सामान्या(न्यो)

७ य[ * ]धर्म्मसेतुर्नृपाणां। काले काले पालनीयोभवद्भिः॥[४ *]इति कमलदलाम्बुवि(म्बुवि)न्दुलोल(लां)श्रि

८ यमनुचिन्त्य मनुष्यजीथि(वि)त[ * ]चा(च) [। * ]सकलमिदमुदाहृत[ * * ] च वु(बु)द्धा न हि पुरुषै(पैं)प्परकीर्त्ति

९ यो विलोप्याः । [।५ *]इति । सं १०२६ आश्विनवदि १५ [। *]स्वयमाज्ञा दापकश्चात्र श्रीकण्हपैकः ।

१० ગરુડની આકૃતિ श्रीसीयकस्य स्वहस्तोयं ।

આ પ્રસંગે મારા પાછળના લેખમાં આવેલી એક બે વાતો ઉપર થોડો ખુલાસો કરવાની તક અહીંયા લઉં છું. હરસોળના લેખમાં આવેલો યોગરાજ કદાચ ચાવડા વંશનો હશે એમ મેં કહ્યું છે. આ બાબત ઉપર પાટણના રા. રામલાલ ચુનીલાલ મોદીએ [૪]આક્ષેપ કર્યો છે. અને મેં બીજા એક લેખમાં[૫] બતાવેલા યોગ–[વર્મા] સાથે તેનું ઐક્ય સંભવિત છે એમ મત પ્રદર્શિત કર્યો. પરંતુ મારી બન્ને કલ્પનાઓ માટે હું આગ્રહ ધરી શકતો નથી. ચાવડાવંશમાં યોગરાજ નામનો બીજો રાજા થઇ ગયો એવો કયાંય ઉલ્લેખ ન મળવાથી મારી પહેલી કલ્પનાને બહુ જ બાધ આવે છે. પરંતુ બીજી કલ્પના પણ સર્વથા ખાત્રીથી માની શકાય એવી નથી. કેમકે અવનિવર્મા નામનો ચૌલુક્ય રાજા–જેનું બીજું નામ યોગ હતું તે ઉનામાં સં. ૯૫૬ માં રાજ્ય કરતો હતો; જ્યારે હરસોળના લેખનો યોગરાજ સં. ૧૦૦૫નો છે. તથાપિ અવનિવર્મા યોગની બહુ લાંબી ઉમર માનવાથી આમાં બહુ વાંધો આવતો નથી.

ખેટકમંડળના જે રાજાવિષે હરસોળના લેખમાં ઉલ્લેખ છે તે બ્રહ્મવાક્ વંશનો હશે એમ મને લાગે છે. કપડવંજમાં[૬] મળેલા એક શક ૮૩૨ ( ઈ. સ. ૯૧૦ ) વાળા તામ્રલેખ ઉપરથી આપણે એમ જાણી શકીએ કે રાષ્ટ્રકૂટરાજા અકાલવર્ષની કૃપાથી બ્રહ્મવાક્ કુલના પ્રચંડને ખેટકમંડળની જે જાગીર મળી તેની રાજધાની હર્ષપુર હતી. એજ હાલનું હરસોલગામ હશે જ્યાં આપણા તામ્રલેખો મળી આવ્યા. સીયકના વખતમાં ખેટકનો જે રાજા હતો તે આ પ્રચંડનો ઉત્તરાધિકારી હશે.

---

૪ જુવો બુદ્ધિપ્રકાશ, જુન ૧૯૨૪ માંનો ચાવડાઓની વંશાવળી નામનો લેખ.

૫ જુવો વસન્ત કાર્તિક માસમાં આવેલો મારો ગુજરાતના પ્રાચીન ઈતિહાસમાં ઉમેરવાનું એક પ્રકરણ આ લેખ.

૬ જુવો બોમ્બે ગેઝેટીઅર પુ. ૧ ભા. ૧ પા. ૧૨૯

હવે હરસોળના તામ્રલેખો ઉપરથી અને પ્રસ્તુત તામ્રલેખ ઉપરથી આપણને જે માહિતિ મળેલી છે તે ટુંકામાં નીચે આપું છું.

૧ પરમારોના અત્યાર સુધી મળી આવેલા લેખો કરતાં આ લેખો જુના છે.

૨ તે ઉપરથી આપણને પ્રથમ જ માલુમ પડે છે કે પાટણના ચૌલુક્યરાજાઓએ ગુજરાત તાબે કર્યો તે પહેલાં ગુજરાતનો અમુક ભાગ પરમારોના તાબામાં હતો.

૩ પરમારો પ્રથમ દક્ષિણના રાષ્ટ્રકૂટોના માંડલિક હતા.

૪ રાષ્ટ્રકૂટ રાજાઓનો અત્યાર સુધી ગુજરાતમાંથી મળેલો છેલ્લો લેખ ઇ. ૯૧૪ નો હતો. પરંતુ હરસોળના લેખ ઉપરથી એમ દેખાય છે કે તેઓના તાબામાં ગૂજરાત ઓછામાં ઓછું સં. ૧૦૦૫ સુધી રહ્યું હશે.

૫ પરમારોની વંશાવળિ આ પ્રમાણે હોવી જોઇએ.




૬ સીયક રાજાએ લગભગ ૧૦૦૦ થી ૧૦૩૦ સુધી રાજ્ય કર્યું હશે, અને માળવાના પરમારોની ગાદી લગભગ સં. ૯૫૦ માં સ્થપાયી ગઇ હશે.

૭ ખેટક મંડળ ઉપર એક નાનો રાજા રાજ્ય કરતો હતો. તે કદાચ બ્રહ્મવાક્ વંશનો અને પ્રચંડનો ઉત્તરાધિકારી હશે.

# સંસ્કૃત નાટક સાહિત્ય

૫

## સ્વપ્નવાસવદત્તાદિની નાટ્યકલા

### દૂતવાક્ય, દૂતઘટોત્કચ, કર્ણભાર, ઊરુભંગ

[ રસિકલાલ છો. પરીખ ]

આ ચારે નાટકો એકાંકી છે. છેલ્લા ત્રણનું વસ્તુ મહાભારતના મહા વિગ્રહમાંથી લીધેલું છે. દૂતવાક્યમાં વિગ્રહને સંધિદ્વારા અટકાવવાનો વ્યર્થ પ્રયત્ન છે. પાણ્ડવોના દૂત તરીકે દુર્યોધનની પાસે આવેલા વાસુદેવ કૃષ્ણના વાક્યને અવલમ્બી એ નાટક પ્રવર્તે છે. દૂતઘટોત્કચમાં ઘટોત્કચમુખે કૃષ્ણ ધૃતરાષ્ટ્રને કહેવડાવે છે કે 'પિતામહ ! એક પુત્રના [ અભિમન્યુના ] વિનાશથી અર્જુનની જે આવી અવસ્થા થઇ તો પછી આપની કેવી થશે ?' કર્ણભારમાં અજેય યોદ્ધા કર્ણને અસ્ત્રવિદ્યા માટે પરશુરામને છેતરેલા એ પાપ યાદ આવે છે અને વિષાદ થાય છે. તેના દેહની સાથે જન્મેલાં એની દેહરક્ષાનાં કવચ-કુંડલ ઇન્દ્ર માગી જાય છે. ઊરુભંગમાં દુર્યોધનનો ઊરુભંગ થાય છે.

'**દૂતવાક્ય.**' સૂત્રધાર× જણાવે છે 'પાણ્ડવો સાથે કૌરવોને વિરોધ ઉત્પન્ન થતાં દુર્યોધનની આજ્ઞાથી સેવક મન્ત્રશાલા રચે છે.' મહારાજા દુર્યોધનની આજ્ઞા પ્રતિહારીઓને જણાવતો કંચુકી પ્રવેશ કરે છે; 'આજે સર્વ પાર્થિવો સાથે મન્ત્રણા કરવા ઇચ્છું છું; તેથી સર્વે રાજાઓને બોલાવો.' ત્યાં દુર્યોધન પોતાના પૂર્ણ દમામમાં પ્રવેશ કરે છે. રણોત્સવની પ્રાપ્તિની આશાથી એ મહાન્ જોદ્ધાના હાથ ચળવળે છે. 'મહારાજના શાસનથી સર્વ રાજ-મણ્ડલ એકઠું થયું છે' એમ જણાવી કંચુકી રજા મળતાં ચાલ્યો જાય છે. દુર્યોધન વૈકર્ણ અને વર્ષદેવને પૂછે છે 'મારા અગીઆર અક્ષૌહિણી બલસમુદાયનો સેનાપતિ થવા કોણ લાયક છે ?' તેઓ જણાવે છે કે આ મોટી બાબત છે; મન્ત્રણા કરી નિર્ણય કરવો જોઇએ. તેઓ મન્ત્રશાળામાં પ્રવેશ કરે છે. દુર્યોધન સર્વેને સ્વાગત આપે છે.

રંગભૂમિ ઉપર ફક્ત દુર્યોધન જ ઉભેલો કલ્પવાનો છે. સંસ્કૃત નાટકોમાં પ્રસિદ્ધ 'આકાશ-ભાષિત'ની યોજનાથી એ સૌની સાથે વાતચીત કરે છે. (આ યોજનાથી નટનું કામ જો કે વધારે અઘરૂં થાય છે પણ તેમાં નાટકના મૂળ વસ્તુવિકાસને માટે રંગભૂમિ ઉપર જેને હાજર કરવાની આવશ્યકતા ન હોય એવા પાત્રો વિના ચલાવી લેવાની સુગમતા પણ છે.) ભીષ્મપિતામહ વગેરેને ઉચિત આસનો આપી પોતાના મિત્ર કર્ણને બેસવાનું કહી વૈકર્ણ અને વર્ષદેવને સેનાપતિ વિષે ફરી પૂછે છે. તેઓ આ કામ ગાન્ધારરાજ શકુનિ ઉપર નાંખે છે. ભીષ્મપિતામહ સેનાપતિ તરીકે પસંદ થાય છે. 'ગાંગેયના માથા ઉપર અભિષેકનાં પાણી પડે તે સાથે જ [ પ્રતિપક્ષી ] રાજાઓના હૃદય પડે' એવી આશા અને ઇચ્છા દુર્યોધન પ્રકટ કરે છે ત્યાં કંચુકી દાખલ થાય છે; અને પાણ્ડવોની

---

× જુઓ પુરા. પુ. ૩, પૃ. ૫૫ તથા ૫૬ ની ફુટનોટો.

છાવણીમાંથી દૂત તરીકે 'પુરુષોત્તમ નારાયણ'..આવ્યાની ખબર આપે છે. '.પુરુષોત્તમ' ના વિશેષણથી દુર્યોધનનો અહંકાર ભભૂકી ઉઠે છે અને કંચુકી ઉપર ક્રોધના અંગારા વરસાવે છે. કંચુકી 'ગભરામણથી એમ બોલી જવાયું' કહી માફી માગે છે. દુર્યોધન માફી આપે છે, પણ કોણ આવ્યું છે એમ ફરી પૂછી એના મુખે એના ગર્વને રુચે એવા 'દૂત કેશવ આવ્યો છે,' એ શબ્દો કહેવડાવે છે. આકાશભાષિતથી રાજાઓની સાથે વિચારે છે 'કેશવનું શું કરવું?' તેઓ જણાવે છે કે તેમનો સત્કાર કરવો. દુર્યોધનને એ ગમતું નથી. એ તો એને પકડવા ઇચ્છે છે. 'એ પકડાયો એટલે પાંડવોનાં નયન હરાયાં સમજવાં અને પૃથ્વી મારે કાજે નિઃશત્રુ થવાની.' સર્વે રાજાઓને દુર્યોધન હુકમ કરે છે– 'જે કેશવને સત્કાર આપવા ઉભો થશે તેના હું બાર સુવર્ણ દણ્ડ કરીશ. માટે સાવધાન.' પણ કૃષ્ણ જેવો ઓજસ્વી માણસ આવે અને પોતાથી પણ સહજ ઉભા થઈ જવાય એ બ્હીકથી તે વિચારે છે—'હું સ્વાગત કરવા ઉભો ન થાઈ જાઉં એનો શો ઉપાય?' ઉપાય સૂઝે છેઃ—'બાદરાયણ પેલો ચિત્રપટ લાવ—જેમાં દ્રૌપદીનું કેશામ્બરકર્ષણ આલેખ્યું છે. એમાં નજર રાખી કેશવને લેવા ઉભો નહિ થાઉં.'

દુર્યોધનનો કવિએ અહીંઆ જે ખ્યાલ આપ્યો છે તે વિચારવા જેવો છે. પંચરાત્રમાં દુર્યોધનના અભિમાનનો કાંઇક પરિચય થાય છે, એમાં દ્રોણને કળથી કામ લેવાની સૂચના થાય છે–'**गज इव बहुदोषो मार्दवेनैव बाह्यः**'. પણ એમાં એની સારી બાજુનો પણ કાંઇક ખ્યાલ આવે છે. વિરાટના ગોગ્રહણમાં અભિમન્યુ જ્યારે પકડાઇ જાય છે ત્યારે તે કહે છે '.મોટાઓનાં વેર હોય તેમાં બાળકનો કશો અપરાધ નથી', અને એને છોડાવવા પ્રયત્ન કરે છે. પણ અહીંઆ એની પ્રકૃતિના સદંશો ગલિત થતાં દેખાય છે. ઉત્કટ ગર્વ અને માત્સર્યનું જ અહીંઆ દર્શન થાય છે. દૂતને ઉચિત આદર આપવાના રીવાજનો પણ એ ભંગ કરવા ઇચ્છે છે. કૃષ્ણ જેવાનું અપમાન કરવા ઇચ્છે છે. કંચુકી ચિત્રપટ લાવે છે તે પોતાની સમક્ષ પ્રસરાવે છે. ચિત્રદ્વારા દ્રૌપદીના કેશ અને અમ્બર ખેંચવાનો આખો પ્રસંગ સામાજિકો સમક્ષ રજુ થાય છે—તાજો થાય છે. દુર્યોધન તેના જૂદા જૂદા ભાગોનું રસપૂર્વક વર્ણન કરવામાં મગ્ન થાય છે.

આ ચિત્રપટનો પ્રસંગ અહીં મૂકવામાં કવિએ ઘટનાઓના સંબંધ સમજવાની ઉંડી શક્તિ બતાવી છે. તેમાં કેવળ કૌશળ નથી તેમાં ઉંડી દર્શનશક્તિનું ભાન કરાવ્યું છે. કૌરવોના અનેક પાપો ક્ષમ્ય હતા; પાણ્ડવો પણ પાપથી તદ્દન મુક્ત ન હતા; પણ દ્રૌપદીના કેશ અને વસ્ત્રને જ્યારે દુઃશાસને સ્પર્શ કર્યો ત્યારે દુર્યોધન અને તેના ભાઇઓ સાધારણ–માનવીસુલભ–પાપની મર્યાદા ઓળંગી ગયા. તેઓનું સ્થાન જગતના મહાપાપીઓમાં થયું. એ એવું પાપ હતું કે જેનો પૃથ્વીને ભાર લાગે છે; એ એક કૃત્યે કૌરવપાણ્ડવના વિગ્રહને અનિવાર્ય બનાવ્યો. કવિ એ કૃત્યનું અહીં પુનઃસ્મરણ કરાવી આપણને જાણે કાર્યકારણની સાંકળ ઘડી આપે છે. સંધિની નિષ્ફળતા અને મહાવિગ્રહની અનિવાર્યતા બતાવવાને આનાથી વધારે ઉચિત માર્ગ બીજો કયો હોઇ શકે?+

+ આ પ્રસંગે દર્શાવેલો દુર્યોધનનો સ્વભાવ તથા ચિત્રપટનો પ્રસંગ કવિકલ્પિત છે. મૂળ મહાભારતમાં આ પ્રસંગ આ પ્રમાણે નથી. આ જાતનો ફેરફાર સાભિપ્રાય જ હોય એમ માનવું વધારે પડતું નથી.

આ ચિત્રપટનું દર્શન દુર્યોધનનો આત્મા કેટલી અધમ દશાએ પહોંચે છે એનું સામાજિકોને ભાન કરાવે છે એ એનું બીજું ઔચિત્ય. અધમ કૃત્ય કરનાર માણસ પોતાની અધમતામાં રાચે-પોતાના અધમ કૃત્યોના ચિત્રો કરાવી તેને હર્ષથી નિહાળે—તેમાં સંતોષ પામે ! પાપનું–અધમતાનું–આનાથી વધારે ઘૃણાજનક દર્શન કોઇએ નહિ કરાવ્યું હોય !+

આ ચિત્ર જોતાં દુર્યોધન ઉન્મત્ત થતો દેખાય છે; ચિત્ર જોઇ રહે છે. અને કેશવને દાખલ કરવાનો હુકમ કરે છે. 'મિત્ર કર્ણ યુધિષ્ઠિરના નારીમૃદુ વચન સાંભળવાને કાન સજ્જ કર.' વાસુદેવ રંગભૂમિ ઉપર દાખલ થાય છે. પોતાને ન છાજે એવું કામ ધર્મરાજના વચનથી અને ધનંજય સાથેની અકૃત્રિમ મિત્રતાથી કરવાનું પોતે માથે લીધું છે. ઉપર જણાવેલી કાર્યકારણની સાંકળ સામાજિકો માટે વાસુદેવ સ્પષ્ટ કરે છે—

**कृष्णापराभवभुवा रिपुवाहिनीभकुम्भस्थलीदलनतीक्ष्णगदाधरस्य ।**
**भीमस्य कोपशिखिना युधि पार्थपत्रिचण्डानिलैश्च कुरुवंशवनं विनष्टम् ॥**

'કૃષ્ણાના–દ્રૌપદીના–પરાભવથી ઉત્પન્ન થએલા કોપાગ્નિથી અને પાર્થના બાણના પવનના સુસવાટથી કુરુવંશવન ભસ્મ થશે.' દુર્યોધનના સમૃદ્ધ શિબિરનું વર્ણન કરે છે એમાં જણાવે છે 'આ વિશાળ ઐશ્વર્ય સ્વજનના પરિભવથી નાશની નજીક છે.' દુર્યોધન સમજાવે સમજે એવો નથી, 'સુયોધન મને જોઇને કરવાનું નહિ કરે !' વાસુદેવ દુર્યોધનની પાસે જાય છે. પોતાને જોઇ બધા રાજાઓમાં ગભરામણ થાય છે એ જોઇ કૃષ્ણ આશ્ચર્ય પામે છે. દુર્યોધન પોતાના દણ્ડનું તેમને સ્મરણ કરાવે છે. વાસુદેવ તેની પાસે જાય છે–દુર્યોધન ગભરાટથી પડી જાય છે–'કેશવના પ્રભાવથી હું આસનથી ચલિત થયો'.

કૃષ્ણના પ્રભાવથી દુર્યોધન અંજાઇ જાય છે. તેને આસન આપે છે, કૃષ્ણ બેસે છે અને ભીષ્મપિતામહ વગેરેને બેસવા કહે છે. એટલામાં કેશવની નજર ચિત્રપટ ઉપર પડે છે. ચિત્ર આકર્ષક છે. 'અહો આ ચિત્રપટ દર્શનીય છે.' પણ ચિત્રનો વિષય નજરમાં આવતાં 'આ અયોગ્ય છે! દ્રૌપદીનું કેશામ્બરકર્ષણ આમાં ચિતર્યું છે!' દુર્યોધનના સ્વભાવ વિષે આશ્ચર્ય દર્શાવે છે. 'ઘૃણારહિત થઇ પોતાનો દોષ પોતે જ સભામાં [આવા સિવાય] બીજો કોણ ઉઘાડો પાડે !'...... 'આઃ આ ચિત્રપટને દૂર કરો.' દુર્યોધન ચિત્રપટ લઇ જવાનું કહે છે.

દુર્યોધન પાણ્ડવોનું કુશળ પૂછે છે–'ધર્મનો પુત્ર,વાયુનો પુત્ર ભીમ, ઇંદ્રનો પુત્ર અર્જુન(ઇત્યાદિ) કુશળ છે?' આ પ્રશ્નની રીત એની વૃત્તિ વ્યક્ત કરે છે. વાસુદેવ પોતાનું કામ શરુ કરે છે. 'પાણ્ડવો વિનન્તી કરે છે કે અમારું જે હોય તે અમને દાયાદ્ય આપો.' દુર્યોધન એમના દાયાદ્ય વિષેના હકનો ઇન્કાર કરે છે. દુર્યોધન–'મુનિના શાપથી કાકા તો દારનિઃસ્પૃહ હતા. પારકાના આત્મજના એ કેવી રીતે પિતા થયા?' કૃષ્ણ એ પુરાતત્ત્વવિદ્‌ને સામો સવાલ

+ આજના સાહિત્યના પાપચિત્રોમાં અને આમાં એ તફાવત છે કે આમાં પાપનું દર્શન તેના તરફ ઉંડો અમર્ષ ઉત્પન્ન કરે છે જ્યારે આજનું સાહિત્ય એ અમર્ષ ઉત્પન્ન કરવામાં નિષ્ફળ જતું દેખાય છે–એટલું જ નહિ પણ કેટલેક ઠેકાણે પાપ માટે જાણે પક્ષપાત ઉત્પન્ન કરાવે છે.

પૂછે છે–'વિચિત્રવીર્ય તો શાપથી મૃત્યુ પામ્યા, તો પછી અમ્બિકાથી વ્યાસે ઉત્પન્ન કરેલા તારા પિતાને શા હકે રાજ્ય મળ્યું ? માટે એવી વાતો જવા દે. આમ કરવાથી કુરુકુલ નામશેષ થઇ જશે. માટે યુધિષ્ઠિર વગેરેની વિનન્તી સ્વીકારો.' દુર્યોધન–'અહો દૂત તમને રાજ્યવ્યવહારની ખબર નથી.

राज्यं नाम नृपात्मजैः सहृदयैर्जित्वा रिपून् भुज्यते
तल्लोके न तु याच्यते न तु पुनर्दीनाय वा दीयते ।
काङ्क्षा चेन्नृपतित्वमाप्तुमचिरात् कुर्वन्तु ते साहसं
स्वैरं वा प्रविशन्तु शान्तमतिभिर्जुष्टं शमायाश्रमम् ॥

'રાજ્ય તો શૂરા રાજપુતો શત્રુઓને જિતી ભોગવે છે. દુનીઆમાં તેની યાચના થતી નથી અને દીનને તે મળતું નથી.× રાજા થવાની આકાંક્ષા હોય તો કરે પરાક્રમ. નહિ તો તપસ્વી સેવિત આશ્રમ પધારે.'

વાસુદેવ આવા કડવા બોલ બોલતો તેને વારે છે, અને તેને કહે છે 'જે પોતાના સુહૃદ્ અને બન્ધુઓને છેતરે તેનો શ્રમ વિફલ થાય છે.' દુર્યોધનની ધીરજ હવે ખૂટી ગઇ છે. શરૂઆતમાં કુશળ વકીલની માફક પોતાની બાજુ રજુ કરી. પણ યોગ્ય દલીલો મળતાં તે ચીડાઇ ગયો અને શાન્તિથી પોતાનો પક્ષ યુક્તિઓથી સાધવાને બદલે તરવાર ઉપર હાથ મુક્યો. વાસુદેવ ઉપદેશ આપતાં તેના ઉપર જ તેણે અંગત આક્ષેપો કરવા માંડયા. 'અરે દૂત તને તારા કંસ મામા તરફ દયા ન આવી તો પછી તે નિત્ય અમારૂં ભુંડું કરનારાઓ ઉપર અમને ક્યાંથી આવે ?' કૃષ્ણ આનો જવાબ આપે છે. દુર્યોધન ફરી કૃષ્ણના બીકણપણાનો ઉલ્લેખ કરી તેનું અપમાન કરે છે. કૃષ્ણ ધીરજ રાખી જવાબ આપે છે. 'અમારો પરિહાસ જવા દો. પોતાનું કામ કરો. બન્ધુઓની સાથે સંબંધ કરવો આ લોકમાં અને પરલોકમાં શ્રેયસ્કર છે.' દુ–'દેવોના પુત્રો સાથે માણસોની બન્ધુતા શી રીતે સંભવે. આટલું પિષ્ટપેષણ બસ છે. એ વાત બંધ કરો—छिद्यतां कथा.' કૃષ્ણ જુએ છે કે 'સામ'થી કામ સરે એમ નથી. એટલે એને ડરાવે છે, અને અર્જુન અને ભીમના બલપરાક્રમનું તેને ભાન કરાવે છે, અને છેવટે કહે છે કે વધારે શું—

दातुमर्हसिमद्वाक्याद् राज्यार्धं धृतराष्ट्रज ।
अन्यथा सागरान्तां गां हरिष्यन्ति हि पाण्डवाः ॥

'હે ધૃતરાષ્ટ્રના પુત્ર મારા વચનની ખાતર તેમને તું અડધું રાજ આપ નહિ તો સાગરાન્ત પૃથ્વી પાણ્ડવો હરી જશે.' પણ દુર્યોધનની સાથે આ પદ્ધતિ તો કદિ સફળ થાય જ નહિ. તે અતિમાની કહે છે—

प्रहरति यदि युद्धे मारुतो भीमरूपी
प्रहरति यदि साक्षात् पार्थरूपेण शक्रः ।

× આપણને આજે આ વસ્તુ સમજવાની કેટલી જરૂર છે !

परुषवचनदक्ष ! त्वद्वचोभिर्न दास्ये
तृणमपि पितृभुक्ते वीर्यगुप्ते स्वराज्ये ॥

'જો ભીમના રૂપમાં પવન પોતે, અર્જુનના રૂપમાં ઇંદ્ર પોતે, પ્રહાર કરે તો પણ હે કઠોરબોલા ! તારા કહેવાથી તો મારા રાજ્યમાંથી એક તણખલું પણ ન આપું !' આથી કૃષ્ણની ધીરજ જાય છે. દુર્યોધન એને એના અનુચિત કર્મોનું સ્મરણ કરાવી તેનું વધારે અપમાન કરે છે અને છેવટે ગાળાગાળી ઉપર આવી જાય છે. દુર્યોધનને ગાળો દઈ, 'તારા લીધે આ કુરુવંશ નાશ પામશે' એમ જણાવી વાસુદેવ જવા માંડે છે. દુર્યોધન એને બાંધવાનો હુકમ કરે છે; કોઇ બાંધી શકતું નથી. પોતે દોરડાં લઇ બાંધવા જાય છે. વાસુદેવ પોતાનું વિશ્વરૂપ ધારણ કરે છે. દુર્યોધન તેને બાંધવાનો મિથ્યા પ્રયત્ન કરે છે. 'વાહ જાદુગર વાહ' એમ કહી તેને મારવા પોતાનાં ધનુષબાણ લેવા જાય છે. વાસુદેવ પોતાના રુદ્ર સંહાર સ્વરૂપનું ભાન કરાવતા હોય એમ 'ઠીક હું જ પાણ્ડવોનું કાર્ય કરું ?' એમ કહી સુદર્શનને બોલાવે છે. ત્યાં સુદર્શન આવે છે અને દુર્યોધનની પછવાડે પડે છે પણ સુદર્શનને વિચાર આવે છે અને તે ભગવાન્ નારાયણને વિનન્તી કરે છે—

महीभारापनयनं कर्तुं जातस्य भूतले ।
अस्मिन्नेवं गते देव ! ननु स्याद् विफलः श्रमः ॥

'આનો જો આમ જ નાશ થશે તો આ પૃથ્વીનો ભાર દૂર કરવા જન્મેલા આપનો શ્રમ વિફલ જશે.' વાસુદેવ–'રોષથી તટસ્થ વૃત્તિ વિસરી ગયો' એમ કહી સુદર્શનને વિદાય કરે છે એટલામાં ક્રમે ક્રમે કૃષ્ણના બીજા શસ્ત્રો અને ગરુડ આવે છે. આ બધાનો આવિર્ભાવ કવિએ બહુ જ્વલન્ત રીતે કર્યો છે. આ આખું દશ્ય ભાવી વિગ્રહનું રૂપક હોય એમ દેખાય છે, વીરરસની જમાવટ પણ અલૌકિક થાય છે. પૃથ્વીનો ભાર ઉતારવાની તૈયારી પૂરતી હોય એમ સામાજિકોને ભાન થાય એ રીતે વર્ણનોની રચના છે.

ગરુડ જાય છે; વાસુદેવ પાણ્ડવોની છાવણીમાં જવા માંડે છે ત્યાં વૃદ્ધ રાજા ધૃતરાષ્ટ્રનો સ્વર સંભળાય છે. 'ન જવાય ન જવાય !' વાસુદેવ ઉભા રહે છે. ધૃતરાષ્ટ્ર આવે છે, પગે પડી ક્ષમા માગે છે અને અર્ઘ્યપાદ્ય સ્વીકારવાની વિનન્તી કરે છે. વાસુદેવ તે સ્વીકારે છે.

**દૂતઘટોત્કચ.** આ નાટકમાં ભરયુદ્ધમાંથી પ્રસંગ લીધો છે. ભીષ્મપિતામહ પડતાં એ મહાન્ વિગ્રહનો એક અંક પૂરો થયો. આ વધથી અને દ્રોણના યુદ્ધની અદ્યાપિ અફળતાથી નિરાશ થઇ કૌરવો અર્જુનને સંશપ્તકો પાસે આહ્વાન મોકલાવી રણથી બ્હાર લઇ જવાની યોજના કરી અભિમન્યુનો વધ કરે છે. આ પ્રસંગ પસંદ કરવામાં કવિએ દૃષ્ટિની ઝીણવટ બતાવી છે. મહાવિગ્રહના સમયમાં પણ કેટલાંક કૃત્યો એવાં હોય છે કે જે તેની અસ્વાભાવિકતાથી કમકમાટી ઉપજાવે. અભિમન્યુના વધનો પ્રસંગ આ જાતનો છે. એક બાળયોદ્ધાને સેંકડો મહારથીઓ ઘેરી લઇ 'વાઢી નાખે' એ યુદ્ધના પ્રસંગમાં પણ પુણ્યપ્રકોપ ઉત્પન્ન કરે એવી બાબત છે.

અભિમન્યુના પરાક્રમની અને વીરમૃત્યુની ધૃતરાષ્ટ્રને ખબર આપતો એક સુભટ પ્રવેશ કરે છે. ત્યાં ધૃતરાષ્ટ્ર, ગાન્ધારી, દુઃશલા અને પ્રતિહારી આવે છે. 'આ કાનના દૂષણ રૂપ ખબર કોણ આપે છે; મને પ્રિય છે એમ માની આ કોણ અપ્રિય બોલે છે? શિશુવધના પાતકથી અંકિત અમારા વંશનો કોણ નિર્ભય થઈ ક્ષય જાહેર કરે છે,' એમ પૂછતા ધૃતરાષ્ટ્ર દાખલ થાય છે. ગાન્ધારી પૂછે છે 'જાણોછો કે આ પુત્રક્ષયકારી કુલવિગ્રહની ક્યારે શાન્તિ થશે? +ધૃતરાષ્ટ્ર કહે છે 'જાણું છું.' ગાન્ધારી 'ક્યારે'? ધૃતરાષ્ટ્ર જવાબ આપે છે. 'અભિમન્યુના મૃત્યુથી પ્રકુપિત થએલો અર્જુન રણે ચઢશે અને પછી **शान्तिं गमिष्यति विनाशमवाप्य लोकः** 'વિનાશને પામી લોક શાન્તિ મેળવશે.' દરેક ઉન્માર્ગે ચઢેલા બળનું આ જ પરિણામ આવે ।

બધાં શોક કરે છે. દુઃશલા–દુર્યોધનની બ્હેન–કહે છે 'જેણે ઉત્તરાવહૂને વૈધવ્ય આપ્યુ એણે પોતાની યુવતિનું જ વૈધવ્ય સાધ્યું સમજવું!' બીચારીને ખબર નથી! ધૃતરાષ્ટ્ર જયત્રાત સુભટને પૂછે છે 'અભિમન્યુને કોણે હણ્યો?' જયત્રાત–' બહુ રાજાઓએ ભેગાં થઇ એને માર્યો. પણ વધનું નિમિત્ત જયદ્રથ થયો?' ધૃ–શું શું જયદ્રથ નિમિત્ત થયો? ભટ–હા એ જ.' ધૃ—'હાય ત્યારે જયદ્રથ મર્યો!' જયદ્રથ એટલે દુઃશલાનો પતિ. કોઇ વાર કેવું બોલી જવાય છે! દુઃશલા રૂવે છે. ધૃતરાષ્ટ્ર પૂછે છે. 'કોણ રૂવે છે?' પ્રતહારી—'ભર્તૃદારિકા દુઃશલા.' ધૃ.—બેટા રડે શું વળે? જેને તારા ભરથારને તારૂં અત્યન્ત અવૈધવ્ય ન ગમ્યું—જેણે હાથે કરીને પોતાને અર્જુનના બાણનું લક્ષ્ય બનાવ્યું.' દુઃશલા વૈધવ્યનો સાજ સજવા ઉત્તરા પાસે જવાનું કહે છે પણ ગાન્ધારી આશ્વાસન આપે છે 'હજી તો તારો ધણી જીવે છે.' પણ એ આશ્વાસન શા કામનું. ધૃતરાષ્ટ્ર જયત્રાતને પૂછે છે કે પુત્રની આ દશા જોઇ અર્જુને શું કર્યું? પણ અર્જુન તે સમયે ન હતો. '**को हि समर्थः सन्निहितशार्दूलां गुहां धर्षयितुम्** બીજા પાણ્ડવો શું કરે છે' ધૃ. રા. પૂછે છે. ભટ કહે છે 'અર્જુનને બતાવવા ખાતર અભિમન્યુને ચિતામાં મુકતાં નથી અને જે રાજાઓએ તેના શરીર ઉપર ઘા કર્યા તેમના નામોને ધ્યાનમાં લે છે.' ધૃતરાષ્ટ્ર ગાન્ધારીને ગંગાકિનારે જવાનું કહે છે. ત્યાં જઇને 'પોતાના અપરાધથી નાશ પામતા તારા બધા પુત્રોને જલાંજલિ આપીશ.' ત્યાં દુર્યોધન દુઃશાસન અને શકુનિ પ્રવેશ કરે છે. અભિમન્યુના વધથી પોતાના પક્ષને થએલા ફાયદાનો વિચાર કરી ત્રણે જણા હર્ષ પામે છે. દુર્યોધન પિતાને નમસ્કાર કરવા જવા દુઃશાસન અને શકુનિને કહે છે. શકુનિ ન જવાની સલાહ આપે છે. પણ દુર્યોધન જાય છે. બધા નમસ્કાર કરે છે. રીવાજ પ્રમાણે આશીર્વાદ મળતો નથી. ત્રણે પૂછે છે કે 'આશીર્વચન કેમ આપતા નથી.' ધૃતરાષ્ટ્ર કહે છે કે આશીર્વાદ શી રીતે આપે. 'કૃષ્ણ અને પાર્થના હૃદય સૌભદ્ર બાળને માર્યો, એટલે તમને ક્યાં જીવવાની અપેક્ષા છે? દુર્યોધન પૂછે છે 'પિતાજી આટલો બધો

+મૂળમાં ગાન્ધારી જે પ્રશ્ન પૂછે છે તેનો કાંઇ ખાસ અર્થ થતો નથી. મને લાગે છે ત્યાં પાઠ ભ્રષ્ટ થયો છે. ધૃ. રા. જે જવાબ આપે છે તે ઉપરથી ગાન્ધારીના પ્રશ્નનો પાઠ કલ્પ્યો છે. મૂળમાં '**महाराअ अत्थि पुण, जाणीअदि केवलं पुत्तसंखअकारओ कुलविग्गहो भविस्सदि**' '**अत्थि**' ને સ્થાને '**सन्ति**' અથવા '**सन्तो**' એવો કાંઇ પાઠ હશે.

ગભરાટ શા માટે ?' ધૃ. રા. કહે છે કે 'સો દીકરે એક દીકરી પ્રાપ્ત થઈ, તે ભાઇઓની મહેરબાનીથી વૈધવ્ય મેળવશે ?' દુ.—' પણ જયદ્રથનું અહીંઆં શું છે ? ' ધૃતરાષ્ટ્ર—' અર્જુનના પ્રથમ પ્રવાલને હણવાનું '—આ કૃત્યનું ફળ તેને સમજાવે છે. અર્જુનનાં બળની તેને ઝાંખી કરાવે છે. દુર્યોધન કહે છે કે એના સૈન્યમાં અર્જુનના સમોવડીઆ છે. ધૃ. રા.–' કોણ કોણ ?' ' એક તો કર્ણ ?' ધૃ. રા.—'**अहो हास्यः खलु तपस्वी कर्णः.**' એ અર્જુનની સરસાઇ શી રીતે કરે ? શકુનિ ડહાપણથી વિવાદ બંધ કરાવે છે—'અમારી અવજ્ઞા કરવાની આપની સત્તા છે.' શકુનિને બોલતો સાંભળી ધૃતરાષ્ટ્ર ભભૂકી ઉઠે છે. ' આ શકુનિ બોલે છે ? અરે શકુનિ તેં જુગારીએ એવું કર્મ કર્યું છે કે આ કુળનો વૈરાગ્નિ બાળકોમાં પણ શમતો નથી.' એટલામાં મોટો ભૂમિકમ્પ અને આકાશમાં વીજળીના કડાકા થાય છે. ખબર કઢાવતાં જણાય છે કે અર્જુનની પ્રતિજ્ઞાથી આ ખળભળાટ થયો છે. શું પ્રતિજ્ઞા કરી છે એમ પૂછતાં ભટ જણાવે છે કે—

येन मे निहतः पुत्रस्तुष्टि ये च हते गताः ।
श्वः सूर्येऽस्तमसम्प्राप्ते निहनिष्यामि तानहम् ॥

'જેણે મારા પુત્રને હણ્યો અને તે હણાતાં જે ખુશી થયા તેઓને આવતી કાલે સૂર્ય અસ્ત થતાં પ્હેલાં હું હણીશ.'

દુર્યોધન કહે છે ' એની પ્રતિજ્ઞા ભંગ કરવાનો પ્રયત્ન કરીશ. ધૃતરાષ્ટ્ર કહે છે—

' अपि प्रविष्टं धरणीमप्यारूढं नभःस्थलम् ।
सर्वत्रानुगमिष्यन्ति शरास्ते कृष्णचक्षुषः ॥

' પૃથ્વીમાં પેઠેલાનો કે આકાશમાં ચઢેલાનો સર્વત્ર કૃષ્ણરૂપી ચક્ષુવાળા શરો કેડો પકડશે ' ઇત્યાદિ. દુર્યોધન પિતાનું આ વચન સાંખી રહે છે એ જોઇ સુભટ કહે છે કે ' જો કોઇ બીજો આવું બોલે તો તત્ક્ષણ તેનો જીવ જાય.'

ઘટોત્કચ પ્રવેશ કરે છે. પોતે જ પોતાની જાતને જણાવે છે. ' હું હિડામ્બાનો પુત્ર યદુપતિનો સંદેશો લઈ આવ્યો છું. પોતાના દોષથી અને આચરણથી શત્રુ થએલા વડીલને મારે મળવું છે.' દુર્યોધન જવાબ આપે છે ' આવ આવ. શત્રુના ભવનમાં પ્રવેશ કર. મને બહુ કુતૂહલ છે. જનાર્દનનું વચન હિંમત રાખી બોલ. હું આ રહ્યો દુર્યોધન.' ઘટોત્કચ પ્રવેશ કરી ધૃતરાષ્ટ્રને જુએ છે અને આચાર પ્રમાણે નમસ્કાર કરી કૃષ્ણનો સંદેશો જણાવે છે. પુત્રના મૃત્યુથી અર્જુન અત્યન્ત દુઃખવિહ્વલ થઈ ગયો છે. ' જો એક પુત્રના વિનાશથી અર્જુનની આવી દશા થઈ તો પછી આપની કેવી થશે ?' આ સંદેશાનું વ્યંગ્ય ધૃતરાષ્ટ્ર સમજે છે અને સૌને કહી બતાવે છે. સર્વ ક્ષત્રિયોનો વધ કરવા અર્જુન તૈયાર થયો છે. દુર્યોધન હસી કહાડે છે. ઘટોત્કચ—' શું આને હસી કાઢો છો ?' દુ—' એને હસી કાઢું છું.'

ઘટોત્કચ ચીડાય છે. દુર્યોધનને કહે છે ' તમને પણ જનાર્દનનો સંદેશો સંભળાવવાનો છે.' દુઃશાસન કહે છે 'એવા અરાજાને કોણ સાંભળે ?' ઘટોત્કચ ગુસ્સે થાય છે અને

દુઃશાસન અને તેની વચ્ચે બોલાબોલી થાય છે. દુર્યોધન બોલાબોલી અટકાવી પૂછે છે 'તમારો એ પ્રભુ શું કહે છે.' ઘટો.-જવાબ આપે છે 'હા એ અમારા પ્રભુ ! તે આમ કહે છે:—

अवसितमवगच्छ क्षत्रियाणां विनाशं
नृपशतविनिचि (तया ? त्या) लाघवं चास्तु भूमेः।
नहि तनयविनाशादुद्यतोग्रास्त्रमु (ग्रे ? क्ते):
समरशिरसि कश्चित् फल्गुनस्यातिभारः ॥

'ક્ષત્રિઓનો અન્ત આવ્યો સમજો; ભૂમિ સો નૃપતિને દૂર કરવાથી હલકી થશે. પુત્રના મૃત્યુથી ઉગ્ર અસ્ત્ર ફેંકવા તૈયાર થએલા અર્જુનને રણમાં શું અતિ ભારે હોય ?'

શકુનિ ટોણો મારે છે 'જો કેવળ બોલવાથી પૃથ્વી જિતાય અને બોલે બોલે સર્વ ક્ષત્રિયોનો વધ થાય તો !' શકુનિને બોલતો સાંભળી ઘટોત્કચ ખૂબ ચીડાય છે. એને જુગારી પાસા મુકી દઇ રણમાં આવવાનું કહે છે. દુઃશાસન—' આમ ગમે તેમ શું બોલે છે. તને જો માતૃપક્ષના ઉગ્રસ્વરૂપ દર્પ હોય તો અમે પણ રૌદ્ર રાક્ષસોના જેવા જ ઉગ્ર સ્વભાવવાળા છીએ. ઘટોત્કચ જવાબ વાળે છે-શાન્તં પાપં શાન્તં પાપં. રાક્ષસો કરતાં એ આપ તો વધારે ક્રૂર છો, શાથી–

न तु जतुगृहे सुप्तान् भ्रातॄन् दहन्ति निशाचराः
शिरसि न तथा भ्रातुः पत्नीं स्पृशन्ति निशाचराः।
न च सुतवधं सङ्ख्ये वृत्तं स्मरन्ति निशाचरा
विकृतवपुषोऽ( पुत्रा ! प्युग्रा )चारा घृणा न तु वर्जिता ॥'

લાખા ઘરમાં સૂતેલા ભાઇઓને નિશાચરો બાળતા નથી. તેમજ ભાઇની પત્નીને માથે નિશાચરો સ્પર્શ કરતા નથી. યુદ્ધમાં કરેલા પુત્રવધને નિશાચરો [ હર્ષથી ] સ્મરતા નથી; ( તેઓ તો ફક્ત ) વિકૃત વપુવાળા અને ઉગ્ર આચારવાળા હોય છે, તેમણે ઘૃણા છોડી નથી હોતી.

હવે ટપાટપી થાય છે અને ઘટોત્કચ લડવા તૈયાર થાય છે.

दष्टोष्ठो मुष्टिमुद्यम्य तिष्ठत्येष घटोत्कचः।
उत्तिष्ठतु पुमान् कश्चिद् गन्तुमि ( च्छेद् ? च्छन् ) यमालयम् ॥

ઓઠ દાબી મૂઠિ ઊંચી કરી ઘટોત્કચ અહીંઆ ઊભો છે. યમાલય જવાને ઇચ્છતો કોઇ પુરુષ ઉભો થાય !

ધૃતરાષ્ટ્ર શાન્ત પાડે છે; પિતામહના વચનથી ઘટોત્કચ શાન્ત થાય છે અને પાછો દૂત થઇ જાય છે અને જવાબ માગે છે; ' તત્રભવાન્ નારાયણને શી વિજ્ઞાપના કરૂં ?' દુર્યોધન—આઃ કોની વિજ્ઞાપના ? મારા વચનથી એને કહેજે કે નકામો શેનો બડબડાટ કરે છે. તારા પૌરુષને અમે વશ થઇએ એમ નથી. દૂરથી પણ તારી સાથે કાંઇ બોલવું યોગ્ય નથી. + + + + તું પાણ્ડવો સાથે રહે હું તને બાણથી જવાબ આપીશ.' ઘટો—'પિતામહ જાઉં છું !' જતાં જતાં સર્વે રાજાઓને જનાર્દનનો છેવટનો સંદેશો સંભળાવતો જાય છે.

'धर्मं समाचर (गु ? कु) रु स्वजनव्यपेक्षां
यत् काङ्क्षितं मनसि सर्वमिहानुतिष्ठ ।
जात्योपदेश इव, पाण्डवरूपधारी
सूर्यांशुभिः समम्रुपैष्यति वः कृतान्तः ॥

ધર્મ આચરી લ્યો. સ્વજનને માટે કરવું હોય તે કરી લ્યો. મનની ઇચ્છાઓ પૂરી કરી લ્યો. સૂર્યના કિરણોની સાથે તમારી પાસે પાણ્ડવરૂપધારી મૃત્યુ આવશે.'

આ બન્ને નાટકોમાં કવિએ વીરરસની જે જમાવટ કરી છે તે એટલી સ્પષ્ટ છે કે તે વિષે રસજ્ઞ વાચકોને વધારે કહેવાની જરૂર જણાતી નથી.

'કર્ણભાર.' આ નાટકમાં આપણે જૂદા વાતાવરણમાં પ્રવેશ કરીએ છીએ. આમાં એ સમય તો વિગ્રહનો છે પણ યુદ્ધનો અને ગર્વનો ખડખડાટ નથી. આમાં આપણને એક અતિશય ઉદાર અને ધીર પણ વિધિએ વિષમદશામાં મૂકી દીધેલા મહાન્ પુરુષનું અન્તર કવિએ ઊઘાડું કરી આપ્યું છે. સાહિત્યમાં માન પામેલા મનુષ્ય સ્વભાવના નિરૂપણમાં આ આદર્શ કરતા સ્વભાવનિરૂપણનું ઉચ્ચ સ્થાન છે તે આ નાટક વાંચવાથી સમજાશે.

એક સુભટ મહારાજા અંગરાજને નિવેદન કરે છે કે યુદ્ધનો સમય થયો છે ત્યાં કર્ણ પોતે જ શલ્યરાજને સારથિ તરીકે સાથે લઇ આવતો દેખાય છે. આ મહાપુરુષની મુખાકૃતિ જોઇ સુભટ આશ્ચર્ય પામે છે. 'પરાક્રમી, યુદ્ધોત્સવના પ્રમુખને હૃદય આ અપૂર્વ પરિતાપ શો ?' એ વીરપુરુષ છે એને રણનો અને મરણનો ભય ન હોય ! અને છતાંએ 'સમર અગ્રણી ધીમાન્ સશોક આવે છે;' સુભટને કર્ણ 'ઉન્હાળામાં વાદળાના રાશિથી ઘેરાએલા સ્વભાવિક તેજવાળા સૂર્ય જેવો ભાસે છે.' કર્ણરાજ પોતે પધારે છે 'આ બીજા રાજાઓ શા માટે મારી સામે આવતા હશે—

कर्तव्यं रणशिरसि प्रियं कुरूणाम्
द्रष्टव्यो यदि स भवेद् धनञ्जयः !

જો ધનંજય મારી નજરે ચઢે તો આજે રણમાં કુરુઓને પ્રિય કરૂં.— શલ્યરાજ જ્યાં એ અર્જુન હોય ત્યાં મારો રથ હાંકી જાઓ. **यत्रासावर्जुन-स्तत्रैव चोद्यतां मम रथः**'. શલ્યરાજ રથ હાંકે છે. એ મહાવીરનું હૃદય આજે સ્વસ્થ નથી. કર્ણ કાંઇક આશ્ચર્ય સાથે અનુભવે છે—' મારા ચિત્તમાં, મહા સંગ્રામમાં ક્રુદ્ધ કૃતાન્ત (મૃત્યુદેવ) જેવા પરાક્રમીના ચિત્તમાં—યુદ્ધના કાળે વૈધુર્ય ઉત્પન્ન થાય છે !' ઉંડું ઉંડું દર્દ એને દુભવે છે. 'અહો કષ્ટમ્. કુન્તીએ જન્મ આપ્યો અને રાધેય રાધાના પુત્ર તરીકે જગતમાં જાણીતો થયો.' રાજકુમારીનો પુત્ર અને દાસીએ (અધિરથ સારથિની સ્ત્રી રાધાએ) ઉછેર્યો ! વિધિનો પ્હેલો પ્રહાર..' યુધિષ્ઠિર આદિ પાણ્ડવો તો મારા નાના ભાઇઓ !' એક માના જણ્યા ભાઇઓ, તેમને મારી નાખવા પોતાની શક્તિનો ઉપયોગ કરવાનો ! ચિત્ત બીજી દિશામાં વળે છે. 'આ લડવાનો સુંદર સમય આવ્યો; પણ મારી

અસ્ત્રવિદ્યા નિરર્થક જવાની ! અને વળી માગ્ગે વાર્યો !' .અસ્ત્રવિદ્યા નિરર્થક જવાની ! અતિશય તપશ્ચર્યા કરી કષ્ટ વેઠી પ્રાપ્ત કરેલી વિદ્યા અણીને વખતે નકામી જવાની. આ દુઃખની વેદના એમ એકલા એકલા વિચારમાં અનુભવી શકાય એવી નથી. જાણે એ વેદના દીલમાં ન સમાતી હોય અને બ્હાર નીકળવા મથતી હોય તેમ શલ્યરાજને કર્ણ કહે છે—' હે શલ્યરાજ, મારા અસ્ત્રનો વૃત્તાન્ત સાંભળો.' પરશુરામ પાસે જૂઠું બોલી અસ્ત્રવિદ્યા શીખેલો એનો અહેવાલ આપે છે.

જીવનમાં એક વાર કરેલું પાપ એનું ફળ આપ્યા વિના કેડો મૂકતું નથી એ જીવનરહસ્ય કવિ આ અસ્ત્રવૃત્તાન્ત મૂકી બતાવે છે. અર્જુનને પણ આંટી નાખે એવો મહા ધનુર્ધર મરાવાનો. ઇંદ્રે એનાં કવચ અને કુંડલ લઈ એની દેહરક્ષા હરી એ પ્હેલાં જ એના જીવનના આદ્ય પાપે એની વિદ્યાને નિષ્ફળ કરી હતી. દૂતવાક્યમાં કાર્યકારણની સાંકળ સાંધવા જેવો દ્રૌપદીકેશામ્બરકર્ષણના ચિત્રપટનો પ્રસંગ છે એવો અહીંઆ આ અસ્ત્રવૃત્તાન્તનો છે. બન્ને બનાવો નાટકના પ્રસ્તુત કાર્યની ઘણાં પ્હેલાં બની ગએલાં છે. છતાં તેમનાં 'કાર્ય'. સમયે એ કારણોને રજુ કરી કવિએ કર્મનિયતિ વિષે પોતાની દૃષ્ટિ સૂચિત કરી એક નાટયકાર તરીકે પોતાની નિપુણતા બતાવી છે.

અહેવાલ કહી કર્ણ અસ્ત્રની પરીક્ષા કરે છેઃ ' અસ્ત્રો નિર્વીર્ય લાગે છે, ઘોડાઓ દીન દેખાય છે, શંખદુન્દુભિ નિઃશબ્દ થયાં છે !' શલ્યરાજ અફ્સોસ કરે છે **कष्टं खल्विदम्**'. પણ વીર પુરુષને જેને મરવાનો ભય નથી તેનો વિષાદ કેટલી વાર ચાલે ! '**शल्यराज अलमलं विषादेन। हतोऽपि लभते स्वर्गं जित्वा तु लभते यशः । उभे बहुमते लोके नास्ति निष्फलता रणे ॥** મરીશું તો સ્વર્ગ મળશે, જિતીશું તો યશ મળશે; બન્ને લોકમાં બહુમત છે. રણ નિષ્ફળ નથી.' વિષાદની છાયા ધીમે ધીમે ખસવા માંડી છે. ' આ કામ્બોજી ઘોડાઓ જે કદી રણમાંથી પાછા ફર્યા નથી તે જે કાંઇ રક્ષવાનું છે તે રક્ષશે. **अक्षयोस्तु पतिव्रतानाम्** । **अक्षयोऽस्तु रणेष्वपराङ्मुखानां यौधपुरुषाणाम्**, । **अक्षयोस्तु मम प्राप्तकालस्य** । વિષાદની છાયા તદ્દન ખસી જાય છે. '**एष भोः प्रसन्नोस्मि**'. વીરત્વનો ઉલ્લાસ આવે છે, અને શલ્યરાજને ફરી કહે છે ' જ્યાં એ અર્જુન હોય ત્યાં મારો રથ હાંકી જાઓ. **यत्रासावर्जुनस्तत्रैव चोद्यतां मम रथः ।**'

એટલામાં નેપથ્યમાંથી ' અરે કર્ણ મોટી ભિક્ષા માગું છું' એવો અવાજ આવે છે. ઇંદ્ર બ્રાહ્મણરૂપે પ્રવેશ કરે છે. કર્ણ નમસ્કાર કરે છે. શું આશીર્વાદ આપવો એ વિષે ઇંદ્ર વિચાર કરે છેઃ ' મારે શું બોલવું ? જો દીર્ઘાયુષી થા એમ કહું તો દીર્ઘાયુષી થાય. જો નહિ બોલું તો મને મૂઢ જાણી અવજ્ઞા કરશે. તેથી એ બન્નેમાંથી બચી જવાય એવું મારે શું બોલવું. ઠીક સમજાયું. ( પ્રકટ ) અરે કર્ણ સૂર્યની જેમ, ચંદ્રની જેમ, હિમાલયની જેમ, સાગરની જેમ તારો જશ રહો.' કર્ણને આ આશીર્વાદથી શંકા ઉપજે છે. એ જીવિતનિરપેક્ષી વીર તરત જ વિચારે છે કે ' આજ ઠીક છે. પુરુષને ધર્મ જ સા-

ધ્રુવો યોગ્ય છે. રાજ્યલક્ષ્મી તો સાપની જીભ જેવી ચંચળ છે. દેહ મરે છે ત્યારે ગુણ રહે છે.'×

ભીક્ષા માગવાનું કર્ણ કહે છે, અને માગે એવી ભિક્ષા આપવાનું વચન આપે છે. ગાયો, ઘોડા, હાથી, અઢળક સોનું, પૃથ્વી અને અગ્નિષ્ટોમનું ફળ આપવા કહે છે તો પણ બ્રાહ્મણ ના પાડે છે. છેવટે પોતાનું માથું આપવાનું કહે છે. બ્રાહ્મણ ત્રાસ પામી જાય છે. છેવટે,

'अङ्गैः सदैव जनितं मम देहरक्षा
देवासुरैरपि न भेद्यमिदं सहास्त्रैः ।
देये तथापि कवचं सह कुण्डलाभ्यां
प्रीत्या मया भगवतो रुचितं यदि स्यात् ॥'

તેની દેહરક્ષારૂપ કવચ અને કુણ્ડલ આપવાનું કહે છે. ઇંદ્ર તુરત જ હાથ ધરે છે. શલ્યરાજ કર્ણને આપતો વારે છે પણ ઉદાર દાનેશ્વરી કર્ણ '**हुतं च दत्तं च तथैव तिष्ठति**' 'યજ્ઞમાં હોમેલું અને દાન કરેલું શાશ્વત રહે છે' એમ કહી કવચ અને કુણ્ડલ ઊતારી આપે છે. ઇંદ્ર કૃતકૃત્ય થઇ વિદાય થાય છે 'હું ઐરાવત ઉપર બેસી અર્જુન અને કર્ણનું યુદ્ધ જોવા જાઉં.'

શલ્યરાજ કર્ણને કહે છે કે ઇંદ્રે એને છેતર્યો. કર્ણ કહે છે 'ઇંદ્ર છેતરાયો; કારણ કે પાકશાસન એ મારા વડે કૃતાર્થ થયો.' એટલામાં બ્રાહ્મણરૂપે એક દેવદૂત પશ્ચાત્તાપ પામેલા ઇંદ્રે આપેલી વિમલા નામની શક્તિ આપવા આવે છે. કર્ણ કહે છે-'**धिग् दत्तस्य न प्रतिगृह्णामि**'-'છટ્ જેને દાન કર્યું હોય તેની પાસેથી હું લેતો નથી.' બ્રાહ્મણના વચનની ખાતર દેવદૂત લેવાનો આગ્રહ કરે છે; કર્ણ બ્રાહ્મણના વચનને માન આપી તે સ્વીકારે છે. દેવદૂત ચાલ્યો જાય છે. બન્ને રથમાં બેસે છે. એટલામાં મહાન્ શંખધ્વનિ થાય છે.

'शङ्खध्वनिः प्रलयसागरघोषतुल्यः
कृष्णस्य वा न तु भवेत् स तु फल्गुनस्य ।
नूनं युधिष्ठिरपराजयकोपितात्मा
पार्थः करिष्यति यथाबलमद्य युद्धम् ।

યુધિષ્ઠિરના પરાજયથી કુપિત થએલો અર્જુન આજે તેની શક્તિને અનુરૂપ યુદ્ધ કરશે.' કર્ણ શલ્યરાજને ત્રીજી વાર આદેશ કરે છે, 'જ્યાં એ અર્જુન હોય ત્યાં મારો રથ હાંકી જાઓ. **यत्रासावर्जुनस्तत्रैव चोद्यतां मम रथः ।**'

કર્ણના જીવનનો એ મહાન્ મનોરથ-અર્જુનને રણમાં મળવાનો-આ કુશળ નાટકકારે **यत्रासावर्जुनस्तत्रैव चोद्यतां मम रथः** એ વાક્ય આદિ, મધ્ય, અને અન્તમાં મુકી બહુ સચોટ રીતે બતાવ્યો છે એ સહૃદય વાચકોને કહેવાની જરૂર નથી.

× યશ એટલે આ બધું, કેવળ કીર્તિ નહિ, એ સંસ્કૃતિ સાહિત્ય વાંચનારે ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. કાલિદાસ ભવભૂતિ વગેરે જ્યારે યશને મહત્ત્વ આપે છે ત્યારે તેઓના મનમાં આ વસ્તુ હોય છે.

'ઊરુભંગ' કુરુક્ષેત્રના રુદ્રનાટકના છેલ્લા અંકનો પડદો ઉપડે છે. એ રણક્ષેત્રનું વર્ણન દુર્યોધનના ત્રણ સુભટો આપે છે. પંચરાત્રમાં આપણને મહારાજા દુર્યોધનના યજ્ઞવૈભવનું વર્ણન મળે છે આમાં આપણને તેમના રણયજ્ઞના વૈભવનું વર્ણન મળે છે. તે પ્હેલાં સૂત્રધાર જણાવે છે કે ધૃતરાષ્ટ્રપક્ષમાં હવે ફક્ત દુર્યોધન બાકી છે, અને યુધિષ્ઠિરપક્ષમાં પાણ્ડવો અને જનાર્દન બાકી છે. અઢાર અક્ષૌહિણીનો+ અવશેષ ! પણ હજી વિગ્રહનો અંત આવ્યો નથી. આ વિનાશના કારણભૂત બન્ને પક્ષો હયાત હોય ત્યાં સુધી અંત શી રીતે આવે ? આ નાટકમાં હવે એક પક્ષનો અંત આવે છે.

યુદ્ધના અવશેષોથી—મરાએલાં અને ઘવાએલા માણસો અને હયાદિ પશુઓ તથા તેમના ઉપકરણોથી—છવાએલી રણભૂમિનુ અને તેમાં ચાલતી શીયાળીઆં અને ગીધડાંઓની મીજબાનીનું વર્ણન ચાલે છે. તેમાં એક જણાવે છે—

रुधिरसरितो निस्तीर्यन्ते हतद्विपसंक्रमाः
नृपतिरहितैः स्रस्तैः सूतैर्वहन्ति रथान् हयाः ।
पतितशिरसः पूर्वाभ्यासाद् द्रवन्ति कबन्धकाः
पुरुषरहिता मत्ता नागा भ्रमन्ति यतस्ततः ॥

લોહીની સરિતાઓ હણાએલા હાથીઓ રૂપી સેતુવાળી તરાય છે. ઘોડાઓ, રાજાઓ વિનાના પડી ગએલા સારથિઓવાળા રથને વહે છે. માથું પડી ગએલાં ધડ પૂર્વ અભ્યાસથી દોડે છે. પુરુષરહિત મત્ત હાથીઓ આમતેમ ભમે છે.

તો બીજો સમસ્તનું વર્ણન કરતો—

एषा निरस्तहयनागनरेन्द्रयोधा
व्यक्तीकृता दिनकरोग्रकरैः समन्तात् ।
नाराचकुन्तशरतोमरखड्गकीर्णा
तारागणं पतितमुद्वहतीव भूमिः ॥

પડેલા ઘોડા હાથી રાજા અને યોદ્ધા વાળી, સૂર્યના ઉગ્ર કિરણોથી બધી બાજુએથી વ્યક્ત થતી, નારાચ, ભાલા, શર, તોમર, ખડ્ગથી છવાએલી આ ભૂમિ નીચે પડેલા તારાગણને વહતી હોય એમ ભાસે છે.

આ પ્રમાણે વર્ણન ચાલે છે એટલામાં શબ્દ સંભળાય છે.

किं मेघा निनदन्ति वज्रपतनैश्चूर्णीकृताः पर्वता
निर्घातैस्तुमुलस्वनप्रतिभयैः किं दार्यते वा मही ।
किं मुञ्चत्यनिलावधूतचपलक्षुब्धोर्मिमालाकुलं
शब्दं मन्दरकन्दरोदरदरीः संहत्य वा सागरः ॥

+ એક અક્ષૌહિણી=૨૧૮૭૦ રથ, ૨૧૮૭૦ હાથી, ૬૫૬૧૦ અશ્વો, ૧૦૯૩૫૦ પદાતિ.

શું મેઘો નાદ કરે છે કે વજ્ર પડવાથી પર્વતોના ચૂરા થઇ ગયા? તુમુલ અવાજથી ભયંકર કડાકાઓથી પૃથ્વી ફાટે છે? અથવા પવનથી અવધૂત ચપલ અને ખળભળેલી મોજાની માળાથી આકુલ થએલો સાગર, મન્દરપર્વતની ખડકોને અથડાઈ શબ્દ કરે છે? ફરીને જુએ છે તો રણભૂમિના એક ભાગ ઉપર 'દ્રૌપદીના કેશકર્ષણથી કુપિત થએલા પાણ્ડવ મધ્યમ ભીમસેનની અને ભ્રાતૃશતના વધથી-ક્રુદ્ધ થએલા મહારાજા દુર્યોધનની વચ્ચે, દ્વૈપાયન વ્યાસ, હલાયુધ, કૃષ્ણ, વિદુરઆદિની સમક્ષ, ગદાયુદ્ધ પ્રવૃત્ત થએલું દેખાય છે. બે મહાન્ ગદાવીરોના યુદ્ધનું વર્ણન ચાલે છે. હારજિતનું ત્રાજવું એક વાર એક બાજુ તો બીજી વાર બીજી બાજુ નમતું દેખાય છે. બન્નેનું યુદ્ધ જોઇ બીજો સુભટ અભિપ્રાય ઉપર આવે છે કે **संशिक्षितो नरपतिर्बलवांस्तुभीमः** 'નરપતિ–દુર્યોધન–શીખેલો સારી રીતે છે અને ભીમ બલવાન્ છે.' યુદ્ધમાં દુર્યોધન કળવાળો છે, ભીમ બળવાળો છે. બળ કરતાં કળ જિતે છે. તીજો સુભટ–' આ વૃકોદર

शिरसि गुरुनिखातस्रस्तरक्तार्द्रगात्रो
धरणिधरनिकाशः संयुगेष्वप्रमेयः ।
प्रविशति गिरिराजो मेदिनीं वज्रदग्धः
शिथिलविस्तृतधातुर्हेमकूटो यथाद्रिः ॥

માથામાં મોટો ઘા પડતાં શિથિલ અને લોહીથી ખરડાએલાં ગાત્રવાળો, પર્વત સમો, યુદ્ધમાં અમાપ (બળવાળો), વજ્રથી બળેલા, (અને) જેની ધાતુઓ ઢીલી થઇ ફેલાય જાય છે એવા પર્વતની જેમ પૃથ્વી ઉપર પડે છે.

ભીમસેનને પડતો જોઇ **'एकाग्राङ्गुलिधारितोन्नतमुखो व्यासः स्थितो विस्मितः** એક આંગળીના ટેરવા ઉપર મુખ ટેકવી વિસ્મયથી વ્યાસ ઉંચું મ્હોં કરી ઉભા.' બીજો સુભટ– **'दैन्यं याति युधिष्ठिरोऽत्र विदुरो बाष्पाकुलाक्षः स्थितः** યુધિષ્ઠિર દીન બની જાય છે, વિદુરની આંખો આંસુથી ભરાઇ જાય છે.' ત્રીજો—**'स्पृष्टं गाण्डिवमर्जुनेन गगनं कृष्णः समुद्वीक्षते** અર્જુને ગાંણ્ડિવને હાથ ધર્યું, કૃષ્ણ ગગન સામુ જુવે છે.' ત્રણે—**'शिष्यप्रीतितया हलं भ्रमयते रामो रणप्रेक्षकः ॥** શિષ્યના પ્રેમથી રણપ્રેક્ષક બળ રામ હળને ફેરવે છે.'

રણમાં જયપરાજય કેટલો અનિશ્ચિત છે! કોણ ધારતું હોય કે ભીમ હારે! અને છતાં ભીમ પૃથ્વી ઉપર પડયો અને દુર્યોધન તેનો ઉપહાસ કરે છે ' હે ભીમ! દીનને રણમાં વીર મારતા નથી. ભય ન રાખ!' ભીમને પણ 'ભય ન રાખ ' એ શબ્દો સાંભળવા પડે અને તે પણ દુર્યોધનના મુખે! ભીમનો ઉપહાસ થતો જોઇ પોતાની સાથળ થાબડી જનાર્દન તેને કાંઇ સંજ્ઞા કરતા દેખાય છે. સંજ્ઞાથી હિંમત ધરી ભીમ ઉભો થાય છે અને ફરીથી ગદાયુદ્ધ ચાલ્યું.

संहृत्य भ्रुकुटी ललाटविवरे स्वेदं करेणाक्षिपन्
बाहुभ्यां प्रतिगृह्य भीमवद् नश्चित्राङ्गदां स्वां गदाम् ।

पुत्रं दीनमुदीक्ष्य सर्वगतिना लब्ध्वेव दत्तं बलं
गर्जन् सिंहवृषेक्षणः क्षितितलाद् भूयः समुत्तिष्ठति ॥

ભવાં સંકોચી, કપાળ ઉપરથી પરસેવો હાથથી લૂછી નાખી, ભયંકર મુખવાળો, હાથમાં પોતાની ચિત્રાંગદા ગદા પકડી, પુત્રને દીન જોઈ વાયુએ આપેલા બળને જાણે મેળવી, ગર્જતો, સિંહ અને વૃષ જેવી આંખોવાળો ફરીથી જમીન ઉપરથી ઉભો થાય છે.' ફરીથી યુદ્ધ ચાલ્યું—

'भूमौ पाणितले निघृष्य तरसा बाहू प्रमृज्याधिकं
सन्दष्टोष्ठपुटेन विक्रमबलात् क्रोधाधिकं गर्जता ।
त्यक्त्वा धर्मघृणां विहाय समयं कृष्णस्य संज्ञासमं
गान्धारीतनयस्य पाण्डुतनयेनोर्वोर्विमुक्ता गदा ॥

જમીન ઉપર વેગથી હથેળીઓ ઘસી, હાથને ખૂબ ચોળી, ઓઠ દબાવી, પરાક્રમબળથી, ક્રોધથી અધિક ગર્જતા, ધર્મઘૃણા છોડી દઇ, સમય છોડી દઇ, કૃષ્ણની સંજ્ઞા (થતાંની) સાથે પાણ્ડુના તનયે ગાન્ધારીના તનયના ઊરુઓ વિષે ગદા મારી.' ઊરુભંગ થયો. યુદ્ધમાં અધર્મ્ય ગણાતો ઘા ભીમે માર્યો ! हा धिक् पतितो महाराजः '. દુર્યોધન પડયો.

અધર્મનો જય થયો !? દુર્યોધન જિત્યો હોત તો અધર્મનો જય કહેવાત કે ભીમ જિત્યો એ અધર્મનો જય કહેવાય ?+ કે આવા યુધ્ધોમાં અધર્મ વિના જય જ નહિ મળતો હોય ?

દુર્યોધનને પડતો જોઇ ભગવાન્ વ્યાસ ઊડી જાય છે. બીજા દુર્યોધનનો પરાભવ સહન કરે પણ હલાયુધ સહન કરે ? અને તે પણ ખોટી રીતે મળેલો ? 'હળધરે એકદમ આંખ બંધ કરી દીધી.' વ્યાસે ઊડતાં ઊડતાં સૂચના કરી. હળધરથી બચાવવા, કૃષ્ણના હાથના ટેકાથી ચાલતાં ભીમને પાણ્ડવોએ ખસેડી લીધો. વિષ્કંભક પૂરો થયો. ત્રણે સુભટો મહારાજા દુર્યોધન પાસે જાય છે.

---

+ મહાભારતમાં બલરામ કહે છે—

अहो धिग्यदधो नाभेः प्रहृतं धर्मविग्रहे
नैतद्‌दृष्टं गदायुद्धे कृतवान् यद्‌वृकोदरः ।
अधो नाभ्या न हन्तव्यमिति शास्त्रस्य निश्चयः
अयं तु शास्त्रमुत्सृज्य स्वच्छन्दात् संप्रवर्तते

શલ્યપર્વ અ. ૬૧: શ્લો. ૫-૬

આ બનાવ વિષે બલરામ પોતાનો અભિપ્રાય આ પ્રમાણે આપે છે.

हत्वाऽधर्मेण राजानं धर्मात्मानं सुयोधनम् ।
जिह्मयोधीति लोकेऽस्मिन् ख्याति यास्यति पाण्डवः
दुर्योधनोऽपि धर्मात्मा गतिं यास्यति शाश्वतीम्

શલ્યપર્વ. શ્લો. ૩૫-૩૬

નાટકનો મુખ્ય ભાગ શરૂ થાય છે. એમાં આપણને મહાભારતના એ અતિમાની પુરુષની અંતિમ દશાનું દર્શન થાય છે. પંચરાત્રમાં આપણને એના સ્વભાવના સદંશોનું ભાન થએલું. દૂતવાક્યમાં અને દૂતઘટોત્કચમાં વિનાશ ઉન્મુખ એની અતિ નીચતાનો પરિચય થયો. એની છેલ્લા ક્ષણમાં એની સહજ મહત્તાનું ભાન થાય છે.

ક્રોધથી ઉન્મત્ત થએલા બલદેવ ભીમને શોધતા આવે છે. દુર્યોધનને આશ્વાસન આપે છે કે 'એક મુહૂર્ત જીવ. ભીમની વિપુલ છાતીને મારા હળથી ચીરૂં છું.' નેપથ્યમાંથી અવાજ આવે છે '**प्रसीदतु भगवान् हलायुधः**'. ફરીને જુએ છે તો દુર્યોધન હાથને ટેકે બાળકની માફક સરકતો સરકતો આવે છે. દુર્યોધન પોતાની દશા વર્ણવે છે. 'ભીમે યુદ્ધના 'સમય'ની વ્યવસ્થાનો ભંગ કરી ગદા વડે મારા ઊરુ ભાગ્યા. હવે તો હાથ વડે ઘસડાતા આ અડધા મરેલા દેહને ધારણ કરૂં છું.' આ શબ્દો એ કરુણ ભાવથી બોલે છે. હવે એને વેર નથી લેવું. (જો કે એમાં ફરીઆદનો ધ્વનિ છે) કોઈને નહિ નમાવેલું શિર બલદેવના પગમાં નમાવી વિનન્તી કરે છે કે 'રોપ છોડો. કુરુકુલને નિવાપાંજલિ આપવા ભલે પાણ્ડવો જીવે. હવે તો વૈર, વિગ્રહકથા અને અમે નાશ પામ્યા—**वैरं च विग्रहकथा च वयं च नष्टाः** ।। બલદેવનો રોષ શમતો નથી. ફરી વિનન્તી કરે છે. " આપ એમ ન કરો. **प्रतिज्ञावसिते भीमे, गते भ्रातृशते दिवं । मयि चैवं गते राम विग्रहः किं करिष्यति** ॥ ભીમની પ્રતિજ્ઞા પૂરી થઈ, મારા સો ભાઈ સ્વર્ગે ગયા, મારી આ દશા થઈ. વિગ્રહ હવે શું કરશે!'

બલદેવ—મારી સમક્ષ તમને છેતર્યા એથી મને રોષ ઉત્પન્ન થયો છે.

દુ—તમે મને છેતરાયો માનો છો ?

બ.—એમાં શો સંશય!

દુ—અરે હો—મારા પ્રાણનું મૂલ્ય મળી ગયું છે. મને જો ભીમે છલથી જિત્યો છે એમ માનતા હો તો કહું છું કે હું [એમ] જિતાયો નથી. મને ભીમે જિતેલો ન માનશો. મને તો 'જેણે ઈંદ્રનું પારિજાતકતરુ હર્યું', જે દિવ્યવર્ષસહસ્ર સમુદ્રમાં સૂતા હતા, તેણે ભીમની ગદામાં પ્રવેશ કરી મને મૃત્યુને સોંપ્યો.'+

બલદેવ કાંઈ જવાબ આપે એ પ્હેલાં નેપથ્યમાંથી અવાજ આવે છે 'આર્યો આઘા ખસો આઘા ખસો.' ધૃતરાષ્ટ્ર, ગાન્ધારી, દુર્યોધનનો પુત્ર દુર્જય, અને તેની બે સ્ત્રીઓ માલવી અને પૌરવી આવે છે.

+આ શ્લોકમાં દુર્યોધનને કૃષ્ણનું દૈવી સ્વરૂપ સમજાતું દેખાય છે. આ જાતનો બનાવ (સરખાવો દૂતઘટોત્કચ) માનવીની ઘટનાનું અનુકરણ કરતાં નાટકમાં ઉચિત છે કે નહિ એ પ્રશ્ન આજના જમાનામાં ઊઠવા સંભવ છે. પણ નાટકકાર અને તેના જમાનામાં આવા પ્રશ્નને સ્થાન'ન હતું; કારણકે કૃષ્ણનું ઈશ્વરના અવતાર તરીકેની માન્યતા સાહિત્યમાં તેમ જ સમાજમાં એક સિદ્ધ વસ્તુ હતી.

સહૃદય વાચક સમજશે કે આ મીલનનો પ્રસંગ જ મર્મભેદી છે. કુરુક્ષેત્રની રણભૂમિ ઉપર ઊરુભાંગેલા મહારાજા દુર્યોધનને તેમનું કુટુમ્બ શોધતું આવે એ પ્રસંગની કલ્પનામાત્ર કમકમાટી ઉપજાવે એવી છે. ધૃતરાષ્ટ્ર પૂછે છે—' પુત્ર ક્યાં છું ', ગાંધારી પૂછે છે ' દીકરા ક્યાં છું. દેવીઓ પૂછે છે-'મહારાજ ક્યાં છો ?' ધૃતરાષ્ટ્રને પોતાનું અન્ધ મુખ આંખમાં આંસુ ઊભરાતાં વધારે આંધળુ લાગે છે. દુર્યોધનની પોતાની નજરે સૌથી પ્રથમ રાણીઓ ચઢે છે. ' અહો કષ્ટ ! જે મારી પણ સ્ત્રીઓ રડે છે !' અત્યાર સુધી તેને ગદાના ઘાની પરવા ન હતી. પણ જ્યારે એની રાણીઓને રણમાં રોતી જુએ છે ત્યારે એનું ખરેખર દુઃખ અનુભવે છે. બધાં દુર્યોધનને શોધે છે અને ઘાંટા પાડી બોલાવે છે. જીંદગીમાં નહિ કર્યું હોય એવું સંબોધન કરી ધૃતરાષ્ટ્ર એને બોલાવે છેઃ-'પુત્ર દુર્યોધન ! અઢાર અક્ષૌહિણીના મહારાજ ક્યાં છું ?'દુ-' આજે મહારાજા ખરો !' ધૃતરાષ્ટ્ર જવાબ આપવા કહે છે, આવીને નમન કરવા કહે છે. દુર્યોધન આ આવ્યો કહી ઊભો થવા જાય છે પણ પડી જાય છે. ' અ મને બીજો પ્રહાર ! ભીમસેને ઊરુદ્વયની સાથે ગુરુનું પાદવંદન પણ હણ્યું !' ગાન્ધારી રાણીઓને અને જર્જરિત થએલો ધૃતરાષ્ટ્ર પૌત્ર દુર્જયને દુર્યોધનને શોધવા કહે છે.× બાળક દુર્જય કહે છે ' હું થાકી ગયો છું ' ધૃ. રા.'જા જા. બાપના ખોળામાં થાક ખાજે.' દુર્જય શોધતો શોધતો દુર્યોધનની પાસે આવે છે. દુર્યોધન એને જુએ છે.'અરે આ પણ આવ્યો !' પિતાપુત્રના મીલનનો આ પ્રસંગ જોવા જેવો છે. મધ્યમ અને પંચરાત્રમાં બાપ દીકરાના હર્ષજનક લાડ જોયા. આમાં કવિ બીજી સ્થિતિ બતાવે છે.

દુર્જય—મહારાજ અંહીઆ ભોંય ઉપર બેઠા છે ! ?

દુ—પુત્ર ! કેમ આવ્યો છું ?

દુર્જય—તમે મોડું કરો છો એટલે—

દુ—( સ્વગત ) અહો આ અવસ્થામાં પુત્ર સ્નેહ દહે છે.

દુર્જય—મારે તમારા ખોળામાં બેસવું છે. ( બેસવા જાય છે. )

દુ—(રોકીને) દુર્જય !-દુર્જય ! અહો કષ્ટ !

દુર્જય—મને ખોળામાં કેમ બેસવા દેતા નથી ?

દુ—બેટા હવે આ ખોળામાં તારે નહિ બેસવાનું. અંહી તહીં બેસ.

દુર્જય—મહારાજ ક્યાં જવાના છે ?

દુ—જ્યાં સો ભાઇ ગયા ત્યાં—

દુર્જય—તો મને પણ ત્યાં લઇ જાઓ.

દુર્યો—જા બેટા વૃકોદરને કહે !

" જા બેટા વૃકોદરને કહે " આટલા શબ્દોમાં આટલી ઊંડી વેદના સાહિત્યસૃષ્ટિમાં વિરલ હશે !

દુર્જય કહે છે કે બધા તમને શોધે છે. દુર્યોધન જવાબ આપે છે કે મારાથી નહિ અવાય. દુર્જય કહે છે કે ' હું તમને લઇ જાઉં. ' ' તું બાળક છું ' દુર્યોધન કહે છે. દુર્જય બધાંને ત્યાં બોલાવી લાવે છે. ધૃ.-મારો પુત્ર ક્યાં છે ?' દુર્જય—' અહીંઆ મહા-

×દુર્જય વગેરે દુર્યોધનને કેમ જોઇ શકતા નથી એવી વાંચનારને શંકા થાય તો તેમણે, પ્રારંભમાં સુભટોએ કરેલું રણભૂમિનું વર્ણન યાદ કરવું. રંગભૂમિ ઉપર આવી શંકા ઉત્પન્ન થવાને અવકાશ ન રહે.

રાજ ભોંય ઉપર બેઠા છે!' દુર્જય આ વાક્ય બીજી વાર બોલે છે. તેના બાળમનને આનાથી બીજું શું આશ્ચર્યજનક હોય? બધાં મળે છે. ધૃતરાષ્ટ્ર શોકના ભારથી પડી જાય છે. દુર્યોધન આશ્વાસન આપે છે. ધૃ. કહે છે કે 'હું શું આશ્વાસન લઉં?' દુ.–'સામે મ્હોંએ રણમાં હણાયો છું એ.' બધાના શોકને ઉચિત જવાબ આપે છે. માલવી રાણીને કહે છે 'તારો ભર્તા યુદ્ધમાં સામે મ્હોંયે હણાયો છે; ક્ષત્રિયે શામાટે રડે છે?' વીરપત્નીને બીજું શું આશ્વાસન હોય? પોરવી રાણીને પોતાના મહાન્ કાર્યો જણાવી કહે છે કે 'આવાની સ્ત્રીઓ આમ રડે નહિ.' પછી દુર્યોધન દુર્જય તરફ–પોતાના પુત્ર–તરફ વળે છે. આ અભિમાની પુરુષ પોતાના પુત્રને કેવી ભાવનાનો વારસો આપે છે એ જાણવા સૌ આતુર હોય! ગાન્ધારી કહે છે કે 'હું એ એ જ વિચારૂં છું.' દુર્યોધન વેરનો વારસો મુકતો નથી. "બેટા મારી જેમ પાણ્ડવોની સેવા કરજે. પૂજ્ય કુન્તીના કહ્યામાં રહેજે. અભિમન્યુની મા અને દ્રૌપદી બન્નેને માની જેમ પૂજજે અને 'શ્લાઘ્યશ્રી, અભિમાની મારો પિતા દુર્યોધન સામા મોંએ રણમાં એના સમોવડીઆથી હણાયો છે.' એમ સમજી શોક ન કરીશ અને યુધિષ્ઠિરના જમણા હાથને સ્પર્શ કરી પાણ્ડવોની સાથે મને જલાંજલિ આપજે." બલદેવ કહે છે—'અહો વૈર પશ્ચાત્તાપ બન્યું!'

દુર્યોધનનો સાચો સ્વભાવ આ છેલ્લી ઘડીએ તરી આવે છે. અતિમાની, વીર અને ઉદાર; મહાન્ કૃત્યો કરે એવો–એ કૃત્યો સારાં હોય અને ખરાબ પણ હોય. જીવનની લીલા પૂરી થઈ પછી શા માટે પછવાડે વેર મૂકવાં? જીવ્યા ત્યાં સુધી લડયા–કોઈને નમતુ ન આપ્યું. ઇબ્સેનના પીરજીન્ટ નાટકમાં શેતાન બટન ઘડનારના વેશમાં પીરજિન્ટને કહે છે કે એને નકામા તરીકે ગાળી નાખવો પડશે કારણ કે એણે કશું જ કર્યું નથી. કાંઇ મહાન્ સત્કાર્ય પણ કર્યું નથી –અરે કાંઇ મહાન્ અપકાર્ય પણ કર્યું નથી. 'તું આ પણ નથી અને તે પણ નથી. ફક્ત ઠીક ઠીક!*' દુર્યોધન એમ સૌની સાથે, અથવા કોઇની સાથે પણ ગાળી નખાય એવી વ્યક્તિ નથી.

એટલામાં ભારે અવાજ થાય છે અને રોષથી ભરેલો અશ્વત્થામા આવે છે. દુર્યોધનને પૂછે છે, 'અરે કુરુરાજ આ શું'? દુ–फलमपरितोषस्य'–'અપરિતોષનું ફળ.' અશ્વત્થામા વેર લેવાનું કહે છે.દુર્યોધન ના પાડે છે. છતાં એ એ તો સૂતેલાનો વધ કરવાની પ્રતિજ્ઞા લેછે. દુર્યોધન કહે છે કે એણે જે કાંઇ પાણ્ડવોને કર્યું છે તેના હીસાબમાં તેઓએ થોડું કર્યું છે.પણ અશ્વત્થામા પ્રતિજ્ઞા છોડતો નથી. દુર્જયને બોલાવી કહે છે કે 'અભિષેક વિના બ્રાહ્મણના વચનથી તું રાજા છે.' દુર્જયને રાજા જોઇ દુર્યોધન પ્રાણ મૂકે છે. તેના શબ ઉપર યવનિકા ઓઢાડવામાં આવે છે. ધૃતરાષ્ટ્ર પુત્રના મૃત્યુથી વિફળ રાજ્યને ધિક્કાર આપી તપોવનમાં ચાલ્યા જાય છે.

આ ચારે એકાંકી નાટકો સાથે વિચારનારને તેઓ એક મહાન્ વસ્તુ રજુ કરતાં નાટકના અંકો જેવા ભાસે છે.×



* પીરજીન્ટ (આર્ચરનો અનુવાદ) ૧૯૨૦ની આવૃત્તિ. અંક ૫. દ. ૭ પૃ. ૨૩૫–૩૭.

× મધ્યમથી ઊરુભંગ સુધીમાં મહાભારતના ઉત્તરભાગને નાટકોમાં રજુ કરવાનો કવિનો પ્રયત્ન સફળ થાય છે. મહાભારતના પૂર્વભાગને કવિએ આ રીતે દર્શાવાનો પ્રયત્ન કર્યો હશે?

# પ્રો. ક્રીશ્રીઅન લાસેનેનો પ્રાચીન હિંદના વાણિજ્યનો ઇતિહાસ

જર્મન ઉપરથી પ્રો. કે. પી. જયસ્વાલ તથા પ્રો. બેનરજીના અંગ્રેજી

અનુવાદ ઉપરથી ગુજરાતીમાં અનુવાદક

[ અ. શ્યામલાલ હ. ભગવતી. ]

[આપણા વેપારી ઇતિહાસનું જ્ઞાન જેટલું આવશ્યક છે તેટલું જ અપૂર્ણ છે. અને પ્રાચીન હિન્દના વેપારી ઇતિહાસના પ્રકરણ ઉપર લાસેને અપૂર્વ પ્રકાશ નાંખેલો હોવાથી તેના અમૂલ્ય લેખનું ગુજરાતી ભાષાંતર કરવું જરૂરી લાગ્યું છે. ભાષાંતરમાં આવતા રોમન તથા ગ્રીક ઉચ્ચારોની ચોકકસાઇ માટે ખાત્રી આપી શકતો નથી. સાધનના અભાવે તે ઉચ્ચારો માત્ર કલ્પિત જ છે. જે સ્થળે અર્થ સ્પષ્ટ કરવા વધુ માહિતીની જરૂર જણાઇ છે ત્યાં મૂળ લેખકની નોટો પછી, બાળબોધ અંકવાળી ફૂટનોટમાં સમજુતી આપવાનો પ્રયત્ન કર્યો છે.

ગૂજરાતી અનુવાદક.]

(હિન્દી વેપારના ઇતિહાસનો અભ્યાસ લોકપ્રિય થયો છે. તે વિષય ઉપર પ્રથમ લખનાર લાસેનની શોધોનો હિન્દના લેખકો તથા વિદ્યાર્થીઓ ઉપયોગ કરી શકતા ન હતા તેથી તેનું ભાષાંતર કરવું અમોને આવશ્યક લાગ્યું. કોઇ પણ શાસ્ત્રીય વિષયના અનુવાદ કરવામાં જેમ ભાષાની સુંદરતા તરફ દુર્લક્ષ્ય આપવું પડે છે તે માફક અમોએ પણ બને ત્યાં સુધી મૂળ વસ્તુને વળગી રહેવાનો પ્રયત્ન કર્યો છે.

લાસેનના વખત પછી, ભારતીય વિદ્યામાં (Indology) બહુ જ પ્રગતિ થયેલ છે, છતાં લાસેન તો અપૂર્વ જ રહેશે. હિન્દી ઇતિહાસના ક્ષેત્રમાં લાસેન ઉત્કૃષ્ટ (Classical) છે. હિન્દુ સમયનો આપણો રાજકીય, સામાજિક તથા બૌદ્ધિક વિષયો ચર્ચતો ઇતીહાસ, લાસેનના સીવાય સૈકાઓ સુધી કોઇએ પણ સહેલાઇથી કલ્પ્યો ન હોત. અજબ વાત તો એ છે કે, ડન્કરના સીવાય અને તે પણ ઘણા ઓછા પ્રમાણમાં કોઈ પણ લેખકે હજુ સુધી લાસેનના ઇન્ડીશ આલ્ટરથુમ્સ્કુન્ડ (Indische Alterthumskunde) જેવું સર્વદેશીય પુસ્તક લખ્યું નથી. આ ગ્રંથનો ત્રીજો ભાગ જેને એન્સાઈકલોપીડીયા બ્રીટાનીકાના લેખકે "સતત પ્રયાસ તથા સૂક્ષ્મ બુદ્ધિબળના એક મ્હોટામાં મ્હોટા સ્મારક" તરીકે વર્ણવ્યો છે તે ૧૮૫૮ માં પ્રકટ થયો હતો. તેના પ્રથમ પ્રકરણમાં વિક્રમાદિત્યના સમયથી ગુપ્તકાળના અંત સુધીના વેપારનો ઇતિહાસ ચર્ચવામાં આવ્યો છે. તે પ્રકરણનું અમારૂં આ ભાષાંતર છે. આ વિષયને સાંપ્રતયુગ સુધી લંબાવવાને એક ગ્રંથસૂચિ બનાવવી ઘણી જરૂરની છે અને તે પછીથી કરીશું એમ અમારી આશા છે.) [અંગ્રેજી અનુવાદકો]

## વિક્રમાદિત્યના સમયથી ગુપ્તકાળના અન્ત સુધી.

## પ્રકરણ ૧ લું.

### પ્રસ્તાવના.

સારાંશઃ—રાતા સમુદ્રના આર્યાવર્ત સાથેના દરીયાઇ વેપારની વૃદ્ધિના કારણો, વેપારનું હિન્દની અંદર તથા કટ્ટીગાર અથવા કેન્ટન૧ સુધી લંબાવું. હિન્દી સામુદ્રભૂમી તથા ચીનમાંની વસાહતો.

વિક્રમાદિત્યના વખતથી ગુપ્તકાળના અન્ત સુધીના સમયમાં રાતા સમુદ્રના રસ્તે આર્યાવર્ત સાથેનો વેપાર વધારવામાં અને તે કાળમાં સૌથી ઉચ્ચ કોટિએ લઇ જવામાં ત્રણ મુખ્ય કારણો એકત્રિત થયાં હતાં.

(૧) પ્રથમ કારણ રોમન લોકોનું બહોળું સામ્રાજ્ય અને તેમની સમૃદ્ધિ હતું. કારણ તેથી કરીને તેઓ વિલાસી અને શોભા અથવા ઠાઠમાઠના શોખી થયાં હતાં અને તેમની વાસનાઓ તૃપ્ત કરવાના વિવિધ સાધનો, કોઇ પણ દેશ કરતાં, હિન્દ સારી રીતે પૂરૂં પાડી શકે તેમ હતું.

(૨) બીજું કારણ રોમન લોકોએ કરેલો મીસરનો પરાજ્ય અને તેને લીધે ઇ. સ. પૂર્વે ૩૧ ની સાલમાં મીસરનું રોમન રાજ્યના પ્રાંત તરીકે જોડાવું એ હતું. કારણ તેથી મીસરનું મુખ્ય બંદર એલેક્ઝાન્ડ્રીયા જે વેપારની દૃષ્ટિએ સુંદર જગ્યાએ આવેલું હોવા છતાં વેપારની જમાવટ કરી શક્યું ન હતું તે રોમન લોકોના હાથમાં આવ્યું. ટોલેમીઝ૨ રાજાઓના, મીસરના પૂર્વ કીનારા ઉપર બંદરો બાંધી અને તેમને રસ્તાઓથી નાઇલ નદી સાથે જોડી દઈ વેપારની આ શાખાને વધારવાનાં પ્રયત્નો છતાં સ્ટ્રેબોના૩ વખત સુધી ઘણા ઓછા વેપારીઓ મીસરથી હિન્દની વેપાર અર્થે મુસાફરી કરવાની હામ બીડતાં.[1] આ સ્થિતિ રોમન સમ્રાટોના સમય પછીથી જ ફેરવાઇ અને એલેક્ઝાન્ડ્રીયા ભૂમધ્ય સમુદ્રના દેશો સાથેના હિન્દના દરીયાઇ વેપારનું કેન્દ્રસ્થાન થયું અને તેના હરિફોથી આગળ વધી આ વેપારનો લગભગ અનન્યાધિકાર પ્રાપ્ત કર્યો.

તદુપરાંત, લીસીનીયસ ક્રેસસના ઇ. સ. પૂર્વે ૫૩ ની સાલમાં કરેલા પાર્થોના રાજ્ય ઉપરના હુમલાને લીધે અને ત્યારથી ઉતરી આવેલી રોમન રાજ્ય અને પાર્થોના૪ રાજ્ય

૧ ભાગ બીજો. પા. ૫૮૮, ૮૯ તથા નોંધ.

૧ ચીનના અગ્નિકોણ ખુણામાં આવેલું બંદર.

૨ ટોલેમીઝ. એલેઝાન્ડરના મૃત્યુ પછી કલીઓપેટ્રાના સમય સુધીના મીસરના રાજાઓ.

૩ સ્ટ્રેબો. ઇ. સ. પૂર્વે ૧૫૦ ની સાલમાં થયેલો પ્રખ્યાત રોમન ઇતિહાસકાર.

૪ પાર્થોનું રાજ્ય. મધ્ય એશીયામાં આવેલું મહાન રાજ્ય. જે રોમન સામ્રાજ્ય સાથે હરિફાઇમાં ઉભું રહેતું હતું. Ref. Historians, His. of the World. Vol. XIII pp 47-75.

વચ્ચેની શત્રુતાને લીધે તે બંન્ને વચ્ચે વારંવાર લઢાઇઓ થતી હતી અને પાર્થીના લોકો એટલે આરસેકાઇડસ લોકોના હાથમાં, યુફ્રેટીસ નદીના મુખમાંથી પરસીઆના અખાત દ્વારા હિન્દ જવાના રસ્તાઓ હોવાથી, તે રસ્તાઓનો ઉપયોગ રોમન લોકો તથા ગ્રીસના લોકોને કરવા દેવામાં આવતો નહિ અને આ કારણને લીધે તેઓને માટે, એલેક્ઝાન્ડ્રીયા બંદરનું રાતા સમુદ્ર દ્વારા હિન્દ સાથેના વેપાર માટેનું, મહત્ત્વ વધવા માંડ્યું.

તે છતાં, આપણે ભુલવું ન જોઇએ કે પાર્થાના મહાન સમ્રાટ મીથ્રીડેટસના ઇ. સ. પૂર્વે ૧૩૬ ની સાલમાં થયેલા મૃત્યુ પછી ઓક્સસ નદીના આસપાસનાં પરગણાંઓ આરસેકાઇડસ લોકોની તાબેદારીમાંથી મુક્ત થયાં હતાં[1] અને તેથી તેઓ હિન્દનો માલ ઓક્સસ નદીના માર્ગે, કાસ્પીઅન સમુદ્રમાં અને ત્યાંથી કૌકેસસ પર્વત તથા કાલ્ચીસના માર્ગે કાળા સમુદ્રમાં લઇ જવામાં પ્રતિબંધ કરતા ન હતા. અને આ રસ્તાઓ વેપાર માટેનો ઉપયોગ પોમ્પે અને ઓગસ્ટસ રાજાઓના સમયમાં કરવામાં આવતો હતો તે બાબત સ્ટ્રેબો અને પ્લીનીના[2] અહેવાલો ઉપરથી સિદ્ધ થાય છે.

તે જ પ્રમાણે રોમના સમ્રાટોના સમયમાં આરસેકાઇડસ લોકોની એક શાખા આરમીનીયામાં રાજ્ય કરતી હતી, અને તેઓમાંનાં કેટલાક રોમન લોકોની મદદ લેતા હતા; એટલે આરમીનીયામાં વસતા આરસેકાઇડસ લોકો હિન્દનો માલ આરમીનીયામાંથી (રોમન તથા ગ્રીક વેપારીઓને) લઇ જવા દેવામાં વિરોધ કરતા નહિ. આની સાથે બીજી એક વસ્તુ પણ સમજી શકાશે. આરલ સમુદ્ર તથા કાસ્પીઅન સમુદ્ર તથા કૌકેસસ પર્વતની ઉત્તરે રહેનારા એઓરસીઝ લોકો મીડીયા અને આરમીનીયામાંથી હિન્દનો માલ લાવતા અને કાળા સમુદ્ર પાસે રહેતા લોકોમાં વેચતાં.[3]

(૩) ત્રીજું કારણ હીપેલોસ નામના રોમન નાવિકે કરેલી નૈઋર્ત્ય દિશાના પવનપ્રવાહની શોધ હતું. જો કે આપણે એને પ્રથમ શોધ ન કહી શકીએ કારણકે ફીનીશીયન લોકો જેઓ નૌવિદ્યામાં ઘણા પ્રવીણ હતાં તેઓએ ચોકકસ આ શોધનો ઉપયોગ તેઓની ઓફીર૧ મુસાફરીઓમાં કરેલો હોવો જોઇએ.[4] એટલે આપણે એમ માની લઇએ કે

૧ ભાગ બીજો. પા. ૩૨૧, ૨૬૫.

૨ ભાગ બીજો. પા. ૨૭૯, ૫૩૧, નોંધ ૨

૩ ભાગ બીજો પા. ૬૧૯ પેરીપ્લસના સ્કોફના ભાષાંતરના પા. ૬, ૮, ૧૩, ૪૫, ૫૩, ૨૧૨, ૨૨૭, ૨૨૮, ૨૨૯, ૨૩૦, ૨૩૨, ૨૩૩

૪. ભાગ બીજો. પા. ૫૯ પેરીપ્લસના ભાષાન્તરના પા. ૯૭, ૧૫૧, ૧૬૦, ૧૬૧. ૧૭૫, ૨૬૦

૧ ઓફીર—આફ્રીકા, અરેબીયા તથા હિન્દની દક્ષિણે આવેલા સમૃદ્ધ દેશોને આ નામથી ઓળખવામાં આવતા હતા, ફીનીશીયન લોકો આ દેશોમાંથી અઢળક ધન દરીયા માર્ગે લઇ આવતા હતા, દા. ત. હીરા, માણેક, હાથીદાંત, સોનું, વાંદરા, તથા મોર વગેરે ઇથીઓપીયા તથા મલબારના કિનારા ઉપરથી લઇ આવતા હતા. Ref. His. His. of the World. Vol. II p. 333

જ્યારથી ફીનીશીયન લોકોનો રાતા સમુદ્રનો વેપાર બંધ થયો હતો ત્યારથી આ પવન-પ્રવાહનું જ્ઞાન ભુલાઈ ગયું હતું. ત્યાર પછીથી પહેલી જ વખત હીપલોસે- અરેબીયાનાં બંદરો તથા તે તરફના કિનારાની સ્થિતિ તપાસી અને બીજા જૂના નાવિકોની માફક કિનારે કિનારે વહાણ હંકારવાને બદલે ભરદરીયામાં વહાણ ચલાવ્યું. તેની શોધના માનમાં નૈર્ઋત્ય દિશાના પવન-પ્રવાહને રોમન લોકોએ હિપેલોઝર[1] નામ આપ્યું.પેરીપ્લસના લેખકના આધારે તે શોધને આપણે ઈ. સ. ની શરૂઆતમાં મુકી શકીએ. પછીથી હિપેલોસનો દાખલો હિન્દી સમુદ્રમાં મુસાફરી કરતા નાવિકો લેવા લાગ્યા. કેટલાક નાવિકો અરેબીયાના દક્ષિણ કિનારે આવેલા કેટ્રેમાઇટસ દેશના કાને[2] નામના શહેર તરફથી ભર દરીયામાં વહાણો હંકારતાં અને કેટલાક તેની સામે આવેલા આફ્રીકાના પૂર્વ કિનારા ઉપરના જૂના વખતમાં સીનેમોમીફેરો રેજીસ કહેવાતા અથવા અત્યારની કેવ ગ્વારડાફુઇ પાસેના બંદરોથી ભર દરીયામાં વહાણો હંકારતા.[3]

આમાંના કેટલાક વેપારી-વહાણો શક દેશ તરફ અથવા ચોક્કસાઇથી બોલતાં શક-હિન્દના બંદર[4] પાતાલ૧ તરફ જતાં અને કેટલાક હિન્દના પ્રખ્યાત બંદર[5] "બારીગાઝા ૨ તરફ જતાં અને તે સિવાય કેટલાક હિન્દના દક્ષિણ ભાગમાં લીમીરાઇક૩ દેશ તરફ જતાં. તેઓ બંદરમાં ત્રણ ચાર દિવસ રહેતાં અને પાછા દરીયા માર્ગે મુસાફરી શરૂ કરતા અને સિંધુ નદીના મૂળ આગળ તથા અરેબીયાના અગ્નિકોણ કિનારાની મુસાફરી કરવામાં બાકીનો વખત ગાળતાં.

રાતા સમુદ્રમાંથી મુસાફરી કરનારાઓના સાહસો વિષેની માહિતી પ્લીની૪ સારી રીતે આપે છે.[6] નીઅરકૉસ નામના રોમન નાવિકે પોતાના કાફલા સાથે સિન્ધુ નદીના મુખમાંથી કિનારે કિનારે ટાઇગ્રીસ અને યુફ્રેટીસ નદીઓના મુખ સુધી મુસાફરી કરી હતી. અને પછીથી સાઇગ્રાસની[7] ભૂશીર જે અરેબીયાના અગ્નિકોણ કિનારા ઉપર આવેલ છે ત્યાંથી પાતાલની મુસાફરીમાં પણ તેઓએ નૈર્ઋત્ય પવન-પ્રવાહનો ઉપયોગ કર્યા છતાં

૧ પેરીપ્લસના પા. ૩૨. હીપેલોઝરનો અર્થ નૈર્ઋત્ય પવનપ્રવાહ થાય છે તે વીન્સન્ટે "પ્રાચીન વેપાર તથા નૌવિદ્યા "ના પહેલા ભાગમાં પા. ૪૯ તથા ૧૨૩ માં પુરવાર કર્યું છે.

૨ પેરીપ્લસના ભાષાંતરનું પા. ૧૧૬

૩ પેરીપ્લસના મૂળ પુસ્તકના પા. ૭, ૮, ૧૭, ૨૩

૪ પેરીપ્લસનના ભાષાંતરનું પા. ૨૯૮.

૫ પેરીપ્લસના ,, પા. ૨૦૫.

૬ ભાગ છઠ્ઠો પા. ૨૬. ૫ માં ફેલીયામાં વર્ણવેલ છે કે ફેવોનીઅસ પવનને તેઓ હીપોસ કહેતા જે નામ અત્યારના નૈર્ઋત્ય પવન-પ્રવાહને સૂચવે છે.

૭ આ ઘણું કરીને અત્યારના રાસ શેરબેદાદ છે.

---

૧ પાતાલ તે હાલનું સિંધ હૈદરાબાદ છે. (વીન્સેન્ટ સ્મીથ અર્લીહીસ્ટ્રી ઑફ ઈંડીઆ)

૨ બારીગાઝા તે હાલનું ભરૂચ છે. ( ,, ,, ,, )

૩ લીમીરાઇક તે ડેમીરાઇકનું વિકૃત રૂપ છે અને તેનાથી હાલનો તામીલ દેશ સૂચવાય છે.

૪ ઈસ્વી સન પૂર્વેના પહેલા સૈકાનો રોમન ઇતિહાસકાર.

કિનારો છોડયો ન હતો. ત્યાર પછી તેઓએ સાઇગ્રોસની ભૂશીરથી સીધો ઝીઝેરસ[૧] બંદરનો નજીકનો અને સહીસલામતીવાળો રસ્તો શોધી કહાડયો.

તે સમયના રોમન લોકો તથા આર્યો સાથેના વેપારની સ્થિતિને પ્લીની નીચે પ્રમાણે વર્ણવે છેઃ—

આ પ્રમાણે વહાણવટુ તથા વેપાર લાંબા વખત સુધી ચાલ્યો અને પછી વેપારીઓએ ધનના લોભને વશ થઇને વધુ સુગમતાઓ તથા સગવડો શોધી કહાડી અને હિન્દને પોતાની નજીક લાવવા લાગ્યા. દરેક વર્ષે સંખ્યાબંધ તીરંદાજોને લઇને વહાણો હિન્દ માટે નીકળતા; કારણકે નાવિકોને ચાંચીયાઓનો ઘણો ત્રાસ હતો અને વહાણના તથા માલના સુરક્ષણ માટે સીપાઇઓની જરૂર પડતી હતી. જાણવા જેવી હકીકત તો એ છે કે પ્રત્યેક વર્ષે હિન્દ રોમમાંથી પાંચ કરોડ સીસ્ટેરટી ગળી જાય છે અને તેના બદલ માલ આપે છે જે માલ સોગણા નફે રોમમાં વેચાય છે.[૨]" તે વખતે વેપારી–વહાણો મુખ્યત્વે કરીને મુઝીરીસ[૩] અથવા આધુનિક મેન્ગલોર આવતાં.

આ પ્રમાણે વારંવાર હિન્દ તરફની કરવામાં આવતી મુસાફરીઓના પરિણામ રૂપે ગ્રીક તથા રોમન વેપારીઓએ પોતાના વેપારનું ક્ષેત્ર વધારવા માંડયું હોવું જોઇએ અને તે વધીને કોરોમોન્ડલ કિનારે જવા માંડયું હશે. પરંતુ આ સ્થિતિ "પેરીપ્લસ ઑફ ધી રેડ સી" ના લેખકના પછીના સમયમાં થવા પામી હશે કારણ કે તે આ સમયે કોમોરીનની આગળ ગયેલા ન હતા. જ્યારે બીજી બાજુ પ્લીનીની નજર આગળ, મનાર દ્વીપમાં[૪]ના પેરીમુલા શહેરથી ગંગા નદીના મૂળ સુધીની લંબાઇનું માપ, રમતું હોય એમ લાગે છે.[૫] પ્લીનીને હિન્દી દ્વીપકલ્પના પૂર્વ ભાગની માહીતિ હોય તેમ લાગતું નથી અને તે ઉપરથી માલુમ પડે છે કે જ્યારે ત્હેને પોતાનું કિંમતિ પુસ્તક લખ્યું તે સમયે ગ્રીક અને રોમન વેપારીઓએ તે ભાગના દેશો સાથે વેપાર કરવો શરૂ કર્યો નહિ હોય. તે છતાં પુસ્તકમાં આપેલી

---

૧ આ બંદરને પેરીપ્લસ ઑફ ધી રેડ સીના પુસ્તકમાં મેલીઝીગેરાના નામથી ઓળખાવ્યું છે. પા. ૪૫૦. હવે તેને જયગઢ કહેવામાં આવે છે અને અત્યારનું નામ ગજગઢ તે ઉપરથી આવેલું હશે. વૉલ્ટર હેમીલ્ટનના હિન્દના ઇતિહાસ પ્રમાણે પા. ૨૧૪. ગજગઢ ૧૭° ૩૩' ઉત્તર રેખા ઉપર આવેલ છે.

૨ સીસ્ટેરીની કિંમત દોઢ રૂપાના–ગ્રોસન કરતાં વધારે હોવાથી પાંચ કરોડ સીસ્ટેરી આશરે ૨૬ લાખ ૫૦ હજાર થેલર જેટલા થાય.

૩ પેરીપ્લસનું ભાષાન્તર પા, ૪૪, ૧૭૮, ૨૦૩, ૨૦૪, ૨૦૫, ૨૦૮, ૨૧૨, ૨૩૩. તથા જેરીનીની પોલેમી ઉપરની શોધખોળના પુસ્તકનું પા. ૬૭૦.

૪ cf. ભાગ બીજો પા. ૫૯૦.

૫ cf. ભાગ બીજો પા. ૫૪૧. અને પ્લીનીનો ભાગ ૬ : ૫. ૨૩. ૨. પછીથી ગ્રીક રોમનોના હિન્દના જ્ઞાનના ઇતિહાસમાં હું પુરવાર કરીશ કે આ ભાગ મેગેસ્થેનીસના લખાણ ઉપરથી લેવામાં આવ્યો નથી અને અહિંયા આપેલા શહેરોની સ્થિતિ ઉપર પણ હું પછીથી વિવેચન કરીશ.

આંતર હિન્દની કુદરતી ચીજોની સવિસ્તર માહીતી ઉપરથી સમજી શકાય છે કે તેના સમયમાં હિન્દની અંદરના ભાગથી રોમન તથા ગ્રીક વેપારીઓ અજ્ઞાત નહિ હોય. કારણ કે આવા વેપારીઓના મોંઢેથી અથવા લેખિત પત્રોમાંથી જ પ્લીનીએ આ વસ્તુજ્ઞાન મેળવેલું હતું.

જો કે પોલેમીની૧ ભૂગોળમાં ગ્રીક તથા રોમન લોકોના હિન્દ સાથેના વેપાર વિષેની પ્રત્યક્ષ માહિતી જૂજ છે તે છતાં પણ એમાંના અમુક આધારો ઉપરથી એમ ચોક્કસ માલમ પડે છે કે પ્લીનીના સૃષ્ટિશાસ્ત્રના લખાણ પછીથી તે આ ભૂગોળના લખાણના સમય સુધીમાં રોમન રાજ્યોનો હિન્દ સાથેનો વેપાર ઘણો વધ્યો હતો. પ્રથમ તો પોલેમીની ભૂગોળમાંથી આપણને એમ જણાય છે કે તેની પાસે જુદી જુદી જગ્યાઓના સ્ટેડીયમમાં૨ માપ સહિત મુસાફરોના અહેવાલો હતા. અને તે પણ કોરી અથવા અસારની કાલીમીરની ભૂશીરથી ગંગા નદીના મૂળ સુધીના જેવા સાધારણ નહિ પરંતુ તે ઉપરાંત, ત્યાંથી મલાક્કાના સુવર્ણ દ્વીપકલ્પ સુધી અને ત્યાંથી કટ્ટીગાર અથવા કેન્ટન સુધીના માપો હતાં.[૧] ત્યાં સુધી અમુક એલેક્ઝેન્ડ્રોસ નામનો માણસ મુસાફરીએ ગયો હતો. અને વેપારી-વહાણો હવે કલીંગ-પટ્ટન અથવા કીકાકોલાથી નીકળી ત્રાંસા બંગાળાના અખાતમાં થઈને, ક્રાઈસ[૨] અથવા આધુનિક પેગુ જતા. અથવા મહાનદીની દક્ષિણે આવેલા પાલાર અથવા નૌપરાથી નીકળી સદારૂ અથવા શ્વાઇ-વ્હાઈ જતા.

રોમન તથા ગ્રીક વેપારીઓ વારંવાર હિન્દમાં મુસાફરીએ આવતા એ પોલેમીએ આપેલા હિન્દની અંદરના ભાગના શહેરોના પત્રક ઉપરથી પણ પુરવાર થાય છે. અને તે પત્રકમાં દક્ષિણ હિન્દના શહેરોના નામ ઓછા આવે છે એનું કારણ એ છે કે તે ભાગ ઉત્તર જેટલો સંસ્કૃતિ વાળો ન હતો અને તેથી તેઓ તે તરફ ભાગ્યે જ જતા.

ગ્રીક લોકો વારંવાર હિન્દમાં આવતા તેનો ત્રીજો પુરાવો પોલેમીએ તેની ભૂગોળમાં આપેલા હિન્દના શહેરોના ગ્રીક નામો છે. અને આ ગ્રીક નામો ગ્રીક વેપારીઓએ આપેલા હોવા જોઇએ. ગૂજરાતના દ્વીપકલ્પની પશ્ચિમે આવેલા બેટ નામના ટાપુના કિનારે આવેલા બંદરને નોસ્ટેથમોસ, ( Naustathmas ) એ નામ આપવામાં આવ્યું હતું. અત્યારે આપણે સરધાર કહીએ છીએ તે શહેરને થીઓફીલા ( Theophila ) એ નામ આપવામાં આવ્યું હતું અને એમ જણાય છે કે ત્યાં ગ્રીક લોકો વારંવાર આવતા હશે. સરધારનું સંસ્કૃત નામ સુરાદર અથવા ( સુર+આદર ) દેવોની ભક્તિ હતું. તેવી જ રીતે મલબાર કિનારા ઉપર આવેલ વિજયદુર્ગ શહેરને બીઝાન્ટીઅન ( Byzantion ) નામ આપેલું હતું. આવા ગ્રીક નામો હિન્દની ભીતરના શહેરો માટે પણ મળી આવે છે.

---

૧ પોલેમી ૧, બ. ૧ ફોલીઓ અને ૧૪, ૧ ફોલીઓ; પછીથી ભાગ ૭ માં ૧ ૧૫.

૨ પેરીપ્લસના ભાષાંતરના પાનાં ૪૫, ૪૬, ૪૭, ૪૮, ૨૨૭, ૨૪૬, ૨૫૯, ૨૬૧, તથા જેરીનીના પા. ૮૮૦.

---

૧ પોલેમી કલોડીઅસ પોલેમી. એલેક્ઝેન્ડ્રયાનો ભૂગોળ તથા ખગોળવેત્તા. ઇ. સની બીજી સદીના પૂર્વાર્ધનો ).

૨ સ્ટેડીયમ. ૨૦૨ વારની લંબાઇવાળું રોમન માપ.

૩ સદા. બ્રહ્મદેશના પશ્ચિમ કિનારે આવેલું શહેર. જીરીનીની શોધખોળઉપરથી.

દા.ત. સંસ્કૃતમાં કહેવાતાં વૈશાલી[૧] અથવા આધુનિક આરાકાન શહેરને ટ્રીગ્લીફોન (Triglyphon) એવું ગ્રીક નામ આપવામાં આવ્યું હતું. આ પ્રમાણેના ઘણા દાખલાઓ ટેપ્રોબેન[૨] અથવા લંકાના શહેરો માટે પણ મળી આવે છે. અને તે ઉપરથી સિદ્ધ થાય છે કે અસંખ્ય ગ્રીક વેપારીઓ લંકાની મુસાફરીએ આવતા. આવા હિન્દના શહેરોને આપવામાં આવતા ગ્રીક નામો, કેટલાક અપવાદોને બાદ કરતાં, અસલ નામોના ગ્રીક ભાષાંતરો છે.

આર્યોની સાથે વારંવાર વેપારના સંબંધમાં આવવાથી પાશ્ચાત્ય વેપારીઓ તેમનો વેપાર દક્ષિણ હિન્દ તથા હિન્દની સામુદ્રભૂમિ સુધી લંબાવી શક્યા હતા અને હું એમ માનું છું કે પોલેમીની ભૂગોળમાં આપેલી હિન્દી સામુદ્રભૂમિની સવિસ્તર માહિતી માટે મુખ્યત્વે કરીને હિન્દ–વાસીઓને જ માન ઘટે છે. આ બાબત હું નીચેના કારણો આપી સિદ્ધ કરવા માંગું છું.

એસીયાના અગ્નિકોણ ખુણા સુધી આર્યો વસવા ગયા હતા તે એલેકઝેન્ડ્રીનોસની ભૂગોળમાં આપેલા નીચેના નામો ઉપરથી જણાઇ આવે છે. કોકોનગર (જે હિન્દી નામ છે) તે શહેર મલાકાના દ્વીપકલ્પના અંદરના પ્રદેશમાં જેને હાલ કૈજા[૩] કહેવામાં આવે છે ત્યાં આવેલું હતું. તેમ જ મલાકાના દ્વીપકલ્પના પૂર્વ કિનારા ઉપર આવેલું પેરીમુલા નામનું શહેર (જ્યાં અત્યારે જન્ટાલમ શહેર આવેલ છે) તે નામની સરખામણીને લીધે લંકાના ઉત્તર કિનારે આવેલા મનાર ટાપુમાંના પેરીમુલા શહેરના વતનીઓએ વસાવેલું હોવું જોઈએ. સીઆમની મીનામ નદી ઉપર આવેલું સીન્દ, (જ્યાં અત્યારે તે દેશની રાજ્યધાનીનું શહેર વસેલું છે) તે સીન્દી નામની પ્રજાએ વસાવેલું–જે પ્રજા હિન્દની ભીતરના ભાગમાંથી આવેલી હોય એમ લાગે છે. તેમ જ કાંબોજ અથવા અત્યારના કાંબોડીયાની નૈર્ઋત્ય દિશામાં આવેલું અગનગર નામનું શહેર (એટલે પર્વત અથવા ઝાડોવાળું શહેર) જ્યાં અત્યારે હુલીઅન શહેર વસેલું છે તે પણ સંસ્કૃત નામ હોવાને લીધે આર્યોએ જ વસાવેલું હોવું જોઇએ. આ ઉપરાંત સુમાત્રાના પૂર્વ કિનારે આવેલા પોલો–રપત, પોલો–પેન્ગર, અને રતો નામના ત્રણ ટાપુઓને એલેકઝેન્ડ્રીઅન ભૂગોળ વેત્તાએ સીન્દઇના નામથી ઓળખાવ્યા છે અને આ નામ પણ, માંસાહારીઓથી રહેવાતા આ ટાપુઓમાં વસવા આવેલા હિન્દીઓએ જ આપેલું હોવું જોઇએ.

ઉપર બતાવ્યા પ્રમાણે જો આર્યોએ હિન્દની સામુદ્રભૂમિમાં વસાહતો સ્થાપી હતી તો બીજા (બે) દાખલાઓ ઉપરથી આપણને માલુમ પડશે કે તેવી જ રીતે બ્રાહ્મણો ચીનદેશના અગ્નિકોણ ખુણા સુધી વસવા ગયા હતા. આ નામો બ્રમ્મ, એમ્બેસ્ટીસ અને એમ્બેસ્ટાઇ છે. બ્રમ્મ એ નામ અત્યારે જ્યાં સેમીન–હુ નામનું શહેર આવેલું છે તેને

૧ cf. ભાગ. બીજો પા. ૧૦૩૩.

૨ પેરીપ્લસનું ભાષાંતર પા. ૪૭. જીરીની પા. ૪૨૨, ૪૫૩, ૫૯૪, નોંધ ૩, ૬૪૬, ૬૫૧.

૩ પોલમી. ભાગ. ૭ મો. પા. ૩,૨.

આપવામાં આવેલું હતું. જ્યારે એમ્બેસ્ટીસ નામ કેન્ટનની દક્ષિણે આવેલ નાન-નાન-ક્યાંગ નદીનું હતું. અને એમ્બેસ્ટાઇ શહેર પણ બ્રાહ્મણોએ વસાવેલું હોવું જોઇએ. આ નામો પોલેમીની ભૂગોળમાંથી લેવામાં આવેલ છે અને એમ્બેસ્ટીસ અને એમ્બેસ્ટાઇ એ નામો તે ભૂગોળમાં બીજા બે સ્થળે પણ વર્ણવેલા છે. એક સ્થળે પેરોપનીસાઇડસ લોકોના દેશમાં એમ્બોટાઇના રૂપમાં આપેલ છે.'[૧] અને આ શબ્દો સંસ્કૃત શબ્દ અંબષ્ઠને લાગુ પડતા હોય એમ લાગે છે. અંબષ્ઠનો અર્થ પુરાણોના સમયની એક લાઠીઓથી લડનારી મહાન પ્રજા છે, જેને સ્મૃતિમાં મિશ્રવર્ણ તરીકે ઓળખાવેલ છે. [૨]પરંતુ આ હિન્દની ભીતરની અનાર્ય પ્રજા ચીનદેશમાં વસવા જાય એ અસંભવિત છે એટલે આપણે એમ જ માનવું જોઇએ કે તે તરફ વસવા ગયેલા બ્રાહ્મણોએ (અંબષ્ઠ) આ મૂળ નામ ચીનની તે ભાગમાં વસતી જંગલી પ્રજાને આપેલું હશે.૧ આવા બ્રાહ્મણો જેઓ મ્લેચ્છોના દેશમાં રહેતા હતા, તેઓએ પોતાના દેશ સાથે સંબંધ ચાલુ રાખ્યો હશે એ તદ્દન સ્વાભાવિક છે, અને પછીથી ઇઆમ્બુલસની મુસાફરી તથા વર્ણનની સમજુતી ઉપરથી સમજી શકાશે કે ગંગા નદીના મૂળથી જાવા તથા બલિના દરીયાઈ રસ્તાનું હિન્દીઓને જ્ઞાન હતું અને તેનો ઉપયોગ પણ તેઓ કરતા હતા. ઉપરની હકીકત ઉપરથી સિદ્ધ થાય છે કે આર્યો સી-આમ, કાંબોજ અને ચીનના અગ્નિકોણ ખુણે મુસાફરીએ જતા હતા. એટલે હવે મારી માન્યતા સત્ય છે કે રોમન વેપારીઓ જે પ્લીનીના સમય પછી હિન્દના પૂર્વ કિનારે આવતા, તેઓ ત્યાંના માણસો પાસેથી હિન્દી સામુદ્રભૂમિ તથા તેની આસપાસના દેશોની માહિતી મેળવતા. તે જ્ઞાનનો તેઓ (મુસાફરી કરવામાં) ઉપયોગ કરતા અને રોમ પાછા ફર્યા પછી તે જ્ઞાન પોલેમીને તેની ભૂગોળ રચવામાં ઉપયોગી થઇ પડયું હશે.

હિન્દની અંદરના જુદા જુદા ભાગોને જોડતા વેપારી માર્ગો તેમ જ પરદેશ સાથેના વેપારી માર્ગોની માહિતી મ્હેં આગળના ભાગમાં આપેલ છે.[૩] પરંતુ તે સ્થળે આપેલા બંદરોની સંખ્યામાં બીજા બે ઉમેરવા જોઇએ કારણ કે તે આધુનિક કાળમાં ઘણા પ્રખ્યાત થયા છે. આ બે મુખ્ય બંદરોમાં પહેલું સીમ્યુલા, જેને આર્યો ટીમ્યુલા કહેતા હતા તે છે અને જે અત્યારે મુંબઇની પાસે આવેલું વસઇ બંદર છે. બીજું બંદર તે પેશ્વના નૈઋત્ય ખુણામાં આવેલું તમાલ છે જેને હાલમાં બેસીન તરીકે ઓળખીએ છીએ. તેવી જ રીતે, મલબાર કિનારા ઉપર આવેલું બંદર બલીટા[૪] તે હાલનું કેલીકટ અથવા કાલીકોટા છે અને તેજ કિનારા ઉપર આવેલું બીજું બંદર બલ્ગ્રલ તે હાલનું કંગનૂર છે.

---

૧. પોલેમી. ભાગ. ૬ ટો. પા. ૮,૧૮ અને ૭ મા ભાગમાં પા. ૧,૬૬. આ લોકોની વધુ માહિતી હું પછીથી આપીશ.

૨. cf. ભાગ. ૧. પા. ૮૨૦.

૩. cf. ભાગ. બીજો. પા. ૫૨૦.

૪. પેરીપ્લસના ભાષાંતરના પા. ૪૬,૨૩૪,૨૩૫.

---

૧ એમ્બેસ્ટીસ અને એમ્બેસ્ટાઇ એ નામો લાસેનના મત પ્રમાણે અંબષ્ઠ ઉપરથી આવેલ છે, પરંતુ પોલેમીની ભૂગોળની શોધખોળ કરનાર કર્નલ જેરીની તે વિષે આમ લખે છે. (૯ માં ટેબલમાં) "અંમ્બેસ્ટીસ—નદી, હાલની કેન્ટન નદી, અમ્બા દેવીનું સ્થાન. અથવા અંબા સ્થાન." આ સમજુતી અમને વધારે સંભવિત લાગે છે. અનુવાદક

# સ્વાધ્યાય

એનાલ્સ ઑફ ધી ભાંડારકર રીસર્ચ ઈન્સ્ટીટ્યુટ પુ. ૬. ભા. ૧ માં. મી. પી. વી. કાણેનો પૂર્વમીમાંસાદર્શન વિષે લેખ છે. તેનો સાર નીચે મુજબ—

## મીમાંસા શબ્દનો ઇતિહાસ:—

તૈત્તિ. સંહિતા (૭.૫.૭.૧) તાંડ્ય મહાબ્રા. (૬.૫.૯;૨૩.૪.૨) કૌષી. બ્રાહ્મ. (૨.૯;૧૮.૪) છાંદોગ્યોપ. (૫.૧૧.૧) તૈત્તિરીયોપ. (૨.૮.૧) વગેરે ઉલ્લેખો ઉપરથી જણાય છે કે **મીમાંસન્તે** ક્રિયાપદ અને **મીમાંસા** શબ્દ જૂના વખતથી માંડીને તે ઉપનિષદોના સમયપર્યંત યજ્ઞયાગાદિ ક્રિયાઓ અથવા તત્ત્વજ્ઞાનના વિષયોમાં શંકાસ્પદ બાબતોની ચર્ચાના અર્થમાં વપરાતાં. નિરુક્ત ૭મા પ્રકરણને પૂ. મી. સૂત્રના ૯.૧.૬;૧૦ સાથે સરખાવતાં–પાણિનિ ૩.૧.૬, બૌધાયન ધ. સ. ૧.૪.૧૦ વસિષ્ઠ ધર્મ. સ., ગૌતમ ધર્મ. ૧.૫ વગેરે જોતાં; આપસ્તંબ ધ. ૧.૧.૪.૮ ને પૂ. મી. સૂત્રના ૧.૩.૩ સાથે તથા ૧.૪.૧૨.૧૧ ને ૪.૧.૨ સાથે—તથા ૨.૬.૧૩.૧૨ ને ૬.૧.૧૫ સાથે સરખાવતાં; તેમજ પતંજલિ મ.ભા. (કીલહોર્નની આવૃત્તિ) પુ. ૧. પા. ૨૩૯ જોતાં જણાય છે કે ખ્રિસ્તી સંવતથી સૈકાંઓ પહેલાં મીમાંસાના સિદ્ધાંતોનો સારો વિકાસ થયો હતો અને પતંજલિના સમય પહેલાં એટલે ઇ. સ. પૂ. ૧૪૦ પહેલાં તે ગ્રંથબદ્ધ પણ થવા માંડયા હતા. શ્રૌત્રસૂત્રો ઉપરથી પણ આ વાતને ટેકો મળે છે. કેટલાંય શ્રૌતસૂત્રો ઈ. સ. પહેલાંના સમયમાં લખાયલાં છે અને તેમણે જૈમિનીય સૂત્રોમાં આપેલા તાત્પર્ય-નિર્ણયના સિદ્ધાંતોનો ઉપયોગ કરેલો છે એમ સ્પષ્ટ જણાઈ આવે છે.

## જૈમિનિનો સમય:—

તેમના ગ્રંથોમાં બૌદ્ધોનો જરા પણ ઉલ્લેખ નથી. પરંતુ તેમાં ૬.૭.૫ તથા ૧૨. ૪.૪૨ માં ધર્મશાસ્ત્ર અને સ્મૃતિ વિષે સ્પષ્ટ ઉલ્લેખો છે. જો શબરે કરેલા વિવરણ ઉપર આપણે આધાર રાખીએ તો જૈમિનિનાં ગ્રંથમાં ૧.૩.૧૧ માં કલ્પસૂત્ર અને ૧.૩.૧૦ માં મ્લેચ્છોની ભાષામાંથી આવેલા શબ્દોનો ઉલ્લેખ છે. આ બધું જોતાં જણાય છે કે જૈમિનિનાં સૂત્રો સૂત્રકાળના જૂનામાં જૂનાં તો નથી જ.

શબરે પોતાનું ભાષ્ય ખાસ કરીને ઇ. સ. ૫૦૦ ની પહેલાં લખ્યું હશે. તેમ જ તેની પૂર્વે સૂત્રો ઉપર લખનાર તરીકે વૃત્તિકાર તેમ જ બીજા ટીકાકારો થઈ ગયેલા હતા. તેથી હાલનાં પૂર્વમી. સૂત્રોને મોડામાં મોડાં ઈ. સ. ૧૦૦ સુધી મૂકી શકાય. તેમ જ વહેલામાં વહેલાં ઈ. સ. પૂ. ૩૦૦ સુધી મૂકી શકાય. કારણકે યાજ્ઞવલ્ક્ય કે જે બહુ જુના ગ્રંથકાર છે તથા જે ઇ. સ. ૨૦૦ થી વધારે પછીના સમયના તો ન જ કહી શકાય—તે પણ ૧.૩ માં ૧૪ વિદ્યાઓ ગણાવતી વખતે મીમાંસાનો તેમાં સમાવેશ કરે છે. જો આપસ્તંબનાં

ઉલ્લેખો પૂ. મીમાંસાસૂત્રને જ લગતા હોય તો તો જૈમિનીય સૂત્રોને ઇ. સ. પૂ. ૩૦૦ થી એ થોડાં સૈકાં પહેલાંનાં ગણવાં પડે.

પૂર્વમીમાંસા સૂત્રમાં ૧૨ અધ્યાય છે. ત્રીજો, છઠ્ઠો અને દશમો અધ્યાય બાદ કરીએ તો દરેક અધ્યાયમાં ચાર પાદ છે. દરેક પાદને વળી અધિકરણો હોય છે. સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે તેમાં ૧૦૦૦ અધિકરણો છે, શંકરભટ્ટે મીમાંસાસારસંગ્રહમાં આ ગણત્રી પૂરી કરી આપવા પ્રયત્ન કર્યો છે. પરંતુ માધવ જેવા બીજાઓ હજારથી ઓછી સંખ્યા સ્વીકારે છે. દરેક અધિકરણની ચર્ચાનું જે પરિણામ આવે છે તેને ન્યાય કહેવામાં આવે છે. તેમાં આશરે ૨૭૦૦ સૂત્રો છે.

**જૈમિનિનો અંગત પરિચય:**—જૈમિનિ વિષે ભાગ્યે જ બીજી કશી માહિતી આપણને છે. જૈમિનિને આ સૂત્રો ઉપરાંત એક બ્રાહ્મણ, એક શ્રૌતસૂત્ર અને એક ગૃહ્યસૂત્રના કર્તા માનવામાં આવે છે. પરંતુ તે ગ્રંથો પૂર્વમીમાંસાકારના જ હોય તેમ બહુ દેખાતું નથી.

આશ્વલાયન ગૃ. સૂ. ના "તર્પણ" માં ( ૩–૧–૪ ) જૈમિનિનો સુમન્તુ વૈશંપાયન સાથે ઉલ્લેખ છે. ભાગવતપુરાણ ( ૧૨–૬–૭૫ ) માં જૈમિનિને સુમન્તુના આચાર્ય અને સામવેદના પ્રસિદ્ધ કર્તા તરીકે ઓળખાવામાં આવ્યા છે. પંચતંત્ર જણાવે છે કે મીમાંસાના કર્તા જૈમિનિને એક હાથીએ પગ તળે કચરી નાખ્યા હતા. જૈમિનિ ઉત્તર હિંદના રહેવાસી હોય તેમ જણાય છે. શબરના જણાવ્યા પ્રમાણે તે મ્લેચ્છ શબ્દોથી પરિચિત છે અને ૧–૩–૨૧ માં મથુરાના એક રહેવાસીનો ઉલ્લેખ કરે છે.

**પૂર્વમીમાંસા દર્શનનું સાહિત્ય:**—સૂત્રો પરના જુનામાં જુના ટીકાકાર "વૃત્તિકાર" નામથી ઓળખાય છે. તેમને. શબર પોતાના ભાષ્યમાં વારંવાર "ભગવાન્" અથવા "ભવાન્" સંબોધનથી સંબોધે છે ( ૨. ૩. ૧૬–૩. ૧. ૬; ૭. ૧. ૨. ). સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે વૃત્તિકારનું મૂળ નામ ઉપવર્ષ હતું. આનંદગિરિ જેવા સંસ્કૃત ગ્રંથકારો તેમ જ ડૉ. ગંગાનાથ ઝા પણ તે મતના છે. પરંતુ શબરે પોતે ૧–૧ ૩–૫ ઉપરનાં સૂત્રો ઉપરનો વૃત્તિકારનો મત સંક્ષેપમાં કહી બતાવતી વખતે ઉપવર્ષનો જુદો ઉલ્લેખ કરેલો છે. તંત્રવાર્તિકમાં તો વૃત્તિકાર અને ભગવાન્ ઉપવર્ષ એ બેના જુદા ઉલ્લેખ હોય તેમ સ્પષ્ટ જણાય છે. ( ૨. ૩–૧૬. પા. ૬૦૭ )

૪–૧–૨; ૪. ૩–૨૭–૨૮; ૮. ૧. ૩૪–૩૯; ૮, ૩. ૧૪–૧૫. ૯. ૧. ૩૪–૩૫ ઇત્યાદિ સૂત્રોની વ્યાખ્યા કરતી વખતે તેના બીજા લેખકોએ કરેલા બીજા અર્થો શબર જાતે જ ટાંકી બતાવે છે તે ઉપરથી જણાય છે કે તેની પહેલાં ઘણાઓએ સૂત્રો પર લખ્યું હશે. તે ઉપરાંત કુમારિલભટ્ટ, ભવદાસનું નામ જણાવે છે ( શ્લો. વા. ૧–૬૩ ). ન્યાયરત્નાકર, ભર્તૃમિત્રનું નામ જણાવે છે ( શ્લો. વા. ૧–૧૦ ઉપર ). શાસ્ત્રદીપિકાએ ( ૧૦. ૨ ૫૯–૬૦ ઉપર ) હરિનું નામ આપ્યું છે. શબરભાષ્ય ઉપરથી આ સર્વ વિષે જે માહિતી મેળવી શકાય છે તે જ. બો. બ્રૅ. રૉ. એ. સો. ૧૯૨૩. પુ. ૨૬ નં. LXXIV માં જણાવેલ છે.

શબર પોતે કાત્યાયન, પતંજલિ, બૌદ્ધાયન અને આપસ્તંબથી પરિચિત હતા. તથા મનુસ્મૃતિ, મહાભારત, પુરાણો અને બૌદ્ધોનો શૂન્યવાદ પણ તે જાણતા હતા. કુમારિલભટ્ટ તેમનો વારંવાર ઉલ્લેખ કરે છે. શંકરાચાર્યે પણ ૩. ૩–૫૩ ના ભાષ્યમાં તેમનો ઉલ્લેખ કરેલો છે. આ ઉપરથી જણાય છે કે તે ઈ. સ. ૧૦૦ પછી તેમ જ ઇ. સ. ૫૦૦ પૂર્વે થઇ ગયા હશે. તે પણ ઉત્તર હિંદનાજ વતની જણાય છે,

શબર અને કુમારિલ વચ્ચે ઘણો વખત વહી ગયો હોવો જોઇએ. કુમારિલે શ્લોકવાર્તિક લખ્યું (.૧. ૧. ઉપર), અને ૧. ૨–૩ ઉપર તંત્રવાર્તિક લખ્યું. છેલ્લાં નવ અધ્યાયમાંથી પોતે પસંદ કરેલાં સૂત્રો ઉપર ટુપ્ટીકા લખી. કુમારિલે પોતાનો એક ગ્રંથ ૮૯૮ વિ. સં. એટલે ઇ. સ. ૮૪૧ માં લખ્યો હતો તેથી તે ઇ. સ. ૭૫૦ માં થઇ ગયા હશે. તે તામિલ મલાયલમની રહેવાસી હોય તેમ લાગે છે તથા લાટદેશની ભાષાથી પણ પરિચિત જણાય છે. કુમારિલને 'ભટ્ટપાદ' અથવા 'ભટ્ટ' કહેવામાં આવે છે. તથા તેમના અનુયાયીઓને ભાટ્ટ કહેવામાં આવે છે.

પ્રભાકર કે જે ગુરુ પણ કહેવાય છે તેમણે શબર ભાષ્ય ઉપર બૃહતી અને લઘ્વી નામની બે ટીકાઓ લખી હતી. તેમનું "ગુરુ" એવું નામ તેમના શિષ્ય શાલિકનાથને લીધે પડયું હશે. કારણ કે શાલિકનાથ તેમને પોતાના ગ્રંથોમાં વારંવાર "ગુરુ" નામથી સંબોધે છે. શાલિકનાથ તેમના અનુયાયીઓને "પ્રાભાકરો" નામથી ઓળખે છે. પ્રાભાકર અને કુમારિલ વચ્ચેના સંબંધ વિષે મોટી ચર્ચા ચાલે છે, કેટલાક પ્રભાકરને કુમારિલનો શિષ્ય માને છે, (સર્વ સિ. સંગ્રહ). પણ ડૉ. ગંગાનાથ જણાવે છે કે ગ્રંથના અંતરંગ પરિક્ષણથી તો ઉલટું પ્રભાકર કુમારિલ પહેલાં થઇ ગયા હોય તેમ જણાય છે. પ્રબોધચંદ્રોદયમાં (૨–૩) પૂર્વમીમાંસાના ચાર મુખ્ય ગ્રંથકર્તાઓને ગુરુ, કુમારિલ, શાલિક અને વાચસ્પતિ, એ ક્રમમાં જણાવ્યા છે. છેલ્લા ત્રણ સમયના ક્રમ પ્રમાણે છે તો પ્રથમ પણ સમયના ક્રમ પ્રમાણે જ પ્રથમ મૂકવામાં આવ્યા હોવા જોઇએ.

પ્રભાકરમતના મુખ્ય ગ્રંથો આ પ્રમાણે છેઃ—શાલિકનાથે બૃહતી અને લઘ્વી ઉપર અનુક્રમે ઋજુવિમલા અને દીપશિખા નામે બે ટીકાઓ લખી. વળી તેમણે પ્રકરણપંચિકા નામનો સ્વતંત્ર ગ્રંથ પણ લખ્યો છે. તેમાં મીમાંસાશાસ્ત્રનું મુખ્ય લક્ષ્ય, પ્રમાણો, જ્ઞાન અને તેનું સ્વતઃ પ્રામાણ્ય અને જીવનું સ્વરૂપ ઇત્યાદિ અગત્યના મુદ્દાઓ સારી રીતે ચર્ચેલા છે. ભવનાથે શાલિકનાથની બંને ટીકાઓ અને પ્રકરણપંચિકાના સાર રૂપે નયવિવેક લખ્યો.

કુમારિલના અનુયાયીઓના ગ્રંથો આ પ્રમાણે છેઃ—પાર્થસારથિમિશ્રે શ્લોકવાર્તિક ઉપર ન્યાયરત્નાકર નામની ટીકા લખી (ચૌ. સીરીઝ) અને સુચરિતમિશ્રે કાશિકા લખી. પાર્થસારથિમિશ્રે બીજાં ત્રણ પુસ્તકો પણ લખ્યાં છે. (૧) જૈમિનિસૂત્ર ઉપર ટીકારૂપે શાસ્ત્રદીપિકા. (નિર્ણ. પ્રેસ) (૨) સૂત્રો અને ભાષ્યના અગત્યના મુદ્દાઓની સમજુત રૂપે તંત્રરત્ન અને (૩) મીમાંસાદર્શન વિષે ન્યાયરત્નમાળા નામનું એક સ્વતંત્ર પુસ્તક (બનારસ).

શ્લોકવાર્તિક ઉપર કુમારિલના શિષ્ય ભટ્ટોમ્બેકે ટીકા લખી હોય તેમ જણાય છે.

સુખોથી પણ થાકી માણસ તે બંનેનો ત્યાગ કરવા ઇચ્છે છે. પ્રથમ તે નિષિદ્ધ કર્મોનો તેમ જ પરલોકમાં સુખ અપાવનાર કર્મોનો ત્યાગ કરવો શરૂ કરે છે. પછી ભેગાં થએલાં કર્મોનું ફળ ભોગવી ભોગવી તેમનો નાશ કરતાં કરતાં શમ, દમ, બ્રહ્મચર્યાદિથી ઉપનિષદ્ વાક્યોમાં જણાવેલ આત્માનું જ્ઞાન મેળવી મુક્ત થાય છે.

કુમારિલનો મત સહેજ જુદો છે. તે એમ માને છે કે ઉપનિષદ્ વાક્યોમાં આપેલ જ્ઞાનથી મોક્ષપ્રાપ્તિ હોઇ શકે જ નહિ. કારણ તે વાક્યો તો અર્થવાદ જ છે. માણસનું સર્વ કર્તવ્ય વિધિવાક્યોમાં જ જણાવેલ છે. આત્માનું જ્ઞાન આપનારાં ઉપનિષદ્ વાક્યો તો આ રીતે કર્તાના સ્વરૂપમાં જ્ઞાન આપી તેને કર્મકાંડમાં પ્રવૃત્ત કરવા માટેનાં છે. સ્વર્ગ સિવાય બ્રહ્મપ્રાપ્તિ કે એવું બીજું કાંઇ ફળ નથી જ.

હવે પૂર્વમીમાંસાના બીજા કેટલાક અગત્યના મુદ્દાઓ આપણે ટુંકમાં દર્શાવી જઇએ. પૂર્વમીમાંસાને મને બધું જ્ઞાન સ્વતઃપ્રમાણ હોય છે. અને તેનું અપ્રામાણ્ય જ બીજાં પ્રમાણોથી સિદ્ધ કરવું જોઇએ.

સાંખ્યો એમ માને છે કે જ્ઞાનનું પ્રામાણ્ય અને અપ્રામાણ્ય એ બંને સિદ્ધ કરવામાં બીજાં પ્રમાણોની જરૂર નથી. નૈયાયિકો તે બંનેને બીજાં પ્રમાણોનાં આશ્રિત ઠરાવે છે ત્યારે બૌદ્ધો કહે છે કે અપ્રમાણ્ય એ જ સ્વતઃસિદ્ધ છે પ્રામાણ્ય માટે જ બીજાં પ્રમાણોની જરૂર છે.

શબ્દના તાત્પર્ય માટે મીમાંસાએ સતત ચર્ચાઓ કરેલી છે. પૂર્વમીમાંસા જણાવે છે કે શબ્દનો સંકેત જાતિ ઉપર હોય છે. વૈયાકરણિઓ શબ્દનો સંકેત અર્થ, જાતિ, દ્રવ્ય,ગુણ અથવા ક્રિયા ઉપર માને છે. જ્યારે જુના નૈયાયિકો જાતિવિશિષ્ટ વ્યક્તિ ઉપર માને છે.

જૈમિનિ કોઈ જગાએ પણ પ્રમાણોની ચર્ચામાં ઉતરતા નથી. જોકે કોઇ કોઇ જગાએ તે પ્રત્યક્ષની અને અનુમાનની વ્યાખ્યા આપે છે. પણ વૃત્તિકાર ૭ પ્રમાણ જણાવે છે. પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ અને અભાવ અથવા અનુપલબ્ધિ.

મીમાંસાએ સંશોધનની પણ એક વિશિષ્ટ પદ્ધતિ નકી કરેલી છે. તે પ્રમાણે દરેક અધિકરણમાં પાંચ ભાગ હોય છે. (૧) વિષય (ચર્ચાનો વિષય) (૨) શંકા (સંશય.) (૩) પૂર્વપક્ષ. (૪) પૂર્વપક્ષનો ઉત્તર. (૫) સિદ્ધાંત. (ચર્ચાને અંતે સિદ્ધ થએલો વિષય.)

**મીમાંસાના તાત્પર્યનિર્ણયના નિયમો**:—જો કે મીમાંસાદર્શન, તત્ત્વજ્ઞાનનો, જીવ, જગત અને ઇશ્વર જેવા અગત્યના સવાલો ઉપર બહુ સારા જવાબો આપતું નથી તેમ જ આપવાની દરકાર પણ કરતું નથી, તો પણ તેના, વેદનું નિત્યત્વ, કર્મવાદ, તેમજ શબ્દ અને અર્થનો સંબંધ ઇત્યાદિ સિદ્ધાંતો એવા ઉપયોગી છે કે જેથી તેને ૭ દર્શનોમાં સ્થાન પ્રાપ્ત થયેલું છે. આ ઉપરાંત મીમાંસા દર્શનની અગત્યતા એક બીજા કારણને લઇને પણ છે અને તે તેણે કરેલા તાત્પર્યનિર્ણયના નિયમો. આ નિયમોનો ઉપયોગ વેદનાં વાક્યોનું તાત્પર્ય શોધવાના જ કામમાં થયો છે એટલું નથી પરંતુ ધર્મશાસ્ત્રોના વિધિઓ અને નિયમોનું તાત્પર્ય નકી કરવામાં પણ તે ખાસ ઉપયોગી થઈ પડ્યા છે, અને આ ઉપરાંત તે નિયમો લોકોનાં હરહમેશનાં દૈનિક કાર્યો તથા તેમના વારસાના તેમ જ કાયદાના હકો ઇત્યાદિ બાબતોમાં ઘણા જ માર્ગસૂચક થઈ પડ્યા હતા.

તે દેવ તે હવિષ ખાતો પણ નથી તેમ જ તેને શરીર પણ હોતું નથી. યજ્ઞ તેને પ્રસન્ન કરવા માટે આવતો નથી તેમ જ યજ્ઞનું ફળ પણ તેની કૃપાને અવલંબીને રહેલ નથી. યજ્ઞથી ઉત્પન્ન થતું અદૃષ્ટ પોતાનું ફળ પોતાની મેળે જ આપે છે.

સર્વદર્શનોનો બીજો અગત્યનો મુદ્દો જગતની ઉત્પત્તિનો છે. આ સવાલની બાબતમાં પણ મીમાંસા સ્પષ્ટ નાસ્તિક (ઇશ્વરની માન્યતાના અર્થમાં જ) જણાય છે. પ્રભાકર અને કુમારિલ નિમિત્તકારણ કે ઉપાદાનકારણ તરીકે ઇશ્વરને માનતા નથી. જગત એ અનાદિ છે. વેદની પેઠે તે નિત્ય છે અને કોઇ પણ પ્રાણીનું કાર્ય નથી.

આ પ્રમાણેની મીમાંસાની માન્યતાઓથી જ તે દર્શન નાસ્તિક ગણાઈ ગયું. કુમારિલ જાતે જ જણાવે છે કે "તેના પૂર્વગામીઓએ મીમાંસાને ચાર્વાકમત જેવું કરી નાખ્યું છે (જે ઇશ્વર, જીવાત્મા તેમ જ પાપપુણ્યનું ફળ ઇત્યાદિ કાંઇ માનતા નથી), તેથી હવે હું તેને શ્રદ્ધાને માર્ગે લાવીશ."

ઇશ્વિર અને જગતના કર્તૃત્વના સવાલ પછી તરત જ જીવાત્માનો સવાલ આવે છે. ધ્યાનમાં રાખવા જેવું છે કે જૈમિનિનાં સૂત્રોમાં જીવાત્માનું અસ્તિત્વ સિદ્ધ કરતું એક પણ સૂત્ર નથી. કદાચ જીવાત્માનું અસ્તિત્વ તેમણે સ્વતઃ સિદ્ધ જ માની લઇ તેને સિદ્ધ કરી આપવાની જરૂર નહિ જોઇ હોય. "સ્વર્ગની કામનાવાળાએ યજ્ઞ કરવો" ઇત્યાદિ વાક્યોથી જીવાત્માનું અસ્તિત્વ મીમાંસા સ્વીકારે છે એમ જણાઈ આવે છે જ. જૈમિનિ આ મુદ્દા ઉપર, ઉપર જણાવ્યા પ્રમાણે, ચૂપ રહેલા હોવા છતાં શબર પોતે તે શરીરથી, ઇંદ્રિયોથી તેમ જ સુખ અને દુઃખની લાગણીઓથી વ્યતિરિક્ત એવા જીવાત્માનું અસ્તિત્વ સિદ્ધ કરવા મોટી ચર્ચા ઉઠાવે છે. પ્રભાકર તેમ જ કુમારીલ બંને સ્વીકારે છે કે જીવો ઘણા છે. તેઓ શરીર, ઇંદ્રિયો અને બુદ્ધિથી જુદા હોઈ વિભુ તેમ જ અમર છે.

વેદાંત અને મીમાંસા એ બે દર્શનો વેદના જુદા જુદા ભાગો ઉપર જે જુદો જુદો ભાર મૂકે છે તે આપણે હવે જોઈ લઇએ. મીમાંસાને મતે વેદનો હેતુ કર્મકાંડમાં માણસને પ્રવર્તાવવો એ (ધર્મની નોદના) છે; તેથી ઉપનિષદો કે જેમાં આત્માનું તેમ જ બ્રહ્મ સાથેના સંબંધનું જ્ઞાન છે તેમનો હેતુ ફરી પેલા યજ્ઞયાગના કર્તા વિષે માહિતી આપવાનો જ છે. તે સિવાય બીજો હેતુ ઉપનિષદોનો હોઇ શકે નહિ અને જ્યાં મોક્ષરૂપી ફળ વગેરે બતાવવામાં આવ્યું છે તે બધાને અર્થવાદ ગણી કહાડવો. ત્યારે વેદાંત દર્શન એમ જણાવે છે કે કર્મક્રિયા પર ભાર મૂકનાર વેદવાક્યોમાં તો ફક્ત "અપરા" એટલે નિકૃષ્ટ પ્રકારની વિદ્યા છે. અને તેનો હેતુ ચિત્તશુદ્ધિ ઇત્યાદિ હોઈ અંતિમ નથી. જ્યારે બ્રહ્મવિષે જ્ઞાન આપનાર વેદવાક્યોમાં "પરા" વિદ્યા છે તે ઉત્તમ છે તેમ જ અંતિમ પણ છે. અને તેનું ફળ પણ પરમાર્થિક મોક્ષ છે.

પ્રભાકર અને કુમારિલ એ બંને મોક્ષ વિષે ચર્ચામાં ઉતરે છે. પરંતુ તે બંનેની મોક્ષ વિષેની કલ્પના વેદાંતની—માયાનું આવરણ દૂર થતાં પ્રાપ્ત થતા મોક્ષની—કલ્પનાથી જુદી છે. પ્રભાકરને મતે મોક્ષ એટલે ધર્મ અને અધર્મ બંનેનું ફળ પૂરૂં થઇ જતાં થતો શરીરનો નાશ. તે એમ જણાવે છે કે સંસારનાં દુઃખોથી કંટાળી તેમ જ તેનાં દુઃખપરિપૂર્ણ

સુખોથી પણ થાકી માણસ તે બંનેનો ત્યાગ કરવા ઇચ્છે છે. પ્રથમ તે નિષિદ્ધ કર્મોનો તેમ જ પરલોકમાં સુખ અપાવનાર કર્મોનો ત્યાગ કરવો શરૂ કરે છે. પછી ભેગાં થએલાં કર્મોનું ફળ ભોગવી ભોગવી તેમનો નાશ કરતાં કરતાં શમ, દમ, બ્રહ્મચર્યાદિથી ઉપનિષદ્ વાક્યોમાં જણાવેલ આત્માનું જ્ઞાન મેળવી મુક્ત થાય છે.

કુમારિલનો મત સહેજ જુદો છે. તે એમ માને છે કે ઉપનિષદ્ વાક્યોમાં આપેલ જ્ઞાનથી મોક્ષપ્રાપ્તિ હોઇ શકે જ નહિ. કારણ તે વાક્યો તો અર્થવાદ જ છે. માણસનું સર્વ કર્તવ્ય વિધિવાક્યોમાં જ જણાવેલ છે. આત્માનું જ્ઞાન આપનારાં ઉપનિષદ્ વાક્યો તો આ રીતે કર્તાના સ્વરૂપમાં જ્ઞાન આપી તેને કર્મકાંડમાં પ્રવૃત્ત કરવા માટેનાં છે. સ્વર્ગ સિવાય બ્રહ્મપ્રાપ્તિ કે એવું બીજું કાંઇ ફળ નથી જ.

હવે પૂર્વમીમાંસાના બીજા કેટલાક અગત્યના મુદ્દાઓ આપણે ટુંકમાં દર્શાવી જઇએ. પૂર્વમીમાંસાને મતે બધું જ્ઞાન સ્વતઃપ્રમાણ હોય છે. અને તેનું અપ્રામાણ્ય જ બીજાં પ્રમાણોથી સિદ્ધ કરવું જોઇએ.

સાંખ્યો એમ માને છે કે જ્ઞાનનું પ્રામાણ્ય અને અપ્રામાણ્ય એ બંને સિદ્ધ કરવામાં બીજાં પ્રમાણોની જરૂર નથી. નૈયાયિકો તે બંનેને બીજાં પ્રમાણોનાં આશ્રિત ઠરાવે છે જ્યારે બૌદ્ધો કહે છે કે અપ્રમાણ્ય એ જ સ્વતઃસિદ્ધ છે પ્રામાણ્ય માટે જ બીજાં પ્રમાણોની જરૂર છે.

શબ્દના તાત્પર્ય માટે મીમાંસાએ સતત ચર્ચાઓ કરેલી છે. પૂર્વમીમાંસા જણાવે છે કે શબ્દનો સંકેત જાતિ ઉપર હોય છે. વૈયાકરણિઓ શબ્દનો સંકેત અર્થ, જાતિ, દ્રવ્ય,ગુણ અથવા ક્રિયા ઉપર માને છે. જ્યારે જુના નૈયાયિકો જાતિવિશિષ્ટ વ્યક્તિ ઉપર માને છે.

જૈમિનિ કોઈ જગાએ પણ પ્રમાણોની ચર્ચામાં ઉતરતા નથી. જોકે કોઇ કોઇ જગાએ તે પ્રત્યક્ષની અને અનુમાનની વ્યાખ્યા આપે છે. પણ વૃત્તિકાર છ પ્રમાણ જણાવે છે. પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ અને અભાવ અથવા અનુપલબ્ધિ.

મીમાંસાએ સંશોધનની પણ એક વિશિષ્ટ પદ્ધતિ નક્કી કરેલી છે. તે પ્રમાણે દરેક અધિકરણમાં પાંચ ભાગ હોય છે. (૧) વિષય (ચર્ચાનો વિષય) (૨) શંકા (સંશય.) (૩) પૂર્વપક્ષ. (૪) પૂર્વપક્ષનો ઉત્તર. (૫) સિદ્ધાંત. (ચર્ચાને અંતે સિદ્ધ થએલો વિષય.)

**મીમાંસાના તાત્પર્યનિર્ણયના નિયમોઃ**—જો કે મીમાંસાદર્શન, તત્ત્વજ્ઞાનના, જીવ, જગત અને ઈશ્વર જેવા અગત્યના સવાલો ઉપર બહુ સારા જવાબો આપતું નથી તેમ જ આપવાની દરકાર પણ કરતું નથી, તો પણ તેના, વેદનું નિત્યત્વ, કર્મવાદ, તેમજ શબ્દ અને અર્થનો સંબંધ ઇત્યાદિ સિદ્ધાંતો એવા ઉપયોગી છે કે જેથી તેને છ દર્શનોમાં સ્થાન પ્રાપ્ત થયેલું છે. આ ઉપરાંત મીમાંસા દર્શનની અગત્યતા એક બીજા કારણને લઇને પણ છે અને તે તેણે કરેલા તાત્પર્યનિર્ણયના નિયમો. આ નિયમોનો ઉપયોગ વેદનાં વાક્યોનું તાત્પર્ય શોધવાના જ કામમાં થયો છે એટલું નથી પરંતુ ધર્મશાસ્ત્રોના વિધિઓ અને નિયમોનું તાત્પર્ય નક્કી કરવામાં પણ તે ખાસ ઉપયોગી થઈ પડયા છે. અને આ રીતે તે નિયમો લોકોનાં હરહમેશનાં દૈનિક કાર્યો તથા તેમના વારસાના તેમ જ કાયદાના હકો ઇત્યાદિ બાબતોમાં ઘણા જ માર્ગસૂચક થઈ પડયા હતા.

**જૈમિનિની ઉદાર દૃષ્ટિ:**—પ્રાચીન અને મધ્યકાલીન હિંદનાં બીજા ગ્રંથો કરતાં કેટલીક ખાસ બાબતોમાં જૈમિનિનો મત ઘણો ઉદાર છે. સ્ત્રીસ્વાતંત્ર્યની ચળવળના આ જમાનામાં નોંધવા જેવું છે કે જૈમિનિ ભારપૂર્વક સિદ્ધ કરે છે કે સ્ત્રી તેમ જ પુરુષ એ બંનેને યજ્ઞ કરવાનો હક છે; સ્ત્રી, એ ખરીદવાની કે વેચવાની ચીજ નથી તેમજ જ્યાં વેદમાં સ્ત્રીના સંબંધમાં તેવા ખરીદ કે વેચાણના શબ્દો વાપરવામાં આવ્યા છે તે રૂપકના અર્થમાં જ. મનુ ઇત્યાદિ (૯ ૪.૧૬) ચોકખું જણાવે છે કે સ્ત્રી, પુત્ર અને ગુલામને મીલ્કત ન મળવી જોઈએ. તો પણ વેદમાં સ્ત્રીને અમુક વિશિષ્ટ મીલ્કત આપવાનું કહેલું છે જ.

જૈમિનિ જો કે શૂદ્રોને વેદનો યજ્ઞવિધિ કરવાના હકની ના પાડે છે પરંતુ તે અસ્પૃશ્યતા કે એવાં હલકાઇનાં કારણોથી નહિ ફક્ત વેદમાં તેમ કરવા કહ્યું નથી તે કારણને લીધે.

જો કે તે દિવસોમાં પણ બાદરી જેવા કેટલાક માણસો શૂદ્રોને પણ યજ્ઞનો હક છે તેમ સિદ્ધ કરવા પૂર્વપક્ષ કરતા હતા જ. વળી ધ્યાનમાં રાખવા જેવું છે કે રથકાર (કે જે ત્રણ ઉચ્ચવર્ગમાં ગણાતો નથી) તેને પણ ઘરમાં અગ્નિ રાખવાનો હક હતો અને નિષાદ જેવાને પણ રૌદ્રયાગ કરવાનો હક હતો.

વળી મીમાંસા એક અગત્યનો સિદ્ધાંત એ જણાવે છે કે રાજા પણ દેશનો આખો માલીક નથી. અને તેથી તે દેશને ભેટ તરીકે આપી ન દઇ શકે. કારણ તેની પ્રજાના માણસોને પણ તે જમીન પર હક છે તેમ જ વિશ્વજિત યજ્ઞમાં માણસ પોતાની સ્ત્રી અને પુત્રનું દાન કરી શકે નહિ કારણકે તે તેમનો માલીક નથી.

ગો.

વળી આફ્રિકા અને બીજા દેશો-કે જ્યાં મૂળ કાળી પ્રજાઓ હતી અને ત્યારપછી જુના વખતમાં બીજી કોકેશીયનો જેવી ગોરી પ્રજાઓએ તે દેશોમાં પ્રવેશ કર્યો હતો-પરંતુ તેમાં આ પ્રમાણે વર્ણવ્યવસ્થા કેમ ઉત્પન્ન ન થઇ? આફ્રિકાનો હબસી ધોળા કોકેશીયન કરતાં અલબત્ત વધુ કાળો અને જંગલી હતો જ ?.

ત્યાર પછી સેનાર્ટ સાહેબનો મત આવે છે. તેમને આ આગલા ત્રણે મતોની ખામીઓ જાણવાનો લાભ મળ્યો હતો. તેમ જ ઉપલા ત્રણ વિદ્વાનોમાં જેમ અમુક ખાસ પ્રાંતોની પરિસ્થિતિ ઉપરથી જ અમુક પૂર્વગ્રહો બંધાઇ ગયા હતા, તેમ આ સાહેબને બન્યું ન હતું.

તે જણાવે છે કે રોમનોનું કયુરી, ગ્રીકોનું ફ્રેટ્રી અને હિંદુઓનું ગોત્ર એ ત્રણે સમાન છે. હિંદુસ્તાનનાં ગોત્રોની પેઠે આ ફ્રેટ્રીઓમાં પણ બહાર લગ્ન થઇ શકતું ન હતું તેમજ તે ગોત્રમાં જન્મેલાને જ તે ગોત્રનો માનવામાં આવતો. આ પ્રમાણે ન્યાત બહાર મુકવાના, તેમ જ રોટીવ્યવહારના બીજા કેટલાક નિયમોનું આવું સામ્ય બતાવ્યા પછી બીજી બાબતોમાં આવું સામ્ય છતાં રોમ અને ગ્રીસની પ્રજાઓમાં રાષ્ટ્રીયતાનું જે એકત્વ આવ્યું અને હિંદનાં ગોત્રોમાં ન આવ્યું. અને જુદા ભાગો પડી ગયા-તેનું કારણ આપવા પ્રયત્ન કરતાં તે આગલા વિદ્વાનોના મતોની જ મદદ લે છે. તે જણાવે છે કે આર્યો હિંદમાં આવ્યા ત્યારથી જ તેઓ પોતાની સાથે વર્ણવ્યસ્થાનું બીજ ( આ ગોત્રરૂપે ) લેતા આવ્યા હતા. અને આ દેશમાં આવતાં અહીંના મૂળ રહેવાસીઓના શારીરિક બંધારણ, જંગલી માન્યતાઓ, હલકા આચારો ઇત્યાદિ કારણો મળતાં તે બીજનું વૃક્ષ થઇ ગયું. તેમ જ આ મૂળ રહેવાસીઓએ તેમની સામે કરેલો વિરોધ અને તેને અંગે જાનમાલની સુરક્ષિતતા જાળવવા તેમને કરવા પડતા સતત પ્રયત્ન ઇત્યાદિથી તે વૃક્ષને ઘણું પોષણ મળ્યું. પણ જેમ જેમ આ ઝગડાઓ બંધ પડતા ગયા તેમ તેમ આર્યો ધંધા ઉદ્યોગને અર્થે આ અનાર્યો સાથે સંબંધમાં આવતા ગયા અને પરિણામે સારી રીતે સેળભળ થવા પામી. પછીના સમયમાં જ્યારે વંશશુદ્ધિ નક્કી કરવાનો સવાલ ઉભો થયો હશે ત્યારે બ્રાહ્મણોએ પોતાને ધાર્મિક ક્રિયાઓની મહત્તાને અંગે અમુક ફરજોને લીધે વધુ શુદ્ધ રહેલા જણાવ્યા હશે અને તે ઉપરથી તેમણે પોતાની ઉચ્ચતા પ્રાપ્ત કરી હશે. પરંતુ બીજા ધંધેદારીઓ અનાર્યો સાથેની સેળભેળને કારણે હલકા ગણાઇ જુદા ગણાયા હશે-તેમ જ એક સામાન્ય રાજસત્તાને અભાવે આ વિભાગો અંતિમ વિભાગો રહી દૃઢ થઇ ગયા હશે.

પરંતુ આ મત સામે પણ ઘણા વાંધા છે. જ્યારે આર્યો ટોળાબંધ આ દેશમાં ઉતરી આવ્યા હશે ત્યારે પેલા મૂળ વતનીઓ મેદાનોમાંથી ખસીને પર્વતો અને જંગલોમાં ભરાઇ ગયા હશે. તેથી તેવાં સ્થાનોમાં એ મૂળ પ્રજાનો અવશેષ અત્યારે પણ આપણને મળી શકે. તેમ બનવું શકય છે. અને વસ્તુ સ્થિતિ એ છે પણ તેમ જ. તે જાતિઓના સૂક્ષ્મ અભ્યાસ ઉપરથી એમ સિદ્ધ થતું જાય છે કે આ જાતિઓ પણ દેશની શુદ્ધ મૂળ પ્રજા ન હતી. તે મૂળ પ્રજાની અંદર ત્યાર પછી ઉતરી આવેલી બીજી ગોરી પ્રજાઓનું પણ મિશ્રણ આર્યો આવ્યા ત્યાર પહેલાં થઇ ગયું હતું. અને તેથી આર્યોને જે પ્રજા આ દેશનાં મેદાનોમાં રહેતી માલમ પડી હશે તે સેનાર્ટ અને બીજા ધારે છે તેવી બંધારણમાં કે સંસ્કૃતિમાં તદ્દન જુદી માલમ પડી નહિ હોય. હાલમાં તો સિદ્ધ થતું જાય છે કે હિંદની

મૂળ પ્રજા પછી કેકેશીયનો અને મોંગોલીયનોએ આ દેશની મુલકાત લીધી હતી. આસામ તથા નેપાલની પ્રજાઓ ઉપરથી આ વાત સિદ્ધ થતી જાય છે. તેથી આર્યો અહીં આવ્યા હશે ત્યારે તેમને પણ એક સુંદર અવયવો અને ઠીક સંસ્કૃતિવાળી પ્રજા તેમ જ એક મૂળ જૂની તદ્દન કાળી તથા પછાત પ્રજા—એમ બે પ્રજાઓનો ભેટો થયો હશે. નેપાલ અને આસામની પ્રજાઓમાં કેકેશીયનો અને મોંગોલીયનોના અવશેષ સ્પષ્ટ જણાય છે. અને તે પ્રજાઓએ તે મૂળ પ્રજાઓ સામે વર્ણવ્યવસ્થા જેવો વાડો કરી નાખ્યો હતો તેમ જણાતું નથી. આટલા ઉપરથી પણ "ધોળી તથા ઉચ્ચ પ્રજાઓ કાળી પ્રજાઓ સામે આવો વાડો ઉભો કરી લે એ સ્વભાવિક છે" એવો સેનાર્ટ જેવા બીજાઓનો મત ખોટો પડે છે. હવે આપણે આગળ વધીએ. આર્યો પહેલાં આવી ગએલી આ ઉચ્ચ પ્રજાઓ (કે જેમના અવશેષ ઉપર જણાવ્યું તેમ નેપાલ અને આસામમાં છે)—આ પછી આવેલા આર્યો કરતાં ખોરાકપાણીની ટેવોમાં ઘણી જુદી પડતી હતી. તેમ જ તેમની લગ્નવ્યવસ્થા પણ તદ્દન શિથિલ અને નહિ જેવી જ હતી. અત્યારના મુન્ડ અને ઓરાઓન લોકોની પેઠે લગ્ન પહેલાં પણ સ્ત્રીપુરુષ વ્યવહાર કરી શકતાં અને સામાન્ય રીતે લગ્ન સમયે લગ્ન સંબંધેથી જોડાતી સ્ત્રીઓ ગર્ભવતી જ હોતી. ત્યાર પછી જ્યારે આર્યો આ દેશમાં આવ્યા હશે ત્યારે આ પ્રજા અને તેમની વચ્ચે ભયંકર જીવનકલહ જામ્યો હશે. પરંતુ આ પ્રજા આર્યો કરતાં આ દેશમાં પહેલી આવેલ હોવાથી ઘણા અનુભવવાળી અને આ દેશથી વધુ પરિચિત હશે. તેથી તેમની સામે ટકવા આર્યોને પોતાનું સંખ્યાબળ વધારવું પડયું હશે અને સ્વભાવિક રીતે જ દેશના મૂળ જૂના જંગલી કાળા લોકોને પોતાના પક્ષમાં લેવા પ્રયત્ન શરૂ થયો હશે. પરંતુ પક્ષમાં લેવા માટે તેમના ઉપર સારી અસર પાડવા તેમ જ પક્ષમાં લીધા પછી તેમને કામમાં લઇ શકાય તે માટે આર્યોએ પોતાની કેટલીક કળાઓ અને હુન્નરો તેમને શીખવાડયા હશે તથા તેમની કેટલી કુટેવો અને જંગલી આચારો પણ દૂર કરાવ્યા હશે. પરંતુ ત્યાર પછી પોતાની કળા અને વિદ્યા એમને એમ જ પોતાના સંબંધેથી અથવા તો પોતાના પક્ષમાં લીધેલા આ મૂળ રહેવાસીઓની મારફતે સામા પ્રતિપક્ષમાં કે બીજા સામાન્ય જંગલી રહેવાસીઓમાં જતી ન રહે તે માટે આર્યોએ કેટલાક ખાસ પ્રયત્નો કર્યા હશે. જો કે સુધરેલી પ્રજાના સંસર્ગમાં આવીને અર્ધ સુધરેલી પ્રજા સ્વાભાવિક રીતે જ પોતાનાથી જુદી તથા હલકી ટેવોવાળા લોકો પ્રત્યે તિરસ્કારની નજરે જ જુએ એટલે આ આર્યોના પક્ષમાં આવેલા મૂળ રહેવાસીઓ પોતાનાથી હલકી લગ્નવ્યવસ્થા તથા આહારાદિના નિયમોવાળા પ્રતિપક્ષીઓથી તેમ જ બીજા પોતાની જ જાતના મૂળ રહેવાસીઓથી જુદા પડી ગયા હશે.

પછીથી દેશમાં આર્યો જેમ જેમ આગળ પથરાતા ગયા હશે તેમ તેમ પેટાજ્ઞાતિઓ વધતી ગઇ હશે. આ રીતે મારા મત પ્રમાણે વર્ણવ્યવસ્થાનું મૂળ આર્યોને પોતાનાથી પહેલાં આ દેશમાં આવેલ સુંદર અવયવોવાળી તથા જુની સંસ્કૃતિવાળી પ્રજા સાથે થએલા વિરોધમાં છે.

ગો.

**શ્રી ફાર્બસ ગુજરાતી સભાની નિયમાવલી અને વ્યવસ્થાપત્ર તથા ૧૯૨૪ ની સાલનો સભાનો વૃત્તાન્ત અમને નોંધ માટે મળ્યો છે. તેમાંથી નીચેની બાબત ઉપર અમે વાંચકોનું ધ્યાન ખેંચીએ છીએ.**

## 'વ્યવસ્થાપક મંડલનું કાર્ય.

(૭) રાસમાળા ભાગ ૨ જો છપાઇ રહ્યો છે અને તેમાં બીજી આવૃત્તિમાંના પહેલા તથા બીજા ભાગમાંથી સ્વ. દિ. બ. રણછોડભાઇએ "રાસમાળા પૂરણિકા" માટે કાઢી લીધેલી નોંધો પરિશિષ્ટ રૂપે દાખલ કરેલી તે છપાય છે. અને પહેલા તથા બીજા ભાગની સવિસ્તર અનુક્રમણિકા તૈયાર કરવાનું કામ રા. રા. અંબાલાલ બુલાખીદાસ જાનીને સોંપેલું છે.

(૮) કાઠીયાવાડના પ્રાચીન ઇતિહાસમાં ઉપયોગી થાય તેવા વિ. સં. ૧૦૦ થી ૧૯૦૦ સુધીના પસંદ કરેલા ૨૦૦ લેખો સટિપ્પન ગુજરાતી ભાષાંતર સાથે પ્રકટ કરવાનું કામ સભાનું ઉત્તેજન મળે તો માથે લેવાની ઇચ્છા રાજકોટ વૉટસન મ્યુઝીયમના ક્યુરેટર રા. દત્તાત્રય બાલકૃષ્ણ ડીસ્કળ કરે જણાવી હતી અને તેમને એ ગ્રંથ સભાના અવલોકન માટે મોકલવાનું જણાવેલું પણ હતું, પરંતુ હજુ સુધી મંગાવવા છતાં તેઓએ તે મોકલ્યો નથી.

(૯) ગુજરાતના ઇતિહાસના સાધનરૂપ અને તે ઇતિહાસને લગતા હિન્દુ યુગના આરંભથી અથવા તો તે પૂર્વેથી તે વાઘેલા વંશની સમાપ્તિ સુધીના પ્રકટ તથા અપ્રકટ, પણ પ્રાપ્ય, પ્રાચીન લેખો, મૂળ સારાંશ, પૂર્તિઓ અને નોંધો સાથે તૈયાર કરવાનું કામ રા. રા. ગિરજાશંકર વલ્લભજી આચાર્ય એમ. એ. ને સોંપેલું છે અને તેઓએ બે વર્ષમાં તે તૈયાર કરી આપવાનું માથે લીધું પણ છે. સ્વ. રણજીતરામનો, સભાની માલીકીનો લેખસંગ્રહ તેમાં ઉપયોગ કરવા તેઓને સોંપેલો છે.

## પરિશિષ્ટ નં૦ ૩

### સાહિત્યકાર્યોનું ટિપ્પણ

પ્રસિદ્ધ—

(૧) રાસમાળા–૧–૨ (ભાષાન્તર) દિ. બ. રણછોડભાઈ ઉદયરામ દવે. રાસમાળા ભાગ ૧ લો તૃતીય સચિત્ર આવૃત્તિ.

(૨) ફાર્બસ જીવનચરિત–રા. રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી.

(૩) ફ્લૅટર લીકનાં કેટલાક નિબંધો (ભાષાન્તર) રા. રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા.

(૪) વૈષ્ણુવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ—શાસ્ત્રી દુર્ગાશંકર કેવળરામ.

(૫) શૈવ મતનો સંક્ષિપ્ત ઇતિહાસ, ગુજરાતમાં તન્મૂલક સંપ્રદાયો અને સિદ્ધાંતો—રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.

(૬) કાઠીયાવાડમાં કંઠસ્થ સાહિત્ય, (પ્રાચીન સંગ્રહ)—રા. રા. હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદી.

(૭) માર્કસ ઓરેલિયસના સુવિચારો—ભાષાન્તરકાર સંસ્થાન ઇડરના નરેશ સ્વ. મહારાજશ્રી સર કેસરીસિંહજી બહાદુર, સી. આઈ. ઇ. કે સી. એસ. આઇ; ઉપોદ્‌ઘાત અને સમાન સંસ્કૃત ભાષાનાં સુભાષિતોની નોંધ લખનાર રા. રા. નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી.

(૮) શ્રી ફાર્બસ ગુજરાતી ભાષાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તાર નામાવલિ ભાગ ૧ લો—રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.

(૭) દેહ, જીવ અને આત્માની વૈજ્ઞાનિક મીમાંસા (ભાષાન્તર)—રા. રા. પ્રેમશંકર નારણજી દવે.

## મુદ્રાલયમાં—

(૧) રાસમાળા ભાગ ૨, સચિત્ર તૃતીય આવૃત્તિ; દિ. બ. રણછોડભાઇ ઉદયરામ દવે.

(૨) રૂસ્તમ બહાદુરનો પવાડો, કવિ શામળભટ્ટે રચેલો (પ્રાચીન); રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.

(૩) કેશવકૃત ભાગવત દશમસ્કંધ (પ્રાચીન)—રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની બી' એ.

(૪) શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ—ભાગ ૨ જો—રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.

(૫) કવિ માંડણકૃત "પ્રબોધબત્રીશી" અને "રાવણ મંદોદરી સંવાદ" રા. રા. મણિલાલ બકોરભાઇ વ્યાસ.

(૬) રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયાનાં "ફિલોલોજીકલ લેક્ચર્સ"—ગુજરાતી ભાષા અને સાહિત્યનાં ભાષણોનું ભાષાંતર—રા. રા. રામપ્રસાદ પ્રેમશંકર બક્ષી, બી. એ.

(૭) લોર્ડ મોરલીકૃત કૉમ્પ્રોમિસ (ભાષાન્તર) રા, રા. મહાદેવ હરિભાઇ દેશાઇ, બી. એ. એલ. બી.

## તૈયાર થતાં—

(૧) બૌદ્ધ અને જૈન મતનો સંક્ષિપ્ત ઇતિહાસ આદિ (નવો નિબંધ)- રા. રા. મોહનલાલ દલીચંદ દેસાઈ, બી. એ. એલ. એલ. બી.

(૨) ગુજરાતના હિન્દુ યુગના આરંભથી તે વાઘેલા વંશની સમાપ્તિ પર્યંતના ઇતિહાસના પ્રકટ અને અપ્રકટ પણ પ્રાપ્ય લેખોનો સંગ્રહ—રા. રા. ગિરજાશંકર વલ્લભજી આચાર્ય, એમ. એ.

( ૩ ) રાસમાળાની પૂરણિકા;–દિ. બ. રણછોડભાઈ ઉદયરામ દવે.

( ૪ ) "રૂકિમણીરી વેલી"–( પ્રાચીન ) સંશોધન કરી ટિપ્પણી સાથે તૈયાર કરનાર રા. રા. નટવરલાલ ઇચ્છારામ દેશાઇ, બી. એ.

## આશ્રય.

( ૧ ) નુર્મકોષ–સ્વ. કવિ નર્મદાશંકર લાલશંકર દવે.

( ૨ ) અદ્વૈતસિદ્ધિ ( અનુવાદ ) રા. રા. રતિલાલ છોટાલાલ દેશાઇ.

( ૩ ) "ભક્તકવિ શ્રી દયારામભાઇનું જીવનચરિત્ર"–રા. રા. નારાયણદાસ પરમાનંદદાસ ડભોઇવાળા.

( ૪ ) કાઠિયાવાડ કંઠસ્થ સાહિત્ય, ભાગ ૨ જો–રા. રા. હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદી.

## શ્રીમદ્ રાજચંદ્ર જ્ઞાનભંડારમાં આવતાં ચોપાનીઆમાંના

# પુરાતત્ત્વવિષયક લેખોની યાદી

### જર્નલ ઑફ ધી રૉયલ એશિયાટિક સોસાઈટી, બોમ્બે બ્રાન્ચ

### ન્યુ સીરીઝ વૉ. ૧ અં. ૧

[૧] આરના લેખપત્રમાં વર્ણવેલા રાજાનું નામ અને તેના ઇલકાબો. લે. સ્ટેન કોનોવ.

[૨] વલભીના રાજાઓનાં કેટલાંક અપ્રસિદ્ધ તામ્રપત્રો. લે. ડી. બી. ડિસ્કલકર.

[૩] રૉયલ એશિયાટિક સોસાઇટીની મુંબઇની શાખાની માલિકીનાં કેટલાંક વલભી તામ્રપત્રો વિષે નોંધો. લે. જી. વી. આચાર્ય.

[૪] આધુનિક ગૂજરાતીમાં ભારદર્શક સ્વરભેદ. લે. આલ્ફ્રેડ માસ્ટર.

[૫] તંત્રવાર્તિક અને ધર્મશાસ્ત્રનું વાઙ્મય. લે. પી. વી. કાણે.

[૬] ભાસનો અભ્યાસ. લે. વી. એસ. સુકથંકર.

[૭] મરાઠીમાં પ્રથમા સિવાયની બીજી વિભક્તિઓનાં રૂપ અને સંપ્રદાનનો 'સ' પ્રત્યય. લે. એન. બી. દિવેટીઆ.

[૮] દખ્ખણનાં મુસલમાની રાજ્યો સાથે ફીરંગીઓનો મિત્રાચાર. લે. એચ. હેરાસ.

[૯] ભાસ વિષેનો કોયડો: એના ઉકેલની એક સૂચના. લે. વી. એસ. સુકઠંકર.

[૧૦] ભાગવત પુરાણની રચ્યા સાલ. લે. સી. વી. વૈદ્ય.

[૧] એશિયામેજર, વૉ. ૧ ભા. ૨-૪

[૨] ઝરમીગ [gZer Myig] ટીબેટીનો Bonbur એક ગ્રંથ પુ. ૧. સંપાદક અને ભાષાંતરકાર. એ. એચ ફ્રેન્ક.

[૩] નાસિકેતરીની કથા. એક જુની રાજસ્થાની વાર્તા. સંપાદક અને ભાષાંતરકાર શાર્લોટ ક્રાઉ.

[૪] બૌદ્ધ ધર્મો ઉપર બ્રાહ્મણ [સાધનોનો] આડકતરો પ્રકાશ. એલ. શેરમાન

[૫] મેનીચીઝમ ઇરાની સંપ્રદાય છે ? ભા. ૧. જે. શેફ્ટેલોવીત્સ.

[૬] લીટ' એફોની પ્રાચીન એશીઆઇ રૂપક કથાઓ.

[૭] શાંન હાઇ રાજાના પાછળના ગ્રંથો ( ૬-૯ સુધીનાં ભાષાંતર સાથે ) લે. ઓટો માન્શેન હેલ્ફેન.

[૮] પ્રાચીન ચીનમાં ટોળીઓના વસવાટ (clan settlement) ના ઇતિહાસમાં સહાયભૂત ઉમેરા. લે. ગુસ્ટાવ હલૌન.

[૯] પ્રાચીન ચીનમાં મુસાફરી વિષે, અને રસ્તા ઉપર વાયુને અપાતા બલિદાન. લે. બ્રુનો શીન્ડલર.

---

[૧] મધ્ય અને પૂર્વ એશીઆના સંસ્કૃતિ અને ધર્મના ઇતિહાસના શાસ્ત્રીય સાધનો. લે. એફ. એમ. ટ્રાઉત્સ.

ઇન્ડીયન એન્ટીકવરી, જાન્યુઆરી, ૧૯૨૫

[૧] મુંબઈની મહેસુલો. લે. એસ. એમ. એડવર્ડ્ઝ.

[૨] ચીરમાન પેરૂમાલ નયનર. લે. એ. એસ. રામનાથ આય્યર.

[૩] વૈદિક કર્મકાંડમાં પિતરાઇ. લે. એ. એમ હોકાર્ટ.

પૂર્તિ

ગુજરાત અને કાઠીઆવાડમાંનાં અગત્યનાં પ્રાચીન ગામો અને શહેરોનો ઇતિહાસ.
લે. અનન્ત સદાશિવ અલ્ટેકર પૃ. ૯ થી ૧૧.

ફેબ્રુઆરી, ૧૯૨૫.

[૧] અન્દામાન નિવાસીઓ અને એમના દેશ વિષે નોંધો. લે. સર. રિચાર્ડ ટેમ્પલ.

[૨] બલુચિસ્તાનના જાટ લોકો. લે. ડેનીઝ બ્રે.

[૩] સાલબાર્ડી ગામની પુરાતનતાઓ વિષે નોંધ. રાયબહાદુર હીરાલાલ.

પૂર્તિ

પ્રાચીન અને મધ્યકાલીન હિંદનો ભૌગોલિક શબ્દકોશ. લે. નંદલાલ દે. પૃ. ૧૯૧-૧૯૮

માર્ચ, ૧૯૨૫,

[૧] ૧૬મા સૈકાના આખર વખતનું ઉંછ (શહેર) લે. રેવ. એચ. હેરાસ.

[૨] પૃથ્વીદેવ બીજાનાં બનાવટી લેખપત્રો. રાયબહાદુર હીરાલાલ.

[૩] અન્દામાન નિવાસીઓ અને એમના દેશ વિષે નોંધો. લે. સર. રિચાર્ડ ટેમ્પલ.

પૂર્તિ

ગૂજરાત અને કાઠીઆવાડનાં અગત્યનાં પ્રાચી। ગામો તથા શહેરોનો ઇતિહાસ.
લે. અન્ત સદાશિવ અલ્ટેકર પૃ. ૧૭—૨૧

એપ્રિલ, ૧૯૨૫

[૧] મદ્રાસના સંગ્રહસ્થાનમાં ઉત્તમ ચોલદેવનાં તામ્રપત્રો. લે. સ્વ ટી. એ. ગોપીનાથ રાવ.

[૨] બેહારાણીના ગીન (?) આગળની લડાઇ. લે. ડો. વિલીઅમ ક્રુક.

પૂર્તિ

પૂર્વના દરિઆમાંના ચાંચીઆપણા વિષે નોંધો. લે. એસ. ચાર્લ્સ હીલ.

ધી ક્વાર્ટરલીજર્નલ ઓફ ધી મિથિક સોસાઈટી. જાન્યુઆરી, ૧૯૨૫

[૧] પુરાણોના સપ્તદ્વીપ. લે. વી. વેંકટચેલ્લમ આય્યર.

[૨] ત્રાવણકોરના મુદ્રનો. લે. એસ. એ. કૃષ્ણ આય્યર.

[૩] પક્ષીઓ વિશેની દંતકથાઓનાં અધ્યયનો (૫). લે. શરતચંદ્ર મિત્ર.

[૪] ગુપ્ત ઇતિહાસમાંના વાકાટકો. લે. ડો. એસ. કૃષ્ણસ્વામી આયંગર.

[૫] રામરાય વિઠ્ઠલ (દક્ષિણ હિંદનો રાજપ્રતિનિધિ). લે. રેવ. હેરાસ.

## ધી ઇન્ડિયન હિસ્ટોરિકલ ક્વાર્ટરલી વૉ. ૧, અં. ૧

(૧) જરથોસ્ત અને ઋગ્વેદનો કાલનિર્ણય લે. પ્રો. એ. બી. કીથ
(૨) ઉત્તર તરફનો બૌદ્ધધર્મ લે. મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રી
(૩) ભારવિ અને દંડી લે. ડૉ. સુશિલકુમાર દે.
(૪) પ્રાચીન ભારતના આર્થિક જીવનનાં કેટલાંક સ્વરૂપો લે. પ્રો. પ્રફુલ્લચંદ્ર બસુ
(૫) ભારતનું આર્ય રાજ્ય લે. જી. મુડલીયર અને ડબલ્યુ. એફ ગુણવર્ધન
(૬) બાર્હુટની જાતકની તકતીઓનો સંદેશ. લે. બી. એમ. બરૂઆ
(૭) વિચિત્ર નાટક. લે. ઇંદુભૂષણ બેનર્જી
(૮) કળાની બંગાળી શાળા. પ્રો. સતીશચંદ્ર મિત્ર
(૯) રામરાય, વિજય નગરનો રાજાની વતીનો અધિકારી લે. રેવ. એચ. હેરાસ
(૧૦) સેણીય બિંબિસાર લે. ડૉ. હેમચંદ્રરાય ચૌધરી
(૧૧) ભારતમાં સુમેરીઅન લોકો ર્લે. એલ. એ. વેડ્ડેલ
(૧૨) પુષ્યમિત્ર અને એના મહારાજ્ય વિષે કેટલાક વિચારો. લે. પ્રો. રમેશચંદ્ર મઝુમદાર
(૧૩) મહાભારતમાં રાજકારણ અને રાજકારણી ઇતિહાસ. લે. નારાયણચંદ્ર બેનર્જી
(૧૪) ભાસવાળો કોયડો. લે. પ્રો. કે. આર. પીશરોટી
(૧૫) પાવાપુરી અને તેના મંદિરની પ્રશસ્તિ. લે. પુરણચંદ્ર નહાર
(૧૬) માંડુક્ય ઉપનિષદ અને ગૌડપાદ કારિકાઓ. લે. પ્રો. વિધુશેખર ભટ્ટાચાર્ય
(૧૭) નદીઆથી લક્ષ્મણસેનની નાસભાગ. સી. વી. વૈદ્ય
(૧૮) રસાતલ અથવા પાતાળની દુનિયા. લે. નન્દલાલ દે.
(૧૯) પ્રાચીન ભારતમાં કોસલો. લે. વિમલચરણ લૉ.

### કલકત્તા રિવ્યુ વૉ. ૧૩, અં. ૧

(૧) જૈન અને બૌદ્ધ ધર્મની ઐતિહાસિક ભોંય. લે. બી. એમ. બરૂઆ
(૨) ઋગ્વેદની પુરાતનતા. લે. હેમચંદ્રરાય ચૌધરી
(૩) ઇંગ્લંડ ગયેલા પૂર્વકાલીન હિંદીઓ. લે. હરિહરદાસ
(૪) પુરાણા જમાનાનું બંગાળા. લે. જે. સી. સિંહ

### વૉ. ૧૩, અં. ૨

(૧) કૌટિલ્ય અર્થશાસ્ત્ર (૨) લે. નરેન્દ્રનાથ લૉ.
(૨) સર વિલીઅમ નોરીસ બેરોનેટનું ઔરંગઝેબ આગળનું એલચીપણું. લે. હરિહરદાસ

વૉ. ૧૩, અં. ૩

(૧) ઇસ્લામ પૂર્વેનું અરબસ્તાન. લે. એસ. ખુદાબક્ષ
(૨) કૌટિલ્ય અર્થશાસ્ત્ર. (૩). લે. નરેન્દ્રનાથ લૉ.

વૉ. ૧૪, અં. ૧

(૧) પઠાણ સમયમાંના હિંદુ મુસલમાન નાસ્તિકો. લે. સુરેન્દ્રનાથસેન
(૨) ઇતિહાસનો બુદ્ધ. લે. બી. એમ. બરૂઆ
(૩) અકબર અને રણથંભોર. લે. પ્રો. પી. બી. જોશી
(૪) મહમદ. લે. એસ. ખુદાબક્ષ

વૉ. ૧૫, અં. ૨

(૧) *બાર્હુટની માનતા માટે વપરાયેલી તકતીઓનો સંદેશ. લે. બી. એમ. બરૂઆ.*
(૨) પ્રાચીન ભારતમાં વૈદકશાસ્ત્ર. લે. ગિરિજાપ્રસન્ન મઝમુદાર
(૩) ભારતીય રાજ્યોના નમુના ( types ).
(૪) પ્રાચીન ભારતમાં ગુલામી. લે. યુ. એન. ઘોશલ
(૫) મુસલમાનોના વિજયો. લે. એસ. ખુદાબક્ષ

મોડર્નરિવ્યુ, ફેબ્રુઆરી, ૧૯૨૫

(૧) બૌદ્ધ સમયમાં સામાજિક જીવન (૨)
(૨) ઉત્તર હિંદુસ્તાનનાં ઐતિહાસિક દફતરો (૧૭૮૦-૧૮૧૭)લે. પ્રો. જદુનાથ સરકાર

ચિત્રમય જગત, જાનેવારી, ૧૯૨૫

(૧) ભારતીય યુદ્ધનો કાળ ( વરસ અને દહાડો ) લે. ચિંતામણ વિનાયક વૈદ્ય

વિવિધજ્ઞાનવિસ્તાર જાન્યુઆરી, ૧૯૨૪

(૧) કાળિદાસના કાળનિર્ણયની એક નવી દિશા. લે. પ્રો. હ. બા. ભિડે
(૨) પાશ્ચાત્ય વાસ્તુશાસ્ત્રની અપેક્ષાએ પ્રાચ્ય વાસ્તુશાસ્ત્રમાં વત્તુઓછું શું છે?
લે. બ. કૃ. વિ. વઝે

ફેબ્રુઆરી, ૧૯૨૫

(૧) બુદ્ધચરિત્રલેખમાલા ( અંક ૪ ) ( મૂળ પુરાતત્ત્વ પુ. ૨ અં. ૪
લે. અ. ધર્માનંદ કોસંબી
(૨) શિવછત્રપતિનો જન્મકાળ. લે. દાજી નાગેશ આપ્ટે
(૩) શિવશાહીનો અસ્ત. લે. વા. સી. બેંદ્રે

માર્ચ, ૧૯૨૫

(૧) શિવશાહીનો અસ્ત લે. વા. સી. બેંદ્રે
(૨) પ્રિયદર્શિકા અને રત્નાવલી એ નાટકો કોનાં? લે. (વામન)

નાગરી પ્રચારિણીપત્રિકા ભા. ૫. અં. ૩

(૧) દંડીની અવન્તિ સુંદરીની કથા. લે. પંડિત બલદેવ ઉપાધ્યાય

(૨) સોમેશ્વર અને કીર્તિકૌમુદીના સંબંધમાં સ્ફુટ સૂચના.

(૩) મંત્રી કર્મચંદ્ર. લે. પં. શિવદત્ત શર્મા

(૪) મહારાણા સાંગા અથવા સંગ્રામસિંહ. લે. બાબુ નારાયણ દૂગડ

માધુરી, પોષ, ૩૦૧ ( તુલસી સંવત )

ભૂખણ અને મતિરામ લે. ભાગીરથપ્રસાદ દીક્ષિત

વિજ્ઞાન, વૉ. ૧૯, અં. ૪

(૧) સૂર્યસિદ્ધાંત. લે. મહાવીરપ્રસાદ શ્રીવાસ્તવ

વીર, વર્ષ ૨, અં. ૫

(૧) જૈન લૉ. લે. ચમ્પતરાયજી જૈન

(૨) જૈન એપીગ્રીરીઆ. લે. ડા. ની. શેષાગિરિ રાઉ.

વર્ષ ૨, અં. ૬

(૧) જૈન એપીગ્રારીઆ

વર્ષ ૨, અં. ૭

(૧) જૈન એપીગ્રારીઅ

ચુ. પુ. બારોટ
જ્ઞાનભંડાર સંરક્ષક

# સાભાર સ્વીકાર

| | | | |
|---|---|---|---|
| લિસ્ટસ ઑફ મૅન્યુસ્ક્રીપ્ટસ. ગવર્મેન્ટ મેન્યુસ્કીપ્ટસ લાયબ્રેરી ૧૮૯૫ અને ૧૮૯૯થી. | ભાણ્ડારકર ઓરીએન્ટલ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટ | भट्टीकाव्यम् भा. १ | ,, |
| | | " " २ | " |
| | | કાશીકા ભા. ૧ | રાષ્ટ્રીયશાળા હાલોલ |
| | | મૃચ્છકટિક | ,, |
| શ્રાવકાચાર ભા. ૧ | | વાસવદત્તા | ,, |
| અનુવાદકઃ નંદલાલ જૈન. દિગંબર જૈન પુસ્તકાલય | | આયુર્વેદ ( ચરકસંહિતા ) | ,, |
| | | શિશુપાલવધ | ,, |
| નીતિવાક્યમાલા | | મહાનિર્વાણતંત્ર | ,, |
| અનુવાદકઃ નંદલાલ જૈન. ,, | | અથર્વેદીય પ્રશ્નોપનિષત્ | ,, |
| શિક્ષાપત્રી | | મોક્ષસિદ્ધિ | ,, |
| શ્રી સ્વામીનારાયણ. કિશોરલાલ ઘ. મશરૂવાળા | | ઉપદેશસહસ્ત્રી | ,, |
| ધમ્મપદ (ગૂજરાતી અનુવાદ ટિપ્પણી સહિત) | | પિંગલ છન્દઃસૂત્રમ્ | ,, |
| અ. ધર્માનંદ કોસંબી તથા | | શાંડિલ્યસૂત્રમ્ ( ભક્તિતત્ત્વ મુક્તાવલીમાથા ) | |
| અ. રામનારાયણ પાઠક | | વાદશતદૂષણી | ઉમરેઠ. વિદ્યાર્થીમંડળ |
| ગૂજરાત વિદ્યાપીઠ | | શ્રુતબોધ | ,, |
| કાવ્યપ્રકાશ ભા. ૧ ( ગૂજરાતી અનુવાદ | | આત્મવાદ | ,, |
| અ. રામનારાયણ પાઠક તથા | | સિદ્ધાંતકૌમુદી | ,, |
| અ. રસિકલાલ પરીખ | | મહાભારતસારમ્ | ,, |
| ગૂજરાત વિદ્યાપીઠ ૧—૮—૦ | | પંચદશી | ,, |
| સત્યાગ્રહનો સિદ્ધાંત | | રત્નમાલા | ,, |
| વલ્લભજી ભાણજી મહેતા નવચેતન ઓફિસ | | શ્રુતિરહસ્યમ્ | ,, |
| પ્રણયનાદ વલ્લભજી ભાણજી મહેતા ,, | | વેદાંતસૂત્ર | ,, |
| કૈયટ વ્યાકરણ (હસ્તલિખિત) | | પૂર્વમીમાંસા | ,, |
| રાષ્ટ્રીયશાળા હાલોલ | | નયવાદટિપ્પણી | ,, |
| પાતંજલયોગસૂત્રીય | ,, | તર્કસંગ્રહદીપિકા | ,, |
| તત્ત્વદીપિનિબોધ | ,, | ન્યાયસૂત્રાણિ | ,, |
| શ્રી સિદ્ધાંતકૌમુદી | ,, | અનુસ્મૃતિ | ,, |
| શ્રી ભાગવતમહાપુરાણ | ,, | ગંગલમહાત્મ્ય ( ભારતેષુ ) | |
| પ્રાભંજન ( પૃ. ૩૩ થી ૧૩૬ ) | ,, | વૈરાગ્યશતકમ્ | ,, |
| નૈષધચરિતમ્ ( પૃ. ૪૦ ) | ,, | દ્રૌપદીવસ્ત્રહરણમ્ | ,, |
| षट्कोशानां संग्रहः | ,, | સિદ્ધાંતકૌમુદી | ,, |

| | |
|---|---|
| કાલાગ્નિરુદ્રોપનિષદ્ | ઉમરેઠ વિદ્યાર્થી મંડળ |
| નાંદિકેશ્વરપુરાણ | ,, |
| તત્ત્વબોધ | ,, |
| દશમસ્કંધ અધ્યાય ૨૭વિવરણ | ,, |
| આર્યાશતક | ,, |
| અજ્ઞાનબોધિની | ,, |
| સૌંદર્યલહરિ | ,, |
| વિદ્વન્મંડનમ્ | ,, |
| પત્રાવલંબનમ્ | ,, |
| તુલસીમાલા ધારણવાદ | ,, |
| ગાયત્રી અર્થપ્રકાશકારિકા | ,, |
| ચરિત્રચિંતામણિ | ,, |
| ભગવદ્ગીતાસુબોધિની | ,, |
| માઘસર્ગ ૫ | ,, |
| નૃસિંહચંપૂ | ,, |
| રુદ્રભાષ્ય ( સાયણાચાર્ય ) | ,, |
| લિંગાનુશાસનમ્ | ,, |
| ગીતગોવિંદ | ,, |
| ,, | ,, |
| શ્રુતબોધ | ,, |
| વેદસ્તુતિ | ,, |
| સિદ્ધાંતબિંદુ | ,, |
| વાક્યસુધા (સટીક) | ,, |
| ગાયત્રીવિવૃતિ | ,, |
| મીમાંસાપરિભાષા | ,, |
| સ્વરોદય શાસ્ત્ર | ,, |
| કોશષ્ઠભયજ્ઞ | ,, |
| ય વે. ટીકા | ,, |
| ભાષાકુસુમમંજરી | ,, |
| દાનલીલા | ,, |
| શાંતિપાઠ | ,, |
| ચરણચિન્હ | ,, |
| નીતિશતક | ,, |
| સિદ્ધાંતમુક્તાવલી | ,, |
| તારીખે તમદ્દુન ભા.૧ મુન્શી અહમદઅલી | અંજુમને તરક્કીએ ઉર્દુ |

| | |
|---|---|
| | અંજુમાને તરક્કીએ ઉર્દુ |
| તારીખે તમદ્દુન ભા; ૨ | ,, |
| તારીખે એખલાકે યુરપ લેકીકૃત મોલવી અબદુલ મજીદ | ,, |
| તારીખે યુનાને કદીમ સૈયદ હાશમી ફરીદાબાદી | ,, |
| ફિલસુફએ જુઝલાત મો. અબ્દુલમજિદ | ,, |
| રસાલએ ઇલ્મે નબાતાત મહમદ યુસફ સિદિકી | ,, |
| વઝએ ઉસતલાહલ પ્રો. સૈયદ વહીદ અલદીન | ,, |
| સરગુઝશ્તે હયાત યા આપવીતી ભા. ૧ નઝીરહસેન ફારૂકી | ,, |
| દરિયાયે લતાફત સૈયદ ઈન્શાઅલ્લાખાન દેહલવી | ,, |
| મુશાહિરે યુનાન વ રૂમીઆ વો. ૧ પ્લુટાર્ક કૃત ભા. સૈયદ હાશમી ફરીદાબાદી | ,, |
| મુશાહિરે વો. ૨ | ,, |
| નિકાતે અલ શાયરા યાની તઝિકે શયરાયે ઉર્દુ નીઝામુદ્દીન હુસેન | ,, |
| મુકદ્દમાતે અબ્તી આત મોલ્વી મિરઝામિહદી | ,, |
| તઝિકે રાઝરાએ ઉર્દુ મહમદ હબિબુલ રહમાન | ,, |
| ઇન્તખાબ કલામેમિર મોલ્વી અબદુલ હક | ,, |
| દિબાચે સિહત હુસેનખાન ડાકટર | ,, |
| તબકાતુલ અર્ઝ મિરઝા મેહદીખાન | ,, |
| તારીખે ફલલ કદીમીઆ મહમદઅલીખાન | ,, |

ઇલ્મુલ માઇશત અંજુમને તરક્કી ઉર્દુ
મહમદુલ યાસઅર્ની „
ફિલ્કે તાલીમ યાની એજ્યુકેશન
હર્બર્ટ સ્પેન્સર „
જાપાન ઔર ઉસકાતાલીમ વનુસક
સૈયદ રાસમસુદી „
બિજલીક કરસ્મે ભા. ૧
મહમદમાશુક હુસેનખાન „
ઉર્દુકા નયા કાયદા „
ફિલેદે કાયદા „
અલકૌલુલઅસહર
હકીમ અબુઅલી અહેમદ „
મજમુઅયે કલામે જોહેર
મૌ. મહમદઅલી જામેમિલ્લીઆ
અર્ઝે જૌહર
મૌ. મહમદઅલી „
તુર્કીકી કહાનીઆ
મૌ. મહમદઅલી „
ઇન્તખાલેમીર
મીર „
હમારે નબીર
સૈયદ નવાબઅલી „
અઝ હાસલ અરબ
અબુ અબદુલ્લા મહમદબીન
યુસફ સુરતી „
ખુદલયે સદારત
મહમદુલ હમન „
ખુદલયે સદારત જામે મિલ્લીઆ
હકીમ અજમલખાન „
કૌમીઔર ઇસ્લામી તાલીમકા „
નિઝામ
ઇસ્લામી તહેઝીબઔર ડૉ. પી. સી. રોય„
કૌમીતાલીમ
ઇન્તખાલે મુઝામીને જૌહર „
મૌ. મહમદઅલી
ઇસ્લામિક કલ્ચર ડૉ. પી. સી. રોય „
બાદીયે મુઆશિત એકવિનકેનીત
( Elements of Poli. Economy)
ઔરંગઝેબ આલમગીરપર „
એક નજર પ્રૌ. શીલ્લી
તારીખુલ દૌલતીન „
મા. નયાસ ફતેહપુરી
તારીખુલ ઉમ્મત વૉ. ૧ „
મહમદ અસલમ
„ વૉ. ૨ „
„ વૉ. ૩ „
„ વૉ. ૪ „
„ વૉ. ૫ „
ઝારાનું યુદ્ધ યાને કચ્છની
શૌર્યકથા સ્વદેશ કાર્યાલય
લે. શ્યામજી હરિરામ વકીલ



ગુજરાત વિદ્યાપીઠ તરફથી પ્રકાશિત પુરાતત્ત્વમંદિરગ્રંથાવલી—
નવાં બ્હાર પડેલાં પુસ્તકો.

બૌદ્ધસંઘનો પરિચય. લે. અ. ધર્માનંદ કોસંબી. ૨—૦—૦

સમાધિમાર્ગ. લે. „ „ ૦—૮—૦

સિદ્ધસેનદિવાકરકૃત.

સમ્મતિતર્ક—

અભયદેવવિરચિત તત્ત્વબોધવિધાયિની ટીકા સાથે ભા. ૧ કિં. ૧૦—૦—૦

ધમ્મપદ—[ મૂળ દેવનાગરીમાં અનુવાદ, પ્રસ્તાવના, ટિપ્પણઆદિ સાથે ] ૧—૦—૦

અ. ધર્માનંદ કોસંબી અ. રામનારાયણ વિ. પાઠક.

કાવ્યપ્રકાશ—( ઉ. ૧-૬ ). ગૂજરાતી અનુવાદ ભા. ૧. ૧—૮—૦

અ. રામનારાયણ વિ. પાઠક. અ. રસિકલાલ છો. પરીખ

આર્યવિદ્યાવ્યાખ્યાનમાળાઃ પુરાતત્ત્વમંદિર તરફથી અપાયલાં વ્યાખ્યાનોનો સંગ્રહ
છીંટની પટી રૂ. ૨-૦-૦ ચામડાની પટી રૂ. ૨-૮-૦

પ્રાચીન સાહિત્યઃ શ્રી. રવીન્દ્રનાથ ઠાકુરકૃત, અનુવાદક શ્રી. મહાદેવ દેસાઇ અને
શ્રી. નરહરિ પરીખ ( પહેલી આવૃત્તિ ખલાસ ) રૂ. ૦-૧૨-૦

બુદ્ધલીલાસારસંગ્રહઃ લે. ધર્માનંદ કોસંબી રૂ. ૨—૮—૦

તહેવારોનો ઇતિહાસઃ લે. 'ઋગ્વેદી' રૂ ૩—૮—૦

પ્રાકૃતકથાસંગ્રહઃ સં. મુનિ જિનવિજયજી રૂ. ૦—૧૨—૦

પાલીપાઠાવલીઃ સં. મુનિ જિનવિજયજી રૂ. ૦—૧૪—૦

ઉપનિષત્પાઠાવલીઃ સં. અ. દત્તાત્રેય બા. કાલેલકર. રૂ. ૦—૧૨—૦

અભિધમ્મત્થસંગહો ( બૌદ્ધ તત્ત્વજ્ઞાનનો પ્રાથમિક ગ્રંથ. મૂળ દેવનાગરી લિપિમાં )
સંપાદક. અ. ધર્માનંદ કોસંબી રૂ. ૨—૦—૦

અભિધાનપ્પદીપિકાઃ ( પાલીકોશ ) સં. મુનિ જિનવિજય રૂ. ૫—૦—૦

છપાય છે

વૈદિકપાઠાવલી

પ્રાકૃત ભાષાઓનું વ્યાકરણ. લે. પં. બેચરદાસ જીવરાજ દોશી

# पुरातत्त्वमंदिरनी योजना

ઉદ્દેશો—

(૧) સાધારણ રીતે આખા હિંદુસ્તાનના અને ખાસ કરીને ગૂજરાતના પ્રાચીન ઇતિહાસ સાહિત્ય, કળા ધર્મ, તત્ત્વજ્ઞાન વગેરે વિષયોની શોધખોળ કરવી અને તેનાં પરિણામો પ્રકાશિત કરવાં.

(૨) હિન્દુસ્તાનનાં પ્રાચીન ઇતિહાસ, સાહિત્ય અને દર્શનશાસ્ત્રોનું તેમ જ સંસ્કૃત, પાલી આદ ભાષાઓનું શાસ્ત્રીય તુલનાત્મક પદ્ધતિએ શિક્ષણ આપવું.

(૩) શોધખોળના વિષયમાં રસ લેનારા શોધકોના ઉપયોગ માટે એક સારૂં પુસ્તકાલય બનાવવું જેની અંદર પ્રાચીન વિદ્યાને લગતું આજ સુધીમાં પ્રકટ થએલું સમગ્ર સાહિત્ય સંગૃહીત કરવામાં આવે.

(૪) સંસ્કૃત, પ્રાકૃત, પાલી, અપભ્રંશ, જુની ગૂજરાતી, ફારસી, અને અરબી આદિ ભાષાઓમાં લખાએલા અલભ્ય—દુર્લભ્ય ગ્રંથોને નવીન પદ્ધતિએ સંશોધિત—મુદ્રિત કરી પ્રકટ કરવા કરાવવા.

(૫) દેશ અને વિદેશની જુદી જુદી ભાષાઓમાં લખાએલા પુરાતત્ત્વવિષયક સાહિત્યને ગૂજરાતી ભાષામાં ઉતારવું.

(૬) શોધખોળના વિષયના અભ્યાસીઓને તેમના અભ્યાસકાર્યમાં દરેક પ્રકારની સાહિત્ય સંબંધી સહાયતા આપવી.

(૭) દેશ—વિદેશના વિદ્વાનોને પુરાતત્ત્વના વિષયમાં યથાસાધન સાહિત્ય સંબંધી સલાહ અને સહાયતા આપવા એક મંડળ તરીકે કામ કરવું.

૨ પ્રબન્ધસમિતિ—

(૧) મુનિ જિનવિજયજી —આચાર્ય
(૨) અધ્યાપક રામચંદ્ર બળવંત આઠવલે
(૩) પંડિત સુખલાલજી
(૪) અધ્યાપક દત્તાત્રેય બા. કાલેલકર.
(૫) અધ્યાપક રામનારાયણ વિશ્વનાથ પાઠક } મંત્રીઓ
(૬) રસિકલાલ છોટાલાલ પરીખ } મંત્રીઓ

## લેખકોને સૂચના.

૧. 'नामूलं लिख्यते किंचित्' એ સૂત્રને અનુસરી લેખો લખી મોકલવા વિનન્તી છે.

૨. કાગળની એક જ બાજુ ઉપર સ્પષ્ટ અક્ષરોમાં લખેલા લેખો તરફ જ ધ્યાન આપવામાં આવશે.

૩. લેખકે પોતાનું નામ અને ઠેકાણું લેખ સાથે મોકલવાં.

૪. લેખની નીચે આપનાનાં પ્રમાણો સ્પષ્ટ રીતે જણાવવાં અને '૧', '૨', '૩', ઇત્યાદિ ક્રમાંકમાં ગોઠવવાં.

૫. પોસ્ટેજ સાથેનાં લેખને નાપસંદ થતાં પાછો મોકલવા પ્રયત્ન થશે. લેખ ગેરવલે જાય તે માટે સંપાદક જવાબદાર નથી.

૬. પ્રત્યેક લેખને માટે તેનો લેખક જવાબદાર રહેશે.

# વિષયાનુક્રમ.







મુદ્રણસ્થાન: વસંત મુદ્રણાલય ઘીકાંટા રોડ-અમદાવાદ.
મુદ્રક: જીમનલાલ ઇશ્વરલાલ મહેતા.

सत्यं परं धीमहि

# પુરાતત્ત્વ.

પુસ્તક ૩ જું ] શ્રાવણ [ અંક ૩ જો.




[ ચાંપાનેરના એક જીર્ણ મકબરાના સ્તંભો ]

સંપાદક અને પ્રકાશકઃ રસિકલાલ છોટાલાલ પરીખ.
ગુજરાતપુરાતત્ત્વમંદિર અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૫, પોસ્ટેજ આઠ આના. છુટક નકલની કિંમત રૂ. ૧—૮—૦ પોસ્ટેજ જુદું.

૩. ઉત્પત્તિબીજઃ—કથાપદ્ધતિ મતભેદમાંથી જન્મે છે તેથી મતભેદ તેની ઉત્પત્તિનું પ્રાથમિક બીજ છે. પણ અમુક વિષયમાં બે વ્યક્તિઓનો મતભેદ થયો એટલે તે મતભેદ માત્રથી જ કાંઇ બંને જણુ તે વિષય ઉપર કથાપદ્ધતિદ્વારા વિચાર કરવા મંડી જતા નથી. પરંતુ જ્યારે એ મતભેદ પુષ્ટ બની માણસના ચિત્તમાં વ્યક્તસ્વરૂપ પામે છે ત્યારે પક્ષભેદનું રૂપ ધારણ કરે છે. અને તે પક્ષભેદ પક્ષકારોને મતભેદના વિષયમાં કથાપદ્ધતિદ્વારા ચર્ચા કરવા પ્રેરે છે. આ પક્ષભેદ ઘણીવાર શુદ્ધ, કોઇપણ જાતની સાંપ્રદાયિક અસ્મિતાથી અદૂષિત હોય છે; તો ઘણીવાર કોઇને કોઇ જાતની અસ્મિતાથી દૂષિત થએલો પણ હોય છે. શુદ્ધ પક્ષભેદમાંથી ચાલતી કથાપદ્ધતિ અને દૂષિત પક્ષભેદમાંથી ચાલતી કથાપદ્ધતિ વચ્ચે ઘણું જ અંતર હોય છે. તેનું કારણ એ છે કે શુદ્ધ પક્ષભેદ હોય ત્યારે પક્ષકારોના મનમાં તત્ત્વનિર્ણય ( સત્યજ્ઞાન ) આપવાની કે મેળવવાની ઇચ્છા હોય છે, જ્યારે મલિન પક્ષભેદમાં તેમ નથી હોતું. તેમાં તો એક બીજાને જિતવાની અને જિતદ્વારા ખ્યાતિ પ્રાપ્ત કરવાની અગર બીજા કોઈ ભૌતિક લાભો મેળવવાની ઇચ્છા હોય છે. તેથી મતભેદ એ કથાપદ્ધતિનું સામાન્ય કારણ અને તત્ત્વનિર્ણયની ઇચ્છા તથા વિજયની ઇચ્છા એ તેનાં વિશેષ કારણો છે એ સમજી લેવું જોઇએ.

૪. ઉત્પાદક પ્રસંગોઃ—માણસ એકલો મટી સમુદાયમાં મુકાયો એટલે તેનો કોઇની સાથે મતભેદ તો થવાનો જ. જો કે મતભેદની પ્રેરક અને પોષક આંતરિક સામગ્રી ( યોગ્યતા, વાસના અને દૃષ્ટિભેદ ) તો સર્વદેશ, અને સર્વકાળે મનુષ્યહૃદયમાં સમાન હોય છે, પણ તેના બાહ્ય પ્રસંગો દરેક દેશ, દરેક કાળ અને દરેક જાતિના મનુષ્ય માટે કાંઇ સરખા જ હોતા નથી. સોક્રેટીસ પહેલાંના પ્રાચીન ગ્રીક અને પ્રાચીન ભારતીય સાહિત્યિક ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ જાણી શકાય છે કે બંને દેશના તે વખતના વિદ્વાનોની ચર્ચાપદ્ધતિના ઉત્પાદક બાહ્ય પ્રસંગો જૂદા જ હતા. ગ્રીક વિદ્વાનો સામાજિક અને રાજકીય મહત્ત્વાકાંક્ષાથી પ્રેરાઇ ચર્ચામાં ઉતરતા, અને વક્તૃત્વ કળાની કસરત કરતા;[2] જ્યારે ભારતીય વિદ્વાનો ધાર્મિક ક્રિયાકલાપો, આધ્યાત્મિક તત્ત્વો, સામાજિક નીતિ પ્રથાઓ અને ધાર્મિક જીવન વગેરેના મતભેદથી ચર્ચા કરવા પ્રેરાતા.[3] તેનું પરિણામ પણ જૂદું જૂદું આવેલું બંને દેશના સાહિત્યમાં નજરે પડે છે. પ્રાચીન ગ્રીક સાહિત્યમાં આધ્યાત્મિક દૃષ્ટિએ ઉપનિષદોની કક્ષામાં મૂકી શકાય એવા સાહિત્યના અભાવ ઉપરથી આ ભેદ સ્હેજે કળી શકાય છે. સમય બદલાતાં વળી બંને દેશના વિદ્વાનોની માનસદૃષ્ટિમાં ફેર પણ પડેલો જણાય છે. ચર્ચાની ભૂમિકામાં સોક્રેટીસનું પદાર્પણ થતાં જ ગ્રીક વિચારદૃષ્ટિનું વલણ સત્યદર્શન તરફ થાય છે;[4] અને ભારતીય વિદ્વાનોનું માનસ સાંપ્રદાયિક અસ્મિતાથી વિશેષ કલુષિત થતાં જ તેઓમાં શુષ્ક, તર્ક, છળ અને વાગાડંબરવૃત્તિ વધે છે.

---

૨ જુઓ વિન્ડલબાન્ડની A His. of Philosophy પૃ.૮૭ વિભાગ ૮ અને આગળ.

૩ આ કથનનો પુરાવો બ્રાહ્મણો, ઉપનિષદો, સૂત્રો જૈન આગમો અને બૌદ્ધ તિપિટક જોતાં સ્હેજે મળી આવશે.

૪ જુઓ ફુટનોટ ૨.

# કથાપદ્ધતિનું સ્વરૂપ અને તેના સાહિત્યનું દિગ્દર્શન

[ પંડિત સુખલાલજી. ]

૧. પ્રાસ્તાવિકઃ—લેખનું નવા જેવું મથાળું જોઇ કોઇ વાચક ન ભડકે. કારણ એમાં મનુષ્ય જાતિના એક જાતના બુદ્ધિબળ અને પૌરુષનો જ ઇતિહાસ છે. અલબત એ પૌરુષ શારીરિક પૌરુષ કરતાં કાંઇક જૂદી જાતનું તો છે જ. મનુષ્યજાતિએ રાજ્યવિસ્તાર કે મહત્તાની આકાંક્ષાથી અગર માનાપમાનની લાગણીથી અનેક યુદ્ધો ખેલ્યાં છે. તેના અનુભવે યુદ્ધનાં શાસ્ત્રો પણ તેણે રચ્યાં છે અને એ શાસ્ત્રીય નિયમાનુસાર તે વિષયની તેણે શિક્ષા પણ લીધી છે અને લે છે. તેના પૌરુષનું આ બધું પરિણામ ઇતિહાસે નોંધ્યું છે. તેવી રીતે તેણે પ્રતિષ્ઠાના ઉદ્દેશથી અને લાભની તૃષ્ણાથી વાણીનાં યુદ્ધો પણ ખેલ્યાં છે. તેના અનુભવે તદ્વિષયક નિયમોનાં શાસ્ત્રો પણ તેણે રચ્યાં છે અને તે શાસ્ત્રોની શિક્ષા પણ લીધી છે. આ લેખમાં મનુષ્યજાતિના એ બીજી જાતના પૌરુષનો જ ઇતિહાસ છે. એટલે એ વિષય નવો જણાવા છતાં વસ્તુતઃ ચિરપરિચિત જ છે.

૨. શબ્દાર્થ:—'કથા' શબ્દ સંસ્કૃત 'कथ्' ધાતુમાંથી બનેલો છે. તેનો અર્થ 'કહેવું' અથવા 'બોલવું' એટલો છે. મનુષ્ય કાંઇ એકલો એકલો બોલતો નથી. તેને બોલવાનો પ્રસંગ સમૂહમાં જ મળે છે. સમૂહ મળવાનાં નિમિત્તો અનેક છે. સામાજિક અને ધાર્મિક ઉત્સવો, ઉપદેશશ્રવણ વગેરે એ જાતનાં નિમિત્તો છે. વીર અને આદર્શ પૂર્વ પુરુષોનાં ચરિત સાંભળવા લોકો એકઠા થતા. એ પ્રસંગ ઉપરથી 'કથા' શબ્દ તેવા 'ચરિત' અર્થમાં જ વપરાવા લાગ્યો. જેમકે 'રામકથા' 'કૃષ્ણકથા' ઇત્યાદિ. એટલું જ નહિ પણ તેના ચરિતની ખાસ વાચનપદ્ધતિના અર્થમાં પણ વપરાવા લાગ્યો; જેમકે ભારતની કથા થાય છે, રામાયણની કથા થાય છે ઇત્યાદિ. આવે પ્રસંગે એકત્ર થએલ મનુષ્યોમાં વિવિધ ચર્ચાઓ પણ થતી. કોઇ વાર પ્રશ્નોત્તર ચાલતા તો કોઇવાર અમુક વિષયપર મતભેદ ધરાવનાર વ્યક્તિઓ પોતપોતાના પક્ષની પુષ્ટિ અને બીજાના પક્ષનું ખંડન કરવા ચર્ચા પણ કરતા. આવી ચર્ચાના અર્થમાં પણ 'કથા' શબ્દ યોજાવા લાગ્યો. અને તે છેવટે એ અર્થમાં રૂઢ થઇ પારિભાષિક રૂપે દર્શન સાહિત્યમાં પ્રસિદ્ધ થયો અને સચવાઇ રહ્યો. આ લેખમાં એ શબ્દ પોતાના પારિભાષિક અર્થમાં જ સમજવાનો છે. તેથી 'કથા' શબ્દનો 'કોઈ પણ વિચારણીય વિષયમાં મતભેદ ધરાવનાર બન્ને પક્ષકારોની નિયમસર ઉક્તિપ્રત્યુક્તિરૂપ ચર્ચા'[1] એવો એક અર્થ રૂઢ થયો છે.

[1] જુઓ ન્યાયસૂત્રવૃત્તિ. અ. ૧ આ. ૨ સૂ. ૧. તથા બંગાળી અનુવાદ.

૩. ઉત્પત્તિબીજઃ—કથાપદ્ધતિ મતભેદમાંથી જન્મે છે તેથી મતભેદ તેની ઉત્પત્તિનું પ્રાથમિક બીજ છે. પણ અમુક વિષયમાં બે વ્યક્તિઓનો મતભેદ થયો એટલે તે મતભેદ માત્રથી જ કાંઈ બંને જણ તે વિષય ઉપર કથાપદ્ધતિદ્વારા વિચાર કરવા મંડી જતા નથી. પરંતુ જ્યારે એ મતભેદ પુષ્ટ બની માણસના ચિત્તમાં વ્યક્તતરસ્વરૂપ પામે છે ત્યારે પક્ષ-ભેદનું રૂપ ધારણ કરે છે. અને તે પક્ષભેદ પક્ષકારોને મતભેદના વિષયમાં કથાપદ્ધતિદ્વારા ચર્ચા કરવા પ્રેરે છે. આ પક્ષભેદ ઘણીવાર શુદ્ધ, કોઈપણ જાતની સાંપ્રદાયિક અસ્મિતાથી અદૂષિત હોય છે; તો ઘણીવાર કોઈને કોઈ જાતની અસ્મિતાથી દૂષિત થએલો પણ હોય છે. શુદ્ધ પક્ષભેદમાંથી ચાલતી કથાપદ્ધતિ અને દૂષિત પક્ષભેદમાંથી ચાલતી કથાપદ્ધતિ વચ્ચે ઘણું જ અંતર હોય છે. તેનું કારણ એ છે કે શુદ્ધ પક્ષભેદ હોય ત્યારે પક્ષકારોના મનમાં તત્ત્વનિર્ણય ( સત્યજ્ઞાન ) આપવાની કે મેળવવાની ઈચ્છા હોય છે, જ્યારે મલિન પક્ષભેદમાં તેમ નથી હોતું. તેમાં તો એક બીજાને જિતવાની અને જિતદ્વારા ખ્યાતિ પ્રાપ્ત કરવાની અગર બીજા કોઈ ભૌતિક લાભો મેળવવાની ઇચ્છા હોય છે. તેથી મતભેદ એ કથાપદ્ધતિનું સામાન્ય કારણ અને તત્ત્વનિર્ણયની ઇચ્છા તથા વિજયની ઇચ્છા એ તેનાં વિશેષ કારણો છે એ સમજી લેવું જોઇએ.

૪. ઉત્પાદક પ્રસંગોઃ—માણસ એકલો મટી સમુદાયમાં મુકાયો એટલે તેનો કોઇની સાથે મતભેદ તો થવાનો જ. જો કે મતભેદની પ્રેરક અને પોષક આંતરિક સામગ્રી ( યોગ્યતા, વાસના અને દૃષ્ટિભેદ ) તો સર્વદેશ, અને સર્વકાળે મનુષ્યહૃદયમાં સમાન હોય છે, પણ તેના બાહ્ય પ્રસંગો દરેક દેશ, દરેક કાળ અને દરેક જાતિના મનુષ્ય માટે કાંઇ સરખા જ હોતા નથી. સોક્રેટીસ પહેલાંના પ્રાચીન ગ્રીક અને પ્રાચીન ભારતીય સાહિત્યિક ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ જાણી શકાય છે કે બંને દેશના તે વખતના વિદ્વાનોની ચર્ચાપદ્ધતિના ઉત્પાદક બાહ્ય પ્રસંગો જૂદા જ હતા. ગ્રીક વિદ્વાનો સામાજિક અને રાજકીય મહત્ત્વાકાંક્ષાથી પ્રેરાઇ ચર્ચામાં ઉતરતા, અને વક્તૃત્વ કળાની કસરત કરતા;[૨] જ્યારે ભારતીય વિદ્વાનો ધાર્મિક ક્રિયાકલાપો, આધ્યાત્મિક તત્ત્વો, સામાજિક નીતિ પ્રથાઓ અને ધાર્મિક જીવન વગેરેના મતભેદથી ચર્ચા કરવા પ્રેરાતા.[૩] તેનું પરિણામ પણ જૂદું જૂદું આવેલું બંને દેશના સાહિત્યમાં નજરે પડે છે. પ્રાચીન ગ્રીક સાહિત્યમાં આધ્યાત્મિક દૃષ્ટિએ ઉપનિષદોની કક્ષામાં મૂકી શકાય એવા સાહિત્યના અભાવ ઉપરથી આ ભેદ સ્હેજે કળી શકાય છે. સમય બદલાતાં વળી બંને દેશના વિદ્વાનોની માનસસૃષ્ટિમાં ફેર પણ પડેલો જણાય છે. ચર્ચાની ભૂમિકામાં સોક્રેટીસનું પદાર્પણ થતાં જ ગ્રીક વિચારસૃષ્ટિનું વલણ સત્યદર્શન તરફ થાય છે;[૪] અને ભારતીય વિદ્વાનોનું માનસ સાંપ્રદાયિક અસ્મિતાથી વિશેષ કલુષિત થતાં જ તેઓમાં શુષ્ક, તર્ક, છળ અને વાગાડંબરવૃત્તિ વધે છે.

---

૨ જુઓ વિન્ડલબાન્ડની A His. of Philosophy પૃ.૮૭ વિભાગ ૮ અને આગળ.

૩ આ કથનનો પુરાવો બ્રાહ્મણો, ઉપનિષદો, સૂત્રો જૈન આગમો અને બૌદ્ધ તિપિટક જોતાં સ્હેજે મળી આવશે.

૪ જુઓ ફૂટનોટ ૨.

૫. પ્રશ્નોત્તરપદ્ધતિ અને કથાપદ્ધતિ:—પ્રશ્નોત્તર અને કથા (ચર્ચા) એ બે પદ્ધતિના મૂળમાં ઘણી આકર્ષક સમાનતા છતાં પણ તેના બાહ્ય સ્વરૂપમાં ભેદ છે. પ્રશ્નોત્તર પદ્ધતિમાં એક પૂછે છે ને બીજો ઉત્તર આપે છે, એટલે એક શ્રોતાને અને બીજો વક્તાને પદે છે; જ્યારે ચર્ચાપદ્ધતિમાં વાદી પ્રતિવાદી બંને સમાન પદે છે. પ્રશ્નોત્તરપદ્ધતિમાં પ્રશ્નકર્તા અને ઉત્તરદાતા એ બંને પોતાની વાત દલીલ સિવાય મુદ્દા પૂરતી પણ કહી શકે, જ્યારે ચર્ચાપદ્ધતિમાં તેમ ન ચાલે; તેમાં તો વાદી પ્રતિવાદી બંનેને દાખલા દલીલ આપવા અનિવાર્ય થઇ પડે છે. પ્રશ્નોત્તરપદ્ધતિમાં બે વક્તા શ્રોતા વચ્ચે પક્ષભેદ અને સિદ્ધાંતભેદ હોવાનો કાંઇ નિયમ નથી, જ્યારે ચર્ચાપદ્ધતિમાં પક્ષભેદ અને સિદ્ધાંતભેદ હોવાનો જ. સારાંશ કે પ્રશ્નોત્તર-પદ્ધતિમાં પ્રશ્નકર્તા અને ઉત્તરદાતાની વાક્યરચના ન્યાય(પંચાવયવ)થી યુક્ત હોવાનો નિયમ નથી, જ્યારે ચર્ચાપદ્ધતિમાં વાદી પ્રતિવાદી બંનેની વાક્યરચના સ્પષ્ટ કે અસ્પષ્ટરૂપે ન્યાયયુક્ત હોય છે જ. બાહ્ય સ્વરૂપમાં આવો ભેદ હોવા છતાં તેના ઉદ્‌ગમમાં તેવો ભેદ નથી. જેમ પ્રશ્નોત્તર એ જ્ઞાનેચ્છા અને જયેચ્છામાંથી જન્મ પામે છે, તેમ ચર્ચા પણ તેમાંથી જ જન્મ પામે છે. જે વ્યક્તિ કોઇ વસ્તુનું સામાન્ય જ્ઞાન અગર વિશેષજ્ઞાન મેળવવા ઇચ્છે, તે જ બીજા તજ્જ્ઞને પ્રશ્નો કરે છે. આ જાતના પ્રશ્નોનો ઉદ્‌ગમ જિજ્ઞાસામાંથી હોય છે. વળી બીજી કોઇ વ્યક્તિ પોતે કોઇ વસ્તુનું જ્ઞાન મેળવવા ખાતર નહિ, પણ સામાને ચૂપ કરી પરાજિત કરવાની ઇચ્છાથી પ્રશ્નો કરે છે. આવા પ્રશ્નોનો ઉદ્‌ગમ જયેચ્છામાંથી હોય છે. તેવી જ રીતે ચર્ચાની બાબતમાં પણ છે. કોઇ ચર્ચાકારો જ્ઞાન (શુદ્ધજ્ઞાન) મેળવવાના ઇરાદાથી ચર્ચા કરવા પ્રેરાય છે, જ્યારે બીજાઓ કેટલાક અંદર અંદર એકબીજાને હાર આપવાના ઉદ્દેશથી ચર્ચા કરવા પ્રેરાય છે. આ રીતે પ્રશ્નોત્તર તથા ચર્ચાપદ્ધતિના ઉદ્‌ગમમાં જ્ઞાનેચ્છા અને જયેચ્છાનું તત્ત્વ સમાન હોવા છતાં એમના મૂળમાં એક સૂક્ષ્મ પણ જાણવા જેવો તફાવત છે. અને તે એ કે જ્ઞાનેચ્છામૂલક અગર જયેચ્છામૂલક કોઇ પણ જાતનો પ્રશ્ન કરનાર માણસ પોતના જ્ઞાન વિષે જેટલો અસ્થિર અને અચોક્કસ સંભવી શકે, તેટલો વધારે સ્થિર અને વધારે ચોક્કસ ચર્ચા કરનાર હોય છે. સારાંશ કે પ્રશ્નોત્તર પદ્ધતિમાં (જયેચ્છામૂલકપદ્ધતિ બાદ કરીએ તો) શ્રદ્ધા મુખ્ય હોય છે, અર્થાત્ તે ઉપદેશપ્રધાન બને છે; જ્યારે ચર્ચાપદ્ધતિમાં પ્રજ્ઞા અને તર્ક મુખ્ય હોઇ તે હેતુપ્રધાન બને છે.[૫] આ ઉપરાંત બીજો ધ્યાન દેવા લાયક તફાવત એ છે કે પ્રશ્નોત્તર-પદ્ધતિના મૂળમાં રહેલી જ્ઞાનેચ્છા અને કથાના મૂળમાં રહેલી જ્ઞાનેચ્છા એ બંને જ્ઞાનેચ્છારૂપે સમાન હોવા છતાં પણ કાંઇક જૂદા જૂદા પ્રકારની હોય છે. કારણ કે જે પ્રશ્નો વસ્તુના

૫ અહીંઆં પ્રશ્ન થશે કે એક બાજુ પ્લેટોના જેવા સંવાદોનો અને બીજી બાજુ હાલની ડીબેટ પદ્ધતિનો શેમાં સમાવેશ થઇ શકે. પ્લેટોના સંવાદો એ પ્રશ્નોત્તર પદ્ધતિ અને કથાપદ્ધતિનું વચલું સ્વરૂપ છે જ્યારે ડીબેટ પદ્ધતિનો તો કથાપદ્ધતિમાં જ સમાવેશ કરવો જોઇએ. જો કે એમાં કોઇ પંચાવયવી અથવા ત્રિઅવયવી ન્યાયવાક્યનો સ્પષ્ટ રીતે ઉપયોગ નથી કરતું, છતાં પણ તેમાં તે ગર્ભિત રીતે તો હોય છે જ; અને કોઇ વાદીની ઇચ્છા થાય તો તે સ્પષ્ટ પણ કરવું પડે. સાધારણ રીતે હેતુકથનથી જ ચલાવી લેવાય છે.

અજ્ઞાનથી જન્મ પામે છે તે તેનું સામાન્ય જ્ઞાન મળતાં જ શમી જાય છે, પણ ચર્ચામાં તેમ નથી હોતું. ચર્ચામાં તો બંને પક્ષકારોને પોત પોતાના પક્ષનું અમુક અંશે નિશ્ચિત જ્ઞાન હોવા છતાં વિશેષ પ્રકારના તત્ત્વનિર્ણયની જ ઇચ્છા ચર્ચાની પ્રેરક હોય છે; એટલે ચર્ચાના મૂળમાં રહેલી જ્ઞાનેચ્છા એ સામાન્ય જ્ઞાનેચ્છા ન હોતાં તત્ત્વનિર્ણયેચ્છારૂપ હોય છે. આટલો તફાવત જાણી લીધા પછી આગળનું વિવેચન સમજવું વધારે સરલ થશે.

૬. **સમયવિભાગઃ**—અહીં જે કથાપદ્ધતિનો ઇતિહાસ આલેખવા ધાર્યો છે તેના બે અંશો છે. કથાના સ્વરૂપ (લક્ષણ)નો ઇતિહાસ અને તેના સાહિત્યનો ઇતિહાસ. આ બંને પ્રકારનો ઇતિહાસ જે સાહિત્યમાંથી તારવવાનો છે તે સાહિત્યના સમયને ત્રણ વિભાગમાં અહીં વહેંચી નાખીશું. આથી પ્રસ્તુત વિષયના ઇતિહાસમાં ઉત્તરોત્તર કેવાં કેવાં રૂપાન્તરો થતાં આવ્યાં છે, વિદ્વાનોની બાહ્ય સૃષ્ટિ અને ગ્રન્થ લેખકોની માનસ સૃષ્ટિ કેવી કેવી બદલાતી ગઇ છે તે જાણવું સુગમ થશે. તે ત્રણ વિભાગો આ પ્રમાણે છે. (क) વિક્રમ સંવત્ પહેલાંનો સમય, (ख) વિક્રમની પ્રથમ સદીથી નવમી સદી સુધીનો સમય, (ग) નવમી સદીના ઉત્તરાર્ધથી આજ સુધીનો સમય. આ ત્રણેને અનુક્રમે પૂર્વવર્તી સમય, મધ્યવર્તી સમય અને ઉત્તરવર્તી સમય એવાં નામોથી અહીં ઓળખીશું. આ ત્રણે વિભાગના સાહિત્યમાં વૈદિક, જૈન અને બૌદ્ધ સંપ્રદાયનું એટલે સમગ્ર ઉપલબ્ધ હિંદુ સાહિત્ય આવી જાય છે.

૭. **મહર્ષિ ગૌતમનાં ન્યાયસૂત્રોઃ**—અત્યારે ભારતવર્ષનું વૈદિક, બૌદ્ધ અને જૈન એ ત્રણ સંપ્રદાયોમાં વહેંચાયલું જેટલું સાહિત્ય ઉપલબ્ધ છે, તેમાં કથાપદ્ધતિના સ્વરૂપનું સ્પષ્ટ નિરૂપણ હોય એવો સૌથી પ્રાચીન ગ્રન્થ મહર્ષિ અક્ષપાદ ગૌતમનો રચેલો છે. આ ગ્રન્થ 'ન્યાયસૂત્ર'ને નામે પ્રસિદ્ધ છે. અત્યારે તે જ ન્યાયદર્શનનો આદિ ગ્રન્થ લેખાય છે, અને તે પાંચ અધ્યાયમાં વહેંચાયેલો હોઇ 'પંચાધ્યાયી' પણ કહેવાય છે. દરેક અધ્યાયનાં બે એટલે કુલ તેનાં દશ આહ્નિક છે. તેનાં સૂત્રો, પ્રકરણો, પદો અને અક્ષરોની સંખ્યા અનુક્રમે ૫૨૮, ૮૪, ૧૯૬, ૮૩૮૫, છે.

૮. **કથાપદ્ધતિની જ મુખ્યતાઃ**—કેટલાક વિચારકો આ ન્યાયસૂત્રોના સોળ પદાર્થોમાં પ્રમાણનું પ્રથમ સ્થાન જોઇ અને તેમાં પ્રમાણના નિરૂપણની અતિસ્પષ્ટતા જોઇ એ સૂત્રોને *પ્રમાણપદ્ધતિના ગ્રન્થ તરીકે* ઓળખે છે પણ એ *સૂત્રોનો ટીકાકાર વાત્સ્યાયન* તેને ન્યાય નામ આપે છે, અને ન્યાયપદ્ધતિના ગ્રન્થ તરીકે ઓળખવાની સૂચના કરે છે. બારીકીથી વિચારતાં એ સૂત્રોને કથાપદ્ધતિના ગ્રન્થ તરીકે જ ઓળખવામાં વિશેષ ઔચિત્ય છે.

પંચાવયવરૂપ ન્યાયની પ્રથમ યોજના અક્ષપાદે કરી છે. સોળ પદાર્થમાંના ઘણાનો સંબંધ એ ન્યાય સાથે છે એવી ધારણાથી કે વાત્સ્યાયને એને ન્યાય એ નામ આપ્યું હોય તો એ એક રીતે ઠીક છે. છતાં સોળે પદાર્થોના સંબંધ જેવી રીતે કથાપદ્ધતિ સાથે બંધ બેસે છે તેવો તો ન્યાય સાથે બંધ નથી જ બેસતો. તેથી સૂત્રકારની દૃષ્ટિમાં કથાપદ્ધતિની જ પ્રધાનતા હોવાનો વધારે સંભવ છે. અર્થાત સૂત્રકારે પોતાના ગ્રન્થમાં સોળ પદાર્થોનું જે નિરૂપણ કર્યું છે તે કથાપદ્ધતિના જ્ઞાનની પરિપૂર્તિ માટે જ છે એમ માનવું જોઇએ.

૯. કથાપદ્ધતિ સાથે સોળ પદાર્થોનો સંબંધઃ—પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાંત, સિદ્ધાંત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા, હેત્વાભાસ, છલ, જાતિ અને નિગ્રહસ્થાન આ ન્યાય સૂત્રના સોળ પદાર્થો છે.

પાંચ અવયવ એજ ન્યાય વાક્ય અગર પરાર્થાનુમાન કહેવાય છે. ચારે પ્રમાણો તો ન્યાયવાક્યમાં સમાઇ જાય છે. પ્રમેય વિના તો ન્યાય ચાલી શકે જ નહિ. પ્રમેય એ ન્યાયનું પ્રતિપાદ્ય વસ્તુ છે: સંશય, પ્રયોજન અને દૃષ્ટાંત ન્યાયના પૂર્વાંગ તરીકે મનાયાં છે, કારણ કે એ ત્રણ વિના ન્યાયનું ઉત્થાન જ થતું નથી. સિદ્ધાન્ત એ ન્યાયનો આશ્રય છે. તર્ક અને નિર્ણયને ન્યાયના ઉત્તરાંગ માનેલ છે. વાદ, જલ્પ અને વિતંડાની પ્રવૃત્તિ ન્યાયને આધારે ચાલે છે એમ કહ્યું છે. હેત્વાભાસ ન્યાયમાં જ સંભવે છે. છળ, જાતિ અને નિગ્રહસ્થાનનો સંબંધ પણ જલ્પદ્વારા ન્યાય સાથે છે. આ રીતે કોઇને કોઇ દૃષ્ટિએ પંદરે પદાર્થોનો સંબંધ અવયવાત્મક ન્યાય સાથે જોડી શકાય છે. પણ ન્યાયનો ઉપયોગ શો એ પ્રશ્નનો ઉત્તર વિચારતાં કહેવું પડે છે કે તે કથાને અર્થે છે. કોઈ જાતની કથા હોય તેમાં ન્યાય સિવાય ચાલે જ નહિ એટલે ઉક્ત ન્યાયસૂત્રોમાં પ્રતિપાદિત સોળે પદાર્થોને કથાપદ્ધતિના જ્ઞાનની સામગ્રી જ સમજવા જોઇએ. આ સોળ પદાર્થોના પરિચય માટે અને ખાસ કરી છળ જાતિ અને નિગ્રહસ્થાનના વિશેષ ખુલાસા માટે જુઓ પરિશિષ્ટ ૧

૧૦. ન્યાયસૂત્ર પહેલાંનું કથાપદ્ધતિવિષયક સાહિત્યઃ—જો કે ઉપલબ્ધ સાહિત્યમાં કથાપદ્ધતિનો સૌથી પ્રાચીન ગ્રન્થ ગૌતમની પંચાધ્યાયી જ છે, પણ તેના પહેલાં તે વિષયના ગ્રન્થ કે ગ્રન્થો રચાયા નહિ હોય એમ માનવાને કાંઇ કારણ નથી. તેથી ઉલટું આ પંચાધ્યાયી પહેલાં પણ તે વિષયના ગ્રન્થો જરૂર રચાએલા હોવા જોઇએ એમ માનવાને નીચેનાં કારણો છેઃ—

(क) ગૌતમની પંચાધ્યાયીમાં પદાર્થોનું વર્ણન જેટલું સ્પષ્ટ, નિશ્ચિત અને વ્યવસ્થિત છે તે પૂર્વકાલીન વિદ્વાનોના તે વિષયના દીર્ઘકાલીન અભ્યાસ અને ચિંતનનો વારસો સ્વીકાર્યા વિના એકાએક સંભવી ન શકે.

(ख) ગૌતમનાં સૂત્રોમાં વાદ, જલ્પ અને વિતણ્ડાનું સ્વરૂપ અને એમાં યોજાતાં છળ, જાતિ અને નિગ્રહસ્થાનનું સ્વરૂપ, તેની સંખ્યા અને ઉદાહરણો જે આપ્યાં છે તે પૂર્વકાલીન દાર્શનિક વિદ્વાનોની લાંબાકાળની વિદ્યાગોષ્ઠી અને પારસ્પરિક વાદવિવાદની પ્રવૃત્તિ અને તત્સંબંધી શિક્ષાની પરંપરાનો વારસો માન્યા સિવાય એકાએક ન જ સંભવી શકે.

(ग) એ સૂત્રોમાં જે અનેક મતમતાંતરો નોંધી તેનું નિરસન વાદપદ્ધતિએ કરવામાં આવ્યું છે તે ભિન્ન ભિન્ન દર્શનના પૂર્વકાલીન વિદ્વાનો એક બીજાના દર્શનનું જ્ઞાન કેટલું સાવધપણે મેળવતા અને તેનું નિરસન કરવા કેટલું ચિંતન કરતા, તથા પોતાનો પક્ષ બચાવવા કેટલી ચર્ચામાં ઊતરતા એનું સૂચક છે.

આ તર્કના સમર્થનમાં નીચેના પુરાવા ટાંકી શકાય એમ છે. ઋગ્વેદના અને અથર્વવેદના પ્રશ્નાત્મક અને કોયડા રજુ કરતા સૂક્તો, બ્રાહ્મણોની વિવિધ વિષયો

વ્યવસ્થા ફક્ત ત્યારે જ રહી શકે છે—જ્યારે વાદી અગર પ્રતિવાદીને કોઇ નિગ્રહસ્થાન ન મળે અને તે દ્વારા વિપક્ષને પરાભવ આપવાની તક ન મળે. જો વાદી અગર પ્રતિવાદીને એવું નિગ્રહસ્થાન મળી આવે કે જેનાદ્વારા વિપક્ષને પરાજિત કરી શકાય તો તે પોતાના પક્ષનું સાધન અને સામાના પક્ષનું દૂષણ અગર સામા પક્ષકારે આપેલ દૂષણ ઉદ્ધરવાની બીજી કોઇ ભાંજગડમાં ન પડતાં તે નિગ્રહસ્થાનદ્વારા જ સામાને પરાજિત કરી દે છે. આ સ્થિતિ જલ્પ અગર વિતણ્ડાની હોય છે—નહિ કે વાદની. ( ન્યા. સૂ. ૧. ૨. ૧. બીજી વિગતો માટે જુઓ પરિશિષ્ટ ૬ )

આ પ્રમાણેનો ક્રમ વૃત્તિમાં આપેલો છે. પણ ક્રમનું વિશેષ સ્વરૂપ વાદી દેવસૂરિએ પોતાના ગ્રંથમાં વર્ણવ્યું છે તે પણ જિજ્ઞાસુએ જોવા જેવું છે. તેમાં વાદી અને પ્રતિવાદીઓએ કેવી રીતે દાવપેચ ખેલવા અને જય પ્રાપ્ત કરવો એનું સ્પષ્ટ વર્ણન છે. ( જુઓ: પરિચ્છેદ ૮. સૂ. ૨૨. રત્નાકરાવતારિકા ટીકા )

## વિભાગ ૨

## ચર્ચામાં છળ અને જાતિનો પ્રયોગ કરવા વિષે મતભેદ

વાદ અને જલ્પકથા વચ્ચેનું અંતર બતાવતા અક્ષપાદનો અનુગામી કોઇ કહે છે[૧] કે વાદમાં તો છલ અને જાતિ અસત્ય ઉત્તર રૂપ હોવાથી નથી યોજાતી, પણ જલ્પમાં તે યોજાય છે; કેમકે દુઃશિક્ષિત, કુતર્કથી વાચાળ, અને વિતણ્ડાકુશળ પંડિતો છલ આદિ સિવાય બીજી રીતે કેમ જીતી શકાય? તેટલા માટે અને ગતાનુગતિક સાધારણ જનતા તેવા વિતણ્ડાકુશળ પંડિતોથી ઠગાઇ કુમાર્ગે ન જાય એમ વિચારી કારુણિક મુનિએ છળ, જાતિ વગેરેનો ઉપદેશ કર્યો છે.

આના ઉત્તરમાં હેમચંદ્ર કહે[૨] છે કે અસત્ય ઉત્તરથી પ્રતિવાદીનું ખંડન કરવું એ યોગ્ય નથી. કારણ કે મહાત્માઓ અન્યાય વડે જય કે યશ મેળવવા ઇચ્છતા નથી. માટે છલાદિનો પ્રયોગ કરવો અનુચિત હોવાથી જલ્પ એ વાદથી જૂદી કથા સિદ્ધ થતી નથી. આજ વાત તેણે છલ જાતિ આદિના ઉપદેશક અક્ષપાદનો પરિહાસ કરતાં अन्ययोगव्यवच्छेदद्वात्रिंशिकामां રૂપાન્તરથી કહી[૩] છે:

---

૧. ननु छलजातिप्रयोगोऽसदुत्तरत्वाद्वादे न भवति जल्पे तु तस्यानुज्ञानादस्ति वादजल्पयोर्विशेषः, यदाह. "दुःशिक्षितकुतर्कांशलेशवाचालिताननाः। शक्याः किमन्यथा जेतुं वितण्डाटोपपण्डिताः ॥ १ ॥ गतानुगतिको लोकः कुमार्गं तत्प्रतारितः। मा गादिति छलादीनि प्राह कारुणिको मुनिः ॥ २ ॥ प्रमाणमीमांसा पृ. ३८ द्वि. पं. २

२. नैवम्, असदुत्तरैः परप्रतिक्षेपस्य कर्तुमयुक्तत्वात् न ह्यन्यायेन जयं यशो धनं वा महात्मानः समीहन्ते। प्रमाणमीमांसा पृ. ३८ द्वि. पं. ५

३. स्वयं विवादग्रहिले वितण्डापाण्डित्यकण्डूलमुखे जनेऽस्मिन्। मायोपदेशात्परमर्म भिन्दन्नहो विरक्तो मुनिरन्यदीयः।

'પ્રાકૃત લોકો સ્વભાવથી જ વિવાદઘેલા હોય છે તેમાં વળી તેઓને છલ, જાતિ અને નિગ્રહસ્થાન જેવાં માયિક તત્ત્વોનો ઉપદેશ કરવો અને તે વડે પ્રતિવાદીના મર્મોને ભેદવાનું સાધન પૂરું પાડવું એ અક્ષપાદમુનિની ખરેખર વિરક્તિ છે!'

હેમચંદ્રનો આ ઉત્તર ઉપર અક્ષપાદનો અનુગામી આગળ વધી દલીલ[1] કરે છે કે કોઇ પ્રબળ પ્રતિવાદીને જોવાથી અગર તેના જયને લીધે થતા ધર્મનાશની સંભાવનાથી પ્રતિભા કામ ન કરે ત્યારે ધૂળની પેઠે અસત્ય ઉત્તરો ફેંકવામાં આવે, તે એવી બુદ્ધિથી કે તદ્દન હાર કરતાં સંદેહદશામાં રહેવું એ ઠીક છે તો એમાં શો દોષ? આ દલીલનો ઉત્તર હેમચંદ્ર આપે[2] છે કે આવી રીતે અસત્ય ઉત્તરનો પ્રયોગ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ જોઇ અપવાદરૂપે વાદમાં પણ વિરુદ્ધ નથી. આ ઉત્તર આપતાં જો કે હેમચંદ્ર જલ્પને વાદથી જૂદી કથા રૂપે નથી સ્વીકારતા, છતાં છલ, જાતિના પ્રયોગ કરવા વિષેના અક્ષપાદના મતને તો તે કોઇ ને કોઇ રીતે સ્વીકારી જ લે છે.

નિગ્રહનું સ્વરૂપઃ--ન્યાયદર્શન વિપ્રતિપત્તિ અને અપ્રતિપત્તિને નિગ્રહ કહે[3] અને બૌદ્ધ વિદ્વાનો સાધનાંગના અકથન અને દોષના અપ્રદર્શનને નિગ્રહ કહે[4] છે. ત્યારે જૈન તાર્કિકો પરાજયને જ નિગ્રહ માને[5] છે અને પરાજયનું સ્વરૂપ બતાવતાં કહે છે કે પોતાના પક્ષની સિદ્ધિ ન થવી એ જ પરાજય છે.

---

૧. अथ प्रबलप्रतिवादिदर्शनात् तज्जये धर्मध्वंससंभावनातः प्रतिभाक्षयेण सम्यगुत्तरस्याप्रतिभासादसदुत्तरैरपि पांशुभिरिवावकिरन्नेकान्तपराजयाद्वरं सन्देह इति धिया न दोषमावहतीति। प्रमाणमीमांसा पृ. ३८ द्वि. पं. ६

२. न, अस्यापवादिकस्य जात्युत्तरप्रयोगस्य कथान्तरसमर्थनसामर्थ्याभावात् वाद एव द्रव्यक्षेत्रकालभावानुसारेण यद्यसदुत्तरं कथञ्चन प्रयुञ्जीत किमेतावता कथान्तरं प्रसज्येत तस्माज्जल्पवितण्डानिराकरणेन वाद एवैकः कथाप्रथां लभत इति स्थितम्। प्रमाणमीमांसा पृ. ३८ द्वि. पं. ७

૩. विप्रतिपत्तिरप्रतिपत्तिश्च निग्रहस्थानम्। न्यायद. अ. १ आ. २ सू. १९

૪. આ વિષયની ચર્ચા અકલંકે અષ્ટશતીમાં અને વિદ્યાનંદીએ અષ્ટસહસ્રીમાં સવિસ્તર કરી છે. જુઓ अष्टसहस्री પૃ. ૮૧. અકલંક અને વિદ્યાનંદીના એ શાસ્ત્રાર્થને હેમચંદ્રે સૂત્રબદ્ધ કરી તેની વિસ્તૃત ટીકા પણ લખી છેઃ

नाप्यसाधनाङ्गवचनादोषोद्भावने ॥ २-१-३५ ॥ स्वपक्षस्यासिद्धिरेव पराजयो नासाधनाङ्गवचनमदोषोद्भावनं च, यथाह धर्मकीर्तिः, "असाधनाङ्गवचनमदोषोद्भावनं द्वयोः। निग्रहस्थानमन्यत्तु न युक्तमिति नेष्यते॥" प्रमाणमीमांसा पृ. ४२ द्वि. पं. १९ વિશેષાર્થીએ આ ત્રણે ગ્રંથો સરખાવવા. અહીં વિસ્તારભયથી બધા પૂર્ણ ઉલ્લેખો ન આપી શકાય.

૫. असिद्धिः पराजयः॥ प्रमाणमीमांसा २-१-३२; स निग्रहो वादिप्रतिवादिनोः॥ प्रमाणमीमांसा २-१-३३

# પરિશિષ્ટ ૬

## વિભાગ. ૧

## ન્યાયસૂત્રવૃત્તિમાંનું કથાપદ્ધતિવિષયક કેટલુંક વર્ણન.

ગૌતમના ન્યાયસૂત્ર ઉપર બે વૃત્તિનામક ગ્રંથો મળે છે. તેમાં પહેલો ગ્રંથ જયંતની ન્યાયમંજરી અને બીજો વિશ્વનાથની ન્યાયસૂત્રવૃત્તિ. આ બેમાં ન્યાયમંજરી પ્રાચીન છે. પહેલાં તેનો પઠનપાઠનમાં વધારે પ્રચાર હતો એમ લાગે છે કારણ કે સ્યાદ્વાદરત્નાકરરત્નાકરાવતારિકા, સ્યાદ્વાદમંજરી આદિ જૈન ગ્રંથોમાં ન્યાયમંજરીનો અનેકવાર ઉલ્લેખ આવે છે. પણ હમણાં તે પ્રચારમાં નથી. આજકાલના અભ્યાસક્રમમાં વિશ્વનાથની ન્યાયસૂત્રવૃત્તિ નિયત હોવાથી તેનો જ પઠનપાઠનમાં પ્રચાર છે. આ સ્થળે એમાંથી જ કથાપદ્ધતિને લગતા કેટલાક મુદ્દા ઉપરનું વર્ણન ટુંકામાં આપવા ધાર્યું છે.

**કથાનું લક્ષણ**—તત્ત્વનિર્ણય અગર વિજયને લાયક એવી જે ન્યાયવાક્યયુક્ત વચનરચના તે કથા.

**કથાના અધિકારીઓ**—જેઓ તત્ત્વનિર્ણય અગર વિજયને ઇચ્છતા હોય, સર્વજનસિદ્ધ અનુભવની અવગણના કરનાર ન હોય, સાંભળવા આદિ (સમજવા, બોલવા)ની ક્રિયામાં પટુ હોય, કલહકારી ન હોય, અને ચર્ચામાં ઉપયોગી થાય તેવી પ્રવૃત્તિ કરવામાં સમર્થ હોય તે કથાના અધિકારી થઇ શકે.

**વાદ, જલ્પ અને વિતણ્ડા એ ત્રિવિધ કથામાંથી ફક્ત વાદના અધિકારીઓ**—જેઓ તત્ત્વ (સત્ય)ના જિજ્ઞાસુ હોય, ચાલુ વિષયને લગતું જ બોલનાર હોય, ઠગનાર ન હોય, વખતસર વિચારની સ્ફુરણાવાળા ખ્યાતિ કે લાભની ઈચ્છા વિનાના અને યુક્તિયુક્ત વાતો સ્વીકારનાર હોય, તેઓ વાદ કરી શકે.

**સભાનું સ્વરૂપ અને તેની આવશ્યકતા** જેમાં રાજા આદિ પ્રભાવશાલી વ્યક્તિ અનુવિધેય (શાસનકારી) હોય અને નિષ્પક્ષ સભ્યો હોય તે જ સભા ચર્ચાને યોગ્ય સમજવી. આવી સભા પણ વાદકથામાં આવશ્યક નથી. કારણ એ કથા નિર્મત્સર વાદીઓ વચ્ચે ચાલે છે. પણ મત્સરી વાદીઓ વચ્ચે ચાલતી જલ્પકથામાં તો તે આવશ્યક છે જ.

**ચર્ચાના ક્રમનું સ્વરૂપ**—સૌથી પહેલાં વાદી પોતાના પક્ષનો સાધક હેતુ મૂકે. બાદ આ હેત્વાભાસ નથી એમ કહી સામાન્ય રૂપે તેમ જ અસિદ્ધ, વિરુદ્ધ આદિ હેત્વાભાસ નથી એમ કહી વિશેષ રૂપે પોતાના પક્ષના દૂષણનો ઉદ્ધાર કરે. અહીં સુધી પહેલી કક્ષા થઈ. ત્યાર બાદ વાદીએ કહેલું બધું પોતે સમજી ગયો છે એમ જણાવવા પ્રતિવાદી સભા વચ્ચે વાદીના બધા કથનનો અનુવાદ કરી જાય. અને વાદીને પરાજિત કરવાનું કોઇ નિગ્રહસ્થાન ન જુએ તો છેવટે હેત્વાભાસ વડે વાદીના સાધનને દૂષિત કરી પોતાનો પક્ષ રજુ કરે—અહીં સુધી બીજી કક્ષા થઇ. ત્યારપછી ત્રીજી કક્ષામાં આવી વાદીપ્રતિવાદીના બધા કથનનો અનુવાદ કરી જાય અને પોતાના પક્ષ ઉપર પ્રતિવાદીદ્વારા મૂકાએલ દૂષણનો ઉદ્ધાર કરે; તેમ જ બીજું કોઈ નિગ્રહસ્થાન ન જુએ તો છેવટે હેત્વાભાસ વડે પણ પ્રતિવાદીની સ્થાપનાને દૂષિત કરે આ રીતે ત્રીજી કક્ષા પૂરી થાય. ત્યાર પછી સભામાં ચર્ચાનું હારજિત રૂપ પરિણામ પ્રકાશિત થાય.

નિગ્રહ સ્થાનનો પ્રકાર—અજ્ઞાન, અનનુભાષણ, અને અપ્રતિભા, એ ત્રણ નિગ્રહસ્થાન અનુક્તગ્રાહ્ય એટલે ન બોલવાથી પ્રાપ્ત થાય તેવાં છે. અપ્રાપ્તકાળ, અર્થાન્તર, નિરર્થક, અપાર્થક એ ચાર નિગ્રહ-સ્થાન ઉચ્યમાનગ્રાહ્ય એટલે બોલતાં જ પકડાય તેવા છે. પ્રતિજ્ઞાહાનિ, પ્રતિજ્ઞાન્તર, પ્રતિજ્ઞાવિરોધ, પ્રતિજ્ઞાસંન્યાસ, હેત્વન્તર, અવિજ્ઞાતાર્થ, વિક્ષેપ, મતાનુજ્ઞા, ન્યૂન, અધિક, પુનરુક્ત, નિરનુયોજ્યાનુયોગ, અપસિદ્ધાન્ત એ તેર નિગ્રહસ્થાન ઉક્તગ્રાહ્ય એટલે બોલ્યામાંથી પકડાય તેવાં છે.

ઉપર કહેલ અનુક્તગ્રાહ્ય ઉચ્યમાનગ્રાહ્ય અને ઉક્તગ્રાહ્ય એ વીસ નિગ્રહસ્થાનોનું વાદી ઉદ્‌ભાવન કરી વાદી પ્રતિવાદીને અગર પ્રતિવાદી વાદીને પરાજિત કરી શકે. જ્યારે આ વીસમાંથી એક પણ નિગ્રહસ્થાનના ઉદ્‌ભાવનનો સંભવ ન હોય ત્યારે વાદી કે પ્રતિવાદી સામેના પક્ષને હેત્વાભાસનું ઉદ્‌ભાવન કરી દૂષિત કરે. પર્યનુયોજ્યોપેક્ષણ નિગ્રહસ્થાન તો વાદી કે પ્રતિવાદીદ્વારા ઉદ્‌ભાવિત થતું નથી કારણકે મધ્યસ્થ એવા સભ્યો વડે જ ઉદ્‌ભાવિત થઇ શકે છે.

---

## વિભાગ ૨

### નીલકણ્ઠદીક્ષિતનું કલિવિડમ્બન.

અપ્પદીક્ષિતના ભત્રિજા અને નારાયણ દીક્ષિતના પુત્ર નીલકણ્ઠદીક્ષિતે હૃદયહારી અનેક શતકો લખ્યાં છે. જેમાં એક કલિવિડમ્બન શતક પણ છે. આ શતકમાં જ્યોતિષી, નૈમિત્તિક, વૈદ્ય, માંત્રિક, પણ્ડિત, ધનિક આદિનો ખૂબ મનોરમ પરિહાસ કર્યો છે. તેમાં વાદીને પણ છોડયો નથી. એ વાદીનો પરિહાસ જાણવા યોગ્ય હોવાથી નીચે આપ્યો છે.

न भेतव्यं न बोद्धव्यं न श्राव्यं वादिनो वचः ।
झटिति प्रतिवक्तव्यं सभासु विजिगीषुभिः ॥ १ ॥

વિજયેચ્છુએ ડરવું નહિ, સમજવું નહિ, વાદીનું વચન સાંભળવુ નહિ, અને જલદી જ સભામાં ઉત્તર આપી દેવો.

असंभ्रमो विलज्जत्वमवज्ञा प्रतिवादिनी (!)
हासो राज्ञः स्तवश्चेति पञ्चैते जयहेतवः ॥ २ ॥

સ્વસ્થતા, લજ્જાનો ત્યાગ, પ્રતિવાદીની અવજ્ઞા, હાસ્ય, અને રાજસ્તુતિ એ પાંચ જય પ્રાપ્તિનાં નિમિત્તો છે.

उच्चैरुद्घोष्य जेतव्यं मध्यस्थश्चेदपण्डितः ।
पण्डितो यदि तत्रैव पक्षपातोऽधिरोप्यताम् ॥ ३ ॥

જો મધ્યસ્થ પંડિત ન હોય તો ઊંચેસ્વરે ઘોષણા કરીને અર્થાત્ બૂમરાણ કરી મૂકીને જય મેળવવો; અને જો મધ્યસ્થપંડિત હોય તો તેના ઉપર પક્ષપાતનો આરોપ મૂકવો.

लाभो हेतुर्धनं साध्यं दृष्टान्तस्तु पुरोहितः ।
आत्मोत्कर्षो निगमनमनुमानेष्वयं विधिः ॥ ४ ॥

લાભ એ હેતુ, ધન એ સાધ્ય, પુરોહિત એ દૃષ્ટાન્ત, અને આત્મોત્કર્ષ એ નિગમન (બસ) અનુમાનોમાં આ વિધિ છે.

+अलभ्यं शास्यमानेन तत्त्वं जिज्ञासुना चिरम् ।
जिगीषुणां ह्रियं त्यक्त्वा कार्यः कोलाहलो महान् ॥ ५ ॥

જયની ઇચ્છાવાળા વાદીએ શરમ છોડી મોટો કોલાહલ કરવો.

+' अलास्यमानेन ' इति ' अलभ्यं लज्जमानेन ' इति च पाठः

## લેખાંક ૭ મો

[ અ. ધર્માનંદ કોસમ્બી ]

### જાતિભેદ

બુદ્ધ વેદનિંદક નહોતા, પણ યજ્ઞયાગમાં થતી જાનવરોની હિંસાથી વિરુદ્ધ હતા એ છઠ્ઠા લેખમાં બતાવવામાં આવ્યું છે. જાતિભેદ સંબંધે બુદ્ધ ભગવાનનું શું માનવું હતું એનો વિચાર આ લેખમાં કરવાનો છે. તે કર્યા પહેલાં બુદ્ધના સમયમાં જાતિભેદ કયા પ્રકારનો હતો એનું દિગ્દર્શન અપ્રસ્તુત નહીં થાય.

બૌદ્ધ સાહિત્યનું જેણે થોડું ઘણું પણ પરિશીલન કર્યું હશે તેના ધ્યાનમાં આવ્યા વગર નહિ જ રહ્યું હોય કે તેમાં બ્રાહ્મણોને બદલે ક્ષત્રિયોને શ્રેષ્ઠત્વ આપવામાં આવ્યું છે.[1] પણ એટલા ઉપરથી આખા મધ્ય દેશમાં ક્ષત્રિયો જ શ્રેષ્ઠ મનાતા એમ માનવાની આવશ્યક્તા નથી. શાક્ય કે વજ્જી જેવાં ગણસત્તાક રાજ્યોમાં ક્ષત્રિયો પ્રથમ પંક્તિના ગણાતા હતા. પરંતુ કોસલ કે મગધ દેશમાં—જ્યાં એકસત્તાક રાજ્યપદ્ધતિ દૃઢમૂલ થઇ હતી એવી જગ્યાએ—બ્રાહ્મણોનું વર્ચસ્વ વધવા માંડયું હતું, અને ક્ષત્રિય અને બ્રાહ્મણમાં કોણ શ્રેષ્ઠ, એ સંબંધે વાદવિવાદ શરૂ થયો હતો. તો પણ સાધારણ રીતે વિચાર કરતાં બ્રાહ્મણવર્ગમાં જાતિભેદને મહત્ત્વ મળતું જતું હતું એમ દેખાઈ આવે છે. આ સંબંધમાં દીઘનિકાયમાંના સોણદંડસુત્તમાંનો બુદ્ધ ભગવાન અને સોણદંડનો સંવાદ ઉદાહરણ તરીકે અહીં આપું છું.

એક વાર બુદ્ધ ભગવાન મોટા ભિક્ષુ-સંઘસહિત અંગ દેશમાં પ્રવાસ કરતા કરતા ચંપાનગરીમાં આવ્યા. ત્યાં તે ગર્ગરા રાણીએ બંધાવેલા તળાવને કાંઠે રહેતા હતા. તે સમયે સોણદંડ બ્રાહ્મણ ચંપાનગરીમાં રહેતો હતો. મગધ દેશના બિંબિસાર રાજાએ આ ગામ તેને બ્રહ્મદેય[2] તરીકે ઈનામ આપ્યું હતું. ચંપાનગરીમાંના બ્રાહ્મણો બુદ્ધ ભગવાનની કીર્તિ સાંભળીને તેમના દર્શનાર્થે જવા તૈયાર થયા. સોણદંડે પોતાના દ્વારપાલ મારફત એ લોકો કયાં જાય છે તેની તપાસ કરાવી, અને તે પણ તેમના દર્શનાર્થે જવા તૈયાર થયો. તે વખતે બીજા રાજ્યોમાંથી આવેલા ૫૦૦ બ્રાહ્મણો ચંપાનગરીમાં રહેતા હતા. તેમણે સોણદંડને બુદ્ધ-દર્શન માટે ન જવા ખૂબ સમજાવ્યો, પણ સોણદંડે બુદ્ધ ભગવાનનાં ગુણગાન કરીને, અને તે પોતાના અતિથિ છે, એમ કહી તેમનું સમાધાન કર્યું.[3] એટલે તે બ્રાહ્મણો પણ તેની સાથે બુદ્ધ ભગવાનનાં દર્શન કરવા ગયા.

---

૧ खत्तियो सेट्ठो जने तस्मिं ये गोत्तपटिसारिनो। संयुत्त. भाग २ पृ. १५३, भाग २ पृ. २८४. दीघ० भाग १ पृष्ठ ९९.

૨ શ્રેષ્ઠ દાન. કેવળ નિરપેક્ષ બુદ્ધિયી બ્રાહ્મણને આપેલી ઇનામી જમીન.

૩ પાછળના લેખમાંના ચોથા ઉતારામાં કૂટદંત અને બીજા બ્રાહ્મણો વચ્ચેનો આવી જ જાતનો સંક્ષિપ્ત સંવાદ આપેલો છે, પણ અહીં તે મૂકવામાં આવ્યો નથી.

સોણુદંડ બ્રાહ્મણ, બુદ્ધ ભગવાન પાસે જઇને તેમને કુશલ સમાચાર પૂછી એક બાજુએ બેઠા. તેની સાથે આવેલા બ્રાહ્મણોમાંના કેટલાકે બુદ્ધ ભગવાનને નમસ્કાર કર્યા, કેટલાકે કુશલ સમાચાર પૂછ્યા, કેટલાકે અંજલિ કરી.

કેટલાકે પોતાનું નામગોત્ર જણાવ્યું, અને કેટલાક મૂગા મૂગા જ બેસી ગયા. બધા બ્રાહ્મણો નીચે બેઠા પછી બુદ્ધ ભગવાને સોણુદંડને કહ્યું, " કયા ગુણો વડે બ્રાહ્મણ કહી શકાય, બ્રાહ્મણત્વનાં મુખ્ય અંગો કયાં ? " પોતાને ગમતો જ પ્રશ્ન પૂછવા માટે સોણુદંડ ખૂશ થયો અને બોલ્યો, " ભો ગોતમ, બ્રાહ્મણત્વનાં આ પાંચ અંગો છે; સાત પેઢી સુધીની તેની જાતિ ( જન્મ ) શુદ્ધ હોવી જોઇએ; તે ત્રણે વેદ અને વેદાંગમાં પારંગત હોવો જોઇએ; ભવ્ય હોવો જોઇએ; સુશીલ હોવો જોઈએ; અને પ્રજ્ઞાવાન હોવો જોઇએ. આ પાંચ બ્રાહ્મણત્વનાં મુખ્ય અંગો છે. "

બુદ્ધ ભગવાને પૂછ્યું, " આ પાંચમાંનું એકે અંગ ગૌણ છે ખરૂં ? " સોણુદંડે જવાબ આપ્યો, " આમાંથી ભવ્યરૂપતા બાદ કરી શકાય એમ છે. બાકીનાં ચાર અંગો પૂરતાં છે. " " આ ચારમાંથી પણ એકાદુ અંગ ઓછું કરી શકાય એમ છે ? " એવું બુદ્ધ ભગવાને પૂછતાં, વેદ પારંગતતા છોડી દઇ શકાય એમ છે, એવો સોણુદંડે જવાબ આપ્યો. બાકીનાં ત્રણ અંગો પૈકી પણ એકાદ અંગ બાદ કરી શકાય કે કેમ એ પ્રશ્નના જવાબમાં, જાતિ બાદ કરી શકાય એવો ઉત્તર સોણુદંડે આપ્યો. આ વખતે બધા બ્રાહ્મણોએ તેનો પુષ્કળ વિરોધ કર્યો. તેઓને ભગવાને કહ્યું. " સોણુદંડ વાદવિવાદ કરવા અસમર્થ છે એમ તમને જો લાગતું હોય તો આ બાબતમાં તમે મારી સાથે ચર્ચા કરો. અને જો તે સમર્થ છે એમ તમને લાગતું હોય તો તેને જ મારી સાથે બોલવા દો. "

ત્યારે સોણુદંડે કહ્યું, " ભો ગોતમ, આપ સ્વસ્થ રહો. આ બાબતમાં હું જ તેમની સાથે વાત કરીશ. " પછી તેણે બ્રાહ્મણોને કહ્યું, " હું ભવ્યરૂપતા, વેદપારંગતતા અને જાતિનો નિષેધ કરૂં છું, એમ ન સમજતા. પરંતુ આ મારો ભત્રિજો ( अंगक ) અહીં બેઠો છે તેના તરફ જુઓ. એ ભવ્ય છે, વેદપારંગત છે, અને સાત પેઢી સુધીની તેની જાતિ શુદ્ધ છે. પરંતુ એ પ્રાણઘાત કરવામાં પાછું વાળી જોતો નથી, પરદારગમન કરવામાં, ખોટું બોલવામાં, કે મદ્યપાન કરવામાં પણ કંઇ બાકી રાખતો નથી. અહીં તેની ભવ્યરૂપતા, વેદપારંગતતા કે જાતિ શું કરી શકે ? માટે શીલ અને પ્રજ્ઞા એ જ બ્રાહ્મણત્વનાં મુખ્ય અંગો ગણી શકાય. "

બુદ્ધ ભગવાને સોણુદંડને સવાલ કર્યો, " આ બેમાંથી એકાદુ અંગ ઓછું કરી શકાય એમ છે ? "

સોણુદંડે જવાબ આપ્યો, " ના, પ્રજ્ઞા શીલવડે પરિશુદ્ધ થાય છે, અને શીલ પ્રજ્ઞા વડે પરિશુદ્ધ થાય છે. પ્રજ્ઞા અને શીલનો સમાન વિકાસ થવો જોઇએ. આ બે ગુણ આ લોકમાં શ્રેષ્ઠ છે. "

બુદ્ધ ભગવાન બોલ્યા, " હે બ્રાહ્મણ તારૂં કહેવું યોગ્ય છે. પ્રજ્ઞા શીલ વડે પરિશુદ્ધ થાય છે અને શીલ પ્રજ્ઞા વડે પરિશુદ્ધ થાય છે. પ્રજ્ઞા અને શીલનો સમાન વિકાસ થવો જોઇએ. આ બે ગુણ આ લોકમાં શ્રેષ્ઠ છે. "

શીલ અને પ્રજ્ઞાનુ શ્રેષ્ઠત્વ બતાવવા માટે આ સંવાદ છે. તો પણ બ્રાહ્મણ વર્ગમાં જાતિને ( જન્મને ) કેમ મહત્ત્વ મળવા લાગ્યું તે આ ઉપરથી સ્પષ્ટ દેખાય છે. સામાન્ય બ્રાહ્મણોમાં અનુલોમ વિવાહપદ્ધતિ પૂર જોસમાં ચાલુ હતી. પણ અગ્રણી લોકો એનો નિષેધ કરતા હતા. સુત્તનિપાતમાંના બ્રાહ્મણધમ્મિકસુત્તમાં પ્રાચીન બ્રાહ્મણની સ્તુતિ કરતાં એવો ઉલ્લેખ આવે છે કે, '**न ब्राह्मणा अञ्ञमगमुं न पि भरियं किणिंसु ते। सम्पियेनेव संवासं संगन्त्वा समरोचयुं ॥** ( અર્થ—તે ( પ્રાચીન ) બ્રાહ્મણો બ્રાહ્મણેતર સ્ત્રીની સાથે સંબંધ રાખતા નહિ, અને સ્ત્રીને વેચાતી લેતા નહિ. પ્રેમપૂર્વક બાંધેલો વિવાહસંબંધ જ તેમને પ્રિય હતો ) '. અંગુત્તરનિકાયના પંચકનિપાતમાં બ્રાહ્મણચાંડાલ ક્યારે કહી શકાય એનું વર્ણન છે. તેમાં આ ઉતારો મળી આવે છે—

**सो ब्राह्मणिं पि गच्छति, खत्तियिं पि गच्छति, वेस्सिं पि गच्छति, सुद्दिं पि गच्छति, चण्डालिं पि गच्छति,नेसादिं पि गच्छति, वेणिं पि गच्छति, रथकारिं पि गच्छति, पुक्कुसिं पि गच्छति, गब्भिनिं पि गच्छति, पायमानं पि गच्छति, उतुनिं पि गच्छति, अनुतुनिं पि गच्छति।**

આ ઉપરથી બુદ્ધસમકાલીન બ્રાહ્મણો ફક્ત ચાતુર્વર્ણ્ય સ્ત્રી સાથે જ નહિ પણ ચાંડાલાદિ જાતિની સ્ત્રીઓ સાથે પણ સંબંધ રાખતા હતા એમ જણાય છે. પણ સમાજમાં તેમની પ્રતિષ્ઠા ન હતી, અને તેમની નિંદા થતી. આટલા માટે જ અનુલોમ પદ્ધતિને ધાર્મિક સ્વરૂપ આપવાનો પ્રયત્ન ધર્મસૂત્રકારોએ કર્યો હોવો જોઇએ.

ક્ષત્રિયવર્ગમાં જાતિભેદને મહત્ત્વ નહતું એમ નથી. પરંતુ તેનું પ્રાબલ્ય બ્રાહ્મણો જેટલું તો ચોક્કસ ન હોતું. ખુદ કૃષ્ણ વાસુદેવે જાંબવતી નામની ચાંડાલકન્યા સાથે વિવાહ કર્યો અને તેનો પુત્ર શિબિ રાજાના નામથી પ્રસિદ્ધ થયો એવો ઉલ્લેખ જાતકમાં મળે છે.[1] લલિતવિસ્તરમા કોસલ દેશના રાજકુલને તો '**मातंगच्युत्युपपन्न**'[2] કહેવામાં આવ્યું છે. પણ આવા સંબંધ અપવાદ ગણવા જોઇએ. સાધારણ રીતે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય, આ ત્રણ વર્ગોમાં જાતિભેદ દૃઢ થવા લાગ્યો હતો એમ સમજવું જોઇએ.

---

१. यं यं कामी कामयति अपि चांडालिकं अपि ।
सब्बेहि सदिसो होति नत्थि कामे असदिसो ॥
अत्थि जम्बावती नाम माता सिब्बिस राजिनो ।
सा भरिया वासुदेवस्स कण्हस्स महेसी पिया ॥

—जा. अट्ठकथा, भाग ३. पृ० ४२१

૨. આ માલાનો પહેલો લેખ જુઓ.

કેટલાક એમ કહે છે કે, બ્રાહ્મણોનું વર્ચસ્વ ઓછું કરવા માટે જ બુદ્ધનો અવતાર થયો. પણ આ સમજ સાવ ભૂલભરેલી છે. એક તો શાક્ય લોકોના રાજ્યમાં બ્રાહ્મણોનું વર્ચસ્વ જરાએ ન હોતું, અને બીજું, બુદ્ધ ભગવાનના મુખ્ય શિષ્યોમાં ઘણા બ્રાહ્મણો હતા. આ માલાના બીજા લેખમાં બતાવ્યું છે કે "સુકાતા જતા ખાબોચીયામાંની માછલીઓ જેમ તરફડે છે, તેમ એક બીજા સાથે વિરોધ કરી તરફડતી જનતા જોઇને મારા અંતઃકરણમાં ભય પેદા થયો". બુદ્ધના ગૃહત્યાગનું મુખ્ય કારણ આ હતું. ચોથા લેખમાં દર્શાવવામાં આવ્યું છે કે, આવા લોકોમાં શાંતિ સ્થાપન કરવા માટે જ બુદ્ધ ભગવાને શોધેલો મધ્યમ માર્ગ હતો. અર્થાત્ જાતિભેદ વડે મનુષ્ય મનુષ્યમાં ભેદભાવ ઉત્પન્ન કરવાનું તેમને ગમતું ન હોતું; અને આ દૃષ્ટિએ તેમણે અનેક સૂત્રોમાં જાતિભેદનો નિષેધ કર્યો છે. ઉદાહરણ તરીકે આપણે વાસેટ્ઠસુત્ત[1] લઇએ. તેનો સાર આ પ્રમાણે છે—

એક વાર બુદ્ધ ભગવાન ઇચ્છાનંગલ નામના ગામ પાસે આવેલા ઇચ્છાનંગલ નામના ઉપવનમાં રહેતા હતા. તે કાળે પુષ્કળ પ્રસિદ્ધ બ્રાહ્મણો એ ગામમાં રહેતા હતા. એક દિવસ વાસિષ્ઠ અને ભારદ્વાજ નામના બે તરુણ બ્રાહ્મણો વચ્ચે, માણસ જન્મથી શ્રેષ્ઠ થાય છે કે કર્મથી શ્રેષ્ઠ થાય છે, એ સંબંધે વાદ ઉત્પન્ન થયો.

ભારદ્વાજે પોતાના મિત્રને કહ્યું. "ભો! વાસિષ્ઠ, જેની માતા તરફની સાત પેઢી અને પિતા તરફની સાત પેઢીઓ શુદ્ધ હોય, જેના કુલમાં સાત પેઢી સુધીમાં વર્ણસંકર ન થયો હોય, તે જ બ્રાહ્મણ શ્રેષ્ઠ ગણાય."

વાસિષ્ઠે કહ્યું, "હે ભારદ્વાજ! જે માણસ શીલસંપન્ન અને કર્તવ્યદક્ષ હોય તેને જ હું બ્રાહ્મણ ગણું છું."

પુષ્કળ ચર્ચા ચાલી, તો પણ તે બન્ને પરસ્પરનું સમાધાન કરી શક્યા નહિ. ત્યારે વાસિષ્ઠે કહ્યું, 'હે ભારદ્વાજ, આપણો આ વાદ આ રીતે બંધ નહિ થાય. આ શ્રમણ ગોતમ આપણા ગામ પાસે જ રહે છે. તે બુદ્ધ છે પૂજ્ય છે અને બધા લોકોનો ગુરુ છે, એવી તેની કીર્તિ ચારે તરફ ફેલાએલી છે. આપણે તેની પાસે જઇ આપણો મતભેદ તેમને કહીએ, અને તે જે કહે તે આપણે માન્ય કરવું."

ત્યારે તે બન્ને બુદ્ધ ભગવાન પાસે ગયા અને કુશલ સમાચાર પૂછીને એક બાજુએ બેઠા. વાસિષ્ઠ બોલ્યો, "હે ગોતમ, અમે બન્ને સુશિક્ષિત બ્રાહ્મણકુમાર છીએ. આ તારુક્ષ્યનો શિષ્ય છે, અને હું પૌષ્કરસાદીનો શિષ્ય છું. અમારે જાતિભેદ સંબંધે વિવાદ ઉત્પન્ન થયો છે. આ કહે છે, 'જન્મથી બ્રાહ્મણ થાય છે.' અને હું કહું છું: 'કર્મથી બ્રાહ્મણ થાય છે.' આપની ખ્યાતિ સાંભળીને અમે આપની પાસે આવ્યા છીએ. તો અમારામાંના કોનું કહેવું સત્ય છે અને કોનું અસત્ય છે, એ આપ સમજાવો."

ભગવાન બોલ્યા "વાસિષ્ઠ! તૃણ, વૃક્ષ વગેરે વનસ્પતિમાં જૂદી જૂદી જાતિ નજરે આવે છે. તેમ જ કીડા, કીડીઓ, વગેરે નાનાં નાનાં પ્રાણીઓમાં પણ જાતિ નજરે પડે છે. સર્પની અનેક જાતિઓ છે. શ્વાપદોની જાતિઓ પણ અનેક છે. પાણીમાં રહેતાં માછ-

૧. આ સુત્ત સુત્તનિપાત તેમ જ મજ્ઝિમનિકાયમાં મળે છે.

લાઓમાં અને આકાશમાં ઉડતાં પક્ષીઓમાં પણ અનેક જાતિઓ જણાય છે. આ બધાં પ્રાણીઓમાં જૂદી જૂદી જાતિના ભેદ બતાવનારાં ચિહ્નો સ્પષ્ટ જણાય છે; પણ એવાં ચિહ્નો મનુષ્યમાં જણાતાં નથી. વાળ, કાન, આંખો, મોઢું, નાક, હોઠ, ભવાં, ડોક, પેટ, પીઠ, હાથ, પગ વગેરે બધા અવયવોમાં એક માણસ બીજા માણસથી સાવ ભિન્ન હોઇ શકતો નથી. અર્થાત્ પશુપક્ષીઓમાં જેમ આકારાદિથી ભિન્ન જાતિઓ જણાય છે તેમ મનુષ્યમાં જણાતી નથી. બધા મનુષ્યોના અવયવો લગભગ સરખા જ હોવાથી મનુષ્યમાં આકાર વડે જાતિભેદ ઠરાવવો અશક્ય છે. પરંતુ કર્મ ઉપરથી જાતિભેદ ઠરાવવો સુલભ છે. કોઇ બ્રાહ્મણ ગાય પાળીને તેના ઉપર નિર્વાહ કરતો હોય તો તેને ગોવાળ જ (ભરવાડ જ) કહી શકાય, બ્રાહ્મણ નહિ કહી શકાય; જે કોઇ શિલ્પકળાથી ઉપજીવિકા ચલાવે તેને કારીગર જ સમજવો જોઇએ, જે વ્યાપાર કરે તે વાણીયો, જે દૂતનું કામ કરે તે દૂત; જે ચોરી કરીને ગુજરાન ચલાવે તે ચોર; જે યુદ્ધકલા ઉપર જીવન ગુજારે તે યોદ્ધો; જે યજ્ઞયાગ કરીને ઉપજીવિકા મેળવે તે યાજક; અને જે રાષ્ટ્ર ઉપર સ્વામિત્વ ચલાવે એને રાજા સમજવો જોઈએ. પરંતુ આ બધા ફક્ત જન્મથી જ બ્રાહ્મણ નહિ ગણી શકાય.

"બધાં સંસારબંધનો છોડીને જે કોઇ પણ પ્રાપંચિક દુ:ખથી બ્હીતો નથી, કોઇ વસ્તુ ઉપર જેને આસક્તિ નથી, તેને હું બ્રાહ્મણ ગણું છું. બીજાએ દીધેલી ગાળો, વધ, બંધ, વગેરે જે સહન કરે છે, ક્ષમા એ જ જેનું બળ છે, તેને હું બ્રાહ્મણ ગણું છું.' કમલપત્ર ઉપરનાં પાણીના બિંદુ માફક જે આ લોકના વિષયસુખથી અલિપ્ત રહે છે તેને જ હું બ્રાહ્મણ ગણું છું.

"જન્મથી બ્રાહ્મણ થતો નથી કે અબ્રાહ્મણ થતો નથી. કર્મથી જ બ્રાહ્મણ થાય છે કે અબ્રાહ્મણ થાય છે. ખેડૂત કર્મ વડે થાય છે. કારીગર કર્મથી થાય છે, ચોર કર્મથી થાય છે, સિપાઇ કર્મથી થાય છે, યાજક કર્મથી થાય છે, અને રાજા પણ કર્મથી જ થાય છે. કર્મથી જ આ જગત ચાલે છે. ધરી ઉપર જેમ રથ અવલંબે છે તેમ બધાં પ્રાણીઓ પોતાના કર્મ ઉપર અવલંબે છે."

આ બુદ્ધ ભગવાનનો ઉપદેશ સાંભળી વાસિષ્ઠ અને ભારદ્વાજ બુદ્ધના ઉપાસક થયા.

આ બૌદ્ધ મતમાં અને જૂના રીતરિવાજોને વળગી રહેવાની ઇચ્છાવાળા બ્રાહ્મણોના મતમાં અર્થાત્ જ ભેદ ઉત્પન્ન થતો અને તેથી આવા ઘણા બ્રાહ્મણો બુદ્ધ ભગવાન પાસે વાદવિવાદ કરવા આવતા. આવા વાદવિવાદ ઘણાં સૂત્રોમાં મળી આવે છે. ઉદાહરણ તરીકે તેમાંના એસુકારી[1] અને આશ્વલાયન બ્રાહ્મણો સાથે થએલા વાદોનો સારાંશ અહીં આપું છું.

(૧) એક વાર ભગવાન્ શ્રાવસ્તીમાં જેતવનમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. ત્યારે તેમની પાસે એસુકારી નામનો બ્રાહ્મણ આવ્યો અને કુશલ સમાચાર પૂછીને એક બાજુએ બેઠો, અને બોલ્યો, "હે ગોતમ, બ્રાહ્મણો ચાર પરિચર્યા બતાવે છે. બ્રાહ્મણોની પરિચર્યા ચારે વર્ણ કરી શકે છે. ક્ષત્રિયોની પરિચર્યા ત્રણ વર્ણો કરી શકે છે; બ્રાહ્મણ કરી શકતો નથી. વૈશ્યોની પરિચર્યા વૈશ્ય અને શૂદ્ર જ કરી શકે. અને શૂદ્રોની પરિચર્યા ફક્ત શૂદ્ર જ કરી શકે. આ સંબંધે આપનું માનવું શું છે?"

૧. આ બે સુત્તો મજ્ઝિમનિકાયમાં (અનુક્રમે નંબર. ૯૬ અને ૯૩) આવેલાં છે.

ભગવાને પૂછ્યું, " પણ બ્રાહ્મણોના આ કથનને બધા લોકો સંમતિ આપે છે? આવી પરિચર્યા બતાવવાનો લોકોએ તેમને અધિકાર આપેલો છે ? "

એસુકારી—" એવું કાંઇ નથી. "

બુદ્ધ—" તો પછી લોકોની સંમતિ વગર તે આવી જાતનો અધિકાર લઇ લે છે એમ ન કહી શકાય ? આ સંબંધે મારૂં કહેવું એવું છે કે, માણુસ ગમે તે વર્ણનો હોય, જેની પરિચર્યા કરવાથી કલ્યાણ થાય છે, અકલ્યાણ થતું નથી, તેની જ પરિચર્યા કરવી યોગ્ય છે...... "

એસુકારી બ્રાહ્મણે કહ્યું, " બ્રાહ્મણો આ ચાર ધનો કહે છે. ભિક્ષાચર્યા એ બ્રાહ્મણોનું સ્વકીય ધન છે. તેનો જો તે અતિક્રમ કરે તો અકૃત્યકારી બને છે. ધનુષ્યબાણુ ક્ષત્રિયોનું સ્વકીય ધન છે, તેનો અતિક્રમ કરવાથી તે અકૃત્યકારી ઠરે છે. વૈશ્યનું ધન કૃષિ અને ગોરક્ષા છે. તેનો જો અતિક્રમ કરવામાં આવે તો તે અકૃત્યકારી ઠરે છે. દાતરડુ અને કાવડ[1] [ સેવા ] શૂદ્રનું સ્વકીય ધન છે. તેનો અતિક્રમ કરવાથી તે અકૃત્યકારી ઠરે છે. આ સંબંધે આપનું શું કહેવું છે ? "

બુદ્ધ ભગવાને સવાલ પૂછ્યો, " આ ધનોનું પ્રતિપાદન કરવાનો અધિકાર બ્રાહ્મણોને બધા લોકોએ આપ્યો છે ? "

એસુકારી બ્રાહ્મણે જવાબ આપ્યો, " ના, નથી આપ્યો, હે ગોતમ ! "

બુદ્ધ—તો પછી આ અધિકાર લોકોની સંમતિ વગર બ્રાહ્મણોએ જાતે જ લઈ લીધો, એવું નથી લાગતું ?......

(૨) એક વાર બુદ્ધ ભગવાન શ્રાવસ્તીના અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. તે વખતે જુદા જુદા દેશોમાંથી પાંચસો બ્રાહ્મણો કંઈ કારણસર શ્રાવસ્તીમાં આવ્યા હતા. તે બ્રાહ્મણોમાં એવો પ્રશ્ન ઉપસ્થિત થયો કે, " આ શ્રમણગોતમ, ચારે વર્ણો મોક્ષ મેળવી શકે છે એમ પ્રતિપાદન કરે છે. તેની સાથે આ બાબતમાં વાદવિવાદ કરવા કોણ સમર્થ છે ? " અને આશ્વલાયન કુમારે બુદ્ધ ભગવાનની સાથે વાદ કરવો, એમ નક્કી થયું.

આશ્વલાયન કુમારનું અધ્યયન હમણા જ પૂરૂં થયું હતું. નિઘંટુ, છંદઃશાસ્ત્ર વગેરે વેદાંગો સહ ચારે વેદ તેને કંઠસ્થ હતા. તો પણ બુદ્ધની સાથે વાદવિવાદ કરવો એ અઘરૂં છે એમ તે જાણતો હતો. પોતાનો અગ્રણી થવા જ્યારે બ્રાહ્મણોએ તેને વિનંતી કરી, ત્યારે તેણે તેમને કહ્યું, " હે બ્રાહ્મણો, શ્રમણગોતમ ધર્મવાદી છે. ધર્મવાદી લોકો સાથે ચર્ચા કરવી એ સાધારણ કામ નથી. હું વેદોમાં પારંગત હોવા છતાં ગોતમ સાથે વાદવિવાદ કરવા સમર્થ નથી. "

ઘણો કાળ હા ના થયા બાદ તે બ્રાહ્મણોએ આશ્વલાયનને કહ્યું. " હે આશ્વલા-

---

૧. મૂળ શબ્દ ' असितब्याभङ्गी ' એવો છે. અટ્ઠકથામાં તેનો અર્થ આ પ્રમાણે છે–' तिणलायनअसितं चेय काजं च.' काज એટલે કાવડ. આ બન્ને સેવાનાં મુખ્ય સાધનો ગણાતાં હોય એવું લાગે છે.

યન! તેં પરિવ્રાજક ધર્મનો અભ્યાસ કર્યો છે; અને યુદ્ધ વગર પરાજિત થવું તને શોભે નહિ."

આશ્વલાયન બોલ્યો, "ગોતમ સાથે વાદ કરવો એ જો કે કઠિન છે, તો પણ તમારા આગ્રહથી હું તમારી સાથે આવું છું."

પછી તે બ્રાહ્મણ સમુદાયની સાથે આશ્વલાયન બુદ્ધ ભગવાન પાસે આવ્યો, કુશલ સમાચાર પૂછાયા બાદ તે એક બાજુએ બેઠો.

પછી તેણે ભગવાનને પૂછ્યું, "હે ગોતમ! બ્રાહ્મણોનું કહેવું એવું છે કે, 'બ્રાહ્મણ વર્ણ જ શ્રેષ્ઠ છે, બીજા વર્ણો હીન છે; બ્રાહ્મણ વર્ણ જ શુક્લ છે, બીજા વર્ણો કૃષ્ણ છે; બ્રાહ્મણોને જ મોક્ષ મળે છે, બીજાને નથી મળતો; બ્રાહ્મણો બ્રહ્મદેવના મુખમાંથી ઉત્પન્ન થએલા તેના ઔરસ પુત્રો છે; અર્થાત્ તે જ બ્રહ્મદેવના દાયાદ છે.' હે ગોતમ, આ બાબતમાં આપનું કહેવું શું છે?"

ભગવાને જવાબ આપ્યો, "હે આશ્વલાયન, બ્રાહ્મણોની સ્ત્રીઓ ઋતુમતી થાય છે, ગર્ભવતી થાય છે, પ્રસૂત થાય છે, અને છોકરાંને ધવરાવે છે. આ પ્રમાણે બ્રાહ્મણોની સંતતિ બીજા વર્ણોની માફક જ માતાના ઉદરમાંથી જન્મેલી હોવા છતાંયે બ્રાહ્મણો પોતે બ્રહ્મદેવના મુખમાંથી ઉત્પન્ન થયા એમ કહે, એ તને આશ્ચર્યકારક નથી લાગતું?"

આશ્વલાયને કહ્યું, "હે ગોતમ, આપ ગમે તે કહેતા હો; પરંતુ, પોતે બ્રહ્મદેવના દાયાદ છે, એ બાબત ઉપર બ્રાહ્મણોનો સંપૂર્ણ વિશ્વાસ છે."

ભગવાને પૂછ્યું, "હે આશ્વલાયન, યૌન, કાંબોજ અને બીજા સરહદ ઉપરના પ્રદેશોમાં આર્ય અને દાસ એવા બે જ વર્ગો છે, અને કોઇ કોઇ વાર આર્ય દાસ થાય છે તેમ જ દાસ આર્ય થાય છે, એવું તારા સાંભળવામાં આવ્યું છે?"

"હા એવું મેં સાંભળ્યું છે." આશ્વલાયને જવાબ આપ્યો.

બુદ્ધ ભગવાન—"જો એમ હોય તો, બ્રહ્મદેવે બ્રાહ્મણોને જ ઉત્પન્ન કર્યા અને તેઓ જ સર્વ વર્ણોમાં શ્રેષ્ઠ છે એ કથનને આધાર શું છે?"

આશ્વલાયન બોલ્યો, "આપ ગમે તેમ કહો, પરંતુ બ્રાહ્મણો ચોક્કસ માને છે કે, બ્રાહ્મણ વર્ણ જ ફક્ત શ્રેષ્ઠ છે અને બીજા વર્ણો હીન છે."

ભગવાન—"ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર જો ચોરી કરે, વ્યભિચાર કરે, અસત્ય બોલે, ચાડી ખાય, વૃથા બબડાટ કરે, લોકોના ધન ઉપર દૃષ્ટિ રાખે, દ્વેષબુદ્ધિ વધારે, નાસ્તિકતા સ્વીકારે, તો તે જ ફક્ત નરકે જાય; પણ જો બ્રાહ્મણ આ બધાં કર્મો કરે તો તે નરકે નહિ જાય, એમ શું તને લાગે છે?"

આશ્વલાયન—"હે ગોતમ, ગમે તે વર્ણનો મનુષ્ય આ પાપો કરે તો નરકમાં જાય. બ્રાહ્મણ શું કે અબ્રાહ્મણ શું દરેકને પોતાનાં પાપનું પ્રાયશ્ચિત ભોગવવું જ પડે છે."

બુદ્ધ ભગવાન—કોઇ બ્રાહ્મણ પ્રાણઘાતમાંથી નિવૃત્ત થાય, ચૌર્યકર્મમાંથી નિવૃત્ત થાય, વ્યભિચારમાંથી નિવૃત્ત થાય, અસત્ય ભાષણમાંથી નિવૃત્ત થાય, ગાળો ભાંડવામાંથી

નિવૃત્ત થાય, વૃથાલાપમાંથી નિવૃત્ત થાય, પરધનના લોભમાંથી નિવૃત્ત થાય, દ્વેષમાંથી નિવૃત્ત થાય અને નાસ્તિકત્વમાંથી નિવૃત્ત થાય, તો તે જ ફક્ત દેહાવસાન થયા પછી સ્વર્ગને પામે; પણ જો વર્ણના લોકો આ પાપકર્મોમાંથી નિવૃત્ત થાય તો પણ તેઓ સ્વર્ગે નહિ જાય, એમ તને લાગે છે ?"

આશ્વલાયન—" ગમે તે વર્ણનો માણસ આ પાપકર્મોથી નિવૃત્ત થાય તો સ્વર્ગે જાય; પુણ્યાચરણનું ફળ બ્રાહ્મણ તેમ જ બ્રાહ્મણેતરને સરખું જ મળે છે."

બુદ્ધ—" આ પ્રદેશમાં જ બ્રાહ્મણ જ દ્વેષવૈરવિરહિત મૈત્રીભાવના કરી શકે છે; ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર કરી ન શકે, એવું તને લાગે છે ?"

આશ્વલાયન—" ચારે વર્ણો મૈત્રીભાવના કરે શકે છે"

બુદ્ધ—" આમ હોવા છતાં, બ્રાહ્મણ જ શ્રેષ્ઠ વર્ણ છે અને બીજા વર્ણો હીન છે એવું માનવાને શું આધાર છે ?"

આશ્વલાયન—" આપ ગમે તે કહો. પરંતુ બ્રાહ્મણો પોતે શ્રેષ્ઠ છે એવું માને છે. અને બીજાને હીન માને છે, એ વાત સત્ય છે."

બુદ્ધ—" હે આશ્વલાયન, કોઇ મૂર્ધાભિષિક્ત રાજા બધી જાતના સો માણસોને ભેગા કરે તેમાંના ક્ષત્રિય, બ્રાહ્મણ અને રાજકુળમાં જન્મેલાને તે એમ કહે કે—' અરે ! અહીં આવો, અને શાલ કે ચંદનવૃક્ષ જેવા ઉત્તમ વૃક્ષની ઉત્તરારણિ લઇને અગ્નિ ઉત્પન્ન કરો.' પરંતુ તેમાંનાં ચાંડાલ, નૈષાદ, વગેરે હીન કુળમાં જન્મેલાને એમ કહે કે ' અરે ! અહીં આવો, અને કૂતરાને ખાવા આપવાની કુંડીમાં, ડુકરને ખાવા આપવાની કુંડીમાં, કે રંગવાની કુંડીમાં એરંડાની ઉત્તરારણિ લઈ અગ્નિ ઉત્પન્ન કરો.' હે આશ્વલાયન, બ્રાહ્મણાદિ ઉચ્ચ વર્ણે જે અગ્નિ ઉત્પન્ન કર્યો તે જ ભાસ્વર અને તેજસ્વી થશે, ચાંડાલાદિ નીચ વર્ણોથી ઉત્પન્ન થએલ અગ્નિ એવો નહિ થાય અને તેનાથી અગ્નિનાં કાર્યો નહિ થાય, એમ તને લાગે છે ?"

આશ્વલાયન—" હે ગોતમ! ગમે તે જાતના માણસો સારા કે નરસા લાકડાની ઉત્તરારણિ લઈ ગમે તે જગ્યાએ અગ્નિ ઉત્પન્ન કરે, તો પણ તે એવો જ તેજસ્વી થશે: અને તેનાથી એવી જ જાતનાં અગ્નિકાર્યો પણ થશે."

બુદ્ધ—" કોઇ ક્ષત્રિયકુમાર બ્રાહ્મણકન્યા સાથે શરીરસંબંધ કરે અને તે સંબંધથી તેને પુત્ર ઉત્પન્ન થાય તો તે પુત્ર તેની માતા જેવો અને તેના પિતા જેવો જ માણસ થશે એમ તને નથી લાગતું ? તે જ પ્રમાણે કોઇ બ્રાહ્મણ કુમાર ક્ષત્રિયકન્યા સાથે શરીરસંબંધ બાંધે તો તે સંબંધથી ઉત્પન્ન થનારો પુત્ર તે બન્ને જેવો ન થતાં કોઇ જુદી જ જાતનો થશે, એમ તને લાગે છે ?"

આશ્વલાયન—" આવા મિશ્રવિવાહથી થનારા પુત્ર તેના માબાપ પ્રમાણે જ મનુષ્ય થશે. તેને બ્રાહ્મણ કહી શકાય અને ક્ષત્રિય પણ કહી શકાય."

બુદ્ધ—"પણ આશ્વલાયન! કોઇ ઘોડી અને ગધેડાના સંબંધથી જે સંતતિ પેદા થશે તેને તેની માતા કે તેના પિતા જેવી કહી શકાશે ખરી ? તેને ઘોડો કે ગધેડો કહી શકાશે ખરૂં ?"

આશ્વલાયન—" હે ગોતમ, તેને ઘોડો કે ગધેડો કહી નહિ શકાય. તે ત્રીજી જ જાતનું પ્રાણી થશે. તેને આપણે ખચ્ચર નામ આપીએ છીએ. પરંતુ બ્રાહ્મણ અને ક્ષત્રિયના સંબંધથી ઉત્પન્ન થએલા પુત્રમાં એવો બનાવ નજરે પડતો નથી."

બુદ્ધ—" હે આશ્વલાયન, બે બ્રાહ્મણ ભાઈઓમાં એક વેદપઠન કર્યું હોય એવો, સારો, સુશિક્ષિત હોય અને બીજો અશિક્ષિત હોય, તો તેમાંના કયા ભાઇને બ્રાહ્મણો શ્રાદ્ધ કે યજ્ઞમાં પ્રથમ આમંત્રણ કરશે?"

આશ્વલાયન—" જે સુશિક્ષિત હશે તેને જ પ્રથમ આમંત્રણ કરવામાં આવશે. પછી ભલે તે ઉમ્મરે નાનો હોય."

બુદ્ધ—' હવે એમ માન કે, તે બન્નેમાં એક જણ ખૂબ વિદ્વાન છે પણ અત્યંત દુરાચારી છે. બીજો બહુ વિદ્વાન નથી પણ અત્યંત સુશીલ છે. તો આ બેમાં પ્રથમ કોને આમંત્રણ આપવામાં આવશે?".

આશ્વલાયન—" હે ગોતમ, જે શીલવાન હશે તેને જ પ્રથમ આમંત્રણ આપેવામાં આવશે. દુરાચારી માણસને આપેલા દાનથી શું ફલ મળવાનું?"

બુદ્ધ—" હે આશ્વલાયન, પ્રથમતઃ તેં જાતિને મહત્ત્વ આપ્યું, પછી વેદપઠનને મહત્ત્વ આપ્યું, અને હવે તો તું શીલને મહત્ત્વ આપે છે. અર્થાત્ હું જે ચાતુર્વર્ણી શુદ્ધિનો ઉપદેશ કરૂં છું તેનો જ તેં પણ અંગીકાર કર્યો છે?"

આ બુદ્ધ ભગવાનનું ભાષણ સાંભળીને આશ્વલાયન માથું નીચું રાખી મૌન બેસી રહ્યો. આગળ શું બોલવું એ જ તેને સૂઝયું નહિ!

આ સુત્તમાં "આ શ્રમણગોતમ ચારે વર્ણોને મોક્ષ મળે છે એમ પ્રતિપાદન કરે છે (**अयं खो समणो गोतमो चातुवण्णिं सुद्धिं पञ्ञापेति**)", એ જે બ્રાહ્મણોનો બુદ્ધ ભગવાન ઉપર આરોપ હતો તે ખરેખર વિચારવા યોગ્ય છે. કર્મવડે મનુષ્ય મનુષ્યમાં ભેદ પડે છે, અને અષ્ટાંગિક માર્ગનું પાલન કરવાથી બધા વર્ણોને સરખો જ મોક્ષ મળે છે, એવું બુદ્ધ ભગવાન કહેતા. પણ બ્રાહ્મણો જાતિને મહત્ત્વ આપતા અને શૂદ્રાદિ હીન વર્ણોને મોક્ષ નથી મળતો એમ સમજતા. હિંસા ન કરતાં ઘી, માખણ વગેરે પદાર્થોવડે જ યજ્ઞ કરવો એમ બુદ્ધ ભગવાનનું કહેવું હતું.[1] એટલે નિરુપદ્રવી રૂપમાં યજ્ઞયાગની સંસ્થા

---

१ **तस्मिं खो ब्राह्मण यञ्ञे नेव गावो हञ्ञिंसु, न अजेळका हञ्ञिंसु, न कुक्कुटसूकरा हञ्ञिंसु, न विविधा पाणा संघातं आपज्जिंसु, न रुक्खा छिज्जिंसु यूपत्थाय, न दब्भा लूयिंसु बरिहिसत्थाय, ये पिस्स अहेसुं. दासा ति वा पेस्सा ति वा कम्मकरा ति वा ते पि न दण्डतज्जिता, न भयतज्जिता, न अस्सुमुखा रुदमाना, परिकम्मानि अकंसु। अथ खो ये इच्छिंसु ते अकंसु. ये न इच्छिंसु ते न अकंसु, यं इच्छिंसु तं अकंसु, यं न इच्छिंसु, न तं अकंसु। सप्पितेलनवनीतदधिमधुफाणितेन येव सो यञ्ञो निट्ठानमगमासि।** આનું રૂપાંતર છઠ્ઠા લેખમાંના ચોથા ઉતારામાં આપેલું છે,

ચાલુ રાખવામાં તેમને હરકત નહોતી. પણ જાતિભેદનું એવું નહોતું. તે અષ્ટાંગિક માર્ગની સાવ વિરુદ્ધ જનારો હોવાથી બુદ્ધ ભગવાનને જરાએ પસંદ નહોતો. એને માટે જ ઉપર આપેલા ઉતારામાં અને બીજી જગ્યાએ પણ જાતિભેદની કૃત્રિમતા વિશદ કરી બતાવવાનો તેમણે પ્રયત્ન કર્યો છે. મહાકાત્યાયન જેવા બુદ્ધ ભગવાનના બ્રાહ્મણ શિષ્યોએ પણ જાતિભેદનું પોગળ ખુલ્લું કરી બતાવવાનો વારંવાર પ્રયત્ન કરેલો જોવામાં આવે છે. મથુરાના અવંતિપુત્ર રાજાને મહાકાત્યાયન કહે છે, "**घोसो येव खो एसो महाराज लोकस्मिं, ब्राह्मणा व सेट्ठो वण्णो, हीनो अञ्ञो वण्णो; ब्राह्मणा व सुक्को वण्णो, कण्हो अञ्ञो वण्णो, ब्राह्मणा व सुज्झन्ति न अब्राह्मणा; ब्राह्मणा ब्रह्मुनो पुत्ता ओरसा मुखतो जाता ब्रह्मजा ब्रह्मनिम्मिता ब्रह्मदायादा।**"

(અર્થ—હે મહારાજ, બ્રાહ્મણ જ શ્રેષ્ઠ વર્ણ છે, અન્ય વર્ણ હીન છે; બ્રાહ્મણ શુક્લ વર્ણ છે, અન્ય કૃષ્ણ વર્ણ છે; બ્રાહ્મણ જ પાવન થાય છે, બ્રાહ્મણેતર પાવન થતા નથી; બ્રાહ્મણો બ્રહ્મદેવના મુખમાંથી ઉત્પન્ન થએલા, બ્રહ્મનિર્મિત, બ્રહ્મદેવના દાયાદ, બ્રહ્મદેવના ઔરસ પુત્ર છે, એ ખાલી ઘોષ (ઘોંઘાટ) છે.)

પરંતુ બુદ્ધ પછી એક બે સૈકા બૌદ્ધસંઘ તરફથી જાતિભેદનો તીવ્ર નિષેધ થયો હોય એમ લાગતું નથી. અશોક રાજાએ યજ્ઞયાગમાં પશુહિંસાનો નિષેધ કર્યાનો ઉલ્લેખ તેના પહેલા જ શિલાલેખમાં છે.[1] પણ બ્રાહ્મણોનું માન તેણે ઓછું ન કરતાં વધાર્યું. બધા પાલિ-સાહિત્યમાં '**समणब्राह्मणा**' એવો સમાસ નજરે આવે છે. પણ અશોકના શિલાલેખમાં તે '**ब्राह्मणसमणा**' એવો છે. ઉદાહરણાર્થ, '**ब्राह्मणसमणानं साधु दानं।**' અશોક કાલથી યજ્ઞયાગમાં થનારી પશુહિંસા બ્રાહ્મણોએ બંધ ન કરી હોય તો પણ તેનું પ્રમાણ ઘણું ઘટી ગયું હોવું જોઇએ. પણ તેથી જાતિભેદને વિશેષ મહત્ત્વ મળ્યું. પૂર્વે બ્રાહ્મણ તેમ જ શૂદ્રનું અન્ન એક જ જાતનું હતું. પણ બ્રાહ્મણોએ હિંસા છોડી દીધાથી અથવા તો ઓછી કરવાથી તે વધારે આભડછેટ પાળતા થયા. બૌદ્ધસંઘમાં, જાતિભેદ બીલકુલ પાળવામાં આવતો નહિ, પરંતુ ભિક્ષુસંઘની બહાર બૌદ્ધ ગૃહસ્થોમાં જાતિભેદ બંધ કરવાનો પ્રયત્ન બૌદ્ધભિક્ષુઓએ કર્યો હોય એમ લાગતું નથી. આ સંબંધમાં દિવ્યાવદાનમાંના યશ અમાત્યની વાત અહીં આપવી યોગ્ય છે.

અશોક રાજા તાજેતરમાં જ બૌદ્ધ થયો હતો, અને બધા ભિક્ષુઓને પગે પડતો. તે જોઇને યશ નામના તેના અમાત્યે કહ્યું, "મહારાજ, આ શાક્ય શ્રમણોમાં બધી જાતિના લોકો ભરેલા છે. માટે બધાને પગે પડવું આપને યોગ્ય નથી." અશોક રાજાએ કંઇ જવાબ આપ્યો નહિ, અને કેટલાક કાળ પછી પોતાના અમાત્યો પાસે તેણે બકરાં, ઘેટાં વગેરેનાં માથાં કપાવી લાવીને તેમને તે વેચવા બેસાડયા. પણ યશને માણસનું માથું લાવીને તે વેચવાનું કહ્યું. બીજાં પ્રાણીઓના માથાની કંઇ ને કંઇ કિંમત મળી, પરંતુ મનુષ્યના માથાની કશી કિંમત મળી નહિ. ત્યારે કોઇ પણ માણસને તે મફત આપી દેવાનો હુકમ કર્યો. પણ તે મફત લેનારો માણસ પણ યશને મળ્યો નહિ. ત્યારે અશોકે પૂછ્યું, "આ મનુષ્યનું માથું મફત આપતાં છતાં પણ લોકો કેમ લેતા નથી?" યશ—

૧. न पाणो ग्रधित्वा पजुहितव्वं।

"કારણ તેનાથી લોકો કંટાળે છે." અશોક–"આ જ માણસના માથાથી તેઓ કંટાળે છે કે બધાં જ મનુષ્યના માથાનો તેઓ તિરસ્કાર કરશે?" યશ–"મહારાજ, ગમે તે માણસનું માથું કાપીને લઈ જવામાં આવે તો પણ તેનાથી તેઓ કંટાળશે." અશોક–"મારા માથાથી પણ તેઓ કંટાળશે શું?" આ પ્રશ્નનો જવાબ આપતાં યશ ગભરાયો. પણ અશોકે અભયદાન આપ્યા પછી તે બોલ્યો, "મહારાજ, આપના માથાથી પણ લોકો આમ જ કંટાળશે." અશોક–"તો પછી હું આવું માથું ભિક્ષુઓના પગ ઉપર મૂકી તેમને માન આપું તો તેમાં તને શા માટે માઠું લાગવું જોઇએ?"

આ સંવાદ પછી કેટલાક શ્લોકો છે. તેમાંનો આ મહત્ત્વનો છે.

**आवाहकालेऽथ विवाहकाले जातेः परीक्षा न तु धर्मकाले ।**
**धर्मक्रियाया हि गुणा निमित्ता गुणाश्च जातिं न विचारयन्ति ॥**

અર્થ—પુત્ર અને પુત્રીના લગ્નમાં[1] જાતિની પરીક્ષા કરવી યોગ્ય છે. ધર્મકાલે જાતિની પરીક્ષા કરવાની જરૂર નથી; કારણ કે, ધર્મકૃત્યમાં ગુણ જોવા પડે છે અને ગુણ જાતિ ઉપર આધાર રાખતા નથી.

એટલે ગૃહકૃત્યમાં જાતિભેદની જરૂર છે, પણ તે ધર્મકૃત્યમાં ન હોવો જોઇએ. બૌદ્ધસંઘમાં કોઇ પણ જાતિનો ભિક્ષુ આવે તો પણ તેને દરેકે માન આપવું યોગ્ય છે, પણ જાતકર્માદિ ગૃહ્યસંસ્કારોમાં બ્રાહ્મણ જ જોઇએ,–આ પરંપરા બ્રહ્મદેશ અને સયામમાં હજી પણ ચાલુ છે. ભિક્ષુનું માન પુષ્કળ છે, તો પણ આવાહવિવાહાદિ પ્રસંગોએ બ્રાહ્મણ બોલાવી તેની મારફતે વિધિ કરવો પડે છે. બ્રહ્મદેશનો રાજા હજારો બ્રાહ્મણોને ભોજન આપતો, અને આજે સયામનો રાજા પણ બ્રાહ્મણોને આ રીતે જ બહુમાન આપે છે. એટલે અશોકથી શ્રીહર્ષ સુધી હિંદુસ્થાનમાં થઇ ગએલા બૌદ્ધ રાજાઓ બ્રાહ્મણોને કેટલો આદર આપતા એ સમજવું સહેલું છે.

પરંતુ હિંદુસ્તાનના સમાજ ઉપર આ જાતિભેદનું પરિણામ વિપરીત થયું. બૌદ્ધસંઘનો પ્રભાવ જેમ જેમ લોકો ઉપરથી ઓછો થવા લાગ્યો તેમ તેમ જાતિભેદ જોરમાં આવતો ગયો, ચાર વર્ણની સેંકડો જાતિઓ થઇ, અને અંત્યજો તરફનો તિરસ્કાર વધતો ગયો. યજ્ઞયાગમાં થતી હિંસા વિરુદ્ધ બૌદ્ધસંઘે જે પ્રયાસ કર્યો તેને ઇતર શ્રમણ પંથોની મદદ મળવાથી તે સિદ્ધ થયો. પરંતુ જાતિભેદ નાબૂદ કરવા માટેનો તેમનો પ્રયાસ તેટલા પૂરતો જ હોવાથી (નહિ જેવો જ હોવાથી) સંઘની બહાર તેનો પ્રભાવ ન પડયો; અને તેથી એક પ્રકારે સંઘ દુર્બળ થયો. બુદ્ધ ભગવાનના મૂળ ઉપદેશો જોતાં યજ્ઞયાગ કરતાં જાતિભેદ તરફ તેમનો કટાક્ષ વધારે હતો એમ સ્પષ્ટ જણાય છે. કારણ તે અષ્ટાંગિક માર્ગને ખરેખરો બાધક છે.

---

1. '**आवाह**' એટલે બીજાની દીકરી લગ્ન કરીને પોતાને ઘેર લાવવી; અને '**विवाह**' એટલે પોતાની દીકરીનું લગ્ન કરવું.

## સ્વાધ્યાય

જ્યોતિષ વેદાંગ. આ મથાળા નીચે 'પુરાતત્ત્વ' પુ. ૧, અં. ૩ માં મેં લેખ લખ્યો હતો. હમણાં જ ઉમરેઠની એક હસ્તલિખિત પ્રત મારા જોવામાં આવી, તેમાં એક બે સારા પાઠાન્તર મળ્યા તે નીચે આપું છું.

ઉક્ત અંક પૃ. ૨૯૦ શ્લો. ૨ માં **ब्राह्मणेन्द्राणां संमतं** છે તેને બદલે ઉક્ત પ્રતમાં **संमतं ब्राह्मणेन्द्राणां** છે. અહિં શબ્દો તેના તે જ છે, પણ તેમની આ ગોઠવણ છંદઃશાસ્ત્રની દૃષ્ટિએ વધારે યોગ્ય છે.

તે જ પ્રમાણે શ્લો. ૩ માં **तस्मादिदं कालविज्ञानशास्त्रम्** ને બદલે **तस्मादिदं कालविधानशास्त्रम** છે, તે પણ છંદઃશાસ્ત્રની દૃષ્ટિએ વધારે યોગ્ય છે.

આ ઉપરાંત ૩જા અને ૪થા શ્લોક વચ્ચે નીચેનો નવો શ્લોક આપ્યો છેઃ—

**ये बृहस्पतिना भुक्ता मीनात्प्रभृति राशयः ।**
**त्रिवृत्ताः पञ्चभिर्हृता यः शेषः स परिग्रहः ॥**

આનો અર્થ આમ થાયઃ—"મીનથી માંડીને જેટલી રાશિઓ બૃહસ્પતિએ ભોગવી હોય તેને ત્રણે ગુણીને પાંચે ભાંગવાથી જે શેષ વધે તે 'પરિગ્રહ' સમજવો".

આ શ્લોક તો પ્રક્ષિપ્ત જ લાગે છે, કારણકે 'વેદાંગ'માં ક્યાંયે સૂર્ય ચંદ્ર સિવાયના ગ્રહોની વાત નથી. વળી મીનમેષાદિ રાશિઓના નામ મૂળે ભારતવર્ષનાં છે કે પરદેશથી અહિં આવ્યા છે એ વિવાદાત્મક હોવા છતાં એટલું તો ખરૂં છે કે મહાભારતરચનાકાળ સુધી તો તેઓ અહિં પ્રચલિત નહોતાં જ. કેમ કે મહાભારતમાં તેમ જ તે પહેલાના કોઇ પણ ગ્રંથોમાં ક્યાં યે એમનો ઉલ્લેખ નથી. આ શંકાસ્પદ શ્લોક સિવાય ખુદ 'વેદાંગ'માં પણ ક્યાં યે રાશિઓનો ઉલ્લેખ નથી. બધી ગણતરીઓ નક્ષત્રોમાં જ આપી છે.

ઉપર 'પરિગ્રહ' કહ્યો છે તે શું હશે તે બરાબર સમજાતું નથી. બૃહસ્પતિ એક રાશિ એક વર્ષમાં ભોગવે છે, પણ તે સમય બરાબર એક વર્ષ નથી, તેથી અમુક બૃહસ્પતિ-સંવત્સરો ગયા પછી એક બૃહસ્પતિ-સંવત્સર કમી કરવાનો રિવાજ અગાઉ હતો. આમ બૃહસ્પતિની એક રાશિ અને એક વર્ષ વચ્ચેના તફાવતને કદાચ 'પરિગ્રહ' કહ્યો હશે. જેમ દર માસે 'અધિકમાસ-શેષ' કાઢવામાં આવે છે અને આ શેષ એક માસની બરોબર થતાં જેમ અધિક માસ ઉમેરવામાં આવે છે, તેમ આ 'પરિગ્રહ' દર વરસે કાઢવામાં આવતો હશે; અને આ 'પરિગ્રહ' એક વર્ષની બરોબર થતા એક બૃહસ્પતિ-સંવત્સર કમી કરવામાં આવતો હશે એમ અનુમાન કરી શકાય. આ પરિગ્રહ રાશિને ત્રણે ગુણીને પાંચે ભાગવાથી એટલે રાશિનો ३⁄५ લેવાથી કેવી રીતે આવે તે સમજાતું નથી. પણ જે વખતે એ પ્રક્ષિપ્ત કરવામાં આવ્યો હશે તે વખતે બૃહસ્પતિ-સંવત્સરનો 'પરિગ્રહ' કાઢવાની ઉપરના જેવી રીત કદાચ હશે. આ ઉપર કોઈ વિદ્વાન વિશેષ પ્રકાશ પાડશે તો ઉપકાર થશે.

હરિહર પ્રા. ભટ્ટ.

——:o:——

**સંમતિતર્ક અને ભામહ.** સંમતિતર્ક—પ્રકરણની બીજી ગાથાની ટીકામાં શબ્દાર્થના સ્વરૂપને લગતી સવિસ્તર ચર્ચા છે, તેમાં શબ્દાર્થરૂપે અપોહને માનનારાના મતને પણ પૂર્વપક્ષરૂપે ચર્ચેલો છે. આ પ્રકરણમાં ટીકાકારે વાજપ્યાયન વગેરે અનેક ગ્રંથકારોનાં અવતરણોને ઉતારેલાં છે (આ સંબંધમાં કોઈવાર પ્રસંગે કહીશું). પ્રસ્તુતમાં તો નીચે જણાવેલા ત્રણ શ્લોકો સંબંધે ચર્ચા કરવાની છે:—

"[1] यदि गौरित्ययं शब्दः समर्थोऽन्यनिवर्तने ।
जनको गवि गोबुद्धेर्मृग्यतामपरो ध्वनिः " ॥

" ननु ज्ञानफलाः शब्दा न चैकस्य फलद्वयम् ।
अपवाद-विधिज्ञानं फलमेकस्य वः कथम् " ॥

" प्रागगौरिति विज्ञानं गोशब्दश्राविणो भवेत् ।
येनागोः प्रतिषेधाय प्रवृत्तो गौरिति ध्वनिः " ॥

( સંમતિતર્ક—પ્રકરણ )

અમારી શોધનપદ્ધતિ પ્રમાણે આ ગ્રંથમાં આવતા દરેક અવતરણનું મુખ્ય સ્થળ આપવા બનતી કોશીશ કરવી પડે છે. એથી આ ત્રણ શ્લોકો કોના છે અને કયા ગ્રંથમાં આવેલા છે એની તપાસ કરતાં પ્રથમ તો એ ત્રણે શ્લોકો અવતરણરૂપે [2]તત્ત્વસંગ્રહમાં જડી આવ્યા.

---

૧ " यदि गौरित्ययं शब्दः कृतार्थोऽन्यनिराकृतौ ।
जनको गवि गोबुद्धेर्मृग्यतामपरो ध्वनिः " ॥

" अर्थज्ञानफलाः शब्दाः न चैकस्य फलद्वयम् ।
अपवादविधिज्ञाने फले चैकस्य वः कथम् " ॥

" पुरा(ऽ)गौरिति विज्ञानं गोशब्दश्रवणाद् भवेत् ।
येनाऽगोप्रतिषेधाय प्रवृत्तो गौरिति ध्वनिः " ॥

( भामहालंकार, परिच्छेद ६, શ્લોક. ૧૭-૧૮-૧૯ )

૨ " यदि गौ(रिति शब्दोऽयं भवेद)न्यनिराकृतौ ।
जनको गवि गोबुद्धेर्दृश्यतामपरो ध्वनिः " ॥

" न तु ज्ञानफलाः (शब्दा न चैकस्य फलद्व)यम् ।
अपवादविधि(ज्ञानं फलमेकस्य वा कथम्) " ॥

આ તત્ત્વસંગ્રહના પ્રણેતા બૌદ્ધાચાર્ય શ્રીશાંતિરક્ષિત[1] છે. એમનો સમય લગભગ ઇ. સ. ૭૪૯ ની આસપાસનો ગણાય છે. એમણે એ આખો ગ્રંથ પ્રાસાદિક કારિકાઓમાં રચેલો છે. એમના એ મહાન્ ગ્રંથ ઉપર એમના જ સમસમયી અને નાલંદા વિદ્યાપીઠના તંત્રશાસ્ત્રના અધ્યાપક આચાર્ય [2]કમલશીલે પંજિકા બનાવેલી છે. ઉપર્યુક્ત ત્રણે શ્લોકોની ઉત્થાનિકામાં આચાર્ય કમલશીલ જણાવે છે કે, "'**यदि गौः**' **इत्यादिना श्लोकत्रयेण भामहस्य मतेन प्रतीत्यादिबाधामुद्भावयति**"–તત્ત્વસંગ્રહપંજિકા પૃ૦ ૨૯૧ પં૦ ૮.

અર્થાત્ એ ત્રણે શ્લોકોમાં ભામહે બૌદ્ધોએ માનેલા અપોહના સિદ્ધાંતની સામે વિરોધ પ્રકટ કરેલો છે. આ ઉપરથી એટલું તો સમજાય છે કે, તત્ત્વસંગ્રહના મૂળ પ્રણેતા આચાર્ય શાંતિરક્ષિતે જે એ ત્રણ શ્લોકો પોતાની કૃતિમાં મૂકેલા છે તે મૂળ ભામહના છે. એથી શાંતિરક્ષિતે કરેલા આ ભામહના ઉતારાને આપણે ભામહનો સમય નક્કી કરવામાં જરૂર વાપરી શકીએ.

શાંતિરક્ષિતે કરેલા આ ભામહના ઉતારાને વાપરતાં પહેલાં ફરી પણ એક વાર આપણે ખાત્રી કરી લઇએ કે, 'એ શ્લોકો ભામહના જ છે કે બીજા કોઇના.'[3] આ સંબંધમાં વિશેષ તપાસ કરતાં જણાઈ આવ્યું કે, ભામહે કરેલા ભામહાલંકારના છઠ્ઠા પરિચ્છેદમાં મૂળમાં આ જ શ્લોકો અક્ષરે અક્ષર ૧૭–૧૮–૧૯ શ્લોક રૂપે નોંધાએલા છે. જે પાઠ ફેર છે તે આગળ જણાવેલો છે.

આ એક જ ઉતારા ઉપરથી ભામહને શાંતિરક્ષિતની થોડાક પહેલાં તો મૂકી શકાય. વળી, આચાર્ય શાંતિરક્ષિત અપોહના વિરોધી મતો જણાવતાં જેમ ભામહનો મત જણાવે છે તેમ કુમારિલનો મત પણ જણાવે છે. એ બે મતોમાંય પહેલાં ભામહનો મત મૂકે

---

"**प्रागगौरिति विज्ञानं गोशब्दश्राविणो भवेत्।**
**येनागोः प्रतिषेधाय प्रवृत्तो गौरिति ध्वनिः**" ॥

**तत्त्वसंग्रहकारिका ९१२-९१३-९१४ पृ. २९१**

તુટી ગએલા પાઠોને તત્ત્વસંગ્રહના સંશોધકે નવા કલ્પીને ( ) આ નિશાનમાં મૂકેલા છે.

૧ શાંતિરક્ષિતના વૃત્તાંત માટે જૂઓ આચાર્ય શ્રી સતીશચંદ્રનો ન્યાયશાસ્ત્રનો ઇતિહાસ પૃ. ૩૨૩ અં. ૧૨૧.

૨ કમલશીલના વૃત્તાંત માટે એ જ પુસ્તક જૂઓ. પૃ. ૩૨૭ અં. ૧૨૨.

૩. ખુદ સંમતિતર્કના ટીકાકારે એ શ્લોકોને "**ननु 'ज्ञानफलाः शब्दाः' इत्यादिकुमारिलवचनम्**" કહીને કુમારિલના જણાવ્યા છે અને એથી જ ઉપાધ્યાય શ્રીયશોવિજયજીએ ભામહના એ શ્લોકોને કુમારિલના કહ્યા છે. "**एतेन यदुक्तं कुमारिलेन**" આમ લખીને નીચે શ્લોકો લખ્યા છે. જૂઓ શાસ્ત્રવાર્તાસમુચ્ચયની એમની ટીકા પૃ. ૪–૨૦ પેલી બાજુ પં. ૫–૧૦. (દે૦ લા૦ જૈ૦). પણ આ ઉલ્લેખમાં સંમતિના ટીકાકારની સરતચૂક થતી હોય એમ લાગે છે.

છે અને પછી [1]કુમારિલનો મૂકે છે. આમ એ બન્ને મતોનો યથાવૃદ્ધ નિર્દેશ કરીને એ મહાતાર્કિક ગ્રંથકાર ભામહ અને કુમારિલનું પૌર્વાપર્ય પણ સૂચવતા જણાય છે.

અધ્યાપક હેર્માન યાકોબી પોતાના '[2]ભામહ અને દંડી'ના ગવેષણાપૂર્ણ લેખમાં ભામહને કુમારિલ અને ગુરુ તરીકે ખ્યાતિ પામેલા પ્રભાકરનો પુરોગામી જણાવે છે; તથા ભામહના સમયની પૂર્વસીમા ઈ. સ. સાતમા સૈકાની છેલ્લી પચ્ચીશી અને ઉત્તરસીમા આઠમા સૈકાની છેલ્લી પચ્ચીશી જણાવે છે. પણ શાંતિરક્ષિતે કરેલા આ ભામહના ઉતારા-દ્વારા તો આપણે કુમારિલના મતનો ઉલ્લેખ કરનારા શાંતિરક્ષિત કરતાં ભામહને જરૂર પહેલો મૂકી શકીએ. અર્થાત્ ઇ. સ. છઠ્ઠા સૈકાની છેલ્લી પચ્ચીશી અને સાતમા સૈકાની પ્હેલી પચ્ચીશીમાં ભામહનું હોવું ઉપર્યુક્ત શાંતિરક્ષિતે કરેલા ઉતારા ઉપરથી કલ્પી શકાય.



૧ "'अगोनिवृत्तिः' इत्यादिना कुमारिलमतेन प्रतिज्ञादोषमुद्भावयति" તત્ત્વસં. પંજિકા પૃ. ૨૯૨ પં. ૨. આ ઉત્થાનિકા પછી તત્ત્વસંગ્રહમાં જે કેટલીક કારિકાઓ આવે છે તે બધી કુમારિલે કરેલા શ્લોકવાર્તિકમાં પૃ. ૫૬૬ થી શરૂ થતા અપોહવાદમાં અક્ષરે અક્ષર નોંધાએલી છે.

૨ જૂઓ પુરાતત્ત્વ પુ. ૨ પૃ. ૮૧-૯૯.

શ્રીમદ્રાજચંદ્રજ્ઞાનભંડારમાં આવતાં ચોપાનીઆમાંના

# પુરાતત્ત્વવિષયક લેખોની યાદી

## જર્નલ ઓફ ધી રોયલ એશિયાટિક સોસાઈટી જાન્યુઆરી, ૧૯૨૫

[૧] નહપાન અને શકસંવત. ભા. ૨.
લે. આર. ડી. બેનરજી

[૨] ભારતીય ભાષાની શીલમુદ્રીમાં અર્થપૃથક્કરણ.
લે. સિદ્ધેશ્વર વર્મા

[૩] મૂર્તિની સ્થાપના અને પ્રતિષ્ઠા કરવાની બેબિલોનીઆ વિધિ
લે. એસ. સ્મીથ

[૪] યુરોપીયન સંગિતના સિદ્ધાંતપર થએલી અરબી અસર નો પત્તો (ચાલુ)
લે. એચ. જી. ફાર્મર

[૫] વિક્રમાદિત્યનો સંવત અને ગર્દભિલ્લાસ તથા મુસન્ડાસનો વંશ
લે. આર. શામશાસ્ત્રી

[૬] 'સંધીમાં મૂર્ધન્ય કરવાની ક્રિયા' વિષે નોંધ
આર. એલ. ટર્નલર

[૭] હીની ભાષામાં આ ચાર વ્યંજનમાળાઓ (આગળનો ત, દ, ર, ન) પાછળનો ટ, ડ, ર, ણ, મહાપ્રાણ અને અલ્પપ્રાણ) છે ?
લે. ગ્રેહામ બેલી

[૮] સમસુદ્દીનનું શીપ્પરવાળું લેખપત્ર.
લે. સી. જે. ગેડ્ડ

[૯] સ્વપ્નવાસવદત્તનો કર્તા કોણ ?
લે. એલ. ડી. બાર્નેટ

[૧૦] ધર્માધિકારીપણાનું વેચાણ.
લે. જી. આર. ટી

[૧૧] ભાસકૃત સ્વપ્નવાસવદત્ત.
લે. એફ. ડબલ્યુ. થોમસ

[૧૨] ભાસ અને પાણિ અંતગતાં પુલ્લિંગ દ્વિતીયા વિભક્તિનાં બહુવચનો.
લે. એફ. ડબલ્યુ. થોમસ.

[૧૩] પ્રાચીન ખોતનમાં નીનાઓ.
લે. એફ. ડબલ્યુ થોમસ.

[૧૪] મર્હુમ ડૉ. હોએર્નલની હસ્તલિખિત પ્રત

[૧૫] નેત્તિપકરણ, પટ્ટનના (મહાપકરણ) કરતાં પૂર્વતર પુસ્તક
લે. પોલ પેલ્લીઅટ.

એપ્રિલ, ૧૯૨૫.

[૧] પ્રાકૃતિકા. લે. જી. એ. ગ્રીઅરસન
[૨] સકર. લે. જી. ચાર્પેન્ટીઅર
[૩] ચીની ગ્રંથોમાં કેટલાક પરદેશી પક્ષીઓ અને પશુઓ. લે. એ. સી. મૌલે
[૪] નલોદયનું કર્તૃત્વ. લે. એ. આર. આય્યર.
]૫] હેરીઅન વિષે નોંધ. લે. ઇ. બરોઝ.
[૬] Lei Feng Toa લેઇ ફેંગ તા (એક દેવાલય) લે. એ. સી. મૌલ
[૭] પુરચુરણ ઇરાની નોંધો.
[૮] અરબસ્તાનમાં નબોનિડસના વિજયો
[૯] એસીરીઆના પુરાતત્ત્વ વિષે નોંધો: ઇસરહેડન [Esarhaddon] વહી
લે. એસ. સ્મીથ
[૧૦] ૯ મી સદીમાં બાઇઝેન્ટીઆઇ વાજીંત્રો
લે. એચ. જી. ફાર્મર
[૧૧] શીન 'મૂર્ધન્યો' વિષે ફરીથી
લે. જી. એ. ગ્રીઅરસન
[૧૨] ઔરંગઝેબ અને અકબરનો નાણાં-ભંડાર
લે. ડબલ્યુ. ફોસ્ટ.

જુલાઇ, ૧૯૨૫.

[૧] ટીરાહી વિષે નોંધો, ટીરાહી બોલનારા
લે. એ. સ્ટીન
[૨] ટીરાહી ભાષા વિષે. લે. જી. એ. ગ્રીઅરસન
[૩] અરબી કવિતાની ઉત્પત્તિ
ડી. એસ. માર્ગોલ્યૌથ
[૪] લીપિમાં ફેરફાર અને એથી થતાં સૂચનોનો ગોટાળો (પ્રાચીન અને અર્વાચીન ચીની દસ્કતોનો અભ્યાસ.) લે. એલ. સી. હેપકીન્સ
[૫] વેદાંતી સંન્યાસીઓનું સંગઠન.
લે. જે. એન. ફરકુહર.
[૬] ઉર-નિનુર્ત-સ્તોત્ર. લે. એસ. લેન્ગડન
[૭] શીની ભાષામાં દંતસ્થાની અને મૂર્ધન્ય વ્યંજનો.

[૮] 'નોલે' અને 'ટુઆર'
લે. એફ્. ડબલ્યુ. થોમસ

[૯] મી. ફ્રીથે મહાભાષ્યના એક ફકરાના કરેલા અર્થ વિષે કેટલીક નોંધો.
લે. કે. જી. સુબ્રાહ્મણ્યમ્

[૧૦] કેમ્બ્રીજ એન્શન્ટ હીસ્ટ્રી વો. ૧. પર એક વિશેષ નોંધ.
લે. એ. એમ. બ્લેકમેન.

[૧૧] મોકટમ. ડી. એસ. માર્ગોલીઓથ.

[૧૨] એસીરીઆરાઇ પુરાતત્ત્વવિદ્યા વિષે નોંધો, અદુમુ (Adumu) અદુમ્મતુ (Adummatu) લે. એસ. સ્મીથ.

[૧૩] દશમા સૈકાની ચીની મુદ્રણકલા. લે. એલ. જાઇલ્સ.

[૧૪] ટબરીની એક સેળભેળીઆ વાર્તા (Conylate Story).
લે. એ. એસ. ટ્રીટન.

[૧૫] બડૌન કે બડાયુન ?
લે. એ. એસ. બીવરીજ.

ઇન્ડીઅન એન્ટીકવરી, મે, ૧૯૨૫.

[૧] અન્દામાન નિવાસીઓ અને એમના દેશો વિષે નોંધો.
લે. સર રિચર્ડ ટેમ્પલ.

[૨] ગેઝીદી લોકો અથવા મોસલનાં ભૂત પ્રેતના પૂજારીઓ.
લે. એચ. સી. લ્યુક.

પૂર્તિ.

ઉત્તર હિંદુસ્તાનમાંની લોકવાર્તાઓ.
સં. એસ. એમ. એડવર્ડ્ઝ

જુન, ૧૯૨૫.

[૧] સીમલાના પહાડોમાંની દેવદેવલાંઓની ગાથાઓ.
સં. પંડિત સુખચેન તથા એચ. એ. રોઝ.

[૨] ઉત્તર હિંદુસ્તાનમાં પ્રચલિત મહાન્ પુરુષો વિષેના ગીતો અને કહેવતો.
સં. ડો. ડબલ્યુ. ક્રુક.

પૂર્તિ.

ગૂજરાત અને કાઠીઆવાડમાંના અગત્યનાં પ્રાચીન ગામો અને શહેરોનો ઇતિહાસ
લે. અનન્ત સદાશિવ અલ્ટેકર. પૃ. ૨૫ થી ૩૦

જુલાઇ, ૧૯૨૫.

[૧] ફિનિશયન ઉત્પત્તિ વિષે વેદેલ.
લે. સર. રિચર્ડ ટેમ્પલ

[૨] ઉત્તર હિંદુસ્તાનમાં પ્રચલિત મહાપુરુષો વિષેનાં ગીતો અને કહેવતો.
સં. ડો. ડબલ્યુ કુક.

[૩] સીમલાના પહાડોમાંની દેવદેવાલાંની ગાથાઓ
સં. પં. સુખચૈન તથા એચ. એ. રોઝ

પૂર્તિ.

પ્રાચીન અને મધ્યકાલીન હિંદનો ભૌગોલિક શબ્દકોશ.
લે. નન્દલાલ દે. પૃ. ૧૯૯ થી ૨૦૬.

## ધી કવાર્ટર્લી જર્નલ ઓફ ધી મિથિક સોસાઇટી. એપ્રીલ, ૧૯૨૫.

[૧] યુદ્ધ મન્તપમમાંના મદુરાના નાયકોના બાવલાં.
લે. રેવ. એચ. હેરાસ.

[૨] ઇરાની પયગંબર જરથોસ્ત શ્રીમદ્વ્યાસના સમકાલીન હતા કે નહિ?
લે. વી. એચ. વેડર.

[૩] પ્રાચીન હિંદુઓનું નિવાસસ્થાન અને જાતીય એકીકરણની પદ્ધતિ.
લે. ડો. આર. શામશાસ્ત્રી.

[૪] બેન્ગલોરનો સ્થાપનાર
લે. એસ. કે. નરસિમ્હિયા રાજભૂષણ.
રેવ. એ. એસ. ટબ્લર્ડની પ્રસ્તાવના સાથે.

[૫] પુરાણોના સપ્તદ્વીપ.
લે. વેંકટચેલ્લમ આય્યર.

[૬] પક્ષીઓ વિષેની દંતકથાઓનાં અધ્યયનો (૬).
લે. શરચ્ચંદ્ર મિત્ર.

[૭] ગુપ્તકાલીન સાહિત્યેતિહાસમાં વિશેષ ડોકીઆં.
લે. રન્ગાસ્વામી સરસ્વતી.

## જુન. ૧૯૨૫.

કવાર્ટર્લી જર્નલનાં વો. ૧ થી ૧૫ ની વિષયસૂચિ.

## જુલાઈ, ૧૯૨૫.

[૧] ચાંદાઓ વિષેની પુરાણ કથાઓ અને લોકવાર્તાઓ.
લે. કે. રામવર્મા રાજા.

[૨] કલહસ્તિ અને એનાં લેખપત્રો.
લે. વી. વેંકટ સુબ્બા આય્યર.

[૩] પ્રથમ મનુ (સ્વયંભૂ)નો યુગ અથવા પાંખડ મતોની પુરાતનતા.
લે. કે. રામવર્મા રાજા.

[૪] હિંદુસ્તાનનાં હાલરડાં.
લે. સી. હયવદનરાવ.

[૫] શિલાલેખોમાં ત્રાવણકોરના રાજાઓ.
લે. એસ. રામનાથ આય્યર.

[૬] અર્થશાસ્ત્રનો કાળનિર્ણય.
લે. એ. રંગાસ્વામી સરસ્વતી.

[૭] ઇરાની પયગંબર જરથોસ્તના શ્રીમદ્વ્યાસ સમકાલીન હતા કે નહિ ?
લે. વી. એચ. વેડર.

**ધી ઇન્ડીઅન હિસ્ટોરીકલ ક્વાર્ટરલી, વો. ૧.**

[૧] ઉત્તર તરફનો બૌદ્ધધર્મ.
લે. મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રી.

[૨] પુષ્પમિત્ર અને એના સામ્રાજ્ય વિષે કેટલાક વિચારો.
લે. અ. રમેશચંદ્ર મજુમદાર.

[૩] આયા પજાતી કયા ઐતિહાસિક દષ્ટિએ સાચી છે ?
લે. પ્રો. સુવિમલ ચંદ્રદત્ત.

[૪] રામરાય, વિજયનગરનો રાજાની વતીનો અધિકારી.
લે. રેવ. એચ. હેરાસ.

[૫] બુદ્ધ, એક સ્થાપત્યશાસ્ત્રી તરીકે.
લે. ડૉ. ડી. એમ. બરૂઆ.

[૬] સમુદ્રગુપ્તના અલ્હાબાદના સ્તંભપરના લેખમાં આવતા રાજાઓ અને પ્રદેશોની ઓળખાણ. લે. ડી. આર. ભાંડારકર.

[૭] સુબંધુ, નાટ્યશાસ્ત્રવિષયક એક પ્રાચીન લેખક.
લે. એ. રંગાસ્વામી સરસ્વતી.

[૮] મિલકતનો હિંદુ સિદ્ધાંત.
લે. જે. એન. સી. ગંગુલી.

[૯] વિચિત્ર નાટક.
લે. ઇન્દુભૂષણ બેનરજી.

[૧૦] ચંહ્ક્ય ઉપનિષદ અને ગૌડપાદ કારિકાઓ.
લે. અ. વિધુશેખર ભટ્ટાચાર્ય.

[૧૧] ઢાકાની બંગાળી શાળા.
લે. અ. સતીશચંદ્ર મિત્ર.

[૧૨] કાલદાસનો કાલનિર્ણય.
લે. કે. જી. શંકર.

[૧૩] બ્રિટિશ સંગ્રહસ્થાનમાંની કેટલીક જુની બંગાળી ચોપડીઓ અને સામયિકો.
લે. ડૉ. એસ. કે. દે.

[૧૪] મહાભારતમાં રાજકારણ અને રાજકારણી ઇતિહાસ.
લે. નારાયણચંદ્ર બેનરજી.

[૧૫] ભાસવાળો કોયડો.
લે. અ. કે. આર. પીશરોટી.

[૧૬] પ્રાચીન ભારતનું સ્તોત્રસાહિત્ય.
લે. અ. શિવપ્રસાદ ભટ્ટાચાર્ય.

પરચુરણ

[૧] ભાસવાળો કોયડો.
લે. કે. જી. શેષ આયર.

[૨] ત્રાવણકોરમાં ઐતિહાસિક સંશોધનની પ્રગતિ.
લે. સી. જે. શ્રિનિવાસચારિ.

[૩] સીઆમમાંના લેખપત્રો

[૪] બુદ્ધધર્મ વિષે નોંધો.
લે. અ. લુઇ ડીલાવલી પૌંસાં.

[૫] ભાસવાળો કોયડો-જવાબ.
લે. જી. હરિહર શાસ્ત્રી.

[૬] હિંદુ સિદ્ધાંતો તથા રાજપદનું મૂળ. શ્રી. અને કે. પી. જયસ્વાલ. લે. જી.

[૭] કે. પી. જયસ્વાલનાં 'હિંદુ રાજ બંધારણ'.

વો. ૧ અંક ૩.

[૧] હૈહય રાજા પૃથ્વિદેવ બીજાનાં સેદી સાલ ૯૦૦ અને ૯૦૫ નાં બે તામ્રપત્રો.
લે. રાયબહાદુર હીરાલાલ.

[૨] કનિષ્કની સાલ. લે. આર. ઝીમુર.

[૩] ધર્મસમુચ્ચય. લે. ધર્માદિત્ય ધર્માચાર્ય.

[૪] સુંઈગા અને કૌટિલ્ય અર્થશાસ્ત્ર.
લે. પ્રો. એમ. વિન્ટરનિત્સ.

[૫] માગધી પ્રાકૃત અને બંગાળી.
લે. મહમ્મદ શાહીદુલ્લા.

[૬] પ્રાચીન બૌદ્ધ શાસ્ત્રોમાં 'ઇચ્છાશક્તિ' (Will).
લે. મીસીસ સી. એ. એફ. રીઝ ડેવીડઝ.

[૭] રસાતલ અથવા પાતાલની દુનિયા.
લે. નન્દલાલ દે.

[૮] ઉત્તર તરફનો બૌદ્ધધર્મ. લે. મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રી.

[૯] પ્રાચીન દક્ષીણ હિંદના ઇતિહાસનો એક પ્રશ્ન.
લે. કે. જી. શેશઆયર.

[૧૦] પાણિનિનો વાસુદેવપૂજા વિષે પૂરાવો.
લે. ઉમેશચંદ્ર ભટ્ટાચાર્યજી.

[૧૧] મહાભારતમાં રાજકારણ અને રાજકારણી ઇતિહાસ.
લે. નારાયણચંદ્ર બેનરજી.

[૧૨] પાલી, દક્ષિણના બૌદ્ધોની ભાષા.
લે. અ. એ. બેરીએડેલ કીથ.

[૧૩] ભાટી રજપુતો.
લે. કુંવર શિવનાથસીંગ સેન્ગર.

[૧૪] પ્રાચીન ભારતમાં સચિવો.
લે. રાધાગોવિંદ બસક.

[૧૫] શાલિહોત્ર. લે. ડૉ. ગિરીન્દ્રનાથ મુકરજી.

[૧૬] એક નવી જડેલી વિષ્ણુમૂર્તિના આસન પરના લેખપત્રો.
લે. હરિદાસ મિત્ર.

[૧૭] ઇટલીની ભાષામાં હિંદુ રાજકારણ.
અ. બિનોયકુમાર સરકાર.

પરચુરણ

[૧૮] આંધ્ર અને તેલુગુગોઠો.
લે. એમ. વેંકટરંગય્યા.

કલકત્તા રિવ્યુ વો. ૧૬ અં. ૧

[૧] મોત વિષે વિચારો લે. મારીસ એ. કેની.

[૨] એક અગત્યનું રાજકીય તથા ધર્મવિષયક લેખપત્ર
લે. આર. શામશાસ્ત્રી

[૩] હિન્દુ રાજપદ્ધતિમાં ચારવૃત્તિ
લે. હેમચંદ્ર રે

વો. ૧૬, અં. ૨.

[૧] હિંદુ રાજ્યપદ્ધતિમાં ચારવૃત્તિ,
લે. હેમચંદ્ર રે.

[૨] સંસ્કૃત વ્યાકરણનો વિકાસક્રમ
લે. પ્રભાતચંદ્ર ચક્રવર્તી.

## જર્નલ ઓફ્ ધી રોયલ એન્થ્રોપોલોજીકલ ઇન્સ્ટીટ્યુટ ઓફ્ ગ્રેટબ્રિટન એન્ડ આયર્લેંન્ડ વો. ૫૫, ૧૯૨૫.

[૧] દક્ષિણ સુદાનની કેટલીક અલ્પજ્ઞાત ટોળીઓ.
[૨] કટન્ડાં (આર્ટ્ટે)ની પુરાતનતાઓ.
લે. ડો. એલેકએસ.

[૩] ડાઇરી સરિત્તટપ્રદેશ (basin) (પ્રાકૃતિક મનુષ્યશાસ્ત્ર અને બોલી વ્હેંચણી વિષે અભ્યાસ.
લે. આઇ. સી. પીએટ.

[૪] દર્શક તરીકે વાપરવાનું હાડકું.
લે, જી. રોહેઈમ.

[૫] (Eoliths)ના અભ્યાસમાં એક સહાયભૂત ઉમેરો.
લે. એફ. ડબલ્યુ. જોન્સ અને કેમ્પબલ.

[૬] ઓસ્ટ્રેલીઆના અમુક ભાગોમાંના પત્થરોની નિયમબદ્ધ વ્યવસ્થા.
લે. એફ. ડબલ્યુ. જોન્સ.

[૭] ૧૯૧૩ માં ટ્રાંસવાલ, બાસ્કોપમાં જડેલા કલવેરીઆ અને હોમ ગનાઇ અને નીગ્રોઇડ ખોપરીઓ સાથેના એના સંબંધ વિષે.
લે. ડબલ્યુ. પી. પાઇક્રાફ્ટ.

## જર્નલ ઓફ્ ધી એશિઆટિક સોસાઇટી ઓફ્ બેંગાલ. વો. ૨૦, અં. ૧.

[૧] ખરોષ્ઠી લેખપત્રોની યાદી.
લે. એન. જી. મજમુદાર.

[૨] ઓરીસાના વીર નરસિંહદેવના ૧૧ મા વર્ષની સાલવાળું ભુવનેશ્વરમાં મળેલું એક લેખપત્ર. લે. ગણપતિ સરકાર.

[૩] પ્રાચીન ભારતમાં અસ્મકો અથવા અસ્સકો
લે. વિમલચરણ લો.

[૪] વાકાટક રાણી પ્રભાવતી ગુપ્તની રિદ્ધપુરવાળાં લેખપત્રોઃ ૧૯ મું વર્ષ.
લે. વાય. આર. ગુપ્તે.

]૫] ઋગ્વેદ ૧૦, ૪૦, ૧૦.
લે. બીજલાલ મુકરજી.

[૬] સત્તરમા અને અઢારમા સૈકાનાં કેટલાંક મૈથિલી નાટકો.
લે. કુમાર ગંગાનંદ સિંહ.

[૭] અર્ધનારીશ્વર વિષે નોંધ.
લે. એ. એસ. રામનાથ આયર.

[૮] પદ્માયુગ.

લે. વિધુશેખર ભટ્ટાચાર્ય.

વૉ. ૨૦. અં. ૨.

[૧] અરબી સાહિત્યમાં હદીથ શબ્દાનુક્રમણિકાનો વિકાસ (ઇલ્મુલ અત્રાફ).
લે. એમ. હીદાયત હુસેન.

[૨] સર્મદનું ટુંક જીવનવૃત્તાંત.
લે. મૌલવી અબ્દુલ વલી ખાનસાહેબ.

[૩] સુફીવાદનો એક લઘુ ગ્રંથ.—અલ કુતુહાતુલ હીયતુફી નફી અર્વાહીય-ધવાતી ઈ—ઇન્સાનીયતી
લે. એ. એચ. હાર્લી.

વૉ. ૨૦, અં. ૪.

[૧] પેનાંગની બ્રિટિશ ઈસ્ટ ઇન્ડીઆ કંપનીની વસાહત માટે પાડેલા ચલણી નાણા વિષે (૧૭૮૬ થી ૧૮૨૮).
લે. એચ. નેલ્સન રાઇટ અને એચ. આર. નેવીલ.

એશિયા મેજોર, વૉ. ૨ અં. ૧.

[૧] ભવભૂતિ અને વાક્પતિરાજ વિષે એક નોંધ લે. જે. હર્ટલ
[૨] પ્રાચીન તુર્કસ્તાનની લોકકવિતા લે. સી. બ્રોકેલમાન
[૩] પૂર્વકાલીન ભારતીય બૌદ્ધ સંપ્રદાયોનું મૂળ અને સિદ્ધાંતો, યવનચંગનાં વસુમિત્રના ગ્રંથના ભાષાંતરનો અનુવાદ. લે. જે. મસુદ.
[૪] પાઠ સંબંધી તથા ઉચ્ચતર વિવેચનના કેટલાક નિયમોનો કાલીદાસના શાંકુતલ વિષે ઉપયોગ લે. એસ. કે. બેલ્વકર.
[૫] માઘનું શિશુપાલવધ. લે. ફ્રેન. ઇ. હચેઝ.
[૬] લુન યુ બીજો. ૧૬. લે. એ. ફોર્ક
[૭] હુઆપનાનત્સેનું ' ચાઉયિનથી ' ( ગુપ્ત અભ્યાસીને પાછા બોલાવવા )
સં. અને અનુવાદક એ. ઈ. અર્કસ
[૮] પ્રાચીન ચીનના સ્વરશાસ્ત્રની સમાલોચના
લે. લીન યુ ટાંગ
[૯] મધ્ય અને પૂર્વ એશિયાની સંસ્કૃતિ અને ધર્મોના ઇતિહાસ સંબંધી જાપાનમાંની શાસ્ત્રીય મદદ
લે. એફ. એન. ટ્રાઉત્સ

વિશ્વભારતી વૉ. ૨. અં. ૪.

[૧] હિંદી આર્યોમાં ધાર્મિક વિચારનો વિકાસ.
લે. સ્ટેન કોનોવ.

[૨] પૂર્વકાલીન ચીની સાહિત્યનું ટુંકું સિંહાવલોકન.
લે. ન્ગો. ચંગલીપ.

વો. ૩ અં. ૧

[૧] હિંદી આર્યોમાં ધાર્મિક વિચારોનો વિકાસ.
લે. સ્ટેન. કોનોવ.

મોડર્ન રિવ્યુ જુલાઇ ૧૯૨૫.

[૧] બેગમ સમરૂની રાજ્યવસ્થા અને રાજ્યનીતિ.
લે. ગજેન્દ્રનાથ બેનરજી.

ચિત્રમયજગત, મે, ૧૯૨૫

[૧] નિરુક્તપરિચય. લે. સદાશિવ વિશ્વનાથ બર્વે
[૨] ભારતીય ચિત્રકલાનો ઇતિહાસ. લે. વાસુદેવ ગોવિંદ આપ્ટે.

જુન, ૧૯૨૫.

[૧] નિરુક્તપરિચય લે. સદાશિવ વિશ્વનાથ બર્વે.

જુલાઈ, ૧૯૨૫.

[૧] નિરુક્ત પરિચય. લે. સદાશિવ વિશ્વનાથ બર્વે.
[૨] ખડકીની લડાઇ. લે. શિવરામ મહાદેવ પરાંજપે.

વિવિધજ્ઞાનવિસ્તાર એપ્રિલ, ૧૯૨૫.

[૧] શિવજયંતીની તિથિ. લે. દ. વિ. આપ્ટે.
[૨] પાશ્ચાત્ય વાસ્તુશાસ્ત્રની અપેક્ષાએ પ્રાચ્ય વાસ્તુશાસ્ત્રમાં વત્તુઓછું શું છે ?
લે. કૃ. વિ. વઝે.
(૩) બુદ્ધ લે. વિ. મો. મહાજનિ.

મે, ૧૯૨૫.

[૧] બુદ્ધચરિત્રલેખમાલા (લેખાંક ૫ મો) [મૂળ પુરાતત્ત્વ પુ. ૩ અં. ૧]
લે. અ. ધર્માનંદ કોસંબી.
[૨] અધ્યાત્મ રામાયણ વ્યાસનું નથી.
[૩] બુદ્ધના ધર્મસિદ્ધાંત લે. વિ. મો. મહાજનિ.
[૪] મળગાંવનો શિલાલેખ. લે. મ. પાં. સબનીસ.

જુલાઈ, ૧૯૨૫.

[૧] શૂદ્રોના અધિકાર અને વર્ણભેદની ઉત્પત્તિ.
લે. શારદાશ્રમવાસી.
[૨] શિવજન્મતિથિ-નિર્ણય.
લે. વિનાયક સ. વાકસકર.
[૩] બુદ્ધચરિત્રલેખમાલા (૬) (મૂળ પુરાતત્ત્વ પુ. ૩ અં. ૨)

**વિજ્ઞાન** ભાગ. ૨૧ અં. ૨

[૧]સૂર્યસિદ્ધાંત. લે. શ્રી. મહાવીર પ્રસાદ શ્રી વાસ્તવ.

ભાગ. ૨૧; અ. ૩, ૪.

[૧] સૂર્યસિદ્ધાંત લે. શ્રીમહાવીરપ્રસાદ શ્રીવાસ્તવ.

**માધુરી**, વૈશાખ, ૩૦૧ (તુઃ સં.)

અવેસ્તાના દેવ. લે. શંકરાચાર્ય જોશી.

જ્યેષ્ઠ, ૩૦૧.

[૧] બાહ્લીક. લે. જનાર્દન ભટ્ટ.

અષાઢ, ૩૦૧

[૧] ભારતના પ્રાચીન ઇતિહાસ ઉપર એક નવીન પ્રકાશ
લે. ધનરાજસિંહ ચોધરી.

[૨] તર્કભાષા. લે. વિશ્વનાથ સહાય.

**બુદ્ધિપ્રકાશ**, એપ્રીલ, ૧૯૨૫

[૧] શ્રીહર્ષની કારકિર્દીનો રાજકીય ઇતિહાસ.
લે. રમણિકલાલ જ. દલાલ.

**સાબરમતી** પુ. ૪. અં. ૧

[૧] મંગળાચરણ. લે. ઊમેદભાઇ નારણભાઇ પટેલ.

ચુનીલાલ પુ. બારોટ
જ્ઞાનભંડારસંરક્ષક

# સાભાર સ્વીકાર

| | | |
|---|---|---|
| આંકડાશાસ્ત્રનાં મૂળતત્ત્વો | ગુજરાત વિદ્યાપીઠ | ૧—૪—૦ |
| ચણીબોર | ,, | |
| પ્રાકૃતિક ભૂગોળ | ,, | ૦—૧૨—૦ |
| ગુજરાત વિદ્યાપીઠ વિજ્ઞાપન | ,, | ૧—૮—૦ |
| વાર્તાનું શાસ્ત્ર | દક્ષિણામૂર્તિભવન | ૧—૨—૦ |
| ગિજુભાઈ | ,, | |
| નરસિંહસાર | ,, | ૦—૬—૦ |
| હરિશંકર ત્રિવેદી | ,, | |
| આર્ય. વો. ૧ | ડૉ. માધવજી ભી. મચ્છર | |
| ,, વો. ૨ | ,, | |
| ,, વો. ૩ | ,, | |
| ( માર્ચના અંક સિવાય ) | ,, | |
| ,, વો. ૪ | ,, | |
| ,, વો. ૫ | ,, | |
| ,, વો. ૬ | ,, | |
| ,, વો. ૭ (અંક ૧–૬) | ,, | |
| ટોલસ્ટોય અને શિક્ષણ | દત્તાત્રેય બા. કાલેલકર | ૦—૮—૦ |
| મૂળ લે. એન સ્ટક્રોસબી | | |
| ત્યારે કરીશું શુ | ,, | ૦–૧૨—૦ |
| | ટોલ્સ્ટોય. | |
| | અનુવાદક પાંડુરંગ વિઠ્ઠલ વળામે | |
| ધી જૈન ફીલાસોફી | •આગમોદય સમતિ | ૧—૦—૦ |
| | લે. વી. આર. ગાંધી | |
| ધી યોગ ફીલસોફી | ,, | ૦–૧૪—૦ |
| લે. વી. આર. ગાંધી. | | |
| ધી કર્મ ફીલસોફી | ,, | ૦–૧૨—૦ |
| લે. વી. આર. ગાંધી. | | |
| રાજપ્રશ્નીયસૂત્રમ્ | ,, | ૧—૮—૦ |
| નન્દીસૂત્રમ્ | ,, | ૨—૪—૦ |
| મલયગિરિઆચાર્યની ટીકા સાથે | | |
| અનુયોગદ્વાર | ,, | ૨—૮—૦ |

ર. છો. પરીખ
મંત્રી ગૂ. પુરાતત્ત્વમંદિર

# નોંધ.

—•—

આ અંક પ્રકટ કરવામાં થયેલા વિલંબ માટે અમે અમારા ગ્રાહકોની ક્ષમા યાચીએ છીએ.

ચોથો અંક કાર્તિક પૂર્ણિમા ઉપર પ્રકટ કરવાની આશા રાખીએ છીએ.

સંપાદક.



# પુરાતત્ત્વમંદિરની યોજના

ઉદ્દેશ—

(૧) સાધારણ રીતે આખા હિંદુસ્તાનના અને ખાસ કરીને ગૂજરાતના પ્રાચીન ઇતિહાસ સાહિત્ય, કળા, ધર્મ, તત્ત્વજ્ઞાન વગેરે વિષયોની શોધખોળ કરવી અને તેનાં પરિણામો પ્રકાશિત કરવાં.

(૨) હિન્દુસ્તાનનાં પ્રાચીન ઇતિહાસ, સાહિત્ય અને દર્શનશાસ્ત્રોનું તેમ જ સંસ્કૃત, પાલી આદિ ભાષાઓનું શાસ્ત્રીય અને તુલનાત્મક પદ્ધતિએ શિક્ષણ આપવું.

(૩) શોધખોળના વિષયમાં રસ લેનારા શોધકોના ઉપયોગ માટે એક સારૂં પુસ્તકાલય બનાવવું જેની અંદર પ્રાચીન વિદ્યાને લગતું આજ સુધીમાં પ્રકટ થએલું સમગ્ર સાહિત્ય સંગ્રહીત કરવામાં આવે.

(૪) સંસ્કૃત, પ્રાકૃત, પાલી, અપભ્રંશ, જૂની ગૂજરાતી, ફારસી, અને અરબી આદિ ભાષાઓમાં લખાએલા અલભ્ય—દુર્લભ્ય ગ્રંથોને નવીન પદ્ધતિએ સંશોધિત—મુદ્રિત કરી પ્રકટ કરવા—કરાવવા.

(૫) દેશ અને વિદેશની જુદી જુદી ભાષાઓમાં લખાએલા પુરાતત્ત્વવિષયક સાહિત્યને ગૂજરાતી ભાષામાં ઉતારવું.

(૬) શોધખોળના વિષયના અભ્યાસીઓને તેમના અભ્યાસકાર્યમાં દરેક પ્રકારની સાહિત્ય સંબંધી સહાયતા આપવી.

(૭) દેશ—વિદેશના વિદ્વાનોને પુરાતત્ત્વના વિષયમાં યથાસાધન સાહિત્ય સંબંધી સલાહ અને સહાયતા આપવા એક મંડળ તરીકે કામ કરવું.

૨ પ્રબન્ધસમિતિ—

(૧) મુનિ જિનવિજયજી —આચાર્ય
(૨) અધ્યાપક રામચંદ્ર બળવંત આઠવલે
(૩) પંડિત સુખલાલજી
(૪) અધ્યાપક દત્તાત્રેય બા. કાલેલકર
(૫) અધ્યાપક રામનારાયણ વિશ્વનાથ પાઠક } મંત્રીઓ
(૬) રસિકલાલ છોટાલાલ પરીખ } મંત્રીઓ

## લેખકોને સૂચના.

૧. 'नामूलं लिख्यते किंचित्' એ સૂત્રને અનુસરી લેખો લખી મોકલવા વિનન્તી છે.
૨. કાગળની એક જ બાજુ ઉપર સ્પષ્ટ અક્ષરોમાં લખેલા લેખો તરફ જ ધ્યાન આપવામાં આવશે.
૩. લેખકે પોતાનું નામ અને ઠેકાણું લેખ સાથે મોકલવાં.
૪. લેખની નીચે આપવાનાં પ્રમાણો સ્પષ્ટ રીતે જણાવવાં અને '૧', '૨', '૩', ઇત્યાદિ ક્રમાંકમાં ગોઠવવાં.
૫. પોસ્ટેજ સાથેનાં લેખને નાપસંદ થતાં પાછો મોકલવા પ્રયત્ન થશે. લેખ ગેરવલ્લે જાય તે માટે સંપાદક જવાબદાર નથી
૬. પ્રત્યેક લેખને માટે તેનો લેખક જવાબદાર રહેશે.

## તૈયાર છે.

# વિષયાનુક્રમ.



ગૂજરાત વિદ્યાપીઠ.

# જૂના ગુજરાતીમાં એક જૈન ઐતિહાસિક ચર્ચા

આચાર્ય—શ્રીજિનવિજયજી

અભયદેવસૂરિ નામના એક પ્રસિદ્ધ જૈન આચાર્ય ૧૧ મા સૈકામાં થઇ ગએલા છે. જૈન આગમ ગ્રંથોમાં મુખ્ય જે ૧૧ અંગ ગણાય છે તેમાંના ૯ અંગ ઉપર એ આચાર્યે સંસ્કૃત ટીકાઓ લખી છે; તેથી એમના નામ પાછળ **નવાંગી વૃત્તિકાર** એવું વિશેષણ ખાસ કરીને લગાડવામાં આવે છે. પોતાના સમયમાં એ આચાર્ય બહુ સમર્થ વિદ્વાન અને આદર્શ સંયમી મનાતા હતા; તેથી જૈન સમાજમાં એમની પ્રતિષ્ઠા ઘણી ઉંચી હતી. એમના સમયમાં જૈન ધર્મગુરુઓના મોટા ભાગની સ્થિતિ કાંઇક વિચિત્ર હતી. જૈન ભિક્ષુઓના ત્યાગનો જે પ્રાચીન આદર્શ જૈન આગમોમાં વર્ણવેલો છે, તે ઘણા ભાગે એ સમયમાં બહુ શિથિલ થઇ ગએલો હતો. યથાર્થ નિર્ગ્રંથ માર્ગ તો ઘણા સૈકાઓ પહેલાં જ જૈન ધર્મગુરુઓમાંથી લુપ્ત પ્રાયઃ થઇ ગયો હતો. દેશકાલની પરિસ્થિતિને લઇને **વનવાસી** ભિક્ષુઓ પ્રથમ **વસતિવાસી** બન્યા હતા. તે પછી બૌદ્ધ સંઘની જબરદસ્ત અસરને લીધે, ધીમે ધીમે જૈન સાધુઓ પણ, **વિહારવાસી** બન્યા. એ વિહારવાસના પરિણામે અસંખ્ય જૈન ચૈત્યો રચાયાં; અને એ ચૈત્યોનો સઘળો કારભાર, આસ્તે આસ્તે, એ જૈન યતિઓના હાથમાં પડવાથી, તેઓ આખરે **ચૈત્યવાસી** બન્યા.

જૈનોમાં ત્યાગ અને વૈરાગ્ય તો મૂળથી જ ખૂબ ખીલેલાં હતાં. તેમાં ચૈત્યોની પ્રતિષ્ઠાના યોગે ભક્તિભાવનો પણ વિકાસ થવા લાગ્યો અને એના પરિણામે ચૈત્યોના ભંડારોમાં અઢળક સંપત્તિ ભેગી થવા લાગી. એ સંપત્તિના મોહે ચૈત્યવાસી યતિઓમાં અધિકાર લાલસા ઉત્પન્ન કરી અને એ લાલસાના પરિણામે જૈનસંઘમાં અનેક ગચ્છો અને પક્ષો બંધાયા. ગચ્છના મમત્વને લઇને પરસ્પર ખૂબ રાગ-દ્વેષ ભરેલો વ્યવહાર વધવા લાગ્યો. એક બીજાની પ્રવૃત્તિઓ નિંદાવા લાગી. જાહેર રીતે વાદ-વિવાદ થવા લાગ્યા અને તેના અંગે ખંડન-મંડનના ગ્રંથોની સૃષ્ટિ પણ વિસ્તરવા લાગી. દરેક ગચ્છવાળાને પોતપોતાના ગચ્છની ઉન્નતિ અને સુસ્થિતિની પણ વધારે ચિંતા થવા લાગી. તેના માટે ગચ્છનાયક યતિઓ લોકાવર્જનના અનેક ઉપાયો વિચારવા અને કરવા લાગ્યા. સાધારણ જનતાને તો જે ધર્મ ઐહિક મદદ આપે અને જીવનનિર્વાહનો માર્ગ સરલ કરવા સહાયતા કરે તે જ ધર્મ ઉપર તેની પ્રથમ પ્રીતિ અને પછી શ્રદ્ધા જાગે છે. એ જનસ્વભાવને લક્ષ્યમાં લેઇને, એ

જૈન યતિઓ જ્યોતિષ, નિમિત્ત, વૈદ્યક વિગેરે શાસ્ત્રોનો અભ્યાસ કરી તેના પ્રયોગો વડે અનેક મનુષ્યોને પોતાના અનુયાયી બનાવવા લાગ્યા. એ અનુયાયીઓમાં કેટલાંએ સત્તાધારી અને રાજ્યાધિકારી પણ ભળતા, અને એ રીતે એ ગચ્છો ખૂબ સમર્થ બની જતા; તેના પરિણામે કયારે કયારેક ગચ્છની પક્ષાપક્ષીમાં પણ વધારે કડવાશ અને વધારે તીવ્રતા પ્રકટી આવતી.

જૈનધર્મના મૂળભૂત અને સર્વોત્કૃષ્ટ અહિંસાતત્ત્વના સિદ્ધાન્તને લીધે, જો કે જૈન-સંઘમાં હિંસાભાવ જાહેર રીતે વ્યાપક બની શકે તેમ થવું તો અસંભવિત જ હતું પણ પરસ્પરની આવી કટુતા એ પણ જૈનતત્ત્વને તો સંપૂર્ણ કલંક લગાડનારી જ હતી એમાં તો શંકા નથી. ભગવાન્ મહાવીરના સાક્ષાત્ શિષ્ય નિર્ગ્રંથોનાં જીવનમાં અને આ ચૈત્યવાસી યતિયોનાં જીવનમાં દક્ષિણ–ઉત્તર ધ્રુવ જેટલું અંતર પડી ગયું હતું. ધર્મની ઉન્નતિના બહાને માત્ર અભિમાન, દંભ અને બાહ્યઆડંબરની જ ઉન્નતિ થઇ રહી હતી. સાધુજીવનમાંથી શાંતિ, શુચિતા, ક્ષમા અને આધ્યાત્મિકતા લુપ્ત થઇ ગયાં હતાં. જ્યાં જુઓ ત્યાં દેહરા, પ્રતિષ્ઠા, ઉપધાન અને ઉજમણાના નામે ધર્મગુરુઓ પોતાના અહંકાર અને અભિલાષને જ પોષી રહ્યા હતા. સમતા, સંવેગ, નિર્વેદ અને અનુકંપા આદિ ઉદાત્ત તત્ત્વોનાં તો માત્ર વ્યાખ્યાનો જ વંચાતાં. જેમ સદા અને સર્વત્ર બને છે, તેમ એ સમયમાં પણ કેટલાક એવા અંતરંગ ત્યાગી પુરુષો નિકળ્યા જેમને એ બધી ધમાલ અવનતિકારક લાગી અને તેથી એ પ્રવાહપતિત સમુદાયથી ભિન્ન થઇ તેમણે પોતાનો આચાર–માર્ગ ફરી જુદો ચાલુ કર્યો. વિક્રમના ૧૦ મા ૧૧ મા સૈકાની આસપાસની આ હકીકત છે.

એવા ત્યાગી યતિઓમાં વર્ધમાનસૂરિ નામના આચાર્ય અગ્રગણ્ય થયા. મૂળ એ કોઇ ચૈત્યવાસી ગુરુના શિષ્ય હતા. પણ સ્વભાવથી જ વૈરાગ્ય તરફ વિશેષ રુચિ હોવાથી, ચૈત્યનો ઉપાધિભરેલો કારભાર અને સહવાસિઓનો અસમાધિકારક આચાર–વ્યવહાર એમને રુચિકર ન થયો. તેથી એ પોતાના મૂળ ગુરુને છોડીને ઉદ્યોતનસૂરિ નામના એક તપસ્વી, સંયમી અને સમાધિશીલ યતિવરના એ ફરી શિષ્ય બન્યા. પૂર્વપ્રાપ્ત બધા પરિગ્રહનો એમણે ત્યાગ કર્યો અને કોઇએક ઠેકાણે નિયતવાસી તરીકે ન રહેતાં ભ્રમણશીલ ભિક્ષુમાર્ગ સ્વીકાર્યો. લોકો આગળ એમણે પ્રાચીન ભિક્ષુજીવન અને પ્રવર્તમાન યતિજીવનનું અંતર સમજાવવા માંડયું. જૈનધર્મનો મૂળ આધ્યાત્મિક ત્યાગમાર્ગ અને ચાલુ દેખાતો આડંબર-પૂર્ણ વિકૃતમાર્ગ એનું સ્વરૂપ પ્રકટ કરવા લાગ્યા. એમના શાન્ત ત્યાગી જીવનથી કેટલાક મુમુક્ષુઓ એમના શિષ્ય બન્યા; જેમાં જિનેશ્વર અને બુદ્ધિસાગર નામના બે બ્રાહ્મણ બંધુઓ આગળ જતાં ઘણા પ્રભાવશાલી સાધુ મનાયા.

વર્ધમાનસૂરિના આવા આચાર–વ્યવહારથી ચૈત્યવાસી વર્ગ ઘણો ક્ષુબ્ધ થયો. એમણે જે વિચારો લોકો આગળ મૂકવા માંડયા તેથી એ વર્ગને ભય લાગવા માંડયો અને પોતાની માન–પૂજાના પ્રવાહમાં એમની પ્રવૃત્તિ રોધક સમજાવાથી એ રૂઢિપ્રિયવર્ગે એમના તરફ તિરસ્કાર ફેલાવવા શરૂ કર્યો. પોતાના અંધ અનુયાયિઓના બળે સંઘબહાર તો શું પણ નગરબહાર અને દેશબહાર કરવાના ઉપાયો પણ એમણે લેવા માંડયા. ગૂજરાતમાં અને ખાસ કરીને તેની ઉત્કર્ષવતી રાજધાની પાટણમાં, કહે છે કે, તે વખતે ચૈત્યવાસિ-ઓની ભારે સત્તા હતી. વર્ધમાનસૂરિ જેવા સુધારક પુરુષને એ પ્રદેશમાં પગ મૂકવો કઠણ

હતો. વર્ધમાનસૂરિ જ્યારે માલવામાં ફરતા હતા ત્યારે ગૂજરાત પાસે હોવાથી જિનેશ્વર અને બુદ્ધિસાગરને એ દેશ તરફ જવાની ઇચ્છા થઇ. ગુરુએ શિષ્યોને કહ્યું કે–ગૂજરાતમાં ચૈત્યવાસિઓનું ખૂબ જોર છે. તેઓ આપણા વિચારોના વિરોધી હોવાથી આપણને સમાધિપૂર્વક રહેવા દે તેમ નથી. જિનેશ્વર અને બુદ્ધિસાગર બ્રાહ્મણપુત્ર હોવાથી શાસ્ત્રોમાં ખૂબ પ્રવીણ હતા અને વાદ–વિવાદમાં પણ કુશલ હતા. તેથી તેમણે ચૈત્યવાસિઓના વિરોધનો ભય ન રાખતાં, ગુરુપાસેથી ગૂજરાતમાં જવાની આગ્રહપૂર્વક રજા મેળવી અને કેટલાક બીજા શિષ્યોની સાથે તેઓ પાટણ પહોંચ્યા. તેઓ તદ્દન નવીન જ આવેલા હોવાથી તેમના કોઇ ભક્ત શ્રાવકો તો પાટણમાં હતા જ નહિ; તેથી તેઓ જુદા જુદા ગચ્છના ચૈત્યોમાં પોતાને ઉતરવામાટે યોગ્ય જગ્યા મેળવવા પ્રયાસ કરવા લાગ્યા. પણ વર્ધમાનસૂરિ જેવા સુધારક સાધુના શિષ્ય હોવાથી, જૈનધર્મની રાજધાની જેવી મનાતી અને સેંકડો ચૈત્યો અને ઉપાશ્રયોથી સંકીર્ણ ગણાતી એ પાટણનગરીમાં, તેમને એક રાત પડી રહેવા જેટલું પણ સ્થાન ક્યાંએ મળ્યું નહિ! એકરીતે કહિએ તો જેમની શિષ્યસંતતિના પુરુષાર્થને પ્રતાપે જ આજ લગભગ એક હજારવર્ષ થયાં જૈનધર્મ પોતાનું વર્તમાન સ્વરૂપ જાળવી રહ્યો છે તે જ જિનેશ્વર અને બુદ્ધિસાગરને એક દિવસે જૈનોની જૂની રાજધાનીમાં કોઇએ ભિક્ષા પણ ન આપી હતી! આમ જૈનોને ત્યાં અન્ન કે સ્થાન કશું ન મળવાથી આખરે એ બંને બંધુઓ રાજપુરોહિત બ્રાહ્મણને ઘેર ગયા. પોતે વેદ–વિદ્યામાં પ્રવીણ હતા તેથી વેદની કેટલીક મહત્ત્વની ઋચાઓનો ઘોષ કરી એ બ્રાહ્મણને પ્રસન્ન કર્યો અને એને ત્યાં સ્થાન અને અન્ન મેળવ્યાં.

પાટણની ગાદી ઉપર, એ વખતે દુર્લભરાજ ચાલુક્ય રાજ્ય કરતો હતો. એના પુરોહિતને ત્યાં નવા આવેલા ભિક્ષુઓએ આશ્રય મેળવ્યો છે, એ હકીકત જાણી ચૈત્યવાસિઓ મનમાં ચમકયા અને રાજાને કાને ખોટી–સાચી વાતો નાંખી તેમણે પુરોહિતને ત્યાંથી એ નવીન સાધુઓને હાંકી કઢાવવાની બાજી રચી; પણ તેમાં તેઓ નિષ્ફળ નિવડયા. જિનેશ્વર અને બુદ્ધિસાગરે રાજસભામાં ચૈત્યવાસિઓનો મોટો પરાજય કર્યો, એના પરિણામે કેટલાક શ્રાવકો એમના ભકતો બન્યા. ધીમે ધીમે એમનો પક્ષ પ્રબળ થતો ગયો અને થોડાં જ વર્ષોમાં, બીજા ગચ્છોની માફક એમના સમુદાયનું પણ પાટણ એક કેંદ્રસ્થાન બની ગયું.

જિનેશ્વર અને બુદ્ધિસાગરસૂરિએ સંઘસુધારણાની સાથે સાહિત્ય–વિકાસના પ્રવૃત્તિ પણ સારી પેઠે ચાલુ કરી. એ બંને ભ્રાતાઓએ વ્યાકરણ, ન્યાય, કથા, કોષ અને બીજા પ્રકીર્ણ વિષયો ઉપર સારભૂત ગ્રંથો લખ્યા. એમની શિષ્યસંખ્યા પણ ઘણી મોટી થઇ અને તેમાં અનેક પ્રતિભાશાલી અને પ્રભાવશાલી વ્યક્તિઓ નિકળી. એમના જ એક શિષ્ય, આ લખાણની શુરુઆતમાં જણાવેલા નવાંગવૃત્તિકાર અભયદેવસૂરિ. પોતાના ગુરુઓની માફક એ અભયદેવ પણ ઘણા પ્રખ્યાત થયા. ખાસ કરીને નવ આગમો ઉપર ટીકા કરવાને લીધે તેમની મહત્તા ખૂબ વધી. તેમના શિષ્યોની સંખ્યા ઘણી મોટી થઇ. એ શિષ્યસંતતિની અનેક શાખાઓ ચાલી. તેમાં ખરતરગચ્છ નામે પ્રસિદ્ધ થએલી એક મોટી શાખા કે જે આજલગી ચાલી આવી છે તેનોપણ સમાવેશ થાય છે. કર્નલ ટૉડે રાજસ્થાનમાં લખ્યા પ્રમાણે રાજપૂતાનામાં લગભગ એક લાખ કરતાં વધારે અનુયાયીઓ એ

ગચ્છના છેલ્લા સૈકામાં વિદ્યમાન હતા. મુસલમાની અમલ દરમ્યાન, રાજપૂતાના, સિંધ, દિલ્હી અને પંજાબના ભાગોમાં એ ગચ્છને માનનારા ઘણા ધનવાન અને સત્તાવાન શ્રાવકો થઈ ગયા. પાટણ, અમદાવાદ અને ખંભાતમાં પણ એ ગચ્છના મંદિરો, ઉપાશ્રયો અને અનુયાયીઓ સારી સંખ્યામાં હતા. તપાગચ્છનું જોર વધતાં ગૂજરાતમાંથી અને સ્થાનકવાસિઓનું જોર વધતાં રાજપૂતાનામાંથી એ ગચ્છાનુયાયીઓની સંખ્યામાં ઘણી ન્યૂનતા આવી છે. છતાં, હજી ખાસી ઉલ્લેખનીય સંખ્યા મળી આવે છે.

એ ગચ્છને ખરતર એવું નામ કયા કારણથી અને કયા પુરુષથી લાગુ પડ્યું, એ પ્રશ્ન જૈનશ્વેતાંબર સંપ્રદાયોમાં ઘણો ચર્ચાસ્પદ થઈ પડ્યો. ખરતરગચ્છના અનુયાયીઓ પોતાની ગુરુપરંપરા ઠેઠ, ઉપર વર્ણવેલા જિનેશ્વરસૂરિ સુધી પહોંચાડે છે અને પાટણના દુર્લભરાજ ચાલુક્યની સભામાં, ઉપર જણાવ્યા પ્રમાણે એ આચાર્યે ચૈત્યવાસિઓને વાદ–વિવાદમાં હરાવ્યા અને આચરણમાં પોતાનું ખડતર—કઠિનતર તપસ્યા કરવા–પણું સિદ્ધ કરી બતાવ્યું તેથી રાજાએ એમને ખરતરનું બિરૂદ આપ્યું; પણ બીજા કેટલાક ગ્રંથકારો એ બાબત માનતા નથી. ખરતરગચ્છની અમુક ક્રિયા–વિધિ અમુક ગચ્છવાળાઓને માન્ય નથી અને તેથી તેઓ એ ક્રિયા–વિધિના ખંડન-મંડન પ્રસંગે, એ ગચ્છના મૂળ પુરુષનો પ્રશ્ન ઉઠાવી તેની આપ્તતા–અનાપ્તતાના આધારે પોતાના મંતવ્યનો ઊહાપોહ કરે છે.

અકબરના રાજ્યવખતે આ પ્રશ્ને ઘણું કડવાશ ભર્યું રૂપ પકડ્યું. ઉપર જણાવ્યા પ્રમાણે એ સમયમાં ગૂજરાત બહારના દેશોમાં જેમ ખરતરગચ્છ મહત્તા ભોગવતો હતો તેમ ગૂજરાતમાં તપાગચ્છ મહત્તા ભોગવતો હતો. હીરવિજયસૂરિ નામના પ્રસિદ્ધ આચાર્ય એ ગચ્છના તત્કાલીન સમર્થ નાયક હતા. તેમની સાચી સાધુતાની ખ્યાતિ મુગલ સમ્રાટ્ અકબરના કાન સુધી પહોંચી અને તેથી તે ધર્મજિજ્ઞાસુ બાદશાહે ઘણા માનપૂર્વક એ સૂરિને પોતાના દરબારમાં બોલાવ્યા; અને એમનાં જ્ઞાન અને સંયમથી સંતુષ્ટ થઇ તેણે એમને જગદ્ગુરુના પદે સ્થાપ્યા. એ સૂરિના સહપાઠી એક ધર્મસાગર નામના પ્રચંડ પંડિત યતિ હતા. તે સ્વભાવે બહુ ઉગ્ર, વાચાલ, સ્વપક્ષાભિમાની અને પરમતઅસહિષ્ણુ હતા. પાંડિત્યનું અભિમાન અને વક્તૃત્વનું ચાપલ્ય એ બે અહંત્વવર્દ્ધક ગુણોના લીધે એ યતિવર જ્યાં ત્યાં જતા ત્યાં ત્યાં અન્ય ધર્મો અને સંપ્રદાયો સાથે પ્રાયઃ હમેશાં દ્વંદ્વ યુદ્ધ રચ્યાં કરતા. જે સમયે એમના ગચ્છનાયક હીરવિજયસૂરિ અકબરના દરબાર તરફ રહેતા હતા તે વખતે એ ધર્મસાગર યતિ–જે ઉપાધ્યાયના પદથી અલંકૃત હતા–એક વર્ષ પાટણમાં ચાતુર્માસ રહેવા આવ્યા. એ જ વખતે ખરતરગચ્છના આચાર્ય પણ ત્યાં ચાતુર્માસ કરવા આવ્યા. બસ પછી શું પૂછવું? ધર્મસાગર ઉપાધ્યાયે વાદ–વિવાદનું રણક્ષેત્ર સારી પેઠે તૈયાર કર્યું. સામો પક્ષ પણ તેમનાથી ઉતરે તેમ ન હતો; તેથી એ વાદવિવાદનું પરિણામ તો છેવટ ગાળો, લાતો અને લાકડિઓથીએ આગળ વધીને રાજ્યસત્તાના દંડયોગ સુધી જઇને અટક્યું. એ વાદ–વિવાદનો મુખ્ય વિષય હતો–ખરતર ગચ્છનો પ્રાદુર્ભાવક પુરુષ કોણ. ખરતર ગચ્છની માન્યતા પ્રમાણે એ મૂળપુરુષ જિનેશ્વરસૂરિ હતા અને એમની જ શિષ્યપરંપરામાં નવાંગવૃત્તિકાર અભયદેવસૂરિ તથા તેમના શિષ્ય જિનવલ્લભસૂરિ થયા: જિનવલ્લભસૂરિની પાટે

જિનદત્તસૂરિ થયા. તેમનાથી એ ગચ્છનું બીજું નામ વિધિમાર્ગ પડ્યું. માટે ખરતર ગચ્છનો આમ્નાય એ અભયદેવ જેવા સર્વગચ્છસમ્મત એવા સુવિહિત પુરુષથી અનુમત છે. તપાગચ્છના ધર્મસાગર ઉપાધ્યાયનું કથન છે કે ખરતર ગચ્છના પ્રવર્તક મૂળ જિનેશ્વરસૂરિ નહિં પણ જિનવલ્લભસૂરિ છે; અને તે જિનવલ્લભ અભયદેવસૂરિના શિષ્ય નહિં પણ કોઇ ચૈત્યવાસી યતિના શિષ્ય છે. તે અભયદેવસૂરિ પાસે શિષ્યભાવ સ્વીકારવા આવ્યા હતા ખરા પણ અભયદેવસૂરિએ તેમનો તે રીતે સ્વીકાર કર્યો ન હતો. તેથી જિનવલ્લભ પ્રચારિત ખરતર આમ્નાય એ અભયદેવસૂરિથી અનુમત મનાય નહિં; અને તેથી જ એ ગચ્છની પરંપરા ઠેઠ જિનેશ્વરસૂરિ સુધી લઇ જઇ શકાય નહિં. ધર્મસાગર ઉપાધ્યાયે **પ્રવચનપરીક્ષા** નામનો એક મોટો ગ્રંથ લખ્યો છે. એ ગ્રંથમાં જૈનસંપ્રદાયમાં ચાલતા કેટલાક જુદા જુદા ગચ્છોની પરંપરા અને માન્યતાના સંબંધમાં ખૂબ ખંડન મંડનાત્મક વિવેચન કરેલું છે. એ જ ગ્રંથને લઇને પાટણમાં ઉપર્યુક્ત વાદ–વિવાદ મચ્યો હતો. એ ગ્રંથના પ્રત્યુત્તર રૂપે ખરતર ગચ્છ તરફથી, પણ એવી જ કોટિનાં લખાણો લખાયાં હતાં. એ બધાં લખાણો મોટે ભાગે સંસ્કૃતમાં છે. તેથી ગૂજરાતી ભાષા જાણનારાઓ માટે, ધર્મસાગરના એક શિષ્ય પં૦ લબ્ધીસાગરે આ નીચે આપેલો નિબંધ તૈયાર કર્યો હોય તેમ લાગે છે.

આ નિબંધ બે રીતે મનન કરવા લાયક છે. એક તો વિક્રમના ૧૭ માં સૈકાના પૂર્વાર્ધમાં ગૂજરાતી ભાષાનું શિષ્ટ ગદ્ય કેવા પ્રકારનું હતું તેનો આ નિબંધ એક ઉત્તમ આદર્શ રજુ કરે છે. નિબંધકાર મોટે ભાગે પાટણ, અમદાવાદ અને સૂરત જેવા ગૂજરાતના પાટનગરોમાં રહ્યાં કરતા હતા; તેથી આ ગદ્ય શુદ્ધ નાગરિક કહી શકાય. નિબંધની ભાષા સુસંબદ્ધ અને વ્યાકરણશુદ્ધ છે. અલબત્ત, એમાં વર્ણવેલી ચર્ચા ખાસ સાંપ્રદાયિક છે, તેથી જૈન સંસ્કારની છાયા ક્યાંક ક્યાંક ભાષામાં સ્પષ્ટ દેખાઇ આવે છે ખરી. છતાં એમાં સર્વસાધારણગમ્ય સરલતા અને પ્રવાહની અસ્ખલિતતા બહુ જ સરસ રીતે સચવાએલી છે. નિબંધનો વિષય શાસ્ત્રીય હોવાથી તે જાતની ભાષાપદ્ધતિનો પ્રયોગ એ આવશ્યક જ છે અને તેથી વિષયના અપરિચિતને ભાષા જરા કઠિણ પડે એ પણ સ્વાભાવિક જ છે; પરંતુ તેથી ભાષાની ઉત્તમતામાં કાંઇ ન્યૂનતા આવતી નથી. બીજું ઐતિહાસિક વિષયની ચર્ચવાની જૂની પદ્ધતિનો પણ આ નિબંધ એક ઉત્તમ આદર્શ રજુ કરે છે. આખો નિબંધ ઐતિહાસિક સમાલોચના તરીકે જ રચવામાં આવ્યો છે. ઐતિહાસિક અન્વેષણ અને ઊહાપોહની જે આપણી આધુનિક શાસ્ત્રીય પદ્ધતિ છે તે જ પદ્ધતિનો સંપૂર્ણ રીતે આમાં ઉપયોગ થએલો દેખાય છે. એક ઐતિહાસિક પ્રશ્નને અંગે જે પૂર્વાપર અને સાધક–બાધક પ્રમાણોનું પરીક્ષણ આવશ્યક હોય છે તે આ નિબંધમાં ઘણી સ્પષ્ટ રીતે મળી આવે છે. સાંપ્રદાયિક વાદ-વિવાદના પરિણામે જૈન લેખકોમાં ઘણા જૂના સમયથી ઐતિહાસિક આલોચનાની દૃષ્ટિ ઉદ્‌ભવેલી જોવામાં આવે છે અને તેના લીધે આ જાતના અનેક નિબંધો-પ્રબંધો જૈન વાઙ્મયમાં મળી આવે છે. આવા લેખોના પ્રકાશનથી, ઇતિહાસના ભંડોળમાં ઘણી વૃદ્ધિ થઇ શકે છે—એ પુરાતત્ત્વના અભ્યાસીઓને કાંઇ વધારે વિગતથી સમજાવવાની આવશ્યકતા નથી.

## અસલ નિબંધની નક્લ

॥ ६० ॥ ॐ नमः ॥ श्री गुरुभ्यो नमः । [1]

અથ નવાંગી વૃત્તિકારક શ્રીમદ્ અભયદેવસૂરિ ખરતર ગચ્છઈ હુઆ એહવું ખરતર ભાપઈ. તપા પ્રમુખ શ્રી અભયદેવ સૂરિ ખરતર નહી એહવું ભાપઈ. એહવઈ વિવાદ ઊપનઈ ખરતર પ્રતિં તપા પ્રમુખઈં બોલ ચ્યારિ પૂછવા. તથાહિ—

૧. પ્રથમ બોલિ ખરતર મતની ઉત્પત્તિ કિમ હુઇ, અનઇ કુણિ સંવત્સરિ હુઈ ઇમ વિચાર કરિવું. તિહાં તપા પ્રમુખનઇ ગ્રંથે જિમ હુઈ તિમ લિખીઇ છઇ.

हुं नंद्रेंद्रियरुद्र ११५९ कालजनितः पक्षोऽस्ति राकांकितो
वेदाभ्रारुण १२०४ काल औष्ट्रिक भवो विश्वार्क १२१३ कालेंऽचलः।
षड्व्यर्केषु च १२३६ सार्द्धपौर्णिम इति व्योमेंद्रियार्के १२५० पुनः
काले त्रिस्तुतिकः कलौ जिनमते जाताः स्वकीयाग्रहात् ॥

–ઇતિ श्रीश्राद्धविधिविनिश्चये सम्मतितया प्रदर्शितं । तथा–

वत्सरैर्द्वादशशतैश्चतुर्भिरधिकैर्गतैः ।
भावी विक्रमतो गच्छः ख्यातः खरतराख्यया ॥

–इति जिनसुंदरसूरिकृतदीपालिकाकल्पे ।

અત્ર સંવત્ ૧૨૦૪ ખરતર મતની ઉત્પત્તિ કહી. અનઇ વલી ઔષ્ટ્રિક એહવઇ નામનઇ કહિવઇ સ્રીનઈં જિનપૂજા નિષેધવઇ સંઘનઈં ભઈં પાટણ થિકુ ઉંટિ બઇસી જિનદત્તાચાર્ય જાલઉરિ આવ્યુ. તેહ ભણી ઔષ્ટ્રિક એહવું લોકઈં કહિઉં. અનઇ સ્રીનઇ જિનપૂજાનઇ ઉથાપનઇ ઉત્સૂત્રભાપી અનઈં અનંત સંસારી શ્રી મુનિસુંદર સૂરઈં विज्ञप्तित्रिदशतरंगिणी નઈં વિષઇ કહ્યા છઇ. તથાહિ—

आज्ञाभंगांतरा योत्थानंतसंसारनिर्भयैः ।
सामाचार्योपि पाश्चात्यैः प्रायः स्वैरं प्रवर्तिताः ॥ १ ॥
उपधानप्रतिक्रांतिजिनार्चादिनिपेधतः ।
न्यूनिता दुःषमादोषात् प्रमत्तजनताप्रियाः ॥ २ ॥

---

[1] નકલ લખનારે આ ઠેકાણે महोपाध्याय श्री धर्मसागर गणी गुरुभ्यो नमः આમ લખ્યું હતું પણ પાછળથી કોઇએ આગળના શબ્દો ઉપર હરતાળ મારી દીધી છે.

यत्तत्प्रासुकमिष्टांबुप्रवृत्त्यादिसुखावहा । ઇત્યાદિ અનેક ગ્રંથનઇ વિષઇ જિહાં ખરતરની ઉત્પત્તિ કહી છઇ તિહાં સંવત્ ૧૨૦૪ વર્ષે કહી. અનઇ કલિકાલનઇ દોષઈં જિમ આંચલિઆ પ્રમુખ આપણા કદાગ્રહથિકી ઊપના તિમ, ખરતરઇ પણિ ઊપના કહ્યા. અનઇ શ્રીઅભયદેવસૂરિઇં નવાંગી વૃત્તિ ૧૧૩૦ માહિં કીધી છઇ. અનઇ નવાંગી વૃત્તિની પ્રશસ્તિનઇ વિષઇ શ્રીઅભયદેવસૂરિઇં આપણુ ચંદ્ર ગચ્છ કહિઉ છઇ. ઇત્યાદિક યુક્તિઇં શ્રીઅભયદેવસૂરિનઇં ખરતર એહવા કલંકનુ ગંધઇ ન સંભવઇ. ઇહાં કણિ ખરતર ઇમ કહઇ જે તપાના કીધા ગ્રંથ તે અહ્માંરઇ પ્રમાણ નહી. જેહ કારણથિકુ જેહ ગ્રંથમાહિં જે દૂષ્યા હુઈ તે ગ્રંથ તેહનઇં પ્રમાણ કિમ થાઇ. જિમ શ્રી આવશ્યક નિર્યુક્તિ દિગંબરનઇં પ્રમાણ નહી. જે તુહ્મે કહિઉં એહ ગ્રંથ રાગદ્વેષના. તે તુ તઇં અસત્ય બોલ્યું. જેહ કારણથિકુ તુહ્મે ખરતરની ઉત્પત્તિ સંવત્ ૧૦૨૪ વર્ષ તથા સં૦ ૧૦૮૦ વર્ષે દુર્લભરાજ સભાઇં ચૈત્યવાસીસ્યું વાદ કરી જય પામીનઇ શ્રીજિનેશ્વરસૂરિઇં ખરતર એહવું બિરૂદ પામ્યું ઈમ કહિઉં છઈ. એહવા અક્ષર સં. ૧૨૦૪ વરિસ પહિલા નીપના અનઇ વર્તમાન કાલઇં ગચ્છવાસી ગીતાર્થનઇં સમ્મત હુઇ તે ગ્રંથમાહિં દેષા (ખા) ડુ તુ અહ્મે પણિ દીવાલીકલ્પ પ્રમુખ ગ્રંથના કરણહાર રાગદ્વેષી સદ્દહીઇ. અહ્મારઇ એ વાતનુ કદાગ્રહ કાંઇ નથી. તેહવા ગ્રંથ નહી દેષાડુ તુ તુહ્મારૂં જ વચન રાગદ્વેષનું જાણીસ્યઈ. વલી કો એક ધર્માર્થી થઈ નઈ પૂછઇ તુ તેહનઇં ખરતરને ગ્રંથે, તથા અનેરાને ગ્રંથે જૂણઇ કાલિ પાટણનઇ વિષઇ શ્રીજિનેશ્વરસૂરિઇં વસતિવાસ મોકલુ કીધુ તિવારઈં ખરતર બિરૂદનું નામઇ નથી. એહવા અક્ષર દેષાડીઇ. કોણેક ધર્મનુ અરથી થઈ પૂછઇ તેહ ગ્રંથ કીસ્યા ?. તિવારઇં તેહનઇં કહીઇ–રે દેવાણુપ્પિઆ સાંભલિ. શ્રી હેમાચાર્યનુ ભણાવિઉ શિષ્ય શ્રીપ્રભાચંદ્રસૂરિ તેહનું કીધું પ્રભાવક ચરિત્ર તેહમાહિં શ્રીઅભયદેવસૂરિના ચરિત્રનઇ વિષઇ શ્રીજિનેશ્વરસૂરિ પાટણિ આવ્યા. પુરોહિતનઇં ઘરિ રહ્યા. પુરોહિતઈં રાજાનઈં વીનતી કીધી. રાજાઇં પણિ ચૈત્યવાસીનઈં વિનય કરી આજ્ઞા માગી. જિનેશ્વરસૂરિ [નઈ] રહિવાની આજ્ઞા દીધી. પણિ રાજસભાઇં ચૈત્યવાસીસ્યું મિલ્યાઇ નથી તુ **ग्रामो नास्ति कुतः सीमा** ઇતિ ન્યાયાત્ વાદ અનઈ ખરતર એહવું બિરૂદ કેહનઇં બોલીઈ. ઇમ **दर्शनसत्तरी**ની વૃત્તિમાહિં જાણિવું. અનઇ ખરતરનું કીધું જે **गणधरसार्द्धशतक** તેહમાહિં બીજું આલજાલ ઘણુંઈ બોલ્યું છઇ પણિ ખરતર બિરૂદ કિહાં ન કહિઉં તે વિચારવું. વલી કોણેક કહસ્યઇ તુ ખરતર એહવું બિરૂદ કિમ હૂઉં તે અહ્મનઇં કહુ. તિવારઇ તેહનઈં કહીઇ–રે દેવાણુપ્પિઆ જગનઇ વિષઇ ઉત્તમ શબ્દ સમસ્તનુ દુકાલ પડિઉ હુઇ તુ હજ ખરતર એહવું બિરૂદ સંભવીઇ, તેહ ભણી ખરતર એહવું બિરૂદ ન કહિઉં. અનઈ ઔષ્ટ્રિક નામની પરઇં ખરતર એહવા નામનું કારણ રાગદ્વેષ મુંકીનઈ તુહ્મે જ વિચારી જોજ્યો. ધર્મનુ અરથી નિપુણ હુઇ તે થોડઇ કહઈ ઘણું ઈ જાણઇ.

**इति प्रथमप्रश्नः ।**

૨. હવઈં બીજુ બોલ લિખીઇં છઈ. નવાંગવૃત્તિકારક શ્રી અભયદેવસૂરિનઇ પાટિઇં શ્રીજિનવલ્લભ ઇમ ખરતર કહઇ. તિવારઇં તેહનઇં પૂછીઈ—રે દેવાણુપ્પિઆ ! પટ્ટધરપણું તુ ગચ્છના સંબંધ વિના સંભવઇ નહી. ગચ્છનુ સંબંધ તુ ગચ્છાંતરના સાધુનઈં તથા વેષધરનઈં દિગ્બંધાદિક વિધિઇં કરી સંભવઈ, યદુક્તં—

**गणसंठिअं जहति णाममेगे णो धम्मसंठिअं।** ઈત્યાદિક ઠાણાંગની ચતુર્ભંગીનઇ વિષઇ અનેરા ગચ્છનુ સાધુ દિગ્બંધાદિકઇં કરી આપણા ગચ્છનુ કરિવુ કહિઉં. તુ તુહ્મે વિચારી જોઓ. સપરિગ્રહી ચૈત્યવાસીનુ શિષ્ય જિનવલ્લભ તેહનઇં દીષ્યા(ક્ષા)પૂર્વક દિગ્બંધાદિક કીધા વિના ગચ્છનુ સંબંધ કિમ થાઇ. કોણેક કહસ્યઇ તે કિમ જાણીઇ. તિવારઇં તેહનઇં કહીઈ–રે દેવાણુપ્પિઆ ગણધરકુલસઇઆની વડી વૃત્તિ, તેહમાહિં શ્રીઅભયદેવસૂરિઇં ઇમ મનમાહિં ચિંતવિઉં જે એહ જિનવલ્લભ ચૈત્યવાસીનુ શિષ્ય મહારા ગચ્છનઇં સમ્મત નહી થાઇ ઇમ ચીંતવીનઇ આપણી પાટિ શ્રીવર્દ્ધમાનાચાર્ય થાપિઉ. જિનવલ્લભનઇં ઇમ કહિઉં તું મહારી આજ્ઞાઇં પ્રવર્ત્તજે. ઇણઇ પ્રકારઇં ઉપસંપદા આપી શીષ(ખ) દેઈ આપણી ઇચ્છાઇં પ્રવર્તાવિઉ. ઈહાં કણિ જાણ હુઇ તે રાગદ્વેષ મુંકી વિમાસી જોઓ, જુ જિનવલ્લભનઇ ગચ્છનુ સંબંધ કીધુ હુત તુ ચૈત્યવાસીનુ શિષ્ય ન કહુત. તથા આપણઇ પાસિ રાષુ(ખુ)ત. અથવા શ્રીવર્દ્ધમાનાચાર્યનઈં ભલાવુત. તે તુ ન કહિઉં. અનઇ આપણી ઇચ્છાઇં પાટણનઇ પાસિ વિહાર કરતાં મન ઠામિ ન રહિઉં.પછઇ ચિત્રોડિ જઇ સાધારણ પ્રમુખ શ્રાવક ૮ પ્રતિબોધી, છઠઉં કલ્યાણક થાપી નવું મત માંડિઉં. તિવારઇં મનનઇ વિષઇ સમાધિ ઊપની. એહવું ગણધરકુલસઇઆ માંહિ કહિઉં દીસઇ છઇ. કોણેક કહસઇં જિનવલ્લભઇં શ્રી અભયદેવસૂરિની આજ્ઞાઇં આપણી ઇચ્છાઇં વિહાર કીધુ. તિવારઇં તેહનઇં કહીઇ—રે દેવાણુપ્પિઆ! લોકનઇ વિષઇ 'તુહ્મે પધારઉ. તુહ્મે અહ્મારઇ વડા ભાઇ છું. ઘર તુહ્મારૂં છઇ' -ઇત્યાદિક મનોહર ઉપચાર વચને કરી બોલાવઇ છઈ. પણિ એહવે વચને ઘરનું ધણી થઇ સકઇ નહી. તિમ જિનવલ્લભનઇં પણિ શ્રીઅભયદેવસૂરિનાં ઉપચાર વચન વિસર્જવાનાં જાણિવાં. પણિ આપણી નિશ્રાઇં શિષ્ય કીધાંનાં ન હુઇં. શિષ્ય કીધુ હુઇ તુ આપણી ઇચ્છાઇં ઠાણઇ ૨ જાવજ્જીવ લગઇં પરિભ્રમણ કિમ કરઇ. અનઇ ગૂજરાતિનઇ વિષઇ કોણઇ તેહવુ પ્રતિબોધાઈ નહી જેણઇં માહરૂં મન ઠામિ રહઈ, એવડી ચિંતા કાં વહઇ. ગૂજરાતઇં શ્રીઅભયદેવસૂરિનુ સમુદાય ઘણઇ છઇ. કોણે કહસ્યઇ તે મહાનુભાવ પર પ્રતિબોધવાનઈં ઇમ ચિંતા કીધી. તિવારઇં તેહનઇં કહીઇ–રે દેવાણુપ્પિઆ! સુધર્મસ્વામિથિકુ માંડીનઇ આજ દિન લગઇં કોણઇ આચાર્યનઇં એવડી ચિંતા ઊપની નહી. જે કોણઇ પ્રતિબોધાઇ નહી તુ માહરૂં મન ઠામિ રહઇ નહી. અનઇ જિનવલ્લભનઇં એવડી ચિંતા ઊપની તુ જાણીઇ છઇ. સર્વઇ આચાર્યથિકુ જિનવલ્લભ જ કરુણાસમુદ્ર દીસઇ છઈ. તેહ ભણી એહવી વચનની ચાતુરી આપણી સ્રી આગિલિ કરવી યુગતી. પણ પંડિત જાણ પુરુષ આગિલિ કરતાં પંડિતનઇં હાસ્ય થાઇ. અનઇ એહવું બોલણહાર લઘુતા પામઇ. તેહ ભણી ઇમ જાણિવું, જે જિનવલ્લભનઇં આજીવિકાની ચિંતા તુ હજ ઊપની જુ ગચ્છનુ સંબંધ નથી. અનઇ ગચ્છના સંબંધ વિના ગચ્છનઇં સમ્મત પટ્ટોધર કિમ થાઇ. વળી કોણેક કહસ્યઇ શ્રીઅભયદેવસૂરિઇં શ્રીપ્રસન્નચંદ્રાચાર્યનઇં કાનમાહિં કહિઉં હતઉં. જે તું જિનવલ્લભનઇં માહરઇ પાટિ થાપજે. તેહનઇં પાટિ થાપવાનુ પ્રસ્તાવ મિલ્યઉ નહી. પછઇ અંતકાલિ દેવભદ્રાચાર્યનઇં કાનમાહિં કહિઉં. પછઇ તીણઇ પ્રસ્તાવ જોઈ ચિત્રોડિ જઈ આચાર્યપદ દેઈ પાટણિ પાછુ આવ્યુ. તિવારઇં તેહનઇં કહીઈ—રે દેવાણુપ્પિઆ! એવડું થીગડું તુ અતિમૂઢ હુઇ તેહઇ ન જોડઇ. એહવી ઘટના તુ ગોવાલીઆઇ આગિલિ કરતાં ગોવાલીઆઇ વારઈ. અનઇ કર્ણજાપ અસંભવી તુઇ તુહ્મારઇ કહણઇ લાજઇ કરી

અહ્મે અંગીકાર કરૂં. પણિ અહ્મનઈ કોણેક પૂછઈ તુહ્મે કર્ણજાપ કિમ સદ્દહિઉ. તિવારઈ તેહનઈ કિસ્યુ ઉત્તર દીજઈ. જણ જણ પ્રતિઈ અહ્મઇ ધીજ કરી સકાઇ નહી. તેહ ભણી તુહ્મે જ ધીજ કરી અહ્મનઈ વિશ્વાસ ઊપજાવુ. તુ અહ્મઇ તેહનઈં કહીઇ—રે દેવાણુપ્પિઆ ! અહ્મનઈ ધીજ કરી મન મનાવિઉં. એહવુ તેહનઇ ઉત્તર દીજઇ. નહીં તરિ અહ્મે કર્ણજાપની વાંતાંઇ કરતાં લાજું. અનઇ વલી જિમ પ્રસન્નચંદ્રનઈ કાનમાહિં કહિઉં તિમ શ્રી વર્ધમાનાચાર્યનઈ જ કાનમાહિં કાંઇ ન કહિઉં—જે માહરઇ પાટિ જિનવલ્લભનઇ થાપજે. જેહ કારણથિકુ શ્રીવર્ધમાનાચાર્યનુ થાપિઉ ગચ્છનઈ સમ્મત પણિ થાઇ. અનઇ માહોમાહિં કલહ પણિ ન ઊપજઇ. અનઇ જિનવલ્લભનઈ કાનાસોરીઇ આચાર્યપદ પણિ શ્રીઅભયદેવસૂરિ દિવંગત હૂઆ પછી વર્ષ ૩૦ તથા ૩૫ નઇ માજનઇ ગઈ હૂતઇ ચિત્રોડિ જઈ દેવભદ્રઇ આચાર્યપદ દીધું તે જિનવલ્લભ શ્રીઅભયદેવસૂરિના ગચ્છનુ ધણી પણિ ન થયુ. અનઇ સાધારણ પ્રમુખ આપણા જ સમવાયનુ ધણી થઈ રહિઉ; તુ શ્રીઅભયદેવસૂરિના પટ્ટોધર થયાનું ફલ કિસ્યું. તે નિપુણમતઈ વિચારતાં ઇંદ્રિજાલની પરિઈ વિસરાલ થઈ જાઇ છઇ. અનઇ વલી જિનવલ્લભના આચાર્યપદનઈ કાજિઇ શ્રીઅભયદેવસૂરિ પ્રસન્નચંદ્રનઈ કાનમાહિં કહઇ તેહનું પ્રયોજન કિસ્યું. જેહ કારણથિકુ ગચ્છનુ આધાર શ્રીવર્ધમાનાચાર્ય આપણિ પાટિ થાપિઉ છઇ. જિનવલ્લભનઈ તુ આચાર્યપદ માસ ૪ પણિ ન રહિઉં. જિનવલ્લભઈ પણિ કોણઈ આપણઇ પાટિ થાપીનઇ આપણી પરંપરા વધારી નહી. તેહ કારણથિકુ તેહનું આચાર્યપદ કાશકુસુમનઈ સરીષું નિષ્ફલ હુઉં. તુ તે આચાર્યપદનઇ નિમિત્તઈ શ્રી અભયદેવસૂરિ કાનમાહિં છાનું કહી કાંઇ દેવરાવઇ. અનઇ જિનવલ્લભ આચાર્યપદનઇ યોગ્ય જ હુઇ, અનઇ ગચ્છનઈ આધારભૂત આચાર્યની પ(ખ)પ ન હુઇ તઉ આપણપઈ જ તેહનઇ આચાર્યપદ દેઈ કાંઇ ન વિસર્જઇ. તિહાં ગચ્છના સમ્મતપણાનું પ્રયોજન પણિ કાંઇ નહી. અનઇ પછઇ પણિ ગચ્છનુ આધાર ન થયુ તુ આચાર્યપદ દેવરાવિઉં તુ પ્રયોજન કિસ્યું તે વિચારી જોયો.

અનઈ વલી ખરતરનઈ પૂછીઇ—રે દેવાણુપ્પિઆ ! શ્રીઅભયદેવસૂરિનઈ દિવંગત થયા પછી વર્ષ ૨૮ તથા ૩૦ ના માજના પછી તુહ્મે જિનવલ્લભનઈ આચાર્યપદ કહુ છુ તેતલુ કાલ જિનવલ્લભ કુણ આચાર્યની નિશ્રાઈ પ્રવર્તિઉ. જુ કહઈ તે મહાનુભાવનઈ આચાર્યની નિશ્રા કિસી. તિવારઇ તેહનઇ કહીઇ—રે દેવાણુપ્પિઆ ! આપણા ગચ્છના આચાર્યનુ વિયોગ થયુ હુઇ તુ સુવિહિત બીજા ગચ્છના આચાર્યની નિશ્રા કરિવી. પજૂસણ પડિક્કમીનઇ રહિઉ હુઇ તુહઇ પણિ ગ્રામાનુગ્રામ પ્રતિ વિહાર કરિવા કલ્પઇ.

यदुक्तं–पंचहिं ठाणेहिं कप्पति निग्गंथाण वा २ गामाणुगामं दुइज्जित्तए। तं०। णाणट्ठयाए। दंसणट्ठयाए। चरित्तट्ठयाए। आयरियउवज्झाए से विसुंभेज्जा। आयरियउवज्झायाणं वहिआ वेयावच्चकरणयाए त्ति–श्रीस्थानांगे।

ઇહાં કણિ ચઉથઇ બોલિ નિજ ગચ્છના આચાર્ય ઉપાધ્યાય શરીરથિકુ જૂઆ થયા હુઈ તુ અનેરા ગચ્છના આચાર્યની નિશ્રા કરિવી. ચઉમાસામાહિં વિહાર કરિવુ કલ્પઇ ઇમ કહિઉં. તેહ કારણભણી વિચારી જોઉ. જિનવલ્લભ સુવિહિત આચાર્યની નિશ્રા વિના વર્ષ ૨૮ તથા ૩૦ લગઈ વિહાર કીધુ તુ તીર્થંકરની આજ્ઞાઈ કિમ પ્રવર્તિઉ. જુ કહઇ તેણઇ કાલઇ ઘણાંઇ આચાર્ય છઇ. કૂર્ચકની નિશ્રાઇ જ વિહાર કીધુ.

કુસ્યઇ. તિવારઇં તેહનઇં કહીઇ—રે દેવાણુપ્પિઆ ! જુ શ્રીઅભયદેવસૂરિનઇં પાટઇં જિનવલ્લભનઇં થાપવા હીંડુ છુ તુ શ્રીઅભયદેવસૂરિનઇ પાટિ શ્રીવર્દ્ધમાનાચાર્ય. તેહનઈં મુંકી અનિષ્ટ પણઇ અવ્યક્ત આચાર્યનું નામ કાંઇ લિઉ. જુ કહઇ શ્રીવર્દ્ધમાનાચાર્યની નિશ્રાઇં જ વિહાર કીધું તુ કહીઇ—રે દેવાણુપ્પિઆ ! જિનવલ્લભ શ્રીવર્દ્ધમાનાચાર્યનઇં પાટિ થાઇ. પણિ શ્રીઅભયદેવસૂરિનઇ પાટિ ન થાઇ. અનઇ વલી કોણઇ ગ્રંથનઇં વિષઇ તથા પરંપરાઇં પણિ ઇમ નથી જાણિઉં જે જિનવલ્લભ શ્રીવર્દ્ધમાનાચાર્યની નિશ્રાઇં પ્રવર્તિઉ. તથા તેહના ગચ્છ સાથિઇં મંડલ્યાદિકનુ સંબંધ કીધુ. અથવા તેહની આજ્ઞાઇં વિહાર કીધુ. તુ તેહની નિશ્રા કિમ કહીઇ. અનઇ વલી જિનવલ્લભ શ્રીવર્દ્ધમાનાચાર્યની નિશ્રાઇં પ્રવર્તતુ હુઇ તુ દેવભદ્રાચાર્ય જિનવલ્લભનઇં આચાર્યપદ દેઈ શ્રીઅભયદેવસૂરિનઇ પાટિ કિમ થાપી સકઇ. જુ કહઈ પરંપરાઇં શ્રીઅભયદેવસૂરિના કહણભણી દીધુ. તિવારઇં કહીઇ-રે દેવાણુપ્પિઆ ! મહારા ગચ્છનઇ સમ્મત નહી હુઇ ઇમ ચિંતવીનઇ શ્રીઅભયદેવસૂરિઈં આચાર્યપદ ન દીધું. અનઇં દેવભદ્રાચાર્ય ગચ્છનઇં સમ્મત કરી અનઇ ગચ્છનઇં શ્રીઅભયદેવસૂરિનું કહણ જણાવીનઇં આચાર્યપદ દીધું હુત. અનઇ ગચ્છ જિનવલ્લભની આજ્ઞાઇં પ્રવર્તત. તુ જાણત જે જિન ( ? દેવ ) ભદ્રઈં આજ્ઞા પાલી. અનઇ વલી જિમ શ્રીઅભયદેવસૂરિઇં પ્રસન્નચંદ્રનઈં છાનું કહિઉં તિમ આપણઇ પાટિ થાપિઉ જે વર્દ્ધમાનાચાર્ય તેહજનઈં કાંઈ ન કહિઉં—જે સમસ્ત સંઘનઇં સમ્મત કરી માહરઇ પાટ જિનવલ્લભનઇં થાપજ્યો. જેહ કારણથિકુ શ્રીવર્દ્ધમાનાચાર્યનું થાપિઉ ગચ્છનઇં સમ્મત પણિ થાઇ. જુ કહઇ શ્રી અભયદેવસૂરિનઇં પાટિ જિનવલ્લભનઇં થાપી આપણ ગચ્છ ભલાવઇ એવડુ અભિમાન શ્રીવર્દ્ધમાનાચાર્યઇં કિમ જીપાઇ. તિવારઇં તેહનઇં કહીઇ—રે દેવાણુપ્પિઆ ! ગચ્છતુ અસંબંધી અનેરુ આચાર્ય જિનવલ્લભનઇં આચાર્યપદ દેઇ શ્રીઅભદેવસૂરિનઇ પાટિ થાપઇ તેહનું ફલ કિસ્યું. નિપુણમતઇં વિચારી જોતાં જિમ કોણિક મદિરાપાન કરી વિકલ થયુ આપણા આત્માનઇં પૃથિવીપતિ કરી જાણઇ તિમ જિનવલ્લભઇ જાણજ્યો. કોણિક કહઇ-રયઇ એહવું કિમ કહી સકાઇ, તિવારઈં તેહનઇં કહીઇ—રે દેવાણુપ્પિઆ ! જિનવલ્લભ આચાર્ય થઈ તઇ શ્રીઅભયદેવસૂરિના ગચ્છનુ ધણી ન થયુ. અનઇ નવુ થાપિઉ જે સંઘ તેહનઇ માસ ૩ દિન ૨૦ આચાર્યપદ પણઇં રહિઉ. અનઇ ગણિપણઇ પણિ વિહાર કરતાં કોણઇનઇં દીખ્યા (ક્ષા) દેઇ શિષ્ય-શિષ્યિણી કીધા નહી. ઠાણઇ ૨ વિહાર કીધુ તેહની નિશ્રાઇં ચતુર્વિધ સંઘનું નામઇ ન થયું. કૂણઇ સંવેગી ગચ્છની નિશ્રાઇં પણિ વિહાર ન કીધુ. ઇત્યાદિક યુગતિઇં વિચારતાં જિનવલ્લભનઇ ગચ્છવાસીપણુંઇ ન સંભવઇ તુ સંવેગીનું પટોધર કિમ થાઇ.

કોણિક ખરતર પૂછઇ-જિનવલ્લભનુ કીધુ સાર્દ્ધશતક કર્મગ્રંથ તેહની ટીકા સં. ૧૧૭૧ વર્ષે શ્રી ધનેશ્વરસૂરિઈં કીધી. તેહમાહિં શ્રીઅભયદેવસૂરિનુ શિષ્ય જિનવલ્લભ કહિઉ છઇ. તિવારઇં તેહનઈં કહીઇ—રે દેવાણુપ્પિઆ ! તે જિનવલ્લભ પાંચ કલ્યાણકવાદી તુમ્હારા જિનવલ્લભથિકુ જૂઓ આગિલિ કહીસ્યઈં. અનઇ ષટ્ કલ્યાણકવાદી જિનવલ્લભઇં અષ્ટશતિકાનઇ વિષઇ ઇમ કહીઉ જે મઇં શ્રીઅભયદેવસૂરિથિકુ શ્રુત પામિઉં. તેહનઈં અહ્મો સિદ્ધાંતશ્રુત સદ્દહું નહી. જેહ કારણથિકુ સંવેગી શ્રી અભયદેવસૂરિ સપરિગ્રહી ચૈત્યવાસીના શિષ્યનઇં દીખ્યા યોગાદિ વિના સિદ્ધાંત વાચના દિઈ નહી. ઇહાં કિશિ ઘણું વિચારવું છઇ. અનઇં તુમ્હારા કહણનઇં મેલઇં પણિ વિચારતાં કદાચિત્ વ્યાકરણાદિક શ્રુતનુ ઉપકાર

કીધુ. હુઇ તેહનઇં શિષ્ય કહતાં દૂષણ નહી. તેહં જ ભણી શ્રીઅભયદેવસૂરિ પ્રમુખઇં શ્રાવકનઇં પણિ શિષ્ય કહ્યા છઇં. तथाहि—

श्रीमल्लवादिशिष्यश्च श्राद्धैरग्रेश्वराभिधः ।
महिपाख्यपुरावासः समाहूयि धियांनिधिः ॥ १ ॥

—इति प्रभावकचरित्रे ।

' तथा, द्रव्यस्तवादि श्रावकधर्मप्ररूपणं च यतिधर्मासमर्थस्यैव शिष्यस्य विधेयमिति ।—श्रीपंचाशकवृत्तौ ।

तथा—चंपाए पालिए नाम सावए आसि वाणिअए ।
महावीरस्स भगवओ सीसो सो उ महप्पणो ॥ १ ॥

इति उतराध्ययन २१ ।

ઇહાં કણિ પાલિત નામ સાર્થવાહ શ્રીમહાવીરનુ શિષ્ય કહિઉ. તેહ ભણી શિષ્ય કહઇ કાંઇ પટ્ટોધર ન થાઇ. અનઇ વલી ખરતરે અંગીકરિઉ છટ્ઠા કલ્યાણકનુ થાપણહાર જે જિનવલ્લભ તેણઇં કિહાંઇ ઇમ નથી કહિઉં જે માહરુ ગુરુ નવાંગી વૃત્તિકારક શ્રી અભયદેવસૂરિ. સાહમું મહારુ ગુરુ શ્રી જિનેશ્વરસૂરિ કૂર્ચપુર ગચ્છનુ ઇમ કહિઉં. યદુક્તં—

लोकार्च्यकूर्च्चपुरगच्छमहाघनोत्थ-
मुक्ताफलोज्ज्वलजिनेश्वरसूरिशिष्यः ।
प्राप्तः प्रथां भुवि गणिर्जिनवल्लभोऽत्र
तस्योपसंपदमवाप ततः श्रुतं च ॥ १ ॥

ઇતિ સંવત્ ૧૧૬૪ વર્ષની કીધી અષ્ટસપ્તતિકા જિનવલ્લભીય પ્રશસ્તૌ. ઇહાં કણિ આપણુ ગુરુ ચૈત્યવાસી કૂચેરા ગચ્છનુ જિનેશ્વરસૂરિ કહિઉ. અનઇ શ્રી અભયદેવસૂરિ થિકુ ઉપસંપદા અનઇ શ્રુત પામિઉં કાહઉં. અનઇ ઉપસંપદા તુ તેહનઇં જ કહીઇ જે અનેરા ગચ્છનુ આવી જ્ઞાનાદિકનુ અભ્યાસ કરી પાછુ જાઇ. યદુક્તં—

अब्भुट्ठाणं नवमं दसमं उवसंपया

ઇત્યાદિ ઉત્તરાધ્યયન ૨૬. એહની વડી વૃત્તિ લિખીઇ છઇ—

' सन्निधाववस्थाने, उपसामीप्येन संपदनं, संपादित्वात्त्विपि उपसंपद् । इयन्तं कालं भवदन्तिके वसितव्यमेवंरूपा । इयं ज्ञानार्थतादिभेदेन त्रिधा—इत्यादि ।

तत्र ચારિત્ર સંપદાઇ વેઆવચ્ચ અનઇ તપ આશ્રયી ૨ ભેદે કહી છઇ. યદુક્તં—

दुविहा य चरित्तम्मि वेआवच्चे तहेव खवणे अ । इत्यावश्यकनिर्युक्तिः

અનઇ ઉપસંપન્ન શિષ્ય વિસર્જવુ પણિ કહિઉ છઇ. यदुक्तं च—उवसंपन्नो जं कारणं तु तं कारणं अपूरंतो, अहवा समाणियम्मि सारणया वाविसग्गो वा ॥ १ ॥ इति श्री आवश्यक० ।

તથા प्रश्न एक षष्टिशतक નઇ વિષઇ જિનવલ્લભઇં આપણુ ગુરુ જિનેશ્વરસૂરિ કહિઉ. यदुक्तं—

कः स्यादम्बुधिवारिशायसचिते क्व द्वीपिनं हन्त्ययं
लोकः प्राह हयं प्रयोगनिपुणैः कः शब्दधातुः स्मृतः ।
ब्रूते पालयिताऽत्र दुर्द्धरतरः कः क्षुभ्यतेऽम्भोनिधे-
र्ब्रूहि त्वं जिनवल्लभस्तुतिपदं कीदृग्विधाः के सताम् ॥१॥

એતલાં પ્રશ્નનુ ઉત્તર मद्गुरवो जिनेश्वरसूरयः ઇમ જિનવલ્લભઇં દીધુ. તથા—

पाके धातुरवाचिकः क्व भवतां भीरोर्मनःप्रीतये
सालंकारविदग्धयावदकया रज्यन्ति विद्वज्जनाः ।
पाणौ किं मरुजिद् बिभर्ति भुवि तं ध्यायन्ति के वा सदा
के वा सद्गुरवोऽत्र चारुचरणश्रीसुश्रुता विश्रुताः ॥ १ ॥

એતલાં પ્રશ્નનુ ઉત્તર श्रीमदभयदेवाचार्याः ઇમ જિનવલ્લભઇ દીધુ. પણિ ઇમ ન કહિઉં માહરુ ગુરુ શ્રી અભયદેવસૂરિ. તથા જિનવલ્લભીય પ્રશસ્તિનઇ વિષઇ શ્રી અભયદેવસૂરિનુ ગચ્છ ચંદ્ર એહવઇ નામિ કહી તેહના શિષ્ય શ્રી પ્રસન્નચંદ્રાચાર્ય શ્રી વર્દ્ધમાનાચાર્ય પ્રમુખ કહ્યા પણિ હું તેહનુ શિષ્ય ઇમ ન કહિઉં. અનઇ શ્રી અભયદેવસૂરિઇં પણિ કિહાંઇ ઇમ નથી કહિઉં જે જિનેશ્વરસૂરિનુ શિષ્ય માહારઇ પાસિ ચારિત્ર લીધું, તથા મહારુ શિષ્ય થયુ. સાહમું ઇમ કહિઉં જે જિનવલ્લભ ચૈત્યવાસીનુ ચેલુ. એહવઈં વૃત્તાંત છતઇ હુંતઈ कर्मग्रंथની ટીકા માહિં શ્રી અભયદેવસૂરિનુ શિષ્ય જિનવલ્લભ કહિઉ તેહ ભણી ઇમ જાણીઇ છઇ कर्मग्रंथादिक પ્રકરણનુ કરણહાર પંચકલ્યાણકવાદી શ્રી અભયદેવસૂરિનુ દીષ્યુ કોણેક જિનવલ્લભ જૂઓ છઇ; અનઇ પટ્કલ્યાણકનુ પ્રકાસણહાર ચૈત્યવાસીનુ ચેલુ નવું મત માંડયા ભણી સંઘબાહ્ય કીધુ તે જિનવલ્લભ જૂઓ.

કોણેક કહઇસ્યઇ તે કિમ જાણીઇ? તિવારઇં તેહનઇ કહીઇ—રે દેવાણુપ્પિઆ! જિનવલ્લભનુ કીધુ છાસીઉ કર્મગ્રંથ તેહની ચૂર્ણિ જિનવલ્લભનુ શિષ્ય જે રામદેવ તેહની કીધી છઇ. અનઇ જિનવલ્લભનું કીધું જે કલ્યાણકનું સ્તવન તેહ માહિં શ્રીવીરનાં પાંચ કલ્યાણક કહિઆં. તે ચિહ્ન વાનાં, ખરતરે અંગીકરિઉ જે જિનવલ્લભ તેહનઇ સંભવઇ નહી. જેહ કારણથિકુ ચૂર્ણિકાર સરીખુ શિષ્ય છતઇ જિનવલ્લભ પરલોકિ ગઇ વર્ષ ૨ પાટ સૂનુ રહઇ, અનઇ દેવભદ્રાચાર્ય અનેરાનુ શિષ્ય આણી આચાર્ય પદ દેઈ તેહનઇ પાટિ થાપઇ એવડી વાત કિમ સંભવઇ. અનઇ રામદેવ એહવઇ નામઇ જિનવલ્લભનુ શિષ્ય ખરતરે કિહાંઇ કહિઉ નથી. એહ જ જિનશેખર એહવઇ નામઇ વેઆવચ્ચનુ કર-

ણહાર. મોકલિઉ હતુ તેહ જ કહિઉ છઇ. અનઇ જિનવલ્લભની નિશ્રાઇ ચુર્ણિકાર સરીષા શિષ્ય હુઇ તિવારઇં બીજાઇ શિષ્ય ઘણા સંભવઈ. તિવારઇં સૂના સૂખડીના હાટની પરિઇં જિનવલ્લભનુ પાટ ગૌરવર્ણ લંબકર્ણાદિક અનેક દ્રવ્યલિંગીએ મિલીનઇ લૂસાઇ નહી. અનઇ ગણધરકુડસઈઆનઇં મેલ્યઇં તુ લૂસાણુ છઇ.અન્યથા દેવભદ્રાચાર્યઇં સોમચંદ્રનઇં આચાર્યપદ દેઈ જિનદત્ત નામઇં સમુદાયનુ ધણી, સમુદાયનઇં અણજાણઇ કરી સકાઇ નહી. કોણેક કહસ્યઇ ગણધરકુડસઈઆમાહિં કર્મગ્રંથાદિકપ્રકરણ તુ ષટ્ કલ્યાણકવાદી જિનવલ્લભનાં કીધાં કહિઆં છઇ. તિવારઇં તેહનઇં કહીઇ—રે દેવાણુપ્પિઆ! જીણઇં મહાનુભાનિઇં શ્રી અભયદેવસૂરિનુ સંતાન થાવાનઇ કાંનાસોરી વાતઇં કરી સાંધુ મેલ્યુ છઇ તે મહાનુભાવ અનેરા જિનવલ્લભનાં કીધાં કર્મગ્રંથાદિક પ્રકરણ આપણા જિનવલ્લભનઇં ચડાવઇ એહ વાતનું કિસ્યું આશ્ચર્ય. અનઇ વલી કર્મગ્રંથની ટીકા માંહિ ચૈત્યવાસી જિનેશ્વરસૂરિનુ શિષ્ય તથા કૂર્ચપુરીય ગચ્છનુ તથા છટ્ઠા કલ્યાણકનુ થાપણહાર ઇત્યાદિક ચિન્હઇં કરી કહિઉ હુત, તઉ જાણત જે ખરતરનુ અંગીકરિઉ જિનવલ્લભ. તેહ ભણિ જિમ એકઈ કાલઈ ૨ જિનેશ્વરસૂરિ તિમ જિનવલ્લભ ૨ જાણિવા.

વલી, કોણેક કહઇસ્યઇ જિમ શ્રીઅભયદેવસૂરિઇં જિનવલ્લભનઇં ઉપસંપદા દીધી તિમ દીક્ષાઇ દીધી હુસ્યઇ. તિવારઇં તેહનઇં કહીઇ—રે દેવાણુપ્પિઆ! દીક્ષા શિષ્યનઇ ઉપસંપદા દીધી ઇમ કોણઇ ગ્રંથનઇ વિષઇ નથી. ઉપસંપન્ન તેહનઇં જ કહીઇ જે ગચ્છાંતરનુ સાધુ જ્ઞાનાદિકનુ અભ્યાસ કરી આપણઇ ગચ્છિ જાઇ. તે તુ પૂર્વઇં કહિઉ. તેહ ભણી ગચ્છાંતરનુ સાધુ દિગ્બંધાદિક વિધિઇં કરી શિષ્ય કીધુ હુઇ તુ શિષ્ય જ કહીઇ, પણિ ઉપસંપન્ન ન કહીઇ. જિમ સંપ્રતિ કાલઇં લુંકામતનુ ધણી ઋ. મેઘજી તીણઇં તપાગચ્છાધિપતિ શ્રીહીરવિજયસૂરિનઇ પાસિ દીક્ષા લીધી, તેહનઇં શિષ્ય કહીઇ પણિ ઉપસંપન્ન ન કહીઇ. અનઇ કોણેક પૂછઇ તુમ્હારૂ કૂણ ગચ્છ અનઇ કૂણ ગુરુ. તિવારઇં ઇમ કહઇ ગચ્છ તુ તપાગચ્છ ગુરુ તુ શ્રી હીરવિજયસૂરિ. પણિ ઇમ કૂણઇ ન કહઇ જે માહરુ ગચ્છ લુંકાનુ અનઇ ગુરુ ઋ૦ કુંઅરજી. તેહ ભણી દિક્ષ્યુ શિષ્ય જિનવલ્લભ ન હુઇ. અનઇ વલી ઉપસંપદાઇં જુ દીક્ષા શિષ્ય કહીઇ તુ જિનવલ્લભઇં સં. ૧૧૬૪ કીધી જે પ્રશસ્તિ તેહ માહિં આપણુ ગચ્છ કૂર્ચપુર નામઇં કહિઉ તે કિમ સંભવઇ. જેહ કારણ થિકુ શ્રીઅભયદેવસૂરિઇં આપણુ ચંદ્રગચ્છ કહિઉ છઇ તેહ જ ગચ્છ જિનવલ્લભઇ કહુત. તે તુ કહ્યું નહી. તેહ ભણી ઇમ જાણિવું જે જિનવલ્લભઇં કૂર્ચપુર ગચ્છ મુંકીનઇ અનેરા ગચ્છની નિશ્રા પડવજી નહી. આપણપઇં મતપણિ વિધિધર્મ—વિધિમાર્ગ ઇત્યાદિ નામઇં પ્રકાશિઉ. તેહ ભણી શાસ્ત્રનઇં મેલઈ વિચારતાં ખરતરે અંગીકરિઆ જિનવલ્લભ થિકુ કર્મગ્રંથાદિક પ્રકરણનુ કરણહાર ભિન્ન જાણીઇ છઇ. અનઇ ખરતરના બોલ્યા તથા લિખ્યાનુ પણિ વીસાસ ઊપજઈ નહી. જેહ કારણથિકુ જેસલમેરુનઇ પ્રાસાદ ખરતરગચ્છઇં શ્રી ઉદ્યોતનસૂરિ શ્રીવર્દ્ધમાનસૂરિ શ્રી જિનેશ્વરસૂરિ ઇત્યાદિક પાષાણની શિલા. કોરીનઈ લિખ્યું છઇ. તે તુ ખરતરઇ ઇમ જ કહઇ જે તે અયુગતું. તથા શ્રાવક પડિક્કમણા સૂત્રની વૃત્તિ જે તપાની કીધી તેહમાહિં નવાંગવૃત્તિકારક શ્રીઅભયદેવસૂરિ એતલું જ લિખ્યું છઇ. તિહાં ખરતરે ખરતરધુરીણ: શ્રીઅભયદેવસૂરિ ઇમ લિખ્યું. ઇમ અનેક સ્થાનકિ શ્રીઅભયદેવસૂરિનઇં ખરતર કરિઆ. ખરતરને

પૂર્વલિઈ આચાર્યઈ તથા સંપ્રતિકાલને આચાર્યે ખરતર પદ દેઈનઈ લિખ્યા છઈ. ભંડારે લિખી ઘાલીનઈ ઇમ કહઈ છઈ " અમ્હારઈ જૂના અક્ષર છઈ." તેહભણી ખરતરનુ વિશ્વાસ જાણ હુઇ તે ન કરઈ. ઇહાંકણિ કોઇક મધ્યસ્થપણઇ પૂછઇ—જે શ્રીવર્દ્ધમાનસૂરિનઇ પાટિ શ્રીજિનેશ્વરસૂરિ, તેહનઇ પાટિ શ્રીજિનચંદ્રસૂરિ, તેહનઇ પાટિ શ્રીઅભયદેવસૂરિ, તેહનઇ પાટિ શ્રીજિનવલ્લભસૂરિ ઇમ ખરતરની પટ્ટાવલી લિખી છઇ તે સત્ય કિંવા નહી? તિવારઈં તેહનઈં કહીઈ—રે દેવાણુપ્પિઆ એહ પટ્ટાવલી મૂલથિકુ જ અસત્ય. જેહ કારણથિકુ શ્રીજિનેશ્વરસૂરિઈં શ્રી જિનચંદ્રસૂરિ અનઇ શ્રીઅભયદેવસૂરિ એ બિહૂંઇ દીખ્યા અનઇ આચાર્યપદ પણિ દીધાં. ઇમ કરતાં શ્રીઅભયદેવસૂરિ શ્રીજિનેશ્વરસૂરિનઈં પાટિ કહીઇ પણિ શ્રીજિનચંદ્રસૂરિનઈં પાટિ નહી. જુ કહઈ શ્રીજિનચંદ્રસૂરિઈં જ શ્રીઅભયદેવસૂરિનઈં ગચ્છ ભલાવિઉ તેહ ભણી શ્રીજિનચંદ્રસૂરિનઈં પાટિ શ્રીઅભયદેવસૂરિ કહીઇ. તેહઇ પણિ અયુગતું. ગચ્છ ભલાવઈં પટોધર ન થાઇ. જિમ ગૌતમાદિક ગણધરે શ્રીસુધર્મસ્વામિનઈં નિજ નિજ ગચ્છ ભલાવ્યા પણિ ગૌતમાદિકનઇ પાટિ સુધર્મસ્વામિ ન કહીઇ. શ્રીમહાવીરના શિષ્યભણી, અનઇ શ્રીમહાવીરઈં આચાર્યપદ દીધા ભણી શ્રીમહાવીરનઈં જ પાટિ કહીઇ. અનઇ જે કાહઉં ગચ્છ ભલાવિઉ તે પણિ અયુગતું. કૂણઇ ગ્રંથનઇ વિષઇ ઇમ કહિઉં નથી. પણિ શ્રીજિનચંદ્રસૂરિઈં આપણિ પાટિ પ્રસન્નચંદ્ર થાપિઉ તિહાંથિકુ માંડીનઈ સં. ૧૨૯૪ લગઈ શ્રીમુનિસુવ્રતસ્વામિના ચરિત્રનઇ વિષઇ અચ્છિન્ન પાટપરંપરા લિખી દીસઇ છઇ. અનઇ શ્રીઅભયદેવસૂરિઈં પણિ આપણિ પાટિ શ્રીવર્દ્ધમાનાચાર્ય થાપિઉ તિહાંથિકુ માંડીનઇ સં. ૧૩૮૪ લગઇં તુ જિનપ્રભસૂરિઈં તીર્થકલ્પનઇ વિષઇ અચ્છિન્નપરંપરા કહીઇ છઇ. તે અક્ખિર ઇમ જાણિવા—

**जओ उ सेरीसयपुरे नवंगवृत्तिकारसाहासमुब्भवेहिं सिरिदेविंदसूरीहिं चत्तारि महाबिंबाइं दिव्वसत्तीए गयणमग्गेण आणियाणि त्ति ।**

**तथा—सं० १२९३ वर्षे इत्यादियावत् नवांगवृत्तिकार श्रीअभयदेवसूरिसंतानीयैः श्रीधर्मघोषसूरिभिः प्रतिष्ठितं श्रीशांतिनाथबिम्बमिति ।** શ્રીઅર્બુદાચલતીર્થનઇ વિષઇ શ્રીનેમિનાથનઇ પ્રાસાદિ પશ્ચિમનઇ પાસિ ૧૪ દેહરીઇ બારણા ઊપરિ લિખિઉં છઈ. અનઇ શ્રી અભયદેવસૂરિના સંતાનનઈં છત્રાઉલા ગચ્છની સ્થાપના થયી છઈ. જેહ કારણથિકુ **छत्तावल्लीअसिरिदेविंदसूरिणो उक्करडिअट्ठाणे काउस्सग्गं करेसु त्ति** તીર્થકલ્પનઈ વિષઈ કહિઉ. છત્રાઉલુ ગચ્છ તુ આજઇ પણિ છઇ. ઇહાં કણિ ગ્યાન દ્રષ્ટિઈં વિચારી જોઉ. શ્રી જિનચંદ્રસૂરિ અનઇ શ્રી અભયદેવસૂરિ તે બિહૂની પટ પરંપરા વિદ્યમાન છતઇ હૂંતઇ અવકાશ વિના જિનવલ્લભ સરિખુ મોટુ પુરુષ અણમાતુ વિચાલઇ કિમ પઇઠુ. અનઇ કૂણનુ પટોધર થયુ. ઇહાં કણિ તુ ન્યાયનું કરિવું ગોવાલીઆનઈં સુગમ છઇ તુ કાંઇ નિરર્થક વિવાદ કરં.

હવઈ ઇહાંકણિ લોકનઈં પ્રીછવવાનઈં નિમિત્ત લૌકિક દૃષ્ટાંત દેખાડીઇ છઇ. કોઇક નગરનઇ વિષઇ શ્રેઃ પુણ્યપાલ નામઇં વ્યવહારીઉ વસઇ છઇ. તેહનઇં સોમપાલ પ્રમુખ પુત્રાદિક કુટુંબ ધનધાન્યાદિક સંપદા ઘણીઇ છઇ. વાણુત્ર પુરુષ પણિ તેહનઈં ઘણાઇ છઇ. તેહ માંહિં કૃષ્ણદાસ નામઇ એક વાણત્ર વાતાદિક રોગઇં વિકલ થયુ છઇ. તેહવઇ પ્રસ્તાવિ

શ્રે૦ પુણ્યપાલ સોમપાલ પુત્રનઇં ઘરભાર દેઇ દિવંગત હૂઓ. તિવારઇં કૃષ્ણદાસનઇં કોણેક શ્રે૦ પુણ્યપાલનુ ગોત્રી અનઇ સોમપાલનુ મત્સરી એક રામદાસ નામઇં ધૂર્ત મિલિઉ. તીણઇ ધૂર્તાઇં કરી વિપ્રતારવાની બુદ્ધિઇં ઇમ કહિઉં જે હું તુઝનઇં શ્રે૦ પુણ્યપાલના ઘરનુ સ્વામી કરું. જુ તું મુઝનઇ એતલુએક દ્રવ્ય આપઇ, અનઇ લોક આગિલિ ઇમ કહેસ્યિ જે મુઝનઇં શ્રે૦ પુણ્યપાલઇં કાનમાહિં ઇમ કહિઉં હૂંતઉં જે હું કૃષ્ણદાસનઇં ઘરભાર દિઉં. પણિ અનેરાના પુત્ર ભણી માહરા પુત્રપુત્રી પ્રમુખ કુટુંબનઇં સમ્મત નહી થાઇ. તેહ ભણી મઇં ઘરભાર સોમપાલ પુત્રનઇં દીધુ છઇ. હવઇં તુ મહારઇં ઠામિ બઇસારી ઘરભાર કૃષ્ણદાસનઇં દેજ્યો. તેહ ભણી મઇં કૃષ્ણદાસનઇં શ્રે૦ પુણ્યપાલનઇં ઠામિ થાપિઉ. તિવારઇં કૃષ્ણદાસઇં રામદાસ ધૂર્તનું કહણુ કીધું. પછઇ રામદાસ ધૂર્તઇં ઇમ સીખ દીધી—જે આજ પછી મઇં તુઝનઇં શ્રે૦ પુણ્યપાલ ઘરનુ ધણી કીધુ છઇ. હવઇં જે કોઇ પૂછઇ તેહ આગિલિ ઇમ કહજયે જે હું શ્રે૦ પુણ્યપાલના ગોત્રીઇં રામદાસિઇં શ્રે૦ પુણ્યપાલના ઘરનું ધણી કીધુ છું. અનઇં તાહરઇ જ ઘરિ બઇઠુ મનમાહિં ઇમ ચિંતવજ્યે, જે હું શ્રે૦ પુણ્યપાલના ઘરનુ ધણી છું. પછઇ તે કૃષ્ણદાસ વિકલાઇઇં કરી તથા-બોલતુ અનઇ તથાચિંતવતઉ, જુ શ્રે૦ પુણ્યપાલના ઘરનુ ધણી થાઇ, તુ ।જનવલ્લભ શ્રી અભયદેવસૂરિનુ પટ્ટોધર થાઇ. ઇહાં કણિ ઉપનય ઇમ મેલીઇ. શ્રે૦ પુણ્યપાલનઇં સરીખુ શ્રી અભયદેવસૂરિ, સોમપાલપુત્ર સરીખુ શ્રીવર્દ્ધમાનાચાર્ય, કૃષ્ણદાસ વાણિઉનઇં સરીખુ જિનવલ્લભ, સગોત્રી રામદાસનઇં સરીખુ શ્રીદેવભદ્રાચાર્ય, કુટુંબ સરીખુ સાધુસાધ્વી શ્રાવક શ્રાવિકાનું સમુદાય જાણિવુ. પોતાનઇ ઘરિ બઇસવાનઇં સરીખું સાધારણ પ્રમુખ શ્રાવકનુ જ સમુદાય જે સ્વયં કીધુ તેહજનઇ વિષઇ રહિવું ઇત્યાદિક યોજના કરી પ્રીછવજ્યો. એહ દષ્ટાંતની યોજના જિનદત્તનાં અપત્ય સંપ્રતિ ભાષઇં છઇં તેહનઇં કહી જાણવી. જેહ કારણથિકુ જિનવલ્લભઇં આપણઇ મુખઇં ઇમ નથી કહિઉં જે હું શ્રીઅભયદેવસૂરિનુ પટ્ટોધર. અથવા હું તેહનુ શિષ્ય. તેહ ભણી જિનવલ્લભનઇં એહ દષ્ટાંત કહીનઇ કાંઇ દુઃખ ઊપજાવીઇ. કોણેક ધર્માર્થીઇં થઇં પૂછઇ—દેવભદ્રાચાર્યઇં ઇમ કહીનઇ આચાર્ય પદ દીધું તે કિમ સંભવઇ ? તિવારઇં તેહનઇં કહીઇં—રે દેવાણુપ્પિઆ ! કાનમાહિં છાનું કહિઉં. ઇમ કરીનઇ સાંધુ મિલ્યુ તે તુ ખરતરમતનુ સૂત્રધાર જે જિનપતિસૂરિ તીણઇં " અમ્હે શ્રીઅભયદેવસૂરિની શાખાના " ઇમ કહિવાનઇં કલ્પીનઇ જોડિઉં છઇ. આચાર્યપદ તુ દ્રવ્યઇં કરી ઘણાઇ દ્રવ્યલિંગી દિઇં છઇં. જિમ આંચલિઆ મતનુ કાઢણહાર નરસિંહોપાધ્યાય તેહનઇ નાઠી શ્રાવિકાઇં દ્રવ્ય આપીનઇં નટપદ્રીય ચૈત્યવાસી પાઇં આચાર્યપદ દેવરાવિઉં. તથા સંપ્રતિ પાસચંદ્રનઇં પણિ દીઠું. ઇમ દેવભદ્રઇં આચાર્યપદ દીધું સંભવઇ. પણિ તીણઇ કાલિ શ્રીવર્દ્ધમાનાચાર્ય છતઇં શ્રીઅભયદેવસૂરિનઇ પાટિ ઇમ કહી ન સકાઇ. તેહ ભણી કેતલાએક કાલ પછી શ્રીઅભયદેવસૂરિનુ સંતાન થાવાનઇં કાજિ કાનની વાર્તા કલ્પીનઇં લિખી છઇ. કોણેક કહઇસ્યઇ અછતાં સંતાન કિમ થવરાઇ. તિવારઇં તેહનઇં કહી-ઇ–રે દેવાણુપ્પિઆ ! જિનદત્તાચાર્ય જિનવલ્લભનું અપત્ય કિમ થયુ. તિમ લોભના અરથી લોકનઇં ભ્રમ પાડિવા અછતાઇ મોટાંના અપત્ય થાઇં તેહ વાતનું આશ્ચર્ય કાંઇં નહી. પણિ અછતા પિતાનઇં પિતા કહિ તુ લોકનઇ વિષઇ નીચ કહિવરાઇ. તે તુ લોભનુ અરથી વિચારઇ નહી. જિમ લુંકા "પોથાં થિકી અમ્હે ધર્મ પામિઉ" ઇમ સ્થાપના અણમાનતાઇં અજીવ પોથાનઇં ગુરુ કહતા લાજઇ નહી. ઇત્યાદિક અનેક યુગતિ લિખતાં પાર આવઇ નહી. નિપુણ થોડઇ કહઇ [ ઘણું ] જાણઇ.

इति द्वितीयप्रश्नः समाप्तः ॥

અથવા સોમચંદ્રઇં જ તે સમુદાય સાથિઇં વિચારી દેવભદ્રાચાર્યનું મન મનાવી આચાર્ય થઈ તે સમુદાયનુ ધણી થયુ. ઇહાં કણિ જાણ પુરુષઇં ઇમ વિચારવું જે ગણધરકુટ સાઇઆનઇં મેલઇં જિનદત્ત કાંઇં પાધરસી મનુષ્ય નહી. તે આપણ ગચ્છ સમુદાય સંઘાડાનુ પ્રતિબંધ મુંકી કૂર્ચ્ચયર ગચ્છનુ ચૈત્યવાસીનુ ચેલુ જે ષષ્ટ કલ્યાણકવાદી સંઘબાહ્ય કીધુ જિનવલ્લભ તેહનુ કીધુ જે સમુદાય તેહનું રાજ્ય પામવાનઇં 'હું જિનવલ્લભનુ શિષ્ય' ઇમ અલીક શિષ્ય થઈ, તેહનઇ પાટિ કિમ બઇઠુ ? એવડી વાત કિસ્યઇ હેતઇં હૂઈ. ઇમ વિચારતાં શ્રી મહાવીરના તીર્થનુ ગંધઇ ન સંભવઇ. જેહ કારણથિકુ શ્રી મહાવીરનઇ પાટિ વેચાતા લીધા તથા રડવડતા આવ્યા, અવચ્છિન્ન આચાર્યનાં સંતાન થયીનઇ બઇસી સકઇ નહી.

॥ इति तृतीयः प्रश्नः ॥ ३ ॥

હવઇં ચઉથઈ બોલિ શ્રીહરિભદ્રસૂરિ શ્રીઅભયદેવસૂરિ પ્રમુખના કીધા ગ્રંથસ્યું વિરુદ્ધ પ્રકરણ કરી વિરુદ્ધ માર્ગ પ્રકાસઇં છઈં, તે પૂછવું. કોણેક પૂછઇ 'તે વિરુદ્ધ કીહાં ?' તિવારઇં તેહનઇં કહીઇ—સ્ત્રી જિન પૂજા નિષેધ. ૧. માસકલ્પ વ્યુચ્છેદ. ૨. શ્રાદ્ધપ્રતિમા નિષેધ. ૩. સસાધુ સાધ્વી વિહાર નિષેધ. ૪. ચતુષ્પર્વી વિના પૌષધ નિષેધ. ૫. ષટ્ કલ્યાણક પ્રરૂપણ. ૬. પ્રાસુક શીતલ જલ ગ્રહણ. ૭. વાસી વિદલ પોલિકા ગ્રહણ. ૮. ચતુર્દશી ક્ષયે પૂર્ણિમા ગ્રહણ. ૯. ઇર્યાપથિકા પ્રતિક્રમણવિના સામાયિક ગ્રહણ. ૧૦. શ્રાદ્ધનઇં રજોહરણ નિષેધ. ૧૧, પોષધમાહિં ભોજન નિષેધ. ૧૨. આંબિલમાહિં દ્રવ્ય ૨ ઉપરાંત નિષેધ. ૧૩. માસવૃદ્ધિઇં શ્રાવણ માસિ પર્યુષણા કરણ. ૧૪. લોકોત્તર મિથ્યાત્વ ન હુઇ ઇમ પ્રરૂપણ ૧૫. શ્રી જિનેશ્વરસૂરિનઇં રાજસભાઇં ખરતર બિરૂદનું ભાષણ. ૧૬. ઇત્યાદિક અનેક બોલ શાસ્ત્રસ્યું વિરુદ્ધ છઈ. તેહ વિચારતાં, તથા તેહ સામાચારી વિચારતાં જૈન પંથ થિકુ વિપરીત દીસઇ છઇ. તે જાણવાનુ જે અરથી હુઇ તે મહોપાધ્યાય શ્રી ૬ ધર્મસાગર ગણિનુ કીધુ જે **कुमतकौशिक सहस्रकिरण** ગુરુદત્ત નામ **प्रवचनपरीक्षा** તેહની ટીકા જોજ્યો.

એણઇં પ્રકારઇં જે ચ્યારિ પ્રશ્ન તેહના જુ ખરતર નિર્ણય આપી સકઇં તુ ખરતરની જૂની પરંપરા થપાઇ. અન્યથા પાસચંદ્રાદિકની પરિ સંવત્ ૧૨૦૪ જિનદત્તાચાર્ય થિકુ નવું મત કીપનું એહવું તપાપ્રમુખ ગચ્છવાસી કહઇં તેહ જ સત્ય જાણિવું.

॥ इति चतुर्थ प्रश्नः ॥ ४ ॥

ઇતિ *મહોપાધ્યાય શ્રી ધર્મસાગર ગણિ શિષ્ય પં. લબ્ધિસાગર ગણિઇ ખરતર પ્રતિઇં પૂછવાનઇં ૪ બોલ લિખ્યા છઇ ॥ ७ ॥ શુભં ભવતુ શ્રીશ્રમણ સંઘાય ॥છા

*મહો૦ થી માંડી શિષ્ય સુધીના અક્ષરો ઉપર હરતાલ ફેરેલી છે ( ! )

# ભારતીય સંગીતનું ઐતિહાસિક અવલોકન+

## રામાયણ, મહાભારત અને હરિવંશ*

[ અધ્યાપક નારાયણ મો. ખરે ]

રામાયણમાં જે સંગીતના ઉલ્લેખો મળી આવે છે તે ઉપરથી જોતાં વૈદિકકાળ કરતાં રામાયણ કાળમાં આપણા પૂર્વજો સંગીતની બાબતમાં આગળ વધેલા હતાં એમ જ જણાશે. સંગીતની માર્ગી અને દેશી એ બન્ને પદ્ધતિઓ બહુ જ પ્રાચીન કાળથી પ્રચારમ હતી; અને વાલ્મીકિના સમયમાં પણ તે જ સ્થિતિ હોવી જોઈયે એમ લાગે છે. રામચંદ્રન બે પુત્રો-કુશ અને લવ એ સંગીતમાં બહુ જ નિષ્ણાત હતાં એમ રામાયણમાં કહ્યું છે. એ બન્ને જણાએ રામાયણ કાવ્યનું ગાયન "માર્ગ" પદ્ધતિમાં કર્યું એમ વાલ્મીકિએ લખ્યું છે. જેમ કે—

ततस्तु तौ रामवचः प्रचोदितावगायतां मार्गविधानसंपदा ।

स चापि रामः परिषद्गतः शनैर्बभूपयासक्तमना बभूव ॥ बालकाण्ड सर्ग ४ श्लोक[1]

આ શ્લોકમાં **मार्गविधानसंपदा** એવું પદ છે. માર્ગવિધાન એટલે સંગીતની માર્ગી[2] પદ્ધતિ. કુશે અને લવે માર્ગી પદ્ધતિમાં ગાયન કર્યું. તે ઉપરથી માર્ગી પદ્ધતિ

---

+ પુરાતત્ત્વના દ્વિતીય પુસ્તકના પહેલા અંકમાં મેં જૈન અને બૌદ્ધ ગ્રંથોમાંથી સંગીતના ઉલ્લેખો આપીને તેમાંની સંગીતવિષયક માહીતી આપી હતી. ત્યાર પછી ભાવનગરના જૈનાચાર્ય પૂજ્ય શ્રી આનંદસાગર મહારાજે કૃપાકરી મારા મિત્ર શ્રી. હિરાલાલ અમૃતલાલ શાહ માર્ફતે જૈન ગ્રંથોમાંથી કેટલાક સંગીતવિષયક ઉલ્લેખો મોકલ્યા હતાં. મહારાજશ્રીની આ તસદી માટે હું તેમનો ઉપકાર માનું છું. તેમના ઉલ્લેખો ઉપરથી એ જણાય છે કે જૈનોએ સંગીતને યોગ્ય સ્થાન આપ્યું છે. જૈનોના ધાર્મિક ગ્રંથોમાં જે ઉલ્લેખો મળી આવે છે તે ઉપરથી આત્મિક વિકાસ માટે તેઓ સંગીતનો ઉપયોગ કરતા હતા એમ જણાય છે. જેમ હિન્દુઓએ ઉપાસનામાં, યજ્ઞપ્રકરણમાં, અને વિવાહાદિ અનેક મંગલ ઉત્સવોમાં સંગીત દાખલ કર્યું તેમ જૈનોએ પણ કર્યું છે. અને તેઓ ધાર્મિકદૃષ્ટિથી જ સંગીત તરફ જોતા હતા.

* પ્રો. મેકડોનલના અભિપ્રાય પ્રમાણે રામાયણનો મૂળ ભાગ ઇ. પૂ. ચોથા સૈકાનો અને હાલનું પરિમાણ ઇસ્વીસનના બીજા સૈકાના છેવટના ભાગના સમયનું મનાય છે. પ્રો. યાકોબી બુદ્ધપૂર્વકાલીન માને છે. જુઓ એન. સાયક્લોપીડીઆ ઑફ રીલીજીયન એથીક્સ હોપકીન્સના મત પ્રમાણે મહાભારતનો સમય ઇ. પૂ. બીજા સૈકાથી તે ઇસ્વીસનના બીજા સૈકા સુધી. બીજા વિદ્વાનોના મતે ઇ. પૂ. ૪૦૦ થી ઇ. સ. ૪૮૦ સુધી. શ્રી વૈદ્યના મતે હાલનું મહાભારત ઇ. સ. પૂર્વે ૨૫૦ થી ૨૦૦ ના સુમારનું છે. પૃ. ૧૦૫ મ. ભા. નો ઉપસંહાર. હરિવંશ મહાભારતની સાથે સંબંધ ધરાવે છે.

૧ જુઓ બાલકાણ્ડ, સર્ગ ૪ શ્લોક ૪, ૫,

૨ સંગીતની બે પદ્ધતિ પૂર્વે હતી એમ સંગીતના જુના ગ્રંથો ઉપરથી જણાય છે. જેમ–

" मार्गो देशीति तद्द्वेधा तत्र मार्गः स उच्यते ॥<br>
यो मार्गितो विरिंच्याद्यैः प्रयुक्तो भरतादिभिः ॥<br>
देवस्य पुरतः शंभोर्नियताभ्युदयप्रदः ॥<br>
देशे देशे जनानां यद्रुच्या हृदयरंजकम् ॥<br>
गानं च वादनं नृत्यं तद्देशीत्यभिधीयते ॥ संगीतरत्नाकर<br>
स्वराध्याय: पदार्थसंग्रहाख्यं प्रथमत्तरणम् श्लोक २१-२३

રામાયણના સમયમાં પ્રચારમાં હતી એમ લાગે છે. માર્ગીપદ્ધતિનું ગાયન સાંભળી ભગવાન રામચંદ્રજીનું મન આસક્ત થયું.

કુશે અને લવે પાઠ્ય અને ગેય એટલે પઠન અને ગાયન કરી પૌલસ્ત્યવધ[1] એટલે રામાયણનું ગાયન કર્યું. પાઠ્ય એટલે ખાલી શ્લોકો મોઢેથી બોલવા તે અને ગાયન એટલે તાન આલાપ સાથે ગાવું તે. એ બન્ને રીતમાં કુશે અને લવે બહુ જ મીઠા આવાજમાં ગાયું. જ્યારે પઠન અને ગાયન ચાલતું હતું ત્યારે તે ગ્રંથ પ્રમાણોથી યુક્ત હતું. પ્રમાણ એટલે દ્રુત, મધ્ય, વિલંબિત એ ત્રણે લયોથી યુક્ત. તેમ જ સાત જાતિઓથી યુક્ત હતું-એટલે તેમાં માર્ગીપદ્ધતિને અનુસરીને સપ્તજાતિઓનું પ્રદર્શન થતું હતું તેમ જ તે વીણાના સ્વર અને લયને મળતું એ હતું; જેમકેઃ—

पाठ्ये गेये च मधुरं प्रमाणैस्त्रिभिरन्वितम् ॥

जातिभिः सप्तभिर्युक्तं तंत्रीलयसमन्वितम् ॥ बालकाण्ड सर्ग ४ श्लोक ८

આ શ્લોકમાં પાઠ્ય, ગેય, પ્રમાણ, जाति (सप्त) तंत्री, लय, એટલા પરિભાષિક શબ્દો છે, અને તે વિચારમાં લેતા જાતિઓનું ગાયન તે વખતમાં પ્રચારમાં હતું એમ લાગે છે. જાતિઓ[2] માર્ગીસંગીતમાં ગવાતી હતી એમ લાગે છે.

અત્યારે કોઇ ગાયક ગાય તો તેણે અમુક એક રાગ ગાયો એમ કહેવામાં આવે છે. એટલે રાગ શબ્દ હાલમાં જે રૂઢ અર્થમાં છે તે જ અર્થમાં પૂર્વે જાતિઓ હતી એમ લાગે છે. જેમ જેમ માર્ગી સંગીત પાછળ પડતું ગયું તેમ તેમ દેશીસંગીતની પરિભાષા ચાલુ થઇ. રામાયણમાં એક ઠેકાણે "રાગ" શબ્દ આવેલો છે-પણ તે શબ્દ હાલના રૂઢ અર્થમાં નથી જેમકેઃ—

न यास्यथः श्रमं वत्सौ भक्षयित्वा फलान्यथ ॥

मूलानि च सुमृष्टानि न रागात्परिहास्यथः ॥ उत्तरकाण्ड सर्ग ९३ श्लो. ८

"એ અતિશય મીઠા ફળો અને મૂળો ખાવાથી તમને જરાપણ થાક લાગશે નહિ અને તમારો રાગ (કંઠમાધુર્ય) પણ બગડશે નહિ" આ પ્રમાણે વાલ્મીકિએ પોતાનાં શિષ્યોને-કુશ અને લવને-રામચરિત્રનું ગાન કરવાની આજ્ઞા આપતા કહ્યું. અહીં રાગ એ શબ્દ-"કંઠમાધુર્ય" એ અર્થમાં છે. *ટીકાકાર પણ એવો જ અર્થ કરે છે. ટુંકમાં કહેવું હોય તો એ છે કે અત્યારની રાગની વ્યવસ્થા રામાયણ કાલમાં ન્હોતી. તેથી તે શબ્દ રામાયણમાં નથી. એ ઉપર કોઈ પ્રશ્ન કરશે કે રામાયણ એ કંઇ

---

१ काव्यं रामायणं कृत्स्नं सीतायाश्चरितं महत् ॥
"पौलस्त्यवध"मित्येवं चकार चरितव्रतः ॥

बालकाण्ड, सर्ग ४, श्लोक ७

૨ ભરત નાટ્યશાસ્ત્ર અને સંગીતરત્નાકરમાં જાતિઓ આપેલી છે. શુદ્ધજાતિ ૭ તથા મિશ્રજાતિ ૧૧ મળી ૧૮ જાતિઓ છે. જુઓ ભરત નાટ્યશાસ્ત્ર અધ્યાય; ૨૮, ૨૯, અને સંગીતરત્નાકર-જાતિપ્રકરણ.

સંગીત ગ્રંથ નથી. પરંતુ આનો જ્વાબ એટલો જ છે કે સંગીતના એટલા બધા પારિભાષિક શબ્દો રામાયણમાં આવ્યા છે કે–તે ઉપરથી કઇ જાતનું સંગીત પ્રચારમાં હતું તેની કલ્પના બરાબર આવી શકે છે, તો તેમાં "રાગ" શબ્દની પ્રાચીન કલ્પના આપનાર શબ્દ હોવો જ જોઇયે. અને તે "જાતિ" શબ્દ છે એમ મને લાગે છે. મેં ઉપર કહ્યું જ કે જાતિઓનું ગાયન–એ માર્ગી પ્રકારમાં હોય છે.

હવે આગળના શ્લોક જુઓઃ

तौ तु गान्धर्व–तत्त्वज्ञौ स्थानमूर्छनकोविदौ ॥
भ्रातरौ स्वरसंपन्नौ गन्धर्वाविव रूपिणौ ॥ सर्ग ४ श्लोक १०

આ શ્લોકમાં–गांधर्वतत्त्वज्ञौ, स्थानमूर्छनकोविदौ, આ બે શબ્દો ખાસ મહત્ત્વના છે. गांधर्व એટલે ગંધર્વોનું ગાયન તે. ગંધર્વો માર્ગી ગાયન ગાતા. સંગીતરત્નાકરના પ્રબંધાધ્યાયના આરંભમાં એ વાત સ્પષ્ટ કરેલી છે. જેમકેઃ—

रंजकः स्वरसंदर्भो गीतमित्यभिधीयते ॥
गांधर्वगानमित्यस्य भेदद्वयमुदीरितम् ॥
अनादिसंप्रदायं यद्गंधर्वैः संप्रयुज्यते ॥
नियतं श्रेयसो हेतुस्तद्गान्धर्वं जगुर्बुधाः ॥
यत्तुवाग्गेयकारेण रचितं लक्षणान्वितं ॥
देशीरागादिषु प्रोक्तं तद्गानं जनरंजनम् ॥ श्लोक १–२–३

આ ઉપરથી જણાશે કે "ગાંધર્વ" એટલે "માર્ગી" ગાયન અને "ગાન" એટલે દેશી ગાયનઃ હવે ગાંધર્વતત્ત્વજ્ઞઃ–એટલે માર્ગીગાયનના તત્ત્વો જાણનારા કુશે અને લવે માર્ગપદ્ધતિનું ગાયન કર્યું હતું એટલે જ "ગાંધર્વ" શબ્દ અહીં આવેલો છે.

હવે "स्थानमूर्छनकोविद" એટલે સ્થાન અને મૂર્છનાને જાણનારઃ [1]शांडिल्यसूत्र તથા [2]સંગીતના બીજા ગ્રંથો પણ મંદ્ર મધ્ય અને તાર એવા ત્રણ સ્થાનો માને છે.

"मूर्छना" એટલે થાટ અથવા સ્વરમેલ. જેમકે સિતારમાં જુદા જુદા થાટોમાંથી જુદા જુદા રાગો ઉત્પન્ન થાય છે–તે થાટ.

१ उरः कंठः शिरश्चेति तत् पुनस्त्रिविधं भवेत्
मंद्रं मध्यं च तारं च'........इति शांडिल्यः (रामायणटीका)
सर्ग ४ बालकाण्ड

२ व्यवहारे त्वसौ त्रेधा ह्रदि मंद्रोभिधीयते ॥
कंठे मध्यो मूर्ध्नि तारो द्विगुणश्चोत्तरोत्तरः ॥ संगीतरत्नाकर. स्वराध्याय प्रकरण ३ श्लोक ७

પ્રાચીનકાલમાં મૂર્છનાનો ઉપયોગ જુદી જુદી જાતિઓનું ગાયન અથવા વાદન કરતી વખતે થતો હતો. કેમકે કોઇપણ જાતિ, મૂર્છના કાયમ કર્યા વગર ઉત્પન્ન થતી ન્હોતી.

આ પ્રમાણે મૂર્છના શબ્દ ઉપર વિવેચન થયું. હવે સ્થાન અને મૂર્છના જાણનાર તે **स्थानमूर्छनकोविद.** કુશ અને લવ એ બંને સંગીતમાં અત્યંત પ્રવીણ હતા તેથી **स्थानमूर्छनकोविद** એ વિશેષણ બરાબર જ છે.

હવે વાલ્મીકિ-રામાયણમાં બાલકાંડ સર્ગ ૪ તથા ઉત્તરકાંડ સર્ગ ૯૪ માં સંગીત વિષયક જે પારિભાષિક શબ્દો આવેલા છે તે નીચે અર્થ સહિત આપું છું.

૧ कुशीलव, એટલે ગાયક. ૨ **स्वरसंपन्न**=સ્વરયુક્ત. ૩ **पाठ्य**=પઠન કરવાના શ્લોકો. ૪ **गेय**=આલાપ સહિત ગાવું તે ( ગાન. ) ૫ **प्रमाण**=લય ( દ્રુત, મધ્ય, વિલંબિત ). ૬ सप्तजाति=સાત જાતિ-षाड्जी, आर्षभी, गांधारी, मध्यमा, पंचमी, धैवती, नैषादी. ૭ तंत्री=વીણા, તાર. ૮ लय=તાલની ગતિ. ૯ **गांधर्व**=માર્ગી ગાન. ૧૦ **स्थान**=ત્રણ સ્થાનો-મંદ્ર, મધ્ય, તાર. ૧૧ **मूर्छना** =થાટ, મેલ. ૧૨ **गंधर्व**=માર્ગી ગાન ગાનાર. ૧૩ **मधुर**=મીઠું. ૧૪ **रक्तम्**=વાદ્યના સ્વર સાથે જેનો બરાબર મેળ છે તેવું. ૧૫ **स्वरसंपद्**=ષડ્જ આદિ સ્વરોથી યુક્ત. ૧૬ **मार्गविधान**=માર્ગી ગાન પદ્ધતિ. ૧૭ **पूर्वाचार्यविनिर्मिताम्** ( અપૂર્વા પાઠ્યજાતિનુ વિશેષણ ) એ શબ્દ ઉપરથી પ્રાચીન સંગીતાચાર્યોનો ઉલ્લેખ આવે છે.=સરળ અર્થ=પૂર્વે થઇ ગએલા આચાર્યોએ નિર્માણ કરેલી. ૧૮ **नृत्त**=કેવળ હાવભાવવાળું નર્તનઃ ૧૯ **कला**=એક માત્રાનો એક સૂક્ષ્મ વિભાગ. ૨૦ **मात्रा**=તાલ આપવાનું એક સ્થૂળ માપ. ૨૧ **सम**=સામ્ય લાવવું તે.

આ પ્રમાણે મુખ્ય મુખ્ય સંગીતના શબ્દો ઉપર આપ્યા છે. તે ઉપરથી સંગીતશાસ્ત્ર પણ કેટલું પરિપક્વ થઇ ગયું હતું તેનો ખ્યાલ આવશે.

હવે જે સંગીત વાદ્યોનો ઉલ્લેખ રામાયણમાં મળી આવે છે તેમાંથી મુખ્ય મુખ્ય વાદ્યોની યાદી નીચે આપું છું.

બાલકાંડ.

૧ तंत्री ( વીણા )
૨ दुंदुभि
૩ वीणा
૪ मृदंग
૫ पणव ( નાગર )
૬ शंख.

| | |
|---|---|
| ५ मड्डुक | ९ शंख |
| ६ पणव | १० मुरज |
| ७ डिंडिभ | ११ भेरि |
| ८ आडंबर | |

વાદ્યોમાં " વિપંચિ " વાદ્યનો ઉલ્લેખ મહત્ત્વનો છે (સુંદરકાણ્ડ સર્ગ ૧૦ શ્લોક ૪૧). વિપંચિ એ વીણા વાદ્ય છે.

સંગીતરત્નાકરમાં વીણા વાદ્યના પ્રકારો આપ્યા છે. તેમાં વિપંચિ વીણાનું લક્ષણ આપ્યું છે. કુલ વીણા વાદ્ય પ્રકારો આપેલા છે તે આ પ્રમાણેઃ—

... पिंजरकः प्रोक्ता घोपकश्चैकतंत्रिका ॥ १०५
तंत्रीद्वयेन नकुलः, स्यादन्वर्था त्रितंत्रिका ॥
तंत्रिभिः सप्तभिश्चित्रा, विपंची नवभिर्मता ॥ १०८
कोणांगुलीवादनीया चित्रा तद्वद्विपंचिका ॥
क्रमादन्ये ऽगुंलीकोणव्यवस्थामूचिरे तयोः ॥ १०९
चित्रायामंगुलीमात्रं विपंच्यामुभयं परे ॥
तंत्रीणामेकविंशत्या कीर्तिता मत्तकोकिला ॥ ११०

संगीतरत्नाकर, वाद्याध्याय.

આ શ્લોકો ઉપરથી વિપંચી વીણા નવ તંત્રની હશે એમ જણાય છે અને તે કોણ વડે વગાડાય છે. તેમ જ તેમાં બે આંગળીઓ ઉપયોગ થાય છે. અત્યારે કર્નાટક તરફના રુદ્ર વીણા અથવા તો આપણા તરફ બીન વાદ્યમાં પણ ડાંડી ઉપર ચાર તાર અને બન્ને બાજુમાં ત્રણ મળીને સાત તાર તો સાધારણતઃ હોય છે. વિપંચી વીણામાં બે તાર વધારે કહ્યા છે. તે ધ્યાનમાં લેવાજેવી વાત છે. આવા વાદ્યને સૂક્ષ્મતાથી જ વાદન થાય તો તે સારૂં લાગે છે. વિપંચી વીણા ઉપરથી રામાયણ કાલમાં આપણા સંગીત વાદ્યોની કેટલી પ્રગતિ હતી તેનો ખ્યાલ આવે છે. બીજો ઉલ્લેખ કિન્નરી વાદ્યનો આવે છે એ પણ તંતુવાદ્ય છે. સંગીતરત્નાકરમાં એ વાદ્યનું પૂરૂં વર્ણન છે. એ ઉપરાંત બીજાં કેટલાંક વાદ્યોનો, વંશ, પટહ, ડિંડિમ જેવાનો ઉલ્લેખ છે. તેને માટે હું વિશેષ કહેતો નથી.

એ ઉપરાન્ત भेरी, मृदंग, पटह, पणव વગેરે રણવાદ્યો છે. રામાયણકાલમાં ગાયક વાદક તથા નર્તકના ધંધા કરનાર લોકો હતા એમ જણાય છેઃ—

नटनर्तकसंघानां गायकानां च गायताम् ॥

अयोध्याकाण्ड सर्ग ६ श्लोक ७४

... ... ... ... नटनर्तकसंकुलाः ॥

वालकांड सर्ग ७८–७९

તેમ જ રાવણની લંકા નગરીમાં અને સુગ્રીવની કિષ્કિંધામાં અનેક ગાયક વાદકોના સંઘ રહેતા હતા એવા ઉલ્લેખો છે.

રાજાઓ તથા પ્રજાના રંજન માટે સાર્વજનિક નૃત્યશાળા, અથવા સંગીતશાળાઓ ઘણી હતી.

કુશ અને લવનું ગાયન સાંભળી રામચંદ્રે પોતાના અધિકારીઓને તેમને અઢાર હજાર સુવર્ણ મુદ્રા ઇનામ આપવાનો હુકમ કર્યો. તે ઉપરથી ગાયકોને ઇનામ આપવાની પદ્ધતિ રાજાઓમાં રૂઢ હતી એમ લાગે છે. સંગીતવિષયક જેટલા ઉલ્લેખો રામાયણમાં ઉપર આપવામાં આવ્યા છે તે ઉપરથી મને લાગે છે કે પૂર્વકાલના લોકો સંગીતનો ઉપયોગ જેમ ધાર્મિક કામમાં કરતા હતા તેમ તેનો ઉપયોગ વિલાસમાં પણ કરતા હતા. લંકામાં હનુમાન રાવણનાં મંદિરમાં પ્રવેશ કરે છે ત્યારે અથવા તો લક્ષ્મણ સુગ્રીવના અંતઃપુરમાં પ્રવેશ કરે છે ત્યારે જે સંગીતનું દશ્ય તેમના જોવામાં આવે છે તે ઉપરથી યોગ્ય ખ્યાલ બંધાશે. સંગીતનું અત્યંત અશ્લીલ સ્વરૂપ રાવણના મહેલમાં મળે છે.

ખુદ રામાયણકર્તા વાલ્મીકિ સંગીતમાં બહુ જ નિષ્ણાત હોવા જોઇએ એમ લાગે છે. નહિ તો આ વિષયનું સૂક્ષ્મ વર્ણન શી રીતે કરી શકે? વાલ્મીકિમાં સંગીતની રસિકતા કેટલી ઉચ્ચ દરજ્જાની હતી તે નીચેના શ્લોકો ઉપરથી સ્પષ્ટ થશે જેમઃ—

विक्षिपन् विविधाः शाखाः नगानां कुसुमोत्कटाः ॥
मारुतश्चलितस्थानैः षट्पदैरनुगीयते ॥
मत्तकोकिलसन्नादैर्नर्तयन्निव पादपान् ॥

किष्किंधाकाण्ड सर्ग १.

षट्पादतंत्रीमधुराभिधानं
प्लवंगमोदीरितकण्ठतालम् ।
आविष्कृतमेघमृदंगनादै
र्वनेषु संगीतमिव प्रवृत्तम् ॥
क्वचित्प्रनृत्तैः क्वचिदुन्नदद्भिः
क्वचिच्च वृक्षाग्रनिषण्णकायैः ।
व्यालम्बबर्हाभरणैर्मयूरै
र्वनेषु संगीतमिव प्रवृत्तम् ॥

किष्किधाकांड सर्ग २८ श्लोक ३६, ३७.

અર્થઃ—હે લક્ષ્મણ! એ વાયુ જ્યારે જ્યારે પુષ્પોથી ભરેલી વૃક્ષોની શાખાઓને કંપાવે છે ત્યારે ત્યારે પુષ્પો ઉપરથી ઉડેલા ભમરો વાયુના સુસવાટની સાથે ગાયન કરે છે

(* જુઓ ઉત્તરકાણ્ડ સર્ગ ૯૪, શ્લોક ૭૧–૭૭.)

(ગુંજારવ કરે છે), પર્વતોની ગુફામાંથી સુસવાટભેર નિકળતો વાયુ મદોન્મત્ત કોકિલાના ટૌકાથી જાણે વૃક્ષોને નચાવતો હોય અને પોતે ગાયન કરતો હોય એવો જણાય છે!

હે લક્ષ્મણ! સાંભળ તો ખરો. આ વનને વિષે ભ્રમરોના ગુંજારવ રૂપી વીણાનું મધુર ગાન ચાલે છે, અને તેની વચ્ચે વચ્ચે બોલતાં દેડકાંઓ ગાયકની પેઠે તાલબદ્ધ ગાયન કરે છે. મેઘોની ગર્જના મૃદંગવાદન જેવી લાગે છે. એ ઉપરથી એમ લાગે છે કે વનમાં સંગીત શરૂ થયું છે.

આ વનને વિષે કોઇક સ્થળે મધુરનાદ કરતાં, તથા કોઇક સ્થળે વૃક્ષોની ટોચો પર બેઠેલા અને સુંદર ચંદ્રિકાવાળા લાંબા પિચ્છોથી અલંકૃત થએલા મયૂરોએ તો ખરેખર સંગીત મચાવી મુકયું હોય એમ જણાય છે.

*વાલ્મીકિના કાવ્યમાં સ્થળે સ્થળે આવી રીતે સંગીતનો અનુભવ થાય છે. સંગીતની* દૃષ્ટિએ રામાયણનું આટલું વિવેચન બસ છે. ઉપર જે ઉલ્લખો આપવામાં આવ્યા છે તે ઉપરથી મારા અનુમાન પ્રમાણે નીચે પ્રમાણે નિષ્કર્ષ નીકળી શકે છે:—

૧ સંગીતનો શોખ સાર્વત્રિક હતો.
૨ રાજારજવાડાઓમાં સંગીતની પ્રતિષ્ઠા હતી.
૩ સંગીતનું ધાર્મિક તથા સામાજિક સ્વરૂપ વધ્યું હતું.
૪ સંગીતની માર્ગી પદ્ધતિ પ્રચારમાં હતી.
૫ સંગીતની પરિભાષા નક્કી થઇ ગઇ હતી. સંગીતનું શાસ્ત્ર ઉન્નત અવસ્થામાં હતું.
૬ ગાયક, વાદક તથા નર્તકના ધંધા કરનારા લોકો હતા.
૭ સંગીતશાળા, નૃત્યશાળા જેવાં સાર્વજનિક સ્થાનો લોકરંજન માટે હતા.
૮ ગાયકોને ઇનામ આપવાની રાજાઓની પદ્ધતિ પ્રચલિત હતી.

## મહાભારત

રામાયણ પછી હવે આપણે મહાભારત ઉપર આવીએ. રામાયણ કરતાં મહાભારતના કાળમાં સંગીતનો ફેલાવો વિશેષ નજરે પડે છે. રામાયણમાં જે મહત્ત્વના પારિભાષિક શબ્દો મળી આવ્યા તેવા મહાભારતમાં નથી. મહાભારતના સંગીતના ઉલ્લેખો ઉપરથી અમુક એક વિશિષ્ટ સંગીતપદ્ધતિનો નિર્દેશ જણાતો નથી; પણ સમાજમાં સંગીતનો ઉપયોગ કેવી રીતે થતો હતો તેની સારી પેઠે કલ્પના આવે છે.

આદિપર્વ, અધ્યાય ૭૦ માં કચ અને દેવયાનીની કથા આવે છે. તેમાં "**गायन्नृत्यन्वादयंश्च देवयानीमतोषयत्**" એવું કચનું વર્ણન કરેલું છે. તે ઉપરથી કચ ગાયન વાદન તથા નર્તનમાં પ્રવીણ હતો એમ લાગે છે. તેમ જ દેવયાની વિષે:—

**देवयान्यपि तं विप्रं नियमव्रतधारिणम् ।**
**गायन्ती च ललन्ती च रहः पर्यचरत्तथा ॥**

દેવયાની પણ નિયમ અને વ્રતધારી એવા તે વિપ્રની (કચની) આગળ એકાંતમાં ગાયન કરતી તથા લાડ લાડતી તેની સેવા કરતી હતી.

બીજો ઉલ્લેખ નિતન્તુ રાજાની કન્યા ભૌમાશ્વી વિષે છે. તે આ પ્રમાણે—

वीणेव मधुरारावा गांधर्वस्वरमूर्छिता ।
उत्तमा सर्वनारीणां भौमाश्वी ह्यभवत्तदा ॥
आदिपर्व अध्याय २१४ श्लोक ४९

ગાંધર્વસ્વર (એટલે સંગીતનો સ્વર) જેમાંથી નીકળે છે એવી વીણા જેવો ભૌમાશ્વીનો કંઠ હતો એમ કહ્યું છે. આ રીતે આ શ્લોકમાં વીણાનો ઉલ્લેખ પણ છે.

સભાપર્વ અધ્યાય ૭, શ્લોક ૨૪–૨૫ માં

तथैवाप्सरसो राजन् रम्भोर्वश्यथ मेनका ।
घृताची पंचचूडा च विप्रचित्तिपुरोगमाः ॥
विद्याधराश्च राजेन्द्र गंधर्वाश्च मनोरमाः ।
नृत्यवादित्रगीतैश्च हास्यैश्च विविधैरपि ॥

આમાં ઇંદ્રસભાનું વર્ણન આપતાં તેમાં કયા કયા ગન્ધર્વો તથા અપ્સરાઓ હતી તેનું વર્ણન આપ્યું છે.

સભાપર્વ, અધ્યાય ૧૦ માં–કુબેરની સભામાં, વિશ્વાવસુ, હાહા, હૂહૂ, તુંબુરુ, પર્વત, શૈલુષ, ગાનજ્ઞ ચિત્રસેન, ચિત્રરથ અને બીજા સેંકડો ગન્ધર્વો પોત પોતાના સાહિત્યો સહિત રહેતા હતા એવું વર્ણન છે. જેમકેઃ—

गंधर्वाणां च पतयो विश्वावसुर्हहाहुहूः ।
तुंबुरुः पर्वतश्चैव शैलूषश्च तथाऽपरः ॥
चित्रसेनश्च गीतज्ञस्तथा चित्ररथोपि च ॥

એ ઉપરાન્ત યમ, વરુણ, અને બ્રહ્મદેવની સભાના વર્ણનમાં પણ ગાયન વાદન નૃત્ય ચાલતું હતું અને ત્યાં સેંકડો ગાયકવાદક હાજર હતાં એવું વર્ણન છેઃ

ધર્મરાજાએ કરેલા રાજસૂયયજ્ઞનું વર્ણન વિસ્તારથી સભાપર્વમાં અધ્યાય ૭૧ માં આપ્યું છે. તેમાં પણ ઇંદ્ર, કુબેરાદિ સભાના ગંધર્વો અને અપ્સરાઓ હાજર હતાં. તેમ જ भेरी, मुरज, मड्डुक, गोमुख, शंख, वंश, वीणा વગેરે વાદ્યો વગાડવામાં આવતા હતાં વગેરે ઉલ્લેખ છે.+

આદિ અને સભાપર્વના ઉલ્લેખો ઉપરથી સંગીતનો ઉપયોગ તે સમયના લોકો કેવી રીતે કરતા હતાં તેનો ખ્યાલ આવશે. હવે વિરાટપર્વ ઉપર આવીશું.

+ જુઓ સભાપર્વ અધ્યાય ૭૧ શ્લોકો ૩૭ થી ૪૩

વિરાટપર્વમાં અર્જુન પોતે પંઢ બની સ્ત્રીરૂપમાં નર્તિકાનું કામ કરવા માટે વિરાટ રાજાને ત્યાં હતો અને વિરાટરાજાની કન્યા ઉત્તરાને ગાયન, વાદન, નૃત્ય એ ત્રણે કલા શિખવાડતો હતો એવો ઉલ્લેખ છે. અર્જુન કહે છેઃ—

प्रतिज्ञां पंढकोऽस्मीति करिष्यामि महीपते ॥
गीतं नृत्यं विचित्रं च वादित्रं विविधं तथा
शिक्षयिष्याम्यहं राजन् विराटस्य पुरस्त्रियः ॥ विराटपर्व अध्याय ३

પછી વિરાટરાજાની આગળ અર્જુન પોતે શું કામ કરશે તે બાબતમાં કહે છેઃ—

"नृत्यामि गायामि च वादयाम्यहं मानर्तने कौशलनैपुणं मम ।
तदुत्तरायाः परिधत्स्व नर्तने भवामि देव्या नरदेव नर्तकी ॥
श्लोक १८, अध्याय ११ विराटपर्व.

કીચકની અભિલાષા દ્રૌપદી ઉપર હતી તેથી તે દ્રૌપદીને વારંવાર સતાવતા હતા. એક વખત દ્રૌપદીએ ભીમસેનની પાસે ફર્યાદ કરી. તે વખતનો દ્રૌપદીનો કંઠ કેવો હતો તેનું વર્ણન નીચે પ્રમાણે છે;—

वीणेव मधुरालापा स्वरं गान्धारमाश्रिता ॥
विराटपर्व अध्याय २२ श्लोक १२

" ગાંધાર સ્વરનો આશ્રય કરનારી (અર્થાત્ જે વીણાના સુરમાંથી ગાંધાર સ્વર સારી રીતે સંભળાય છે એવી ) વીણાના જેવા મધુર આલાપવાળી દ્રૌપદી " આવું વર્ણન છે. એ જ શ્લોકનો બીજો પણ પાઠ છે. તે આ પ્રમાણે છેઃ

वीणेव मधुरालापा गांधारं साधु मूर्छती ॥

અહીં " गांधारं साधु मूर्छती " એ પદ ઉપરથી વીણાના ( તારના ) સુરમાંથી મૂર્છનાથી ગંધાર સ્વર નિકળે છે એવો અર્થ થાય છે. ( વીણાના મંદ્ર પડ્જના તારમાંથી " ગંધાર " સ્વર નિકળે છે એ તો પ્રસિદ્ધ છે જ.)

બીજો ઉલ્લેખ નર્તનાગાર અથવા નર્તનશાલાનો છે.

यैषा नर्तनशालेह मत्स्यराजेन कारिता ।
दिवाऽत्र कन्या नृत्यन्ति रात्रौ यान्ति तथा गृहं ॥
विराटपर्व. अध्याय २५ । ३

અથવા

यदेतन्नर्तनागारं मात्स्यराजेन कारितम्
दिवात्र कन्या नृत्यन्ति रात्रौ यान्ति स्वकं गृहम् ॥
विराटपर्व, २५ । २१

આ શ્લોક ઉપરથી રાજાઓ નર્તકાલય જેવું સ્થાન લોકોના સંગીતશિક્ષણ માટે રાખતા હોય એમ લાગે છે. તેમજ કુલીન સ્ત્રીઓ પણ તેમાં નર્તન શીખતી હોય એમ

જણાય છે. વિરાટ નગરની સ્ત્રીઓ અર્જુન પાસે નૃત્ય શીખવા જતી હતી તે ઉપરથી "नर्तन" કલા વિષે તે વખતનો સન્માન્ય લોકોનો પણ અભિપ્રાય કેટલો બધો ઉંચો હતો તેનો ખ્યાલ આવે છે; જો કે અત્યારે નૃત્યકળા વિષે સન્માન્ય લોકોના અભિપ્રાય સારો નથી.

એ ઉપરાન્ત વાદ્યોના નામો જેમાં આવેલાં છે તેવા ઉલ્લેખના શ્લોકો નીચે આપું છું.

भेर्यश्च तूर्याणि च वारिजाश्च । वेषैः परार्ध्यैः प्रमदाजनाश्च ॥
वंदिप्रवादाः पणवादिकश्च । तथैव वाद्यानि च वंशशब्दाः ॥
कांस्यं सतालं मधुरं च गीतमादाय नार्यो नगरान्निरीयुः ॥

विराटपर्व, अध्याय ७० । ३३-३४

આ શ્લોકામાં ભેરી (નોબત) તૂર્ય (તુતારી) શંખ, પણવ એ વાદ્યોનો ઉલ્લેખ છે.

ઉદ્યોગપર્વમાં નીચેનો ઉલ્લેખ છે.

ततस्तु स्वरसंपन्ना वहवः सूतमागधाः
शंखदुंदुभिनिर्घोषैः केशवं प्रत्यवोधयन् ॥

उद्योग, अ. ९४ श्लो. ४

ભીષ્મ, દ્રોણ, કર્ણ, શલ્યપર્વ, ગદાપર્વ વગેરે પર્વોમાં રણવાદ્યના ઘણા ઉલ્લેખો આવે છે. તેમાંથી થોડાક નીચે ટાંકું છું.

ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः गीता १-१३

આમાં શંખ, ભેરી પણવ, આનક, ગોમુખ વાદ્યોના ઉલ્લેખ છે.

જુદા જુદા યોદ્ધાઓ પોતપોતાના શંખોને જુદાજુદા નામો આપતા હતા, જેમ કે,

पांञ्चजन्यं हृपीकेशो, देवदत्तं धनंजयः ।
पौण्ड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः ॥
अनंतविजयं राजा कुन्तीपुत्रो युधिष्ठिरः ।
नकुलः सहदेवश्च सुघोपमणिपुष्पकौ ॥

શ્રીકૃષ્ણનો પાંચ જન્ય શંખ, અર્જુનનો દેવદત્ત, ભીમસેનનો પૌંડ્ર, ધર્મનો અનંત વિજય, નકુલનો સુઘોષ, સહદેવનો મણિપુષ્પક. એ ઉપરાન્ત પેસ્ય, ક્રકચ, ગોવિષાણક, (ગાયના શિંગડાનું બનાવેલું) ઢક્કા—(ડંકા) ઇત્યાદિ રણવાદ્યોનો ઉલ્લેખ આવે છે.

દ્રોણપર્વમાં—દ્રોણાચાર્યને સેનાપતિ કરવામાં આવ્યા ત્યારે જે મંગલવિધિ કરવામાં આવ્યો તેમાં ગાયકોનું ગાયન તથા સૌભાગ્યવતી સ્ત્રીઓનું નૃત્ય થયું એવો ઉલ્લેખ છેઃ—

ततो वादित्रघोषेण शंखानां च महास्वनैः ।
ततः पुण्याहघोषेण साशीर्वादस्वनेन च ॥
जयशब्दैर्द्विजाग्र्याणां सुभगानर्तितैस्तथा ।
सत्कृत्यविधिना द्रोणं मेनिरे पांडवाञ्जितान् ॥ द्रोणपर्व अध्याय ७

श्लोक ६-७-९

સૌભાગ્યવતી સ્ત્રીઓ લૌકિક સમારંભમાં નર્તન કરી શકતી હતી તે ઉપરથી નૃત્યકળા તરફ કેટલો ઉંચો ભાવ હતો તે સિદ્ધ થાય છે.

દ્રોણપર્વ અધ્યાય ૫૭ માં " नटनर्तकगंधर्वपूर्णकैर्वर्धमानकैः ", આમાં पूर्णक એટલે પાણીથી ભરેલા વાસણો માથા ઉપર લઇ નર્તન કરનાર લોકોનો ઉલ્લેખ છે.

દ્રોણપર્વમાં—સોળ રાજાની કથાઓ આવેલી છે. તે કથાઓ ધર્મરાજાને નારદે સંભળાવેલી. તેમાં દિલીપ રાજાની કથામાં-તેણે કરેલા યજ્ઞોમાં-એટલે યજ્ઞમંડપોમાં ૬૦૦૦ અપ્સરાઓનું ગાયન ચાલતું હતું એવો ઉલ્લેખ છે. અધ્યાય-૬૧. ઉ. ત.—

नृत्यन्त्यप्सरसो यत्र षट्सहस्राणि सप्त च ॥
यत्र वीणां वादयति मीत्या विश्वावसुः स्वयम् ॥

તેમ જ નાભાગ અંબરિષની કથામાં

मादनीयानि पानानि विदित्वा चात्मनः सुखम् ।
अपिबेत यथाकामं पानपा गीतवादितैः ॥ श्लोक १० अध्याय ६४

ગાયકે તથા વાદકો ( બજાવવાવાળા ) સુરાપાન કરી મત્ત થતા. અને રાજાના ગુણગાન ગાતા. ગાયક વર્ગમાં કેટલી વિલાસિતા આવી હતી તેનો ખ્યાલ એ શ્લોક ઉપરથી આવે છે.

નૃત્ય એ વિલાસનુ જાણે સાધન છે એમ તે કાળે માન્યતા પ્રસરેલી હતી તે નીચેના શ્લોક ઉપરથી સમજાશે. જેમકેઃ—

नानावर्णविरागाभिः शुशुभुः सर्वतो वृताः ॥
पताकाश्च ततस्तास्तु श्वसनेन समीरिताः ॥
नृत्यमाना व्यदृशन्त रंगमध्ये विलासिकाः ॥ द्रोण० अ. १०९ श्लो. ६

ઉપલા શ્લોકમાં સંજય ધૃતરાષ્ટ્રને—જુદા જુદા પ્રકારની ધ્વજાનું વર્ણન કરતા કહે છેઃ—હે ભરતર્ષભ—ધૃતરાષ્ટ્ર, પવનથી પ્રેરાએલી ધ્વજાની પતાકાઓ હાલતી હતી. તે ચિત્ર વિચિત્ર રંગવાળી હતી. રણરૂપી રંગભૂમિ ઉપર વિલાસિની સ્ત્રીઓનું નૃત્ય ચાલતું હતું એમ ભાસતું હતું.

'દ્રોણ પર્વમાં નીચેના વાદ્યોનો તથા ધંધાવાળાઓનો ઉલ્લેખ આવે છેઃ—જેમકે.

नर्तकाश्चापि नृत्यन्ति जगुर्गीतानि गायकाः ।
कुरुवंशस्तवार्थानि मधुरं रक्तकंठिनः ॥
मृदगाझर्झराभेर्यः पणवानकगोमुखाः ।
आडंवराश्च शंखाश्च दुंदुभ्यश्च महास्वनाः
वादयन्ति स्म संहृष्टाः कुशलाः साधुशिक्षिताः ॥+

મૃદંગ, ઝર્ઝર, ભેરી, પણવ, આનક, ગોમુખ, આડંબર, શંખ, દુંદુભી ઇત્યાદિ વાદ્યો સારી રીતે વાદકો વગાડતા હતા એમ જણાવ્યું છે.

કર્ણ પર્વમાં સંગીતનું અશ્લીલ સ્વરૂપ જોવામાં આવે છેઃ મદ્ર દેશનો રાજા શલ્ય કર્ણનું સારથિપણું કરતો હતો તે વખતે કર્ણ શલ્યને સંબોધિને કહે છે "મેં સાંભળ્યું છે કે વાહિક અને મદ્ર દેશના લોકોમાં સ્ત્રીઓ મદ્ય પી ગમે તેવી સ્થિતિમાં (નગ્ન સ્થિતિમાં) ગાયન અને નૃત્ય કરે છે. આવી સ્થિતિમાં તેઓ ગમે તેવા અશ્લીલ ગાયનો ગાય છે. તેમનું ગાયન સાંભળી ઉંટ અથવા ગર્દભનું સ્મરણ થાય છે. નગરમાં વસનાર લોકો દારૂ પીને પછી ગાયન કરે છે. તેમ જ મનોહર સ્ત્રીયો સુખોપભોગ માટે મૃદંગ આનક, શંખ મર્દલ વગેરે વાદ્યોના સ્વર અને તાલમાં મસ્ત રહી જોરજોરથી ઉંચો સાદ કાઢી ગાય છે. તેમનું આ ગાયન ચાલે છે ત્યારે જાણે વચ્ચે ગર્દભ, ખેચર, ઉંટ વગેરે જાનવરો પણ પોતાના સાદવડે તેમનો સાથ કરે છે એવું લાગે છે. કર્ણપર્વ અધ્યાય ૩૭.

શાન્તિપર્વ—શાન્તિપર્વમાં સંગીતના ઉલ્લખો બહુ જ થોડા છે. ધર્મરાજનો રાજ્યાભિષેક થયો ત્યારે તે સમારંભમાં ગંર્ધવ અપ્સરાઓ આવ્યાં હતાં. તેઓએ ત્યાં ગાયનવાદન કર્યું એવો ઉલ્લેખ છેઃ રાજા યુધિષ્ટિર અને શ્રીકૃષ્ણને જગાડવા માટે વહેલી સવારે ગાયકો ઉઠીને ગાયન કરવા લાગ્યા; હજારો લોકો શંખ અને મૃદંગ વગાડવા લાગ્યા, વીણા પણવ અને મુરલી ઇત્યાદિ વાદ્યોના અત્યંત ચિત્તાકર્ષક ધ્વનિ ત્યા ઉત્પન્ન થયો. જેમકે—

गायन्ति गायनाः ॥
शंखानथ मृदंगांश्च प्रवाद्यन्ति सहस्रशः ॥
वीणापणववेणूनां स्वनश्चाति मनोरमः॥ अध्याय ५२ श्लोक ४–५

+ મહારાષ્ટ્રીય પંડીત કે. કાશીનાથ શાસ્ત્રી લેલે પોતાના મહાભારતના ભાષાન્તરમાં ઉપલા વાદ્યોના નામોનાં નીચે પ્રમાણે મહારાષ્ટ્રીય શબ્દ મુકે છે. જેમઃ—

मृदंग, झांज. नौबद. मुरज, पडघम, संबळ, हलगा शंख नगारा इत्यादिः
(लेले कृत महाभारत भाषान्तर)

જ્યારે શુક જન્મ થયો ત્યારે હાહા હુહૂ ચિત્રસેન ચિત્રરથ વિશ્વાવસુ ઇત્યાદિ ગંધર્વોએ ગાયન કર્યું. દક્ષકૃત મહાદેવની સ્તુતિમાં અધ્યાય ૨૯૦ માં નીચેના વિશેષણો મહાદેવને આપ્યા છે. જેમા સંગીતના લગતા વાદ્યોનો ઉલ્લેખ આવે છે:—

૧ **नर्तनशीलाय**=નર્તન કરનારને

૨ **मुखवादित्रवादिने**=મુખવાદ્ય નામનું વાદ્ય વગાડનારને

૩ **गीतवाद्यपरायणे**=ગાયન તથા વાદ્ય વગાડવામાં પ્રવીણને

૪ **भीमदुंदुभिहासा**=નગારા વાદ્ય જેવું પ્રચંડ હાસ્ય જેનું છે તે

૫ **तुंबीवीणाप्रिया**=તુંબડાની વીણા જેને પ્રિય છે તે

૬ **झर्झरी**=ઝર્ઝરી વાદ્ય

આમાં મુખવાદ્ય એટલે વાંસળી, મુરલી, બન્સી વગેરે વાદ્યોનો પણ સમાવેશ થાય છે.

આ પ્રમાણે શાન્તિપર્વમાંથી સંગીતના ઉલ્લેખો છે. આ બધા પર્વોમાં જે જે ઉલ્લેખો આવ્યા છે તે ઉપરથી જે સાર નિકળે છે તે નીચે પ્રમાણે છે.

૧ ગાયન વાદન તથા નૃત્ય કળામાં ઘણા લોકો વિદ્વાન હતા. તેમ જ સંગીતની પ્રત્યેક શાખામાં વિદ્વાન તથા ધંધા કરનાર લોકો હતા.

૨ નૃત્ય કળાને ઉચ્ચ વર્ગના સ્ત્રી પુરુષોમાં પણ સ્થાન હતું. નૃત્ય કળા તરફ લોકો સારી દૃષ્ટિ રાખતા હતા.

૩ ગાયન વાદન તથા નર્તનના શિક્ષણ માટે રાજાઓએ પોતાની રાજધાનીમાં નૃત્ય શાળા કાઢેલી હતી જેમાં નગરનાં સ્ત્રીપુરુષો શિક્ષણ લેવા જતા હતાં.

૪ સંગીતના પવિત્ર અને વિલાસી બન્ને સ્વરૂપોનું દર્શન મહાભારતમાં થાય છે.

૫ વાદ્યોના ઉલ્લેખો ઉપરથી જણાય છે કે વાદ્ય બનાવાની કળા તેઓ સારી રીતે જાણતા હશે.

૬ યજ્ઞયાગ, વિવાહપ્રસંગ, રાજ્યાભિષેક જેવા સાર્વજનિક પ્રસંગોમાં સંગીત ભરપૂર ચાલતું હતું. રણભૂમિમાં પણ રણગીતો ગાવામાં આવતાં હતાં. જાત જાતના રણવાદ્યો ખુબ જોસથી વગાડવામાં આવતા હતાં વગેરે જેવી સારી બાજુ છે તેવી જ ગવૈયા તથા બજવૈયાઓ મદ્ય પીને અપેય અને અભક્ષ્યનું સેવન કરીને મસ્તીમાં વાદ્યોના સૂર તથા તાલ સાથે નાચતા હતા ઇત્યાદિ સંગીતની અધોગતિનું ચિત્ર પણ આપણી આગળ ઉભું થાય છે.

## હરિવંશ

હરિવંશને મહાભારતનો જ એક વિભાગ માનવામાં આવે છે. પરંતુ કેટલાંક વિદ્વાનોનો એવો અભિપ્રાય છે કે હરિવંશ એ સ્વતંત્ર પુરાણ છે.

હરિવંશ પુરાણમાં જેટલા સંગીતના સંદર્ભો આવેલા છે તે ઉપરથી જોતાં સંગીતની શાસ્ત્રીય પારભાષા વિષે કંઇક થોડો ખ્યાલ આવે છે. અને તે સમયમાં ગ્રામરાગ ઇત્યાદિની સંગીતની પ્રથા અસ્તિત્વમાં હતી એમ લાગે છે. હવે આપણે એકેક સંદર્ભ લઇ તેની ઉપર ચર્ચા કરીશું.

સંગીતના ત્રણે વિભાગમાં હરિવંશના સમયના લોકો કુશળ હોવા જોઇયે તે વિષે ઘણા ઉલ્લેખો હરિવંશમાં મળી આવે છે. તેમ જ વાદ્યોના ઘણા નામો પણ જોવામાં આવે છે.

કાલનેમિ અને વિષ્ણુના યુદ્ધવર્ણનમાં નીચેનો શ્લોક છેઃ—

हतं विष्णुं समाज्ञाय शंखं दध्मौ स दानवः ।
मृदंगांश्च त्रिधा तत्र वादयन्तो महासुरः ।
तालाश्रयाश्च ननृतुर्महोत्सव इवावभौ ॥ पर्व १ अ. ४८ श्लो. ३५

નારદના હાથમાં " વલ્લકી "* નામની વીણા હતી તે વીણા વગાડતાં વગાડતાં નારદ બલદેવ પાસે ગયા તે સમયનું વર્ણનઃ—

वल्लकीं वाद्यमानो हि सप्तस्वरविमूर्छिताम्

એમાં વલ્લકી* વીણાનો ઉલ્લેખ છે. વલ્લકી વીણામાંથી સાત સ્વરો મૂર્છના વડે નીકળતા હતા એવું વર્ણન છે.

છાલિક્ય ક્રીડા વર્ણનનો અધ્યાય મહત્ત્વનો છે ( પર્વ ૨ અધ્યાય ૮૯ ). એમાં સંગીતના પારિભાષિક શબ્દો ઘણા આવેલા છે. યાદવો જલક્રીડા કરવા માટે સમુદ્ર કિનારે ગયા ત્યારે તેઓ પોતાની સાથે વેશ્યાઓ, નર્તિકાઓ, તથા ગાનાર અને વગાડનાર ગાયકવાદકોને લઇ ગયા હતા. તેમ જ તે ક્રીડામાં ગંધર્વ અને અપ્સરાઓ પણ ભળેલાં. તે વખતે " છાલિક્ય " નામનું ગાયન ગાવા માટે શ્રીકૃષ્ણે તેમને આજ્ઞા કરી. તે મુજબ તે ગાન કરવા લાગ્યા. સાથે સાથે નાના પ્રકારના વાદ્યો પણ વગાડવામાં આવ્યા તે વાદ્યોમાં જલદર્દુર÷ નામના એક વાદ્યનો ઉલ્લેખ છે. કૃષ્ણાવતારની જેટલા લીલાઓ થએલી તેટલી લીલાઓનું વર્ણન જેમાં છે તેવા ગીતો અભિનયની સાથે સ્ત્રીઓએ ગાયાં. જલક્રીડા સમાપ્ત થઇ ત્યારે યથેચ્છ ભોજન કર્યા બાદ તેઓ ફરી ગાન કરવા લાગ્યા. શ્રીકૃષ્ણે પણ પણ પોતે તેમાં ભાગ લીધો અને બધાએ છાલિક્ય ગાન શરૂ કર્યું. તે છાલિક્ય ગાનનું વર્ણન આ પ્રમાણે છેઃ—

---

* વલ્લકીનો નિર્દેશ સંગીતસાર-સંગ્રહ ગ્રંથમાં આવ્યો છે. જુઓ પાન ૧૮૪ वाद्याध्यायः

÷ દેડકાના આકાર જેવું વાદ્ય હશે એમ લાગે છે.

आज्ञापयामास ततः स तस्यां
निशि प्रहृष्टो भगवानुपेन्द्रः ।
छालिक्यगेयं बहुसन्निधानं
यदेव गांधर्वमुदाहरन्ति ॥६७॥

जग्राह वीणामथ नारदस्तु
षड्ग्रामरागादिसमाधियुक्ताम् ।
हल्लीसकं तु स्वयमेव कृष्णः
सवंशघोषं नरदेव पार्थः ॥ ६८॥

मृदंगवाद्यानपरांश्च वाद्यान्
वराप्सरास्ता जगृहुः प्रतीताः ।
आसारितांते च ततः प्रतीता
रम्भोत्थिता साभिनयार्थतज्ज्ञा ॥ ६९ ॥

એ છાલિક્ય નામનું ગાયન પુષ્કળ સ્ત્રીઓ અને પુરુષો મળીને કરતા હતાં એમ લાગે છે. એ ગાયનનો પ્રયોગ જ્યારે ચાલતો હતો ત્યારે નારદ વીણા વગાડતા હતા, જે વીણા ઉપર છ ગ્રામ રાગોના સ્થાનો નિયત હોવાથી-તેમાંથી નિકળતા અવાજ વડે ચિત્તનું એકાગ્ર્ય થતું હતું. હલ્લીસક શબ્દ માટે ત્રણ પાઠ મળે છે. હલ્લીસક, ઋહલ્લીસક અને ત્રીજો ઝલ્લીસક. આ ત્રણે પાઠના જુદા જુદા અર્થ છે.

હલ્લીસક:—એટલે ( बहुभिः स्त्रीभिः सह नृत्यम् ) ઘણી સ્ત્રીઓની સાથે એક પુરુષ નૃત્ય કરે તે.

ઋહલ્લીસક:—એક વાદ્યનું નામ છે.

ઝલ્લીસક:— ( निषादर्षभादिसप्तस्वरयुतं वाद्यविशेषम् ) એટલે નિષાદ ઋષભાદિ સપ્ત સ્વરોથી યુક્ત એવું વાદ્ય. ( એ વાદ્યમાં જુદા જુદા સ્વરોના પડદાઓ અથવા તાર ગોઠવાયેલા હોય એમ લાગે છે. )

( મને આ ત્રણે પાઠોમાં ઋહલ્લીસક અથવા ઝલ્લીસક કરતાં હલ્લીસક એ જ પાઠ ઠીક લાગે છે. )

શ્રીકૃષ્ણે હલ્લીસક નામનું નૃત્ય કરવાનું કબુલ કર્યું અને હાથમાં મુરલી લીધી. અર્જુને મૃદંગ લીધું અને બીજી અપ્સરાઓએ નાના પ્રકારના વાદ્યો હાથમાં લીધાં.

પછી-આસારિતાને અંતે નર્તકીના પ્રવેશનો સમય પ્રાપ્ત થયો ત્યારે રંભા અભિનય કરવા માટે ઉઠી. તે જોઈ કૃષ્ણ અને બલરામને સંતોષ થયો. બીજી કેટલીક અપ્સરાઓ

ત્યાં આવેલી તેઓએ પણ તે નૃત્યમાં ભાગ લીધો અને પોતાના અભિનય ગાયન અને નૃત્ય વડે બધાને આનંદ આપ્યો. શ્રીકૃષ્ણે તે બધી અપ્સરાઓને ઇનામો આપ્યાં. પછી તે છાલિક્ય ગાન કરી શ્રીકૃષ્ણે પોતે ગાયું ત્યારે બલરામ પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ અને સાંબ, ઇત્યાદિ યાદવ વીરોએ ગાયું.

એ છાલિક્ય ગાન વિષે એમ કહ્યું છે કે રૈવત નામનો એક રાજા તે ગાયન સાંભળી બહુ જ લુબ્ધ થયો એટલે કે તે પોતાનું ભાન ભૂલ્યો અને તે જ અવસ્થામાં તેને ચાર સહસ્ર યુગો એક ક્ષણ જેવા લાગ્યાં, જેમકેઃ—

छालिक्यगान्धर्वमुदारकीर्ति-
र्मेने किलैकं दिवसं सहस्रम्।
चतुर्युगानां नृपरेवतोथ
ततः प्रवृत्ता च कुमारजातिः॥ श्लोक ७८

આ છાલિક્ય ગાન ઉપરથી જ કુમારજાતિ, ગાંધર્વજાતિ, ઇત્યાદિ બીજા ગાંધર્વના ભેદો થયા, જેમ એક દીપથી બીજા સેંકડો દીપો પ્રવૃત્ત થાય છે તેમ. છાલિક્ય ગાન ઉપરથી ગાયનની બીજી જાતિઓ ઉત્પન્ન થઇ જેમકેઃ—

ततः प्रवृत्ता च कुमारजातिः॥ ( ઉપલા શ્લોકની છેલ્લી લીટી )
गांधर्वजातिश्च तथा परापि
दीपाद्यथा दीपशतानि राजन्।
विवेद कृष्णश्च सनारदश्च
प्रद्युम्नमुख्यैर्नृपभीममुख्यैः॥ श्लोक ७९

આ જાતિઓનું જ્ઞાન પણ નારદ કૃષ્ણ, અને પ્રદ્યુમ્ન પ્રભૃતિ મુખ્ય મુખ્ય ઇતર યાદવોને જ થયું. એ છાલિક્ય ગાનનાં ગુણ તથા ફલને એક હિમાલય પર્વત જાણવા સમર્થ છે; બીજો કોઇ એ ગાયન જાણવા સમર્થ નથી કેમકે એ છાલિક્ય ગાનમાં ૭ ગ્રામ રાગની મૂર્છનાઓ આવે છે અને તેને યથાસ્થાન ગોઠવવા માટે તથા ગાવા માટે ઉદ્દંડ તપશ્ચર્યાની જરૂર છે, ( એટલે જે માણસ પૂરેપૂરો અભ્યાસી તથા હાથની તૈયારી વાળો હોય તે જ માણસ એ છાલિક્ય ગાન ગાઇ અથવા વગાડી શકે ). જેમકે—

ज्ञातुं समर्थो हिमवान् गिरिर्वा
फलाग्रतो वा गुणतोथ वापि।
शक्यं न छालिक्यमृते तपोभिः
स्थाने विधानान्यथ मूर्छनासु॥ ८१॥
षड्-ग्रामरागेषु च तत्र कार्यं
तस्यैकदेशावयवेन राजन्।

लेशाभिधानां सुकुमारजातिं
इष्टां सुदुःखेन नराः प्रयांति ॥ ८२ ॥

એ શ્લોકોમાં " षड्ग्रामरागेषु " એ પદ મહત્ત્વનું છે. તે ઉપરથી ગ્રામરાગો તે વખતમાં પ્રચારમાં હોવા જોઈયે.

"છાલિક્ય" ગાન વિષે જે વર્ણન હરિવંશમાં આવેલું છે તે જોતાં એમ લાગે છે કે ગાંધર્વ–ગાયનનો ( માર્ગી સંગીતનો ) આ એક પ્રકાર હશે; અને આગળ જતાં એ ગાયનમાંથી ઘણા પ્રકારો ઉત્પન્ન થયા અને તે પ્રચારમાં આવ્યા. ત્યારે મૂળ છાલિક્યને લોકો ભૂલી ગયા. અને તે તેથી જ "शक्यं न छालिक्यमृते तपोभिः" એવું કહેવામાં આવ્યું હશે.

હવે "आसारित" એ શબ્દ ઉપર પણ ધ્યાન આપવાની જરૂર છે. "आसारित" શબ્દ નૃત્યને લગતો છેઃ ભરતમુનિએ આસારિત નૃત્યના ચાર ભાગ કહ્યા છેઃ ૧ પ્રથમ નર્તકીપ્રવેશ, ૨ અર્થાનુકૂલ અભિનય, ૩ તાલને અનુરૂપ એવો અંગવિક્ષેપ અને ૪ કોઈપણ દેવતાનું ચિન્હ ધારણ કરી નૃત્ય કરવું તે.

षड्ग्रामरागाः એટલે ૭ ગ્રામરાગો. પ્રાચીન કાલમાં ૭ મુખ્યો રાગો માની પછી બાકી રહેલા બીજા રાગોને તે મુખ્ય ૭ રાગોના ભાર્યા અને પુત્ર તરીકે માનતાં. રાગોનું આવું વર્ગીકરણ બહુ જ પ્રાચીન કાળથી ચાલી આવેલું છે. અત્યારે જો કે એ વર્ગીકરણ લુપ્ત થઇ ગયું છે, તોપણ અત્યારના રાગોનું મૂળ આ ગ્રામ–રાગપદ્ધતિમાં જ રહેલું છે એમાં કંઇ પણ શંકા નથી. અહીં ગ્રામરાગનો ખુલાસો કરવો ઘટે છે. "સંગીતરત્નાકર" તથા "મકરંદ"માં ગ્રામ શબ્દ આવેલો છેઃ "ग्रामः स्वरसमूहः स्यान्मूर्छनादेः समाश्रयः"॥ એ ગ્રામ શબ્દની વ્યાખ્યા છે. સ્વરસમૂહ એટલે જ ગ્રામ. એ જ ગ્રામશબ્દનો વિશેષ ખુલાસો આગળ આવે છેઃ તે मूर्छनादेः समाश्रयः એ શબ્દોમાં છે. એટલે મૂર્છના આદિઓનો સમાશ્રય ( આશ્રયસ્થાન ) જે છે તે. ( मूर्छनादि=અહિં આદિ શબ્દ ઉપરથી— ક્રમ, તાન, વર્ણ, અલંકાર, જાતિ વગેરેનો પણ સમાવેશ થાય છે ) એટલે ગ્રામોમાંથી જ મૂર્છના અને બધા પ્રકારો નીકળે છે.

હવે પર્વ ૨ અધ્યાય ૯૩ ઉપર આવીશું. આ અધ્યાયમાં યાદવોએ વજ્રપુરમાં રાજા વજ્રનાભ આગળ જે નાટક ભજવ્યું તેનું વર્ણન છેઃ તેમાં પણ છાલિક્ય ગાનનું વર્ણન છે. ગંગાવતરણની કથાનું અનુસંધાન લઈ યાદવોએ તે આખ્યાનને ગીતના રૂપમાં ગાઇ બતાવ્યું. આમાં જે સંગીત હતું તેનું આવી રીતે વર્ણન છેઃ—

आगांधारग्रामरागं गंगावतरणं तथा ।
विद्धमासारितं रम्यं जगिरे स्वरसंपदा ॥
लयतालसमं श्रुत्वा गंगावतरणं शुभं ॥ श्लोक २४–२५

आगांधारग्रामरागं એટલે જેમાં ગાંધાર ગ્રામ રાગ સુધીના રાગો આવેલા છે તેવું ગીત. એ ગીત गंगावतरण નામનું હતું. તેમ જ તે સુંદર સ્વરો, લય, તાલ, સમ ઇત્યાદિથી યુક્ત હતું. તે સાંભળી રાજા આનંદિત થયો વગેરે ભાગ આગળ આવેલો છે. આ માં ગાંધારગ્રામનો જે ઉલ્લેખ છે તે મહત્ત્વનો છે.

આગળ જતાં नांदि નામના વાદ્યનો ઉલ્લેખ આવે છે જેમકેઃ—

"नांदिं च वादयामास प्रद्युम्नो गद एव च" श्लोक २६

આમાં પ્રદ્યુમ્ને "नांदि" નામનું વાદ્ય વગાડયું એમ કહેવામાં આવ્યું છે. "नांदि" વાદ્ય ઉપર "ટીકાકાર" કહે છે કે—"नांदिं नंदिकेश्वरमुखं चर्मकोशमयं वाद्यविशेषम्, द्वादशपटहशब्दो नंदिरित्यन्ये, नांदिमिति पाठे नांदिदेवद्विजादीनां शुभशंसिनीं अष्टाभिर्दशभिर्वा अवान्तरवाक्ययुक्तां पूर्वरंगप्रधानां वाक्यावलीं वादयामास पपाठेति केचित्॥ हरिवंश—टीका

એ ઉપરથી नांदि વાદ્ય બળદના મોઢાના આકારનું અને ચામડાથી મઢાયેલું અને બાર પડઘમના અવાજ જેટલા અવાજવાળું હોય એમ લાગે છે.

એ ઉપરાન્ત વાદ્યના ચારે પ્રકાર જેમાં કહેલા છે એવો પણ એક શ્લોક મળી આવે છે. જેમકેઃ—

ततो घनं सुषिरं मुरजानकभूषितम्।
तंत्रीस्वरगणैर्विद्वानातोद्यानन्ववादयन्॥ पर्व २, अध्याय ९३ श्लोक २२

હરિવંશમાંના સંગીતના ઉલ્લેખો ઉપરથી હું નીચે પ્રમાણે નિષ્કર્ષ કાઢું છું:—

૧ હરિવંશના સમયમાં સંગીતની પરિભાષા નક્કી થઈ ચુકી હતી.

૨ સંગીતનાં ચારે પ્રકારનાં વાદ્યો વગાડવામાં લોકો કુશળ હતા.

૩ ગ્રામરાગપદ્ધતિ તે સમયમાં પ્રચારમાં હતી. સંગીતમાં મૂળ ગ્રામોના સપ્તકમાંથી પ્રત્યેક સ્વરને ષડ્જ કલ્પી તેના આગળના બીજા સ્વરોને અનુક્રમે "રી ગ મ પ ધ ની" માની જે નવું સપ્તક થતું હતું તેને મૂર્છના કહેતા. આવી રીતે ષડ્જ, મધ્યમ ગાંધાર એ ત્રણે ગ્રામની પ્રત્યેકની છ મૂર્છના પ્રમાણે એકવીસ મૂર્છનાઓની વ્યવસ્થા પ્રાચીન કાલમાં હતી.

૪ "છાલિક્ય" ગાનનું વર્ણન જે હરિવંશમાં આપવામાં આવ્યું છે તે ઉપરથી તે ગાન માર્ગીસંગીતનો જ એક પ્રકાર હોવો જોઇયે એમ લાગે છે. કારણ કે તે ગાનને ગાનાર ગંધર્વો અને અપ્સરાઓ જ હતાં. એ ગાન બહુ જ કઠણ હોવાથી અને તે ગાવા માટે જોઇતી તપશ્ચર્યા કોઈની ન હોવાથી તેનો પ્રચાર ત્યાર પછીના કાળમાં બંધ પડયો. તથાપિ પણ તેના અવશેષો માત્ર થોડા કાલ સુધી રહ્યા હતા.

૫ યાદવોએ કૃષ્ણલીલા તથા રમ્ભા–ઉર્વશીની કથાને નાટકરૂપમાં ભજવતી વખતે સંગીતનો ઉપયોગ કર્યો હતો. તે ઉપરથી કહી શકાય કે નાટકોમાં યોગ્ય લાગે તેટલો સંગીતનો ઉપયોગ થતો હતો. એવી રીતે નાટ્ય અને સંગીતનું મીલન હરિવંશમાં આપણને મળે છે.

૬ ઉપાસના કરતાં વિલાસના પ્રસંગો જ હરિવંશમાં ઘણા મળે છે. તેથી સંગીતનું વિલાસી સ્વરૂપ સારી રીતે માલુમ પડે છે.

# અરબસ્તાન અને હિંદનો પ્રાચીન સંબંધ

[ મોલવી અબુ ઝફર નદ્વી ]

ગૂજરાતની કુદરતી પરિસ્થિતિ પ્રમાણે એના પશ્ચિમ ભાગને અરબી સમુદ્ર ઘેરે છે, અને તેની સામે ઓમ્માન[1] છે. જમણી બાજુએ ઇરાની અખાત અને ડાબી બાજુએ એડનનો અખાત છે. તેની સામે જ આફ્રીકા છે. એડન યમનનું[2] પ્રાચીન બંદર છે અને હઝરમૌત[3] ગૂજરાતની સામે આવેલુ છે. આ કુદરતી સરળતાઓના કારણે એક બીજા વચ્ચે વેપારી સંબંધો થાય એ અનિવાર્ય હતું. ઇતિહાસની સાક્ષીથી એની પૂર્ણ સાબીતી મળે છે. અરબદેશમાંથી ખાસ કરીને યમન અને હઝરમૌતનો ગાઢો સંબંધ હિંદુસ્તાનના મલબાર અને ગૂજરાત પ્રાંત સાથે હતો. આ અરબો દરિયાઇ રસ્તેથી આવતા જતા હતા કેમકે એ લોકો વહાણવટામાં ઘણા પ્રવીણ હતા અને આજ સુધી હઝરમૌતના અને યમનના લોકો નૌકા હાંકવાના કૌશલ્યમાટે પ્રખ્યાત છે. અરબોના વેપાર વિષે માહીતી કંઇક અંશે ખ્રીસ્તીઓના જૂના કરારમાંથી અને સારી રીતે ગ્રીક અને હીબ્રુ લોકોના ઇતિહાસમાંથી જડે છે. આ ઇતિહાસોથી એમ માલમ પડે છે કે અરબ વેપારીઓ ઇસ્વી. પૂ. ૨૦૦૦ વરસથી આ કામ પૂરી રીતે બજાવતાં હતાં અને પૂર્વ અને પશ્ચિમ વચ્ચે સાંકળ હતાં. હિંદુસ્તાનથી વેપારી માલ દરીયાઇ રસ્તાથી આવી યમન અને હઝરમૌતના કિનારા ઉપર ઉતરતો અને અહિંથી જમીન માર્ગે લાલ સમુદ્રને કાંઠે થઈને સીરીયામાં પહોંચતો; અને ત્યાંથી પછી મધ્ય સમુદ્રમાંથી નીકળી યૂરોપ પહોંચી જતો, અથવા સીરીયાની સરહદથી ઇજીપ્ત અને એલેકઝાંડરીયામાં જઇને યૂરોપ પહોંચતો હતો. આ રસ્તો ગ્રીક બતલીમુસો ( Ptolemaeus )ના કબજા સુધી આબાદ રહ્યો. પરંતુ વેપારી સ્પર્ધાના કારણે બતલીમુસની સલ્તનતે ઇજીપ્તથી હિંદ સુધીનો સીધો જળમાર્ગ ઉપયોગમાં લીધો, કેમકે જમીન માર્ગ આ અરબસ્તાનના સબા[4] કોમના વેપારીઓના કારણે સલામત નહોતો. તે દિવસથી અરબ વેપારીઓનું આવવું ઓછું થઇ ગયું.

એનસાઇક્લોપેડીયા ઓફ બ્રીટાનીકા આવૃત્તિ ૧૧ માં "અરબ" ઉપરનો લેખક લખે છે કે "પશ્ચિમ–દક્ષિણ અરબસ્તાન ( યમન અને હઝરમૌત )ની આબાદી અને સમૃદ્ધિનું મોટું કારણ તે જમાનામાં એ હતું કે ઇજીપ્ત અને હિંદ વચ્ચેનો વેપારી માલ પહેલાં જળ માર્ગે અહિં આવતો હતો, અને પછી જમીનમાર્ગે પશ્ચિમના કિનારા ઉપર જતો હતો. આ વેપાર હવે આ કાળમાં બંધ થઈ ગયો છે. કેમકે ઇજીપ્તના બતલીમુસ પાદશાહોએ હિંદુસ્તાનથી એલકઝાંડ્રીયા સુધીનો એક રસ્તો બનાવી લીધો છે."

---

૧ અરબસ્તાનનો દક્ષિણ પૂર્વનો પ્રાંત. ૨ યમન અરબસ્તાનની દક્ષિણ પશ્ચિમે આવેલો છે. ૩ આ શહેર ઓમ્માનની નીચે અરબસ્તાના દક્ષિણ પૂર્વમાં દરિયાના કિનારા ઉપર આવેલું છે. ૪ અરબોમાંની જે કોમ જે યમનમાં રહેતી હતી અને હિંદ જોડે વેપાર કરતી હતી તે.

યમામાની રાજધાની "કરયા" હઝરમૌતનું બંદર "કાના" અને મઈ અને એડન સબાના વેપારીઓના મુખ્ય મથક હતાં. આ અરબ વપારીઓ નીચે જણાવેલી વસ્તુઓનો વેપાર કરતા હતાઃ– ૧] ખાવાનો મસાલો ૨] સુગંધીદાર વસ્તુઓ ૩] સોનું ૪] જવાહીર. ૫] લોઢું ૬] કપડાં ૭] ચામડાં ૮] ઘેટાં ૯] બકરાં ૧૦] જીનપોશ વગેરે. ઇ. સ. પૂર્વે ૨૦૦૦માં જે અરબ વેપારીઓ ઇજીપ્તમાં જતા ઇતિહાસમાં નજરે પડે છે તે મોટે ભાગે આ વસ્તુઓના વેપારી હતા. ઈ. પૂ. ૧૦૦૦ માં હઝરત દાઉદ+ સબા (યમની અરબ). પાસેથી સોનું માગે છે. ઇ. પૂ. ૯૫૦માં સબાની રાણી હઝરત સુલેમાન+ પાસે ભેટો મુકે છે. તેમાં સુગંધીદાર વસ્તુઓ સોનું અને ઝવેરાત હતાં. અશએયા નબીના+ વખતમાં (ઇ. પૂ. ૭૦૦) યમનથી સીરીયામાં પોલાદ તેજપાત (તજ) અને મસાલો જતો હતો. ઉત્તમ ખુશબુ જવાહીરો અને સોનું હારાન, કાના અને એડનના રસ્તેથી સીરીયામાં આવતું હતું. ઇ. પૂ. ૪૦૦. ૫૦૦ થી ઇ. પૂ. ૧૦૦ સુધી ઇજીપ્તમાં ગ્રીકોનું રાજ્ય હતું અને ઇજીપ્ત અને અરબસ્તાનનો હમેશાથી નીકટ સંબંધ રહેલો છે. તેથી તે, અરબો અને તેમાં ખાસ કરીને સબા કોમથી સારી રીતે વાકેફ હતા. તેથી ઇ. પૂ. ૧૯૪ માં ગ્રીક ઇતિહાસકાર અરાટુસથીનીસ અરબસ્તાનના સંબંધમાં લખે છે "અરબની છેલ્લી હદ ઉપર સમુદ્રની પાડોશમાં સબાના લોકો છે જેમની રાજધાની મા–આરીબ છે. આ પ્રદેશ ઇજીપ્તના નીચેના ભાગથી વિશાળ છે. ઉનાળામાં વરસાદ થાય છે અને નદીઓ વહે છે, જે તળાવો અને મેદાનોમાં પહોંચીને સુકાઇ જાય છે. આ કારણથી જમીન એટલી બધી ફળદ્રૂપ છે કે ત્યાં ખેતી વરસમાં બે વખતે થાય છે. હઝરમૌતથી સબા સુધી ૪૦ દિવસનો રસ્તો છે અને મઇનથી વેપારીઓ ૮૦ દિવસમાં જલા (અકબા) પહોંચે છે. હઝરમૌત, મઈ અને સબાના પ્રદેશો આબાદ અને સુખી છે અને બાદશાહી મકાનો અને બાવલાંઓથી શણગારેલાં છે."

આના ૫૦ વરસ પછી એક બીજો ગ્રીક ઇતિહાસકાર 'અગાથરસીદસ' ઇ. પૂ. ૧૪૫ માં અરબ સંબંધી નીચલી બાબતો આપણને જણાવે છે. "સબા (કોમ) અરબસ્તાનમાં રહે છે જ્યાં ઘણી ઉત્તમ પ્રતિના અસંખ્ય ફળો ઉત્પન્ન થાય છે. સમુદ્રના કિનારા ઉપર જમીન છે તેમાં "બલસાન" અને ઘણા ખુબસુરત ઝાડો થાય છે, જે જોવામાં ઘણા સારા માલમ પડે છે. આ જમાનામાં દેશમાં બખુરાત (ધૂપ) દારચીની અને છુહારા (ખારેક)ના ઘણા ઉંચા ઝાડોના ગાઢા જંગલો છે; અને ઝાડોમાંથી ઘણી મીઠી સુગંધિ પ્રસર્યા કરે છે. ઝાડોની જાતો અસંખ્ય હોવાને લીધે દરેકના નામ આપવા એ મુશકેલ છે. જે સુગંધ આ ઝાડોમાંથી ઉડે છે તે સ્વર્ગના ખુશબુથી ઉતરતી નહિ હોય અને તેની પ્રશંસા શબ્દોમાં કરી શકાતી નથી; આની ખુશબુ જ્યારે દૂર દૂર સુધી જાય છે ત્યારે લોકો જે દૂર હોય છે તે પણ તેની સુગંધિથી આનંદિત બની જાય છે. આ ઝાડોને ત્યાં કાપતા નથી, પરંતુ તે ખીલેલાં અને તાજાં રહે છે, તેથી માણસો જે ત્યાંથી જાય છે તે અમૃતજળના જેવો આનંદ ઉઠાવે છે. આ ઉપમા પણ પૂરતી નથી. આખા જગતમાં સબા સૌથી વધારે સમૃદ્ધિવાન લોકો છે.' ચાંદી અને સોનું અસંખ્ય પ્રમાણમાં દરેક બાજુથી લાવવામાં

+ સીરીયામાં યહુદી લોકો હતા તેમના આ બધા પયગમ્બરો છે.

આવે છે. દૂર હોવાથી કોઇએ એને તાબે કર્યો નથી. તેથી તેની રાજધાનીમાં ખાસ કરીને સોના ચાંદીના વાસણો છે. તખ્ત અને પેશગાહો છે. તેના સ્તંભો સોનાની નકશીથી શણગારેલા છે. મહેલો અને દરવાજા સોના અને જવાહીરોથી જડેલા છે. આવી જાતના અલંકારો અને શણગારો માટે તેઓ કૌશલ્ય અને ઘણી મહેનત વાપરે છે.”

આના ૫૦ વરસ પછી જ્યારે સબાનો વેપાર ભાંગી પડયો ત્યારે પરદેશ આવવું જવું બંધ થઇ ગયું હશે. દેશમાં સુધારા અને સંસ્કૃતિના રોગોએ પ્રસરી લોકોને આળસુ અને નાહિંમતવાન બનાવી દીધા હશે. ફક્ત થોડા જ વેપારીઓ રહ્યા છે, અને તેઓ નાહિંમતના કારણે દૂરના દેશોમાં જતા નથી, પરંતુ ફક્ત એબીસીનીયાથી સીરીયા સુધી મુસાફરી કરે છે, આની કથા ગ્રીક ઇતિહાસકાર “આરટીમીડોરસ” (ઇ, ૫, ૧૦૦) પાસેથી સાંભળવા લાયક છે. તે કહે છે કે—

“સબાનો પાદશાહ અને તેના મહેલો ‘મા આરીબ’ માં છે. તે પાદશાહ એક ઝાડોથી ભરેલા પહાડ ઉપર સુખચેનની જીંદગી ગુજારે છે. લોકો વિલાસમાં જીંદગી ગાળે છે. મેવા ભરપૂર હોવાને કારણે લોકો આળસુ અને પુરુષાર્થ વિનાના થઇ ગયા છે; સુગંધિ ઝાડોની છાયામાં પડી રહેલા હોય છે. બાળવાનાં લાકડાંને બદલે દારચીની અને ખુશબોદાર લાકડીઓ બાળે છે. કેટલાક લોકોનો ધંધો ખેતીનો છે ને કેટલાક દેશી પરદેશી મસાલાનો વેપાર કરે છે. આ મસાલા, સામેના એબીસીનીયાના કિનારેથી લાવવામાં આવે છે. ત્યાં સબાના લોકો ચામડાની હોડીઓમાં બેસી સમુદ્રપાર જાય છે. નજીકના કબાલાઓ પાસેથી સબા લોકો વેપારી સામાન ખરીદે છે, અને પોતાના પાડોશીઓને આપે છે. એવી રીતે એ માલ એકથી બીજા દ્વારે સીરીયા અને દીપકલ્પ સુધી પહોંચી જાય છે.”

અરબોની આ હકીકત લખવાનો મારો ઉદ્દેશ વાંચકોને એ જણાવવાનો છે કે યમની અરબની સબા કોમ એક વેપારી કોમ હતી, અને તે હિંદથી લઇને એલકઝાંડરીયા સુધી વેપારી બજારોની માલીક હતી.[1] હું ઉપર ઇતિહાસના પૂરાવાથી સાબીત કરી ચુકયો છું કે અરબો કઇ કઇ વસ્તુનો વેપાર કરતા હતા. હવે ફક્ત મહત્ત્વનો સવાલ એ છે કે આ બધી વસ્તુઓ કયાંથી આવતી હતી. આનો જવાબ ગ્રીક, રોમન અને અરબ ઇતિહાસકારો એ આપે છે કે આ વસ્તુઓમાંથી કેટલીક ચીજો હિંદથી ને કેટલીક આફ્રીકાના કિનારાથી આવતી હતી અને બાકીની ખુદ અરબદેશમાં ઉત્પન્ન થતી હતી. આનું વર્ણન ઉપર ગ્રીક ઇતિહાસકારોનાં ઉતારામાં થઇ ગયું છે. વળી એક અરબ ઇતિહાસકાર હમદાનીએ તે અરબોમાં ઉત્પન્ન થતી વનસ્પતિ અને ઝાડોનું વર્ણન લંબાણ પૂર્વક કર્યું છે. લોબાન અને જાફરાન સંબંધી લખે છે કે તે આ જગ્યાએથી તમામ દુનીયામાં જાય છે. ભિન્ન ભિન્ન જાતના ફુલો અને વનસ્પતિ યમનમાં અને નજદમાં ઉત્પન્ન થાય છે. અરબસ્તાનમાં ઘણી સંખ્યામાં સોનુ અને જવાહીરોની ખાણો હતી અને હજી પણ છે. હમદાનીએ એક એક વસ્તુનું નામ ગણાવ્યું છે. પરંતુ જે જમાનાનું આપણે વર્ણન કરીએ છીએ તે એવો જમાનો હતો કે જ્યારે આખું જગત દેવતાઓની પૂજા કરતું હતું. આ દેવતાઓ માટે મોટા મોટા મહેલ અને મંદિર તૈયાર થતા હતાં; અને જે વસ્તુઓ ચઢાવતાં હતાં

[1] વધારે વિગત માટે જુઓ અરઝુલકુરાનનું “સબા” નું પ્રકરણ.

તેની સાથે લોબાન બાળવામાં આવતો હતો. સુગંધિ લાકડીઓ ઉદ અને સંદલ (ચન્દન) જેવી દરેક વખતે બળતી રહેતી હતી. આ કારણથી હિંદથી લઇને યૂરોપ સુધી તેની માંગણી હતી. પરંતુ અરબ વેપારીઓ આખા જગતની માંગણીને ફક્ત પોતાના જ ઘરથી પૂરી કરી શકે નહિ તેથી કુદરતી રીતે તેઓએ શોધવા માંડ્યું કે આ માંગણીને બીજી કઇ જગ્યાએથી પૂરી કરી શકાય. આ પ્રયત્નનું એ પરિણામ આવ્યું કે હિંદુસ્તાન સાથે તેમનો વેપારી સંબંધ ચાલુ થયો.

લોબાન, હળદર, લવીંગ, ઇલાયચી, મરીઆં, તજ, સોપારી, નાળીયર, આંબલી, કપૂર, ચન્દન જાયફળ. આ વસ્તુઓ ખાસ કરીને અરબો દક્ષિણ કિનારા અને હિંદના ટાપુઓમાંથી યમન લઇ જતા હતા. ઉપરની ઐતિહાસિક સાબીતીઓ સિવાય જીવતો દાખલો આજે પણ છે કે આ વસ્તુઓ બધી દુનીઆમાં આ જગ્યાએથી જાય છે. આ સિવાય બીજી એક મોટી સાબીતી એ છે કે આ વસ્તુઓના ઘણાખરાં નામો સંસ્કૃતમાંથી અરબીમાં આવેલાં છે. દાખલા તરીકે મુસ્ક (કસ્તૂરિ) ફીલફીલ, (મરીઆં) કાપુર (કર્પૂર) સંદલ (ચન્દન) નારજીલ (નારિકેલ) કરનફલ (કર્ણપુલ્લ) જાયફલ (જાતિફલ) વગેરે. એવી જ રીતે કેટલાક નામો સાથે "હિંદી" શબ્દ લગાડી ઉપયોગ કરે છે. દાખલા તરીકે ઉદહિંદી હુસતેહિંદી તમરેહિંદી વગેરે. ઉત્તમ પોલાદ અને ઉત્તમ તલવારો હિંદમાંથી જ જતી હતી તેથી અરબીમાં "હિંદી" મોહન્નદ વિશેષણ તરીકે તેની સાથે બોલતા, અને આજે પણ સિરોહી એને માટે પ્રખ્યાત છે

અરબ ઇતિહાસકાર હમદાની પોતાના પુસ્તક "સીફતો જઝી રતીલ અરબ" માં અરબસ્તાનની સંખ્યાબંધ ખાણોનું વર્ણન કરે છે;—ફક્ત યમામા અને નજદમાં સોનાની ૭ ખાણો હતી—સોના સિવાય ચાંદી, ત્રાંબુ, અને અકીકની પણ ખાણો દેખાડી છે. આખા પુસ્તકમાં ૧૭ ખાણોનું વર્ણન છે. આ ઉલ્લેખની વાસ્તવિકતા વિષે મારે કાંઇ કહેવાનું નથી. પરંતુ એટલું જ જણાવવા માગું છું કે માંગણીના કારણે સોનું, ચાંદી, અને અકીક હિંદથી જતાં હોય તો તેમાં આશ્ચર્ય નથી. વળી આજે પણ અકીક ખંભાતથી મોટા પ્રમાણમાં પરદેશમાં જાય છે. અને હિંદુસ્તાનમાં ચાંદી અને સોનાની ખાણો હોવા છતાં પણ અમેરિકા અને આફ્રિકાથી હિંદુસ્તાનમાં ચાંદી અને સોનું મોટા પ્રમાણમાં આવે છે. જેવી રીતે અશએયા નબીના વખતમાં ઉત્તમ ખુશબુ, ઝવાહીર, અને સોનું યમનના બંદર એડન અને હઝરમૌતના બંદર કાનાથી સીરીયામાં જતું નજરે પડે છે.

એવી રીતે કપડાનો વેપાર પણ અરબોને પ્રિય ધંધો હતો અને યમન તેનું મુખ્ય મથક હતું. યમનની ચાદરો ઇસ્લામના વખત સુધી પ્રખ્યાત હતી તેથી એમાં શંકા નથી કે યમનમાં કપડાના કારખાનાં હશે. પણ કેટલાંક નામ મૂળ હિંદના હોવાથી એમ ભરોંસાથી કહી શકાય છે કે હિંદુસ્તાનથી પણ કપડાં જતાં હશે. એમાં 'મલમલ' અને 'ચારખાના' નોંધવા યોગ્ય છે, જેને અરબીમાં "શામ" ને 'કૂતાં' કહે છે.

કહેવાય છે કે ઇજીપ્તની મમીઓ ઉપરનાં કેટલાક હિંદમાંના વણાયેલા કપડાં છે. (શું બંગાળાના જાદુગરની અસર મીસરના દેવતાઓ ઉપર પણ થઈ હતી?) ખુદ ભરૂચમાં પણ ઇ. સ. પહેલાં સારા કપડાં વણાતા હતા. આ પહેલી સદી સુધીની હકીકત

થઇ. પહેલી સદીનો પ્રખ્યાત ઇતિહાસકાર પ્લેની રૂમી એક જગ્યાએ ફરીઆદ કરે છે કે રોમની ૨૦ લાખ પાઉંડ સમૃદ્ધિ દર વરસે માલને બદલે હિંદમાં જાય છે. +

આની ૧૦૦ વરસ પછી ઇ. સ. ૨૦૦ માં બતલીમુસ નામના પ્રખ્યાત ભૂગોળ લખનારે અરબ સંબંધી જે હકીકત લખી છે તેનો ઘણો ભાગ એણે અરબો કે જે વેપારીઓ હતા તેમની પાસેથી સાંભળ્યો છે. કેમકે તે વખતે પણ એલેકઝાંડ્રીઆ અરબ વેપારીઓનું મુખ્ય મથક હતું. રૂમીઓના કારણે તેમનો વેપાર ઠંડો થઇ ગયો હતો પણ નાશ નહોતો પામ્યો. ત્રીજી સદીથી છઠી સદી સુધી રોમન લોકોના કારણે એટલી બધી રાજક્રાંતિઓ થઇ કે પરદેશના વેપારને સખત નુકશાન પહોંચ્યું એટલું જ નહિ પણ ખુદ અરબસ્તાનમાં પણ સુલેહ જળવાઈ રહી નહિ. અને આ રીતે અરબોનો વેપાર ઘણો ઓછો થઇ ફક્ત અરબસ્તાન સુધી જ મર્યાદિત થઇ ગયો; એટલે કે અરબ વેપારી યમનથી માલ લઇ સીરીયામાં વેચીને પાછાં ફરતાં. અરબોની સબા કોમ ઘણીખરી બરબાદ થઇ ગઈ હતી. તેથી તે વેપારને હીમયરના ખાનદાનના અરબોએ કંઇક જાળવી રાખ્યો. પરંતુ "તબાએસ" ના વખતમાં યમનના વેપારીઓ રાજકારણમાં ઘણા મશગુલ રહ્યા અને રોમન લોકોએ તેમનો રસ્તો બંધ કરી દીધો. વળી રાજકીય અને ધાર્મિક સ્પર્ધાના કારણે વેપારમાં વધારે ચઢતી કરી શકયા નહિ. કેમકે એક તરફ યહુદી [ યમનના યહુદી ] અને ઇસાઇઓ [ રોમન અને એબીસીનીયાના લોકો ] વચ્ચે ઝગડો હતો અને બીજી તરફ સીરીયા ઇજીપ્ત અને એબીસીનીયા ઉપર રોમનલોકોના કબજાથી રસ્તા બંધ થયા; તેથી પરદેશનો વેપાર બંધ થઈ ગયો, એટલું જ નહિ પણ દેશની અંદરનો વેપાર પણ યમનના લોકોના હાથમાંથી નીકળી હેજાઝી લોકોના હાથમાં ગયો; અને આવી રીતે હિંદુસ્તાન સાથેના વેપારનું બળ ઘટી ગયું, અને તેનો વેપાર પણ ઓછો થયો. પરંતુ વ્યક્તિગત વેપાર બાકી હતો, અને તેની સાબીતી મળે છે.

અહીં સુધી જે લખવામાં આવ્યું છે તે દક્ષિણી અરબોના [ યમનના ] સબંધમાં છે. ઇ. પૂ. ત્રીજી સદીમાં ગ્રીકોએ હિંદુસ્તાનથી જમીન માર્ગનો રસ્તો યૂરોપ સુધી ઉઘાડી દીધો હતો. અને તે રસ્તેથી દિવસે દિવસે વેપાર વધતો જતો હશે. ઈ.સ.ની ત્રીજી સદીમાં આ વેપાર ઘણો વધ્યો જેનું પરિણામ એ આવ્યું કે યમનનો વેપાર ભાંગી પડયો પણ ઓમાનનો વેપાર વધવા માંડયો. ભરૂચની પડતી થઇ હતી. પરંતુ "સોપારા" જે થાણા પાસે એક બંદર હતું તે ઘણું આગળ વધી ગયું. અહિંથી માલ જમીનમાર્ગે ઇરાન જતો, અને ઇરાનથી ઓમ્માનમાં. ઓમ્માનથી કુરેશી અથવા હજાઝી વેપારીઓ માલ સીરીયા સુધી પહોંચાડતા. કેમકે આ સદીઓમાં અરબોનું નામ કોઈ જગ્યાએ નથી આવતું. એમને બદલે ઇરાની અને ગ્રીકોનું નામ ઘણી જગ્યાએ આવે છે. તેથી એવું અનુમાન કહાડવામાં આવે છે કે હિંદથી પરોક્ષ રીતે અરબોના વેપારી સબંધો તૂટી ગયા હશે. પરંતુ હું એમ ધારૂં છું કે યમનના નાશ પછી હિંદીઓએ યમનના બદલે ઓમ્માનમાં પરોક્ષ રીતે વહાણો મોકલવા શરૂ કર્યા હશે. રાતા સમુદ્રની જોખમ ભરેલી મુસાફરી પૂરી કરી સીરીયા અને ઇજીપ્તમાં વહાણો લઇ જવા કરતાં હિંદીઓ માટે આ વધારે સલામત રસ્તો હતો કે હિંદના કાંઠે

+ નીગાર માસિક ઓકટોબર ૧૯૨૪.

કાંઠે જઇ પોતાના વહાણો ઓમ્માનમાં લંગર કરે. આ મત ઝકા ઉલ્લાકૃત હિંદુસ્તાનના ઇતિહાસમાં લખેલા છે. પણ મારા મત પ્રમાણે ગૂજરાતથી બે કાફલાં જતાં હશે. પહેલાં કાફલા જમીન માર્ગે ઇરાન થઇ યૂરોપમાં જતા હશે અથવા ઇરાનમાં માલ વેચી પાછા આવતાં હશે, ઈરાનીઓ માલ યૂરોપ પહોંચાડતા હશે.

બીજા કાફલાં જળ માર્ગે જતાં એટલે કે ગૂજરાત અને કાઠિયાવાડને કાંઠે કાંઠે જઇ ઓમ્માન માલ ઉતારતાં હશે. ત્યાંથી કુરેશ ( મક્કાના લોકો ) અને બીજા વેપારીઓ માલ લઇ આખા અરબસ્તાંન અને સીરીયામાં માલ વેચતા હશે. મારા મત પ્રમાણે આ હાલ ઇસ્લામ પ્રગટ થયો ત્યાં સુધી બરાબર રહ્યો. હવે પ્રશ્ન એ રહ્યો કે તે જમાનાના ઇતિહાસમાં અરબોનું નામ કેમ નથી આવતું? એનું કારણ એ હશે કે પહેલાં યમનના અરબ પોતાની જાતે હિંદ આવતા હતા અને તેમના વધારે સમાગમ અને મળવાના કારણે તેમનું નામ ઇતિહાસમાં આવતું હતું, પણ હવે તેઓ આવતા નહોતા; પણ અહિંથી વહાણો ઓમ્માનમાં જતાં હતાં તેથી ઓછા સમાગમના કારણે તેમનું નામ આવતું નથી.

# બુદ્ધચરિત્રલેખમાલા

## લેખાંક ૮ મો

### માંસાહાર

[ અ. ધર્માનંદ કોસમ્બી ]

બૌદ્ધધર્મના વિરોધી લોકો એવી ટીકા કરે છે કે, પરિનિર્વાણ થતા પહેલાં ચુંદ લુહારને ઘેર બુદ્ધ ભગવાને ડુક્કરનું માંસ ખાધું, અને તેથી અજીર્ણ થવાથી તે મરણ પામ્યા. હાલ હિંદુસ્તાનમાં માંસાહારના સંબંધમાં પ્રતિકૂલ મત હોવાથી, આવી ટીકા વાંચતાં વાર જ સાધારણ લોકો બુદ્ધનો અને તેના ધર્મનો તિરસ્કાર કરે એ સ્વાભાવિક છે. એટલે બુદ્ધ ભગવાનના સમયમાં માંસાહારની પ્રથા કેટલા પ્રમાણમાં હતી અને આ વિરોધી ટીકાકારોના કથનમાં તથ્યાંશ કેટલો છે એ આ લેખમાં બતાવવાનું ધાર્યું છે.

બુદ્ધના સમયમાં યજ્ઞ વખતે ગાયો, બળદો વગેરે સેંકડો પ્રાણીઓની હિંસા કેમ થતી હતી એ છઠ્ઠા લેખમાં બતાવવામાં આવ્યું છે. તે ઉપરાંત ખાટકી લોકો ગાયો મારીને તેનું માંસ ચૌટામાં વેચતા હતા.[1] એટલે માંસભોજનની પ્રથા સર્વસામાન્ય હતી. કોઇ પણ શ્રમણપંથમાં માંસાહારનો વિરોધ હોય એવું જણાતું નથી. હાલના જૈન લોકો માંસાહારને અત્યંત નિષિદ્ધ સમજે છે. પરંતુ બુદ્ધ સમકાલે જૈનશ્રમણ માંસાહાર કરતા હતા એવું આચારાંગસૂત્રમાંના નીચેના ઉતારા ઉપરથી જણાશે.

से भिक्खू वा भिक्खुणी वा सेज्जं पुण जाणेज्जा वहुअट्ठियं मंसं वा, मच्छं वा बहुकंटकं, अस्सिं खलु पडिगाहितंसि अप्पे सिया भोयणजाए वहु-उज्झियधम्मिए। तहप्पगारं वहुअट्ठियं वा मंसं, मच्छं वा वहुकंटगं लाभे वि संते णो पडिगाहेज्जा। से भिक्खू वा भिक्खुणी वा गाहावइकुलं पिंडवायपडियाए अणुपविट्ठे समाणे परो वहुअट्ठिएण मंसेण मच्छेण उवणिमंतेज्जा, आउसंतो समणा अभिकंखसि वहुअट्ठियं पडिगाहेत्तए ? एयप्पगारं णिग्घोसं सोच्चा णिसम्म से पुव्वामेव आलोएज्जा आउसोत्ति वा भइणीत्ति वा णो खलु मे कप्पइ वहुअट्ठियं मंसं पडिगाहेत्तए, अभिकंखसि मे दाउं जावइयं तावइयं पोग्गलं दलयाहि मा अट्ठियाइं। से सेवं वदंतस्स परो अभिहट्टु अंतो पडिग्गहगंसि वहुअट्ठियं मंसं परिभाएत्ता णिहट्टु, दलएज्जा तहप्पगारं पडिग्गहगं परहत्थंसि वा परपायंसि वा अफासुयं अणेसणिज्जं लाभे वि संते णो पडिगाहेज्जा। से आहच्च पडिगाहिए

---

१. सेय्यथा पि भिक्खवे दक्खो गोघातको वा गोघातकन्तेवासी वा गाविं वधित्वा चातुम्महापथे विलसो पटिविभजित्वा निसिन्नो अस्स। —सतिपट्ठानसुत्त.

सिया तं णोहित्ति वएज्जा, अणोवत्ति वएज्जा। से त्तमायाय एगंतमवक्कमेज्जा। अवक्कमेत्ता अहेआरामंसि वा अहेउवस्सयंसि वा अप्पडए जाव संताणए मंसगं मच्छगं भोच्चा अट्ठियाइं कंटए गहाय से त्तमायाए एगंतमवक्कमेज्जा। अवक्कमेत्ता अहेज्झामथंडिलंसि वा अट्ठिरासिंसि वा किट्टरासिंसि वा तुसरासिंसि वा गोमयरासिंसि वा अण्णयरंसि वा तहप्पगारंसि थंडिलंसि पडिलेहिय पडिलेहिय पमज्जिय पमज्जिय तओ संजयामेव पमज्जिय पमज्जिय परिट्ठवेज्जा।

અર્થ—ફરી વાર તે ભિક્ષુ કે તે ભિક્ષુણી બહુ અસ્થિમય માંસ કે બહુ કંટકમય મત્સ્ય મળતાં જાણે છે કે, આમાં ખાવાનો પદાર્થ ઓછો છે; અને ફેંકી દેવાનો વધારે છે. આવી જાતનું બહુ અસ્થિમય માંસ કે બહુ કંટકમય મત્સ્ય મળે તો તેણે તે લેવું નહિ. તે ભિક્ષુ કે તે ભિક્ષુણી ગૃહસ્થને ઘેર ગયો હોય કે ગઇ હોય, અને તે ગૃહસ્થ તેને પૂછે કે, આયુષ્માન્ શ્રમણ આ બહુ અસ્થિમય માંસ લેવાની તારી ઇચ્છા છે? આવી જાતનું ભાષણ સાંભળીને પહેલાં જ તેણે કહેવું કે, હે આયુષ્માન્ અથવા [બાઇ હોય તો] ભગિની, આ બહુઅસ્થિમય માંસ લેવું મને યોગ્ય નથી. જો તારી ઇચ્છા હોય તો કેવળ માંસ જ આપ. હાડકાં ન આપ. આમ કહેવા છતાં પણ જો તે ગૃહસ્થ બળજોરીથી તૈયાર થાય તો તે અયોગ્ય સમજીને લેવું નહિ. તે જો તે પાત્રમાં નાખે તો એક બાજુએ લઈ જવું. અને આરામમાં કે ઉપાશ્રયમાં જ્યાં અલ્પઅંડક હોય તેવી જગ્યાએ બેસીને માંસ અને મત્સ્ય ફક્ત ખાઇને હાડકાં અને કાંટા એક બાજુએ લઈ જવા. ત્યાં જઇને બાળેલી જમીન ઉપર, હાડકાના રાશિ ઉપર, કાટ ખાઇ ગએલા લોખંડના જૂના કટકાના ઢગલા ઉપર, તુસરાશિ ઉપર, છાળના ઢગલા ઉપર અથવા એવી જ જાતના બીજા થંડિલ ઉપર (ઉંચાણવાળી જગ્યા ઉપર) જગ્યા બરાબર સાફ કરીને સંયમપૂર્વક તે ત્યાં મૂકવું.

આનો જ અનુવાદ દશવૈકાલિક સૂત્રમાંની નીચેની ગાથાઓમાં સંક્ષેપથી કરવામાં આવ્યો છે.

बहुअट्ठियं पुग्गलं अणिमिसं वा बहुकंटयं।
अच्छियं तिंदुयं बिल्लं, उच्छुखण्डं व सिंबलिं॥
अप्पे सिआ भोअणज्जाए, बहुउज्झियधम्मियं।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं॥

અર્થ—બહુ અસ્થિમય માંસ, બહુ કંટક મત્સ્ય, અસ્થિવૃક્ષફલ, બીલીપત્રનું ફળ, શેરડી, શાલ્મલિ, આવી જાતના પદાર્થ–જેમાં ખાવાનો ભાગ ઓછો અને ફેંકી દેવાનો વધારે હોય–આપનારીને, તે મને યોગ્ય નથી, એવું કહીને પ્રતિબંધ કરવો+.

+ આ ઉલ્લેખોમાં આવતા 'मंसं मच्छं' શબ્દોના અર્થ વિવાદગ્રસ્ત છે. આ ભાગ ઉપર પ્રાચીન ગૂજરાતીમાં જે ટબ્બાઓ છે તે આ શબ્દોને અમુક પ્રકારની વનસ્પતિના અર્થમાં લે છે. હાલના જમાનામાં આ ચર્ચા ઉત્પન્ન થતાં વૈદ્યક નિઘણ્ટુ વગેરેની મદદથી જૈન વિદ્વાનો પણ એ જ અર્થ ઘટાવવા પ્રયત્ન કરે છે. પણ આ વિષે પ્રાચીન ટીકાકારોનો અર્થ તે તે ભાગ ઉપરની નીચે આપેલી ટીકાઓથી સમજાશે.

: આ ઉતારાઓ ઉપરથી તે સમયે જૈન સાધુઓમાં માંસાહારની પ્રથા હતી એમ સ્પષ્ટ જણાય છે. બુદ્ધ ઉપર તેમનો એવો આરોપ હતો કે, બીજાઓના ઘરનું આમંત્રણ સ્વીકારીને પણ તે માંસાહાર કરે છે. આ સંબંધે અંગુત્તરનિકાયના અટ્ઠકનિપાતમાંના સીહસુત્તનો ( નં. ૧૨ ) દાખલો ઉપયોગી થાય એવો છે. તેનો સારાંશ–

એક વાર બુદ્ધ ભગવાન વેશાલીમાં મહાવનમાં રહતા હતા. તે વખતે કેટલાક પ્રખ્યાત લિચ્છવી રાજાઓ સંથાગારમાં ( નગરમંદિરમાં ) કોઈ કારણસર ભેગા થયા હતા. ત્યારે બુદ્ધના સંબંધમાં વાતો નીકળી. તેમાંના લગભગ બધાએ બુદ્ધ ભગવાનની ખૂબ સ્તુતિ કરી. તે સાંભળીને સિંહસેનાપતિને બુદ્ધદર્શન કરવાની ઇચ્છા થઈ. પણ તે નિર્ગ્રંથોનો ઉપાસક હોવાથી નિર્ગ્રંથોના મુખ્ય ગુરુને–નાથપુત્રને–મળ્યા સિવાય એકદમ બુદ્ધને મળવું તેને યોગ્ય લાગ્યું નહિ. તે નાથપુત્ર પાસે જઈને બોલ્યો, " ભદંત ! હું બુદ્ધ ભગવાનને મળવા ઇચ્છું છું. "

નાથપુત્રે કહ્યું. " હે સિંહ, તું અક્રિયાવાદી છે શું ? ગોતમ પોતે અક્રિયાવાદી છે; અને તું ક્રિયાવાદી હોવા છતાં તેને મળવા માગે છે એ યોગ્ય નથી. "

આ પોતાના ગુરુનું ભાષણ સાંભળીને બુદ્ધદર્શને જવાનો વિચાર સિંહે માંડી વાળ્યો. પુનઃ એક બે વાર સંથાગારમાં તેણે બુદ્ધની સ્તુતિ સાંભળી. પરંતુ નાથપુત્રના આગ્રહને લઈને બુદ્ધદર્શને જવાનો વિચાર ફરી વાર માંડી વાળવો પડ્યો. અંતે નાથપુત્રને પૂછ્યા વગર જ બુદ્ધ ભગવાનને મળવાનો સિંહે નિશ્ચય કર્યો અને મોટા સરંજામ સહિત આવીને બુદ્ધ ભગવાનને નમસ્કાર કરી એક બાજુએ આસન ઉપર બેઠો. પછી બુદ્ધ ભગ-

---

આચારાંગના ઉલ્લેખને શીલાંક નીચે પ્રમાણે સમજાવે છે. " एवं मांससूत्रमपि नेयम्। अस्य चोपादानं क्वचिद् लुताद्युपशमनार्थं सद्वैद्योपदेशतो बाह्यपरिभोगेन स्वेदादिना ह्युपकारकत्वात् फलवद् दृष्टम्। भुजिश्चात्र बहिःपरिभोगार्थेन अभ्यवहारार्थे पदातिभोगवदिति छेदसूत्रेष्वभिप्रायाद् द्रष्टव्यम् "॥ શ્રુતસ્કંધ. ૨. પૃ. ૮૧ બાબુની આવૃત્તિ. એટલે કે આ ટીકાકાર માંસમત્સ્ય શબ્દો સાધારણ અર્થમાં લે છે, પણ ' भुज् ' ધાતુને છેદસૂત્રોના આધારે પરિભોગના ( બાહ્ય ઉપયોગના ) અર્થમાં લે છે. લુતા નામના રોગને શાન્ત કરવા આ પદાર્થોને મસળવા માટે લેતા હશે એવો ટીકાકારનો અભિપ્રાય છે.

દશવૈકાલિકના ઉતારા ઉપર હરિભદ્રસૂરિની ટીકા નીચે મુજબ છે. बह्वस्थि पुद्गलं मांसमनिमिषं वा मत्स्यं वा बहुकण्टकम् । अयं किल कालाद्यपेक्षया ग्रहणे प्रतिषेधः । अन्ये त्वभिदधति–वनस्पत्यधिकारात् तथाविधफलाभिधाने एते। એટલે કે–હરિભદ્રસૂરિ આ અર્થનો ઉપર કર્યો છે એવો અર્થ કરે છે અને એ રીતે ઘટાવે છે કે કાલાદિ અપેક્ષાએ ( દુકાળ વગેરે ) કદાચિત તે પદાર્થોના ગ્રહણનો પ્રસંગ આવતાં બહુ–અસ્થિક માંસ અને બહુકંટકમત્સ્યનો નિષેધ કર્યો છે. પણ બીજા મત પ્રમાણે ' વનસ્પતિનો અધિકાર ચાલતો હોવાથી તે જાતના ફળો ' એવો અર્થ આપે છે. સં.

વાનને પૂછ્યું, " ભદંત, ઘણા લોકો આપને અક્રિયાવાદી કહે છે. તેમના કહેવા મુજબ શું આપ ખરેખર અક્રિયાવાદી છો ? "

બુદ્ધ—" હે સિંહ, એક રીતે મને અક્રિયાવાદી કહી શકાય એમ છે. પાપવિચારોની ક્રિયા કરવી નહિ, પાપવિચારોનો નાશ કરવો. પાપવિચાર મનમાં પણ ન આવવા દેવા, એવો હું ઉપદેશ કરૂં છું. આ દૃષ્ટિએ જોતાં હું અક્રિયાવાદી છું.

" પણ બીજો કોઇ જો મને ક્રિયાવાદી કહે તો તેનું કથન પણ ખોટું નહિ કહી શકાય. કારણ કે પુણ્યપ્રદ વિચારોની ક્રિયા કરવી, કુશલ મનોવૃત્તિઓની અભિવૃદ્ધિ કરવી, સદિચ્છાને અનુસરીને વર્તન કરવું એવો હું ઉપદેશ કરૂં છું. આ રીતે જોતાં હું ક્રિયાવાદી છું.

" હે સિંહ, બીજો કોઇ મનુષ્ય મને ઉચ્છેદવાદી કહી શકશે. કારણ કે, અકુશલ મનોવૃત્તિઓનો ઉચ્છેદ કરવાનો હું ઉપદેશ કરૂં છું. આ રીતે જોતાં હું ઉચ્છેદવાદી છું."

સિંહ—" ભગવન્, આપના માટે મારી અસંત ગેરસમજણ થઇ હતી, પણ આપનો આ મધુર ઉપદેશ સાંભળીને તે ગેરસમજણ દૂર થઇ છે. આજથી હું આપને, આપના ધર્મને અને સંઘને શરણે જાઉં છું. ઉપાસક તરીકે આપ મારો અંગીકાર કરો, "

બુદ્ધ—" હે સિંહ, તારે જે કંઇ કરવું હોય તે વિચાર કરીને કર કારણ કે તારા જેવો પ્રસિદ્ધ મનુષ્ય વિચારપૂર્વક વર્તન કરે એ વધારે યોગ્ય છે. "

સિંહ—" ભદંત, બીજા પંથના પ્રવર્તકોનો જો હું શિષ્ય થયો હોત તો તેમણે તો આ વૈશાલીમાં વિજયપતાકા જ ફરકાવી હોત ? પણ વિચારપૂર્વક વર્તન કરવાનું આપ મને સૂચવો છો તેથી આપના ઉપર મારી શ્રદ્ધા વધારે દૃઢ થઇ છે. "

બુદ્ધ—" હે સિંહ, આજ સુધી તું નિર્ગ્રંથોનો શ્રાવક હતો, માટે જો તેઓ તારે ઘેર ભિક્ષા માટે આવે તો તેમને પણ તારે વિમુખ પાછા મોકલવા ન જોઇએ. "

સિંહ—" ભગવન્, બીજા પંથોના શ્રમણોને દાન ન આપવું, પોતાના જ પંથના ભિક્ષુઓને દાન આપવું, એવો ઉપદેશ આપ કરો છો, એમ મેં સાંભળ્યું હતું; પણ આજે એથી ઉલટું જ હું અનુભવું છું. ભગવન્, આ આપની ઉદારતાને લીધે આપને વિષે મારી ભક્તિ દૃઢ બંધાઇ છે. "

બીજે દિવસે બુદ્ધ ભગવાનને અને ભિક્ષુસંઘને નિમંત્રણ આપીને સિંહે તે બધાનું ખૂબ આદરપૂર્વક સંતર્પણ કર્યું. પણ નિર્ગ્રંથોને આ વાત ગમી નહિ. વૈશાલીમાં તેમણે એવી અફવા ફેલાવી કે, 'સિંહે મોટો પશુ[1] મારીને બુદ્ધને અને ભિક્ષુસંઘને મિજબાની આપી છે; અને બુદ્ધને આ વાતની ખબર હોવા છતાં તેણે સિંહે આપેલા ભોજનનો

---

૧. ' थुलपसु ' એવું મૂળ વાક્ય છે. મનોરથપૂરણીમાં આનો અર્થ આ પ્રમાણે આપ્યો છે—' **थूलं-महासरीरं गोकण्णमहिससूकरसंखातं पसुं** । આ ઉપરથી તે કઇ જાતનું પશુ હતું તે સ્પષ્ટ થતું નથી. **उद्दिस्सकटं ति अत्तानं उद्दिसित्वा कतं, मारितं ति अत्थो** ।

સ્વીકાર કર્યો !' આ અફવા એક જણે આવીને સિંહને બીતાં બીતાં કાનમાં કહી, ત્યારે તે બોલ્યો, "આમાં કંઇ માલ નથી, બુદ્ધ ભગવાનને વગોવવામાં જ નિર્ગ્રંથોને આનંદ આવે છે. પરંતુ હું જાણી જોઇને મિજબાની માટે પ્રાણીની હિંસા કરૂં એ તદ્દન અસંભવનીય છે."

આ સુત્તમાં, બુદ્ધ ભગવાન ઉપર કરેલા બે આરોપોનું નિરસન કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. યજ્ઞયાગમાં થતી હિંસા બુદ્ધને પસંદ નહોતી, અને તે નિષ્ફળ છે, એવું તેઓ પ્રતિપાદન કરતા. તે ઉપરથી બ્રાહ્મણ લોકો તેમને અક્રિયાવાદી ( નાસ્તિક ) કહેતા હોય તો તેમાં નવાઇ નથી. તેજ પ્રમાણે પોતાથી પરોક્ષ કે અહેતુપૂર્વક થએલી હિંસા એ હિંસા નથી, એમ બુદ્ધ ભગવાન કહેતા. દાખલા તરીકે, આપણે દીવો કરીએ અને તેના ઉપર પડીને જીવડાં મરી જાય તો તે હિંસા નથી થતી, એમ તેમનું કહેવું હતું. તે ઉપરથી જૈનશ્રમણો પણ તેમને નાસ્તિક ( અક્રિયાવાદી ) કહેતા. બીજો તેના ઉપર એ આરોપ હતો કે, લોકોને ઘેર આમંત્રણો સ્વીકારીને પણ તે માંસભોજન કરે છે. અને ગૃહસ્થ લોકો પ્રાણીઓનો વધ કરીને તેમને માટે ભોજન તૈયાર કરે છે. જૈનશ્રમણ બીજાના ઘરનું આમંત્રણ બીલકુલ સ્વીકારતા નહિ. ગમે તે અન્ન તેમને માટે જો તૈયાર કરવામાં આવ્યું હોય ( उद्दिसकटं ) તો તેને તેઓ નિષિદ્ધ ગણતા, અને હજી પણ ગણે છે. કારણ કે, તે તૈયાર કરતી વખતે અગ્નિને લીધે થોડી ઘણી પણ હિંસા થાય છે જ, અને તેનો સ્વીકાર કરવાથી શ્રમણે તે હિંસાને અનુમોદન આપ્યા જેવું થાય. અહિંસાની આ વ્યાપક વ્યાખ્યા બુદ્ધ ભગવાનને પસંદ નહોતી. જાણીજોઈને ક્રૂરતાથી પ્રાણીઓનો વધ ન કરવો જોઇએ, એટલું જ તેમનું કહેવું હતું; અને ગૃહસ્થો તેમને આમંત્રણ કરે તો તે ત્યાં જઇને ભોજન કરતા. પણ પોતાને માટે ખાસ પશુ મારીને ભોજન તૈયાર કરવાની તેમણે પોતાના ઉપાસકોને સખ્ત મનાઇ કરી હતી.[૧] તો પણ જૈનશ્રમણો તેમના ઉપર ઉપરનો આરોપ મૂકતા હતા. એટલે બધી જાતના શ્રમણોને માંસાહાર ગમતો હતો. આમંત્રણ સ્વીકારીને માંસ ખાવું કે યદૃચ્છયા મળેલું માંસ ખાવું, એટલો જ ફક્ત તેમનામાં મતભેદ હતો.

બ્રાહ્મણ લોકો માંસાહાર કરતા, એટલું જ નહિ પરંતુ યજ્ઞયાગમાં સ્વહસ્તે પણ હિંસા કરતા. તો પણ તેમાંનો રડયોખડયો કોઇ અમુક કાળપર્યંત તપશ્ચર્યા ખાતર માંસાહારનો ત્યાગ કરતો, એમ મજ્ઝિમનિકાયમાંના આમગંધસુત્ત ઉપરથી જણાય છે. આમાં એક બ્રાહ્મણનો અને ગોતમબુદ્ધની પૂર્વે થએલા કાશ્યપબુદ્ધનો સંવાદ આપેલો છે. કાશ્યપ બુદ્ધને માંસાહાર કરતાં જોઇ તે બ્રાહ્મણે પૂછયું, "આમગંધ યોગ્ય નથી એમ તું કહે છે, અને માંસાહાર તો કરે છે. તો પછી તારો આ આમગંધ કઇ જાતનો ?" કાશ્યપબુદ્ધે જવાબ આપ્યો, "પ્રાણઘાત, વધ, છેદ, બંધન, ચોરી, અસત્ય ભાષણ, લોકોને ઠગવા, મંત્રતંત્ર કરવા, પરદારાગમન કરવું, આનું નામ આમગંધ છે. માંસભોજન એ આમગંધ નથી.[૨]

---

૧. મજ્ઝિમનિકાય, જીવકસુત્ત ( નં. ૫૫ ) જુઓ.

૨. 'एसामगंधो न हि मांसभोजनं ।' આ પાદ વારંવાર સાત ગાથાઓના અંતમાં આવે છે.

અહીં ફક્ત આ સંવાદનું દિગ્દર્શન કરાવેલું છે: તેના ઉપરથી એટલું જ અનુમાન કરવાનું કે, કેટલાક લોકો, પરિવ્રાજક સ્થિતિમાં માંસાહાર ત્યાજ્ય છે, એમ સમજતા હતા. પણ આ નિયમ કોઈ પણ એક પંથ કે વર્ગને બંધનકારક ન હોતો.

મારૂં માનવું એવું છે કે સૌથી પ્રથમ ગોમાંસાહારના નિષેધ માટે ચળવળ શરૂ થઇ હશે. અને તેની શરૂઆત બુદ્ધ ભગવાનથી થઇ. બ્રાહ્મણધમ્મિક સુત્તમાંની બે ગાથાઓ છઠ્ઠા લેખમાં આપવામાં આવી છે. બુદ્ધ ભગવાને ગોહત્યાના નિષેધની શરૂઆત કેમ કરી એ સ્પષ્ટ કરવા માટે તે જ સુત્તમાંની બીજી બે ગાથાએ અહીં આપું છું.

न पादा न विसाणेन नास्सु हिंसन्ति केनचि।
गावो एळकसमाना सोरता कुम्भदूहना।
ता विसाणे गहेत्वान राजा सत्थेन घातयि॥

ततो च देवा पितरो इन्दो असुररक्खसा।
अधम्मो इति पक्कन्दुं यं सत्थं निपती गवे॥

અર્થ—ઘેટાં જેવી નમ્ર અને ઘડો ભરીને દૂધ દેનારી ગાયો પગ વડે, કે શિંગડાં વડે કે બીજા કોઇ પણ અવયવથી બીજા કોઇની પણ હિંસા કરતી નથી. તેને [બ્રાહ્મણોના કહેવાથી] ઇક્ષ્વાકુ રાજા મારવા લાગ્યો. ત્યારે દેવ, પિતૃઓ, ઇન્દ્ર, અસુર અને રાક્ષસો, ગાયો ઉપર શસ્ત્રપ્રહાર થવાથી 'અધર્મ થયો' એમ બોલીને આક્રોશ કરવા લાગ્યા.

યજ્ઞયાગ કરનારા બ્રાહ્મણોમાં ગોમાંસાહારનો નિષેધ થતાં પુષ્કળ સમય ગયો હશે. [1]આશ્વલાયન ગૃહ્યસૂત્ર અને [2]આપસ્તંબ ધર્મસૂત્ર ઉપરથી જણાય છે કે ગોમાંસાહારનો રિવાજ બ્રાહ્મણોમાં પુષ્કળ કાળ સુધી હતો. પણ પછી ઘણા સમય પછી ગોમાંસનો નિષેધ થયો હોવાનું[3] ગૌતમધર્મસૂત્ર ઉપરથી દેખાય છે. તો પણ ગૌતમસૂત્રના સમયે પણ ગોવધનો પૂર્ણપણે નિષેધ થયો નહિ હોય. પરંતુ મનુસ્મૃતિના વખતમાં ગોવધ પ્રાયશ્ચિત્તાર્હ છે એમ મનાવા લાગ્યું હતું.[4] અને પૌરાણિક કાળમા ગોહત્યા એ અનેક મોટાં પાપોમાંનું એક પાપ મનાવા લાગ્યું.

---

૧...मधुपर्को गौ ...અ. ૧, ખંડ ૨૧ સૂ. ૬. આ સિવાય ચોથા અધ્યાયનો ૧૦ મો ખંડ જુઓ. આમાં શૂલગવ નામનો યજ્ઞ બતાવવામાં આવ્યો છે.

૨. પ્રશ્ન ૧ પટલ ૫ ખંડિકા ૧૭ સૂત્ર. ૩૦-૩૧. આ ઉપર હરદત્ત કહે છે:—
अनुडुहं मांसं न केवलं भक्ष्यं। किं तर्हि। मेध्यमपीति वाजसनेयिनः समामनन्ति।

૩. અધ્યાય ૮ સૂત્ર. ૩૦. આ ઉપર હરદત્ત કહે છે—धेन्वनडुहौ चाभक्ष्यौ।

૪. उपपातकसंयुक्तो गोघ्नो मांसं यवान्पिवेत्।
कृतवापो वसेद्गोष्ठे चर्मणा तेन संवृतः॥ મનુ૦, અધ્યાય,૧૧, શ્લોક ૧૦૯

આ પ્રમાણે બ્રાહ્મણવર્ગમાં ગોહત્યાનો પૂર્ણ નિષેધ થતાં ઘણો સમય ગયો હોય તો પણ બીજા વર્ગોમાં તો આ નિષેધ અશોકના સમય પહેલાં જ થયો હોવો જોઈએ. અશોકની પાકશાલામાં મારવામાં આવતાં પ્રાણીઓમાં ગાયોનો ઉલ્લેખ નથી. એટલું જ નહિ, હરણ જેવાં પ્રાણીઓને પણ આહાર માટે મારવા નહિ, એવો અશોકે પ્રયત્ન કરેલો જણાય છે. અને ત્યારથી જ માંસભોજનના આત્યંતિક નિષેધની શરૂઆત થઈ હશે, એવું અનુમાન કરી શકાય છે. ગમે તેમ હો, પણ મુખ્ય હકીકત એ છે કે, બુદ્ધ ભગવાનના સમયમાં અને ત્યાર પછી ઓછામાં ઓછું એક સૈકા સુધી તો શ્રમણ બ્રાહ્મણાદિ બધા વર્ગોમાં દરેક જાતનો માંહાસાર પ્રચલિત હતો, અને બુદ્ધ ભગવાન પણ તેને અપવાદ રૂપ ન હોતા.

હવે પરિનિર્વાણ પહેલાં બુદ્ધ ભગવાને અજીર્ણ થાય એટલું સૂકરમાંસ ખાધું અને તેથી તે મરણ પામ્યા, આ કથનમાં કેટલું તથ્ય છે તેનો વિચાર કરીએ. મહાપરિનિબ્બાનસુત્તમાંના આ પ્રસંગના વર્ણનમાં ભગવાને '**सूकरमांस**' ખાધું× હોવાનો ઉલ્લેખ છે. તે શબ્દ ઉપરની અટ્ઠકથા નીચે પ્રમાણે છે—

सूकरमद्दवं ति नातितरुणस्स नातिजिण्णस्स एकजेट्ठकसूकरस्स पवत्तमंसं। तं किर मुदुं चेव सिनिद्धं च होति। तं पटियादापेत्वा साधुकं पचापेत्वा ति अत्थो। एके भणन्ति सूकरमद्दवं ति पन मुदुओदनस्स पञ्चगोरसयूसपाचनविनस्स नाममेतं यथा गवपानं नाम पाकनामं ति। केचि भणन्ति सूकरमद्दवं नाम रसायनविधि। तं पन रसायनसत्थे आगच्छति, तं चुन्देन भगवतो परिनिब्बानं न भवेय्या ति रसायनं पटियत्तं ति।

*અર્થ*—સૂકરમદ્દવ એટલે એકદમ તરુણ નહિ તેમ વૃદ્ધ નહિ, પણ જે તદ્દન નાના બાળકથી વયમાં મોટું હોય એવા ડુક્કરનું પકાવેલું માંસ. તે મૃદુ અને સ્નિગ્ધ હોય છે. તે તૈયાર કરીને એટલે ઉત્તમ રીતે રાંધીને, એવો અર્થ સમજવો. બીજા કેટલાક કહે છે કે જેમ ગવપાન એ એક વિશિષ્ટ પક્વાન્નનું નામ છે તેમ પંચગોરસમાંથી તૈયાર કરેલા મૃદુ અન્નનું આ નામ છે. વળી કેટલાક એમ કહે છે કે, સુકરમદ્દવ નામનું એક જાતનું રસાયન. રસાયનાર્થે તેનો ઉપયોગ કરવામાં આવે છે. ભગવાનનું પરિનિર્વાણ ન થાય માટે ચુન્દે તે ભગવાનને આપ્યું.[1]

---

૧. सूकरमद्दवं ति सूकरस्स मुदुसिनिद्धं पवत्तमंसं ति महाअट्ठकथायं वुत्तं। केचि पन सूकरमद्दवं ति न सूकरमंसं, सूकरेहि मद्दितवंसकळीरो ति वदन्ति। अञ्ञे सूकरेहि मद्दितपदेसे जातं अहिच्छत्तकं ति। अपरे पन सूकरमद्दवसंखातं एकं रसायतनं ति भणिंसु। तं हि चुन्दो कम्मारपुत्तो अज्ज भगवा परिनिब्बायिस्सती ति सुत्वा अप्पेव नाम नं परिभुञ्जित्वा चिरतरं तिट्ठेय्या ति सत्थु चिरजीवितकम्यताय अदासी ति वदन्ति। આ ઉતારો ઉદાન–અટ્ઠક-

અહીં સૂકરમદ્દવનો મુખ્ય અર્થ સૂકરમાંસ જ કરવામાં આવ્યા છે; તો પણ તે પદાર્થ કઇ જાતનો હતો એ બુદ્ધઘોષાચાર્ય પણ જાણતા ન હોતા એમ લાગે છે; તેના અર્થ સંબંધે ખૂબ મતભેદ હતો એ તો ચોક્કસ જ છે. આ ઉપરથી બુદ્ધ ભગવાન સૂકરમાંસ ખાતા જ ન હોતા એમ સમજવાનું નથી. ઉગ્ર (उग्ग) ગૃહપતિએ આપેલું પક્વ સૂકરમાંસ બુદ્ધે સ્વીકાર્યાનો ઉલ્લેખ અંગુત્તર નિકાયના પંચકનિપાતમાં આવે છે.[1] એટલે ભગવાને પરિનિર્વાણ પહેલાં પણ સૂકરમાંસની ભિક્ષા લીધી હોય તો તેમા કંઈ આશ્ચર્ય નથી. પરંતુ તેમણે તે અતિશય લીધું એ કથનને જરા પણ આધાર મળતો નથી. તે કુત્સિત લોકોએ દુષ્ટ બુદ્ધિથી કરેલી ટીકા છે એમ સમજવું જોઇએ. બુદ્ધ ભગવાન કદી પણ હદ ઉપરાંત ખાતા નહિ. અને આ પ્રસંગે પણ તેમણે આ પદાર્થ પ્રમાણસર જ લીધો; પણ વયાતીત થયા હોવાથી, અને ત્રણ મહિના અગાઉ જ વૈશાલીમાં તેઓએ પુષ્કળ માંદગી ભોગવી હોવાને લીધે, આ પદાર્થ તે પચાવી શક્યા નહિ, અને તે રાત્રે તેઓ પરિનિર્વાણ પામ્યા.

પરિનિર્વાણ પહેલાં બુદ્ધ ભગવાન આનંદને કહે છે, " હે આનંદ, ' હે ચુન્દ, તથાગત તારો પિંડપાત ખાઇને પરિનિર્વાણ પામ્યા એમાં તારી ખૂબ હાનિ છે ' એમ ચુન્દ કર્મકારને કહી દૌર્મનસ્ય ઉત્પન્ન કરવાનો કોઇ પ્રયત્ન કરે, તો તમે તેનું દૌર્મનસ્ય આ પ્રમાણે નષ્ટ કરવાનો પ્રયત્ન કરજો. તેને કહેજો કે, ' હે ચુન્દ, તને આ ખરેખર લાભદાયક છે, કારણ કે તારો પિંડપાત ખાઇને તથાગત પરિનિર્વાણ પામ્યા. અમે તથાગત પાસેથી જ સાંભળ્યું છે કે, આ બે પિંડપાત બીજા લોકોએ આપેલી ભિક્ષા કરતાં વધારે ફલદાયક અને પ્રશંસનીય છે. તે કયા કયા ? જે પિંડપાત ગ્રહણ કરીને તથાગત સંબોધિજ્ઞાન મેળવે છે તે, અને જે ગ્રહણ કરીને તે પરિનિર્વાણ પામે છે તે. ચુન્દે જે કૃત્ય કર્યું છે તે આયુષ્ય, વર્ણ સુખ, યશ, સ્વર્ગ અને સ્વામિત્વદાયક છે એમ સમજવું. અને આ પ્રમાણે ચુન્દનું દૌર્મનસ્ય દૂર કરવું. "

બીજા લોકો ચુન્દ ઉપર ગમે તે આરોપ ન મૂકે માટે આ તથાગતની કેટલી કાળજી! પરંતુ કુત્સિત ટીકાકારના ધ્યાનમાં પણ આ ગુણો ક્યાંથી આવી શકે ? ઘરની સંપત્તિનો ત્યાગ કરીને બુદ્ધે ભિક્ષાચર્યાનો અંગીકાર કર્યો અને આમરણ અમે તે જાતિના લોકોએ આપેલા અન્ન ઉપર પોતાનો ચરિતાર્થ ચલાવ્યો. મરણ વખતે પણ એક શ્રદ્ધાળુ લુહારે શ્રદ્ધાપૂર્વક આપેલા અન્નનો તેમણે નિષેધ કર્યો નહિ; અને તે અન્ન ખાવાથી પોતાનું મરણ જો થાય, તો સામાન્ય લોકો ચુન્દને દોષિત ન ઠરાવે એટલા માટે પૂરતી કાળજી લીધી. આમાં એનો દોષ છે કે ગુણ છે એનો વિચાર દેશકાળ જાણનાર વિદ્વાનો જ કરશે.

---

થામાંથી લીધેલો છે. આમાં સૂકરમદ્દવના वंसकलीर=વાંસનો કણગો, અને अहिच्छत्तक બિલાડીનો ટોપ, એવા બે અર્થો વધારે આપેલા છે. પણ આ અટ્ઠકથાકારે પણ દીઘનિકાય અટ્ઠકથાને જ મહત્ત્વ આપ્યું હોવાથી તે જ ઉતારો આપવામાં આવ્યો છે.

[1]. ઉગ્ગગહપતિ કહે છે—मनापं मे भन्ते संपन्नवरसूकरमंसं तं मे भगवा पटिग्गण्हातु अनुकम्पं उपादायाति ॥ पटिग्गहेसि भगवा अनुकम्पं उपादाय।

૬

## સ્વપ્નવાસવદત્તાદિનાટકચક્ર

### બાલચરિત

[ રસિકલાલ છો. પરીખ ]

આ નાટકનો વિષય કૃષ્ણના બાલચરિતો છે. અનેક ચરિતોનું વર્ણન કરતા કથાવસ્તુને નાટકમાં ગોઠવવાનું કાર્ય ઘણું કઠિન હોય છે. સાધારણ રીતે નાટકમાં કથાવસ્તુના ભિન્ન ભિન્ન અંશો એક મુખ્ય કાર્યના સાધક હોય છે; પણ જ્યાં પ્રત્યેક ચરિત સ્વપર્યાપ્ત હોય ત્યાં નાટકના કાર્યની એકતા સાધવી દુર્ઘટ હોય છે. આ બધા ચરિતોમાં જે કાંઇ સંબંધ હોય છે તે ફક્ત તેના કર્તાનો જ હોય છે. પ્રત્યેક ચરિત એક બીજા સાથે સંકળાએલું હોતું નથી. આવા ચરિતોવાળું વસ્તુ વર્ણનાત્મક આખ્યાન કે કથા માટે વધારે અનુકૂળ પડે પણ બીજ અંકુર અને ફલના ન્યાયથી વિકાસ પામતા કાર્યનું નિરૂપણ કરતા નાટક માટે તદ્દન પ્રતિકૂળ નહિ તો પણ વિશિષ્ટ પ્રકારની સંવિધાન શક્તિની અપેક્ષા રાખે છે. આ નાટકમાં નાટકકાર માટે મુખ્ય પ્રશ્ન કૃષ્ણના બાલચરિતોને નાટકને અનુરૂપ એક કાર્યમાં ઘડવાનો છે. આ કરવામાં કવિને બે બાબતો ઉપર ખાસ લક્ષ્ય આપવાનું હોય છે. એક, ચરિતોને એવી રીતે ગોઠવવાં કે જેથી તે કોઇ મહાન્ કાર્યમાં કારણભૂત બને, અને બીજું, નાયક જેટલું જ કથાવસ્તુને મહત્ત્વ મળે. આ જાતના નાટકોમાં આ બીજી બાબત સમર્થ રીતે સાધવી ઘણી અઘરી હોય છે; તેમાં ઘણીવાર એવું બની જાય છે કે નાયકના પાત્રનિરૂપણ આગળ કથાવસ્તુ તદ્દન ઉપેક્ષ્ય બની જાય છે. આ નાટકમાં કવિ આ બન્ને બાબતો કેટલી નિપુણતાથી સાધે છે તે જોઇએ.

સૂત્રધાર આશીર્વાદ આપી વિજ્ઞાપન કરે છે એટલામાં નેપથ્યમાં 'હું ગગન સંચારી' એવા શબ્દો સંભળાય છે, અને સૂત્રધાર પુષ્પવૃષ્ટિ આદિ ચિન્હો જોઇ નિવેદન કરે છે કે વૃષ્ણિકુળમાં જન્મેલા હરિને જોવા નારદ ઉતરે છે. નારદ આવે છે અને 'પોતાને વેદનું અધ્યયન, વીણાનું વાદન અને લોકોમાં કજીયા જોવા પ્રિય છે' એમ જણાવે છે. 'કલહપ્રિય' નારદને દેવાસુરોના વિગ્રહની શાન્તિ પછી 'નિત્યપ્રશાન્ત અન્તરિક્ષમાં' ગમતું નથી. પણ હવે ભગવાન વિષ્ણુ લોકમાં ઉતર્યા છે, એટલે કાંઇક થશે એ આશાથી નારદ 'લોકના હિત માટે કંસનો વધ કરવા' યાદવકુળમાં જન્મેલા નારાયણનું દર્શન કરવા આવ્યા છે. ત્યાં 'માયાથી શિશુત્વ પામેલા ત્રિલોકેશ્વરને હાથમાં લઇ વસુદેવ સાથે બ્હાર નીકળતાં દેવકીને તે જુએ છે. 'શોકાર્ત પણ પ્રશાન્ત શશિવદના દેવકી મન્દરગિરિ જાણે હાથથી ઉચકતી હોય'. એમ બાલસ્વરૂપ ભગવાનને હાથમાં લઇને આવતાં દેખાય છે. ભગવાન નારાયણને જુએ છે અને વર્ણવે છે; અને ખુશ થઇ જાય છે–'**हन्तैतदुत्पन्नं कलहस्य मूलम्**' 'હાં હાં–આ કલહનું મૂળ પેદા થયું.' ભગવાનની પ્રદિક્ષણા કરી અને નમસ્કાર કરી નારદ બ્રહ્મલોક પાછા સીધાવે છે.

સૌથી પ્રથમ નારદને રંગભૂમિ ઉપર મૂકી કવિ બેત્રણ અર્થ સાધે છે. આ વીણાપ્રવીણ અને કલહપ્રિય ઋષિ પ્રેક્ષક વર્ગમાં પોતાના વર્ણનથી રમુજ પેદા કરી લોકહિતાર્થે કંસવધ કરવા ભગવાને જન્મ લીધો છે એમ જણાવી આ નાટકનું વસ્તુ 'કંસવધ' છે એવું સૂચન કરે છે; દેવકી અને બાલકૃષ્ણનું વર્ણન કરી પ્રેક્ષકોમાં ભક્તિભાવનું વાતાવરણ ઉત્પન્ન કરી આગળના દશ્યનું સૂચન કરે છે. નાટકને અન્તે ઋષિનું પુનર્દર્શન આ કંસવધરૂપી કાર્યની સફળતા બતાવવા માટે છે તે તે સ્થાને જણાશે. અંહીઆ આપણે એ લક્ષ્યમાં લેવાનું છે કે કવિ કૃષ્ણના અનેક બાલચરિતોમાંથી કંસવધને નાટકનું પ્રધાન કાર્ય બનાવે છે.

નારદના વર્ણન પ્રમાણે હાથમાં બાળક લઇ દેવકી પ્રવેશ કરે છે. પુત્રનું મહાનુભવપણું સૂચવે એવા જન્મ સમયે મહાનિમિત્તો જોયા છતાં દેવકીને કંસના ઘાતકીપણાનો વિચાર આવતાં સારા ભાવીની ખાત્રી થતી નથી. પોતાના પતિને શોધે છે એટલામાં 'હર્ષ અને વિસ્મયથી વિકસિત નયનવાળા' વસુદેવ આવે છે; અને જન્મ સમયે થએલા મહા નિમિત્તોનું વર્ણન કરે છે. દેવકીને કહે છે 'દેવકી મધરાત ચાલે છે. મથુરામાં બધાં ઉંઘી ગયા છે. તેથી કોઇ ન જુએ એટલામાં બાળકને લઇ ચાલ્યો જાઉં.' દેવકી–'ક્યાં લઇ જશો આને આર્યપુત્ર ?' વસુદેવ બીચારો જાણતો નથી. 'આખી દુનીઆમાં કંસની આણ વર્તે છે.' પણ બને એટલી ત્વરાથી કંસને પ્રસવની ખબર પ્હોંચે તે પ્હેલાં–બાળકને આ જોખમવાળી જગ્યાએથી ખસેડી લેવો એ જ તાત્કાલિક અને મુખ્ય ઇરાદો હોવાથી સ્થાનના વિચારમાં વિલંબ કરવાનું છોડી દઇ 'જ્યાં દૈવે નિર્માણ કર્યું હશે ત્યાં બાળકને લઇ જઇશ' એમ કહી બાળક લેવાની તત્પરતા બતાવે છે. પણ દેવકી માતા છે; '**अय्यउत्त इच्छामि दाव णं सुदिट्ठं कत्तुं** આર્યપુત્ર તો આને સારી પેઠે જોઈ લેવા ઇચ્છું છું.' વસુદેવ પુરુષની પેઠે જ જવાબ આપે છે. 'જોયે શું વળવાનું છે ? એને જોઇશ તો પણ કંસ એનું મૃત્યુ થવાનો છે.' દેવકી કહે છે 'કોઇ પણ રીતે નહિ થાય.' આ બે વાક્યોમાં આ સમર્થ કવિ માતૃભાવ હૃદયભેદક રીતે વ્યક્ત કરે છે. વસુદેવ, 'તમારૂં કહ્યું સર્વ દેવોનું કહ્યું થાઓ.' એમ કહી બાળક માગે છે. દેવકી આપે છે. બાળકનો ભાર અનુભવી વસુદેવ આશ્ચર્ય પામે છે. દેવકીને અંદર જવાનું કહે છે. દેવકી જાય છે. વસુદેવને જોઇ રહે છે. નવા જન્મેલા બાળકો એના ભલા માટે પણ છોડી દેવો એ આ માતાને કેટલું વસમું લાગ્યું હશે એની કલ્પના વસુદેવના નીચેના શ્લોકથી કાંઇક આવશે.

> हृदयेनेह तत्राङ्गैर्द्विधाभूतेव गच्छति।
> यथा नभसि तोये च चन्द्रलेखा द्विधाकृता ॥

'હૃદય અંહીઆ અને અંગ ત્યાં. એમ બે જગ્યાએ જાણે વ્હેંચાઇ ગઇ હોય એમ જાય છે; જેમ આકાશમાં અને પાણીમાં (એમ) બે જગ્યાએ વ્હેંચાઈ ગએલી ચંદ્રલેખા (જાય તેમ). દેવકીના અંતઃપુરમાં દાખલ થઇ ગયા પછી વસુદેવ નગરદ્વાર તરફ પ્રયાણ કરે છે. આજના નાટકલેખનની શૈલીએ અંહી એક દશ્ય પૂરૂં થાય.

આ કવિના નાના નાટકોમાં સંવાદના સંદર્ભોથી રસ નિષ્પન્ન કરવાની કુશળતાનો પરિચય થયો છે. આ સંદર્ભમાં એ સિદ્ધહસ્તતાથી માતૃસ્નેહનો આર્દ્ર અનુભવ કરાવ્યો

છે. એ નબળી ફીકી થઇ ગએલી બાળકને સોંપતી હૃદય ત્યાં મૂકી શરીરથી અંતઃપુરમાં પ્રવેશ કરતી દેવકીનું યથોચિત દર્શન કરાવવા કોઇ કુશળ નટ કે નટીની અપેક્ષા છે.

વસુદેવ નગરમાં પ્રવેશ કરે છે. આખું મથુરા ઉંઘે છે; નગરમાંથી વસુદેવ બ્હાર નીકળી જાય છે. નગરમાંએ અંધારૂં તો હશે પણ વસુદેવ નગરમાંથી બ્હાર નીકળ્યા પછી જ કહી શકે છે કે 'અહો જબરૂં અંધારૂ છે.' અને એ શ્લોકોથી* આંજી દેતા અંધકારનું વર્ણન કરે છે. વસુદેવને રસ્તો સુઝતો નથી. '**नाहं गन्तुं समर्थः**' એટલામાં દીવાનું અજવાળું દેખાય છે. આ અજવાળાથી વસુદેવ કેટલો ગભરાયો હશે એની વાચક કલ્પના કરી લે. પણ કટોકટીના પ્રસંગની બેપરવાઇથી–શૂર થઇ વસુદેવ કહે છે કે 'શું દુરાત્મા કંસ મને નાઠો જાણી દીવીઓ લઈ પકડવા આવે છે? ભલે! હું એના દર્પને તાઢો પાડીશ' એમ કહી તરવાર બ્હાર કાઢે છે. પણ કોઇ દેખાતું નથી, અને રસ્તો દેખાય છે એટલે કુમારે જ એને માર્ગ બતાવ્યો એમ માની આગળ ચાલે છે; અને યમુનાને કાંઠે આવી ઉભો રહે છે. યમુના શી રીતે ઓળંગવી એનો વિચાર કરે છે; નદી માગ આપે છે અને સામે કાંઠે આવી ઉભો રહે છે. એટલામાં હોંકારાનો અવાજ આવે છે. એ ઉપરથી પોતે નેહડા સમીપ છે એમ અનુમાન કરી લે છે; કારણ હજીએ ઘોર અંધારૂ જ છે. નેહડો પાસે છે એમ સમજાતાં નેહડામાં પોતાનો મિત્ર નન્દગોપ રહે છે એનું સ્મરણ થાય છે; પણ સાથે સાથે કંસની આજ્ઞાથી એને બેડી ઘાલી ચાબુકથી માર્યો હતો એ હકીકત પણ યાદ આવે છે. નેહડામાં દાખલ થવાનું ધારે છે, પણ રાતે દાખલ થવાથી ગોવાળીઆઓ ભડકશે એમ ધારી ન્યગ્રોધના ઝાડ નીચે રાત પૂરી કરવાના વિચારથી બેસે છે.

બીજી બાજુથી હાથમાં મુએલી છોકરી લઇ નન્દગોપ દાખલ થાય છે. નન્દગોપ શોકથી વ્યાકુલ છે. છોકરી ઉપરથી નજર ખસેડી આકાશ સામું જુએ તો ત્યાં 'સો પાડાના સમુદાય જેવું' ભારે અંધારૂં દેખાય છે. 'વાદળાંને લીધે ચંદ્રનું તેજ દેખાતું નથી અને બધી દિશાઓ એક સરખા અંધકારથી ઢંકાઇ ગઇ છે, એથી રાત્રિ કાળા વસ્ત્રવાળી ઓઢીને સુતેલી ગોપી જેવી દેખાય છે.' ×

---

* लिम्पतीव तमोऽङ्गानि वर्षतीवाञ्जनं नभः।
असत्पुरुषसेवेव दृष्टिर्निष्फलतां गता॥

આ શ્લોક દરિદ્રચારુદત્ત, અને મૃચ્છકટિકમાં પણ આવે છે. દણ્ડીએ પણ તેનો ઉલ્લેખ કર્યો છે. પણ 'અસત્ પુરુષની સેવા જેમ દૃષ્ટિ નકામી થાય છે.' એ પંક્તિમાંની ઉપમા વસુદેવ માટે જેટલી બંધ બેસે છે તેટલી તે બીજા સ્થળે બંધ બેસતી નથી; તેથી એમ અનુમાન કરી શકાય કે આ શ્લોક મૂળ આ નાટકનો જ હોય.

બીજો શ્લોક આ પ્રમાણે છે.

अप्रकाशा इव दिशो घनीभूता इव द्रुमाः।
सुनिविष्टस्य लोकस्य कृतो रूपविपर्ययः॥

× જન્માષ્ટમીની રાતે આ સમયે ચંદ્ર હોય છે એ હકીકત કવિના લક્ષ્યમાં છે.

'અમારી ઘરવાળી જશોદાએ મધરાતે એક છોકરીને જન્મ આપ્યો અને જન્મી એવી જ બીચારી મરી ગઇ. આવતી કાલે નેહડાને ઉચિત ઇન્દ્રયજ્ઞ નામે ઉત્સવ છે. તેથી ગોવાળીઆઓ આ દુઃખને ન અનુભવે એથી હું એકલો બેડીથી પગ ભારે છે (છતાં) આ છોકરીને લઇ બ્હાર નીકળ્યો છું. જશોદા બીચારી જાણતી નથી કે છોકરો કે છોકરી અવતરી છે, એવી બેભાન થઇ ગઇ છે.' પોતાનો વૃત્તાન્ત જણાવી નન્દગોપ 'દીકરી દીકરી' એમ પોક મૂકી રૂએ છે. આ પોક સાંભળી વસુદેવ નન્દગોપને ઓળખે છે અને તેને સાદ કરી બોલાવે છે; પણ નન્દગોપ શરૂઆતમાં સહજ રીતે ભૂત પિશાચની બીકથી ગભરાય છે. વસુદેવ એનો ભય દૂર કરી એને પોતાની પાસે બોલાવે છે. નન્દગોપ આવવાનું કરે છે પણ વસુદેવે કરેલી શિક્ષા યાદ આવતાં જતાં અચકાય છે. પણ ગોવાળીઆને સહજ સરળતાથી તેનાં પૂર્વ ગુણો અને મૈત્રી યાદ કરી છોકરીને ઢાંકી તેની પાસે જાય છે. વસુદેવ રાજપુરુષને સહજ કુશળતાથી 'આ શું સંતાડયું છે ? એમ વાત શરૂ કરી, નન્દગોપના મુખે પ્હેલાં આવી ગએલા શબ્દોમાં જ બધી હકીકત સાંભળી, તેને આશ્વાસન આપે છે; અને લાકડા જેવી થઇ ગએલી છોકરીને મૂકી દેવા કહે છે. નન્દગોપ કચવાતો, રોતો મૂકે છે. અને નન્દગોપ 'હવે આપના દાસને શું કરવાનું ફરમાન છે' એમ કહેતાં પોતાનો સ્વાર્થ જણાવે છે. તેને સમજાવી પટાવી બાળકનો સ્વીકાર કરવા તેને તત્પર કરે છે. આ ક્ષણે ગરુડ અને ચક્ર આદિ પાંચ આયુધો પ્રવેશ કરે છે અને પ્રત્યેક પોતાના સ્વરૂપનું વર્ણન કરી બધા 'ભગવાન વિષ્ણુના બાલચરિતને અનુચરવા ગોવાળીઆઓના વેષે નેહડામાં ઉતરે છે.× વસુદેવ બાળક નન્દગોપને સોંપે છે અને નન્દગોપ બાળકને કેવી રીતે રાખશે એની ખાત્રી કરી લઇ તેને વિદાય કરે છે. પોતે પાછો ફરે છે એટલામાં પેલી છોકરી રૂએ છે. 'આને લઇ દેવકીના હાથમાં મૂકી દુરાત્મા કંસને છેતરૂં' એવો વિચાર કરી છોકરી લઇ આવ્યો હતો એ રસ્તે પાછો પોતાના સ્થાને જાય છે. વસુદેવને કંસનું ગૃહ જાણે જ્યેષ્ઠાધિષ્ઠિત, અને પોતાનું લક્ષ્મીથી અધિષ્ઠિત દેખાય છે. અહીંઆ પ્હેલો અંક પૂરો થાય છે.

બીજો અંક પ્હેલા અંકને સમયની દૃષ્ટિએ લગભગ અડોઅડ છે. જન્મ સમયના ઉત્પાત ચિન્હોના સમાન ઉલ્લેખથી આ હકીકત જણાય છે. વસુદેવ બાળકોનો વિનિમય કરી આવે છે તે સમયે કંસ જે વિલક્ષણ સ્થિતિ અનુભવે છે તેનું આ અંકમાં નિરૂપણ છે.

કંસ એક અતિ બળવાન અને પ્રતાપી રાજા છે. જગતના ઘણા અસાધારણ પુરુષોની જેમ તેણે પોતાના સ્વાર્થ ખાતર સાધારણ માણસો જેને પાપ ગણે છે એવાં કૃત્યો કરવામાં પાપપુણ્યની સાધારણ માણસોને સહજ, મનોનિર્બળતાને આડે આવવા દીધી નથી. આ ઉપરથી તેનાં બધા કૃત્યો પાપી કે હલકાં હતા એમ માનવાનું કારણ નથી. વિષ્ણુપત્ની લક્ષ્મી એ 'બલવાન ગુણ સમુદાયવાળો હતો' એની શાખ પૂરે છે. પણ એના અંગત સ્વાર્થ માટે બ્હેનનાં કુમળાં છોકરાંને મારી નાખતાં એ અચકાતો નથી. આમ કરતાં એનામાં સાધારણ માણસને સહજ દયા, અને દયાહીન તરફ ઘૃણાના ભાવો પેદા નહિ થતાં હોય

× સરખાવો દૂતવાક્ય. જુઓ પુરાતત્ત્વ, ચાલુ વર્ષનો પ્હેલો અંક

એમ નહિ હોય–પેદા થતા હશે એનો આ અંકમાં જ પૂરાવો આપણને મળશે;–પણ સાધારણ માણસોની જેમ દયાના ભાવથી નક્કી કરેલા ધ્યેયને છોડી દેવા એ તૈયાર નહતો. આ અંકમાં અનેક અતિમાનુષ અપકૃત્યો કર્યાના સંસ્કારપુંજ નીચે દબાએલો કંસરાજા કલ્પવાનો છે.

અંકની શરૂઆતમાં 'ચણ્ડાલયુવતિઓ' પ્રવેશ કરે છે. સ્થાન રાજાનો મહેલ છે. " આવ ભર્તા આવ, અમારી કન્યાઓનો તારી સાથે વિવાહ થાઓ !" ત્યાં રાજા કંસ ઉત્પાતનિમિત્તોનો ઉલ્લેખ કરતો અને એથી શી સૂચના થાય છે તેનો વિચાર કરતો પ્રવેશ કરે છે. ચણ્ડાલયુવતિઓ કંસને કહે છે ' આવ ભર્તા આવ, અમારી કન્યાઓનો તારી સાથે વિવાહ થાઓ '! કેવી વિલક્ષણ માગણી ! કંસ મુઝાય છે. એને સમજાતું નથી કે 'શું બ્હાર ચોકીદારો નથી કે દીવાવાળી સ્ત્રીઓ ફરતી નથી કે આ કાળી ભયંકર શ્વપાકીઓ ( ચણ્ડાલસ્ત્રીઓ ) મારા ઘરમાં પેસી ગઇ ? એ શ્વપાકીઓ ફરી એના એ શબ્દોમાં એ જ માગણી કરે છે. કંસ વધારે મૂઝાય છે–' મારો શત્રુપક્ષ હંમેશાં ક્રોધથી નાશ પામે છે. સૂર્ય શશી અને અગ્નિ મારે વશ છે. હું જે જમનો પણ જમ અને ભયનો ભય તેવા મને આ ધૃષ્ટ (?) ચણ્ડાલયુવતિઓ અપવાદ વચનથી અપમાને છે.' ચણ્ડાલયુવતિઓ એનું એ ફરીથી બોલવા જાય છે–' આવ ભર્તા આવ–' ત્યાં કંસ ' आ अवद्धंमाः ' કહી તેમની સામે થવા જાય છે. ત્યાં બધી એકદમ અદૃશ્ય થઇ જાય છે. ' कथं सहसैव नष्टाः '! કંસ અંતઃપુરમાં દાખલ થવા જાય છે. ત્યાં શાપ દાખલ થાય છે. શાપ– હં હવે કયાં પેસે છે ? આતો મારૂં ઘર થયું.' કંસ પાછો ફરી જુવે છે. ' આ આંજણના ઢગલા જેવો હાથમાં મસાલ ઝાલી ભયંકર અને ઉગ્ર દાઢ અને મોંઢાવાળો સર્પના જેવી પીળી આંખવાળો મહેશ્વરના મુખમાંથી નીકળેલા ક્રોધ સમો.' કોઇ જોઇ કંસ પણ આભો બની જાય છે; અને પૂછે છે ' को भवान् ' ' આપ કોણ છો ? ' એ મધુક ઋષિનો વજ્રબાહુ નામે શાપ છે. કંસરાજાના હૃદયમાં પેસવા એ સ્મશાનમાંથી આવ્યો છે. કંસ પોતાની સહજ નિડરતા પાછી પ્રાપ્ત કરી લે છે અને એને જવાબ આપે છે. ' અસંભવિત વસ્તુને તું ઇચ્છે છે. કાગડાની પાંખનો પવન મેરુ પર્વતને હલાવતો નથી. ખોબાથી તોફાની સમુદ્રને પીવાની ઇચ્છા કરતો તું હસવા યોગ્ય છે.':—

सौवर्णकान्ततरकन्दरकूटकुञ्जं
मेरुं न कम्पयति वायसपक्षवातः ।
हास्योसि भोः समकरक्षुभितोर्मिमालं
पातुं य इच्छसि कराञ्जलिना समुद्रम् ॥

શાપ જવાબ આપે છે ' વેળાએ જાણીશ '. શાપ દેખાતો નથી એટલે ' પથારીમાં પડી આંખ મળે એમ કરૂં ' એમ કહી કંસ સુવે છે.

શાપ પોતાનાં લશ્કરને–અલક્ષ્મી, ખલતી, કાલરાત્રિ, મહાનિદ્રા, પિંગલાક્ષી વગેરેને બોલાવી અંદર દાખલ થવા જાય છે એટલામાં રાજશ્રી પ્રવેશ કરી તેમને જતાં અટકાવે છે. શાપ પૂછેછે ' આપ કોણ છો ?' શ્રી–' શું મને નથી ઓળખતાં ? હું તો એની લક્ષ્મી

છું' શાપ રાજલક્ષ્મીને દૂર ખસી જવા વિનવે છે. 'શંકા જેવા આ મારા ઘરમાં વિચાર કર્યા વિના હે મૂઢ મારી અવગણના કરી કોના આશ્રયથી દાખલ થાય છે?' લક્ષ્મી શાપના સામી થાય છે. શાપ વિષ્ણુની આજ્ઞાથી કંસના શરીરમાંથી નીકળી જવા વિનવે છે. વિષ્ણુની આજ્ઞા તો કેમ લોપાય? પણ 'લાંબા નિવાસથી રાજાને હું છોડી શક્તિ નથી. અનેક ગુણોનો સંગ્રહ આ બલવાન મને તાવે છે':—

न चाहं चिरसंवासात् त्यक्तुं शक्नोमि पार्थिवम् ।
बलवान् गुणसंग्राहो दृढं तपति मामयम् ॥

લક્ષ્મી કચવાતા મને એને છોડી જાય છે. શાપ તેના લશ્કરને સ્વજાતિ સદશ ક્રીડા કરવાનું કહે છે. બધાં આજથી 'ધર્મચારિત્ર વિનાનો થા' એમ કહી એ 'નિત્ય અધર્મ-પરાયણ' રાજાના હૃદયમાં પ્રવેશ કરે છે.

[અહીંથી આ ગ્રંથની વાચના તુટી ગઇ હોય અને ભ્રષ્ટ થઇ ગઇ હોય એમ લાગે છે. કંસ અને પ્રતિહારીના શરૂઆતના વાક્યોનો સંબંધ સ્પષ્ટ નથી. માતંગીપ્રવેશ આદિના સંસ્કારો ઉંઘમાં સ્વપ્નરૂપે જાગવાથી રાજા ઝબકી ઉઠી બેઠો થયો હશે એવી કાંઇક હકીકત કલ્પનાથી અહીં પૂરવી જરૂરની છે.]

રાજા ઉંઘમાંથી જાગી પ્રતિહારીને પૂછે છે 'યશોધરા તેં માતંગીઓને દાખલ થતી નહોતી જોઇ?' પ્રતિહારી અજાયબ થઇ જવાબ આપે છે 'હં! માતંગીઓ? ભર્તાના પગ આગળ નિત્ય રહેતા લોકોને પણ અંહીઆ પ્રવેશ દુર્લભ છે તો પછી માતંગીઓનો પ્રવેશ શી રીતે થાય?' કંસ સ્વગત ઉક્તિ કરે છે. 'किं स्वप्नो नु मयानुभूतः' 'શું ત્યારે મેં સ્વપ્ન અનુભવ્યું?'

આ ઉક્તિ ચાણ્ડાલ યુવતિઓના દર્શન સંબંધે છે. સંભવ છે કે તેના મનમાં આ આખું અલૌકિક સત્ત્વોનું દશ્ય હોય. પ્રતિહારીનો ઉત્તર તેણે જે કાંઇ જોયું તેની વાસ્તવિકતાનો નિષેધ કરે છે; છતાં એણે એ બધું જોયું તે વિષે તો તેને સંદેહ હોય નહિ—એટલે એને બળવાન શંકા થાય છે કે આ બધું સ્વપ્ન હતું? આ ઉક્તિ મફી કવિ એમ સૂચવવા માગે છે કે કંસે જે કાંઇ જોયું એ એના મનની સૃષ્ટિ હતી? અને શું આ દશ્યમાં કવિ આપણને કંસના ચિત્તના સંસ્કારોના કોઇ અજ્ઞાન પરિપાકને મૂર્ત સ્વરૂપ આપી તેને દૃષ્ટિગોચર કરે છે? કંસ અને કવિ બન્ને અલૌકિકમાં નહિ માનતા હોય એમ આપણે કહી શકતા નથી. તો શું કવિ પોતાની એવી માન્યતા સૂચવવા માગે છે કે આવા અતિમાનુષ પાપી માણસને તેના નાશ પહેલાં જગતના ધ્વંસક અલૌકિક સત્ત્વો પ્રકટ થઇ સ્વસ્થતાનો ભંગ કરે છે?

ચાણ્ડાલીઓ પોતાની કન્યાઓનો તેની સાથે વિવાહ કરવાની માગણી કરે છે; ત્યાર પછી શાપ અને એનું લશ્કર અલક્ષ્મી, કાલરાત્રિ, મહાનિદ્રા આદિ—એના દીલમાં દાખલ થાય છે. આ પ્રસંગોથી કવિનો આશય શું એમ સૂચવવાનો હશે કે કંસરાજ તેના વર્ણથી ચાણ્ડાલકોટિનો થઇ ગયો છે? અને આ રીતે એની ધર્મભ્રષ્ટતા સૂચવ્યા પછી શાપને અવકાશ આપી, અને અંકને અન્તે તેના હાથે બાલિકાની હત્યા કરાવી કવિ તેના અધઃપાતનો ક્રમ સૂચવવા માગે છે?

નાટકના સંવિધાનની દૃષ્ટિએ કયા અભિપ્રાયથી આ દૃશ્ય યોજાયું હશે ? કંસની આ શંકાથી એક તો એ સૂચિત થાય છે કે આ અનુભવથી એ ધીર અને વીર પુરુષનું ચિત્ત અતિશય વિહ્વલ અને વ્યગ્ર થઇ ગયું હશે; આથી અત્યાર સુધી કયાંય પરાજય નહિ પામેલા અને કોઇ પણ લૌકિક વસ્તુથી ન ડરે એવાના દીલમાં સ્વનાશની શંકાનો કંટક રોપાયો છે. અને છતાં એ અનુભવની વાસ્તવિકતા વિષે તેના મનમાં શંકા ઉત્પન્ન કરી તેને ઉત્સાહ રહિત થતાં અટકાવ્યો છે. એટલે નાટયકલાની દૃષ્ટિએ આ પાત્રની રચના અતિનિપુણતાથી સાધવામાં આવી છે. એ વિનાશના માર્ગ ઉપર છે એ વિષે એના ચિત્તમાં શંકા ઉત્પન્ન થઈ છે, પણ જે અનુભવો ઉપર એ શંકા થઇ છે એ એટલા બધા અવાસ્તવિકતાના ધુમ્મસમાં ઘેરાએલાં છે કે તેની જાગ્રત બુદ્ધિને એની ખાત્રી થતી નથી–મનભયયુક્ત ભારે રહે, પણ છતાં એનું બુદ્ધિ કારણ ન આપી શકે અને એ બધું સ્વપ્નવત્ ગણી પોતાના પ્રયોજન તરફ નિત્યની માફક વળે આવું કાંઇક કંસના ચિત્તનું નિરૂપણ છે.

કંસ બાલાકિ નામના કંચુકીને બોલાવી સાંવત્સરિક અને પુરોહિતને રાતે થએલાં ઉત્પાતોનો અર્થ પૂછાવે છે. તેઓ જણાવે છે કે, ‘કોઇ નભસ્તલ નિવાસી સત્ત્વ કાર્ય માટે આ માનવી લોક ઉપર અવતર્યું છે. તેના જન્મને લઇને આ વિશેષકર ફેરફાર થયો છે.’ કંસ+ તુરત ખબર પૂછાવે છે કે કોના ત્યાં પુત્રજન્મ થયો ? કંચુકી ખબર લાવે છે કે દેવકીએ છોકરીને જન્મ આપ્યો છે. કંસ વસુદેવને બોલાવે છે. કંસને આ વિષે કાંઇ સંદેહ ઉત્પન્ન થયો હશે. ‘વસુદેવ ધર્મશીલ અને સત્યવાદી છે. અને વળી મારી સમક્ષ તે જૂઠું નહિ બોલે. તે શું કહે છે તે સાંભળીએ.’ વસુદેવ પ્રવેશ કરે છે. ‘૭ સુતોના નાશના શોકથી દુર્બળ શરીરવાળો, અકરુણ રાજા બોલાવતાં નોકરની જેમ પરતન્ત્ર, હું જાઉં છું.’ કંસ પાસે જાય છે. કંસ બેસાડે છે; વસુદેવ બેસે છે અને પૂછે છે કે ‘અમને કેમ બોલાવ્યા ?’ કંસ–‘યાદવીમાતઃ! (યાદવી જેની માતા છે એવા–યાદવીના પુત્ર) દેવકીને પ્રસવ થયો?’ વસુદેવ–‘હા પ્રસવ થયો.’ રાજા–‘શું અવતર્યું?’ વસુદેવ જૂઠું બોલે છે, સ્વગત અફસોસ કરે છે અને અસત્ય વાણીને બુદ્ધિના ઝીણવટથી ઘટાવી કહે છે, ‘તેને દીકરી અવતરી.’ ટુંકી ટુંકી ઉક્તિઓવાળા આ ટુંકા સંવાદનું સ્વારસ્ય વાંચક સહેલાઇથી સમજી શકશે. ૭ છોકરાં મારનાર કંસ સાતમાના જન્મ વિષે તેના પિતા પાસે ખબર માગે આ વસ્તુસ્થિતિ જ પોતાનું સ્વારસ્ય સમજાવે છે. કંસ પોતાનું ભાવી દૈવને સોંપવા તૈયાર નથી. પુત્ર અવતર્યો નથી એટલે ભયનું સ્પષ્ટ કારણ નથી. (પણ ઉંડે ઉંડે એના દીલમાં એ જેને સ્વપ્ન જાણે છે એ અનુભવના સંસ્કારો ભય પેદા કરતા હશે.) પણ શાપ એવો છે કે દેવકીનું સાતમું બાળક તેનો નાશ કરશે, એટલે કદાપિ છોકરી એ નાશનું કારણ થાય. એવા અકસ્માતને શા માટે અવકાશ આપવો ? કંસ એનો ભયંકર નિશ્ચય જાહેર કરે છે.

दारिका वा कुमारो वा हन्तव्यः सर्वथा मया।
दैवं पुरुषकारेण वञ्चयिष्याम्यहं ध्रुवम् ॥

+ અહીંથી તે વસુદેવને બોલાવો ત્યાં સુધીની વાચના ભ્રષ્ટ થઇ ગએલી છે. તુટેલા પાઠો ઉપરથી આ તાત્પર્ય કઢાડયું છે.

આ નિશ્ચયની ઘોષણા કરે છે એટલામાં પ્રતિહારી આવી દેવકીની વિનંતી જાહેર કરે છે 'છોકરી છે-અને નાની છે-એટલે મહારાજે એના ઉપર દયા કરવી.' વસુદેવ સમર્થન કરે છે-'બીચારી દેવકીનું વચન રાખો. છોકરીઓમાં સ્ત્રીઓને વધારે સ્નેહ હોય છે.' કંસ રાજા ટુકામાં જ પતવે છે 'આપને કરાર યાદ છે? તે મધૂક ઋષિનો શાપ સાંભળી તે સમયે મારી સાથે કરેલો કરાર-"દેવકીએ ધારણ કરેલા ગર્ભોને આપીશ."! વસુદેવ ચૂપ થઈ જાય છે. કંસ પ્રતિહારીને જણાવે છે કે દેવકીને કહો કે 'અત્યારે આજીજી કરવી યોગ્ય નથી. બીજું વધારે પ્રિય કરીશ.' વસુદેવના મનમાં 'પારકું બાળક હણાશે' એ વિચારથી પાપની લાગણીપૂર્વક ઉદ્વેગ થાય છે. અને 'ત્યારે કુમારને લાવી સોંપી દઉં'-એવો એમને વિચાર થઇ આવે છે પણ ફરીથી રાજપુરુષને સહજ બુદ્ધિની ચીસુ-વટથી સ્વાર્થ ગમે તે રીતે સમાધાન કરાવે છે× અને મનનો વિચાર મનમાં જ રાખે છે.

દારિકાને લઇ ધાત્રી અને રક્ષિપુરુષો પ્રવેશ કરે છે.

સર્વે—"ધીમે ધીમે આર્યા! આ મધ્યમદ્વાર. આર્યા પ્રવેશ કરો.

ધાત્રી—જય ભર્તા. અમે આ દારિકાનું લાંબા કાળથી રક્ષણ કર્યું છે. [આ વાક્યમાં પાઠાન્તરની અપેક્ષા છે.]

રાજા—અહો-રાજાને જોવા લાયક દારિકા છે! મારે પણ સ્ત્રીવધ કરવો પડે છે!

ધાત્રી—ધીમે ધીમે ભર્તા.

રાજા—આ કંસશીલા. ત્યારે સાહસ કરૂં. ઋષિના શાપના બલથી ઉત્પન્ન થએલો આ સાતમો ગર્ભ નાશ પામતાં મને શાન્તિ થશે.

अयं तु सप्तमो गर्भ ऋषिशापबलोत्थितः ।
अस्मिन् नाशं गते गर्भे मम शान्तिर्भविष्यति ॥

કંસ પોતાની શાન્તિ માટે તેના જીવનનું છેલ્લું અધીર કૃત્ય કરે છે!

બાલિકાને પછાડતાં તેમાંથી કંસ કોઇ સ્ત્રીને તીક્ષ્ણાગ્ર શૂલ લઇ રૌદ્રવેશે પ્રકટ થતી જુએ છે. વિનાશકાલ આવી પ્હોંચતા ઉભી થતી કાલરાત્રિ જેવી લાગે છે.

तीक्ष्णाग्रं शूलमालम्ब्य रौद्रवेषेण जम्भते ।
विनाशकाले संप्राप्ते कालरात्रिरिवोत्थिता ॥

શાન્તિની આશાથી કરેલા કૃત્યનું ફળ!

સામાજિકો માટે કાત્યાયની કુણ્ડોદર, મનોજવ આદિ પરિવાર સાથે પ્રવેશ કરે છે. પ્રત્યેક પોતાના સ્વરૂપનું વર્ણન સામાજિકોને આપી પ્રથમ અંકમાંના વિષ્ણુનાં અસ્ત્રોની જેમ 'વિષ્ણુનું બાલચરિત અનુભવવા ગોવાળીઆના વેષે નેહડામાં' જાય છે.*

---

× दारिकेयं मृता पूर्व पुनरेष समुत्थिता ।
अस्य बालस्य माहात्म्यान्नेषा यधमयाप्स्यति ॥

* આ દિવ્ય અસ્રોનું રંગભૂમિ ઉપર દર્શન જે આમાં અને દૂતવાક્યમાં આવે છે તે સામાજિકો માટે છે. આ ભાગ ભજવનારાઓએ દાખલ કરેલો ન હોય!

રાજા—'અયે પ્રભાતા રજની!' કોઇ ભયંકર સ્વપ્નના ભારથી દબાએલો માણસ સવાર થતાં જાગી જઈ જે મુક્તિની ભાવનાથી બોલે એ રીતે કંસ આ વાક્ય બોલ્યો હશે. કંસે કાલરાત્રિ જેવું કાંઇક જોયું ખરું-પણ શાન્તિની ઇચ્છાથી,-હવે એ આકાંક્ષા અનેક ઘણી થઇ હોવી જોઇએ—શાન્તિકર્મ કરવા ઉતાવળો થાય છે.

अतः प्रविश्य शान्त्यर्थं शान्तिकर्मोचितं गृहम् ।
करोमि विपुलां शान्तिं मम शान्तिर्भविष्यति ॥

કોઇ અતિ તૃષાતુર માણસ જેમ પાણી પાણી કરે એવા કાંઇક ભાવથી આ અશાન્ત રાજા 'શાન્તિ શાન્તિ' કરે છે. બીજો અંક પૂરો થાય છે.

પ્હેલા બે અંકો સમયની દૃષ્ટિએ અડોઅડ છે. પણ ત્રિજા અંકમાં તો કૃષ્ણનાં બાલચરિતો કવિ દેખાડે છે. આ બાલચરિતો કોઇ નાના બચ્ચાનાં નથી; પણ મોટી ઉમ્મરના યુવાવસ્થાને પ્હોંચવાની તૈયારીવાળા છોકરાંના તોફાનો અને પરાક્રમો છે.

ત્રીજા અંકમાં એક વૃદ્ધ ગોવાળીઓ બીજા ગોવાળીઆને બોલાવતો દાખલ થાય છે; દામકને બોલાવે છે. દામક આવે છે. દીકરાનો જનમ થયા પછી નન્દગોપને ત્યાં થએલી તૃણાદિકની વૃદ્ધિનું અને સર્વત્ર સુખશાન્તિનો વિસ્તાર થયાનું વર્ણન કરે છે. વૃદ્ધ ગોવાળીઓ નન્દગોપના પુત્રે કરેલાં પરાક્રમો વર્ણવે છે. "આ એક બીજું આશ્ચર્ય! દસરાતનો થયો એટલામાં, પૂતના નામની દાનવી વિષથી સ્તનભરી નન્દગોપીનું રૂપ લઇ આવી; પછી એણે બાળકને લઇ ધવડાવવા માંડયો. તેને ઓળખીને પાડી નાખી, અને તે દાનવી તરીકે ઉઘાડી પડી તુરત જ મરી ગઇ."—એ રીતે શકટ નામના દાનવનો કેવી રીતે નાશ કર્યો એ વર્ણવે છે; અને પછી ગોવાળીઆના ઘરોમાંથી કેવી રીતે એ દૂધ, દહિ માંખણ છાશ ખાઇ જાય છે એનું વર્ણન કરે છે; નન્દગોપીએ કેવી રીતે દોરડાથી એને બાંધ્યો, યમલ, અર્જુન નામના દાનવોનો કેવી રીતે સંહાર કર્યો, ત્યાર પછી એનું નામ દામોદર પડયું, ઈત્યાદિ જણાવે છે, અને પ્રલમ્બ નામના કેસી નામના ઇત્યાદિ દાનવોનો કેવી રીતે સંહાર કર્યો વગેરે પરાક્રમોનું વર્ણન કરે છે. ડોસાની આ લાંબી લાંબી વાતો સાંભળી અધીરાઇથી દામક કહે છે 'મામા એ બધું ભલે રહ્યું. આજે ભર્તા દામોદર આ વૃન્દાવનમાં ગોપકન્યાઓ સાથે હલીસક રમવાને આવે છે.' ડોસો હલીસક જોવાની ઇચ્છાથી દામક સાથે જાય છે.

આ પ્રમાણે પ્રવેશકમાં કૃષ્ણનાં કેટલાંક બાલચરિતોનું વર્ણન થઇ જાય છે. વૃદ્ધ ગોવાળીઓ 'અમૃતપૂર્ણ જગતની માતાઓ ગાયોને વન્દન કરવાનું કહેતો પ્રવેશ કરે છે. ગોપકન્યાઓને બોલાવે છે-'ઘોષસુન્દરિ, વનમાલે, ચન્દ્રરેખે, મૃગાક્ષિ-આવો આવો' બધાં આવે છે અને મામાને નમસ્કાર કરે છે. દામોદર ગોવાળીઆથી ઘેરાએલો સંકર્ષણ સાથે આવે છે.

દામોદર—અહો પ્રકૃતિથી રમણીય ગોપકન્યાઓનું વસ્ત્રપરિધાન!

एताः प्रफुल्लकमलोत्पलवक्त्रनेत्रा
गोपाङ्गनाः कनकचम्पकपुष्पगौराः । ६

नानाविरागवसनाः मधुरप्रलापाः
क्रीडन्ति वन्यकुसुमाकुलकेशहस्ताः ॥

સંકર્ષણ ગોપદારકોનું વર્ણન કરે છે. બધા તૈયાર છે એમ જાણી દામોદર ઘોષસુન્દરી ઇત્યાદિને 'ઘોષવાસને અનુરૂપ હલીસક નૃત્તબન્ધ કરો.' એમ કહે છે. સંકર્ષણ દામક વગેરેને વીણા વગાડવા કહે છે. ડોસો કહે છે 'તમે બધા હલીસક રમો છો, પણ હું અંહીઆ શું કરૂં?' દામોદર–આપ તો પ્રેક્ષક છો!' નૃત્ત થાય છે; ડોસો ખુશખુશ થઇ જાય છે. એટલામાં એક ગભરાએલી ગોવાળીઓ આવે છે. દામોદર કારણ પૂછે છે. ગોવાળીઓ અરિષ્ટર્ષભ નામનો દાનવ આવ્યાની ખબર આપે છે. દામોદર સંકર્ષણને ગોપકન્યાઓને લઇ પર્વતના શિખર ઉપર ચઢી જવાનું કહે છે; અને પોતે અરિષ્ટવૃષભની સામે થવા સજ્જ થાય છે. એટલામાં એ વૃષભ પોતાનું વર્ણન કરતો આવે છે. બન્ને વચ્ચે પ્હેલાં બોલાબોલી અને પછી યુદ્ધ થાય છે. દામોદર એને પોતાનો પગ ખસેડવા કહે છે; એમ કરતાં અરિષ્ટર્ષભ મૂર્છા ખાઇ પડે છે. દામોદર એને આશ્વાસન આપે છે, અને કહે છે 'अनेन वीर्येण भवान् गर्वितः' અરિષ્ટર્ષભ આ અલૌકિક બાળને ઓળખી જાય છે. પણ એની સાથે ફરી લઢવાને તૈયાર થાય છે, અને લઢતાં લઢતાં હણાય છે. એટલામાં દામક આવીને ખબર આપે છે કે–'સંકર્ષણ બાપુ જમનાના ધરામાં કાલિય નામનો મહાનાગ ઉત્પન્ન થયો છે એમ સાંભળી પર્વત ઉપરથી ઉતરી તેની તરફ ગયા છે. બાપુ તમે સંકર્ષણને વારો.' દામોદર એ પન્નગપતિના દર્પને શમાવવા જાય છે. અંહી ત્રિજો અંક પૂરો થાય છે. આ અંકમાં કવિએ વૃષભ અને દામોદરનું યુદ્ધ, આ જાતના બનાવોમાં આપણને પરિચિત થઈ ગએલી, તેની સહજ નિપુણતાથી વર્ણવે છે.

ચોથા અંકમાં દામોદર પોતાને રોકતી ગોપીઓનું વર્ણન કરતો દાખલ થાય છે, તેની પાછળ ગોપીઓ આવે છે; દામોદર એ બધાને આશ્વાસન આપે છે. સંકર્ષણ પણ તેઓને દામોદરના બલવીર્યનું સ્મરણ કરાવી શાન્ત પાડે છે. દામોદર ધરામાં ઊતરે છે. સર્વે–"હા હા–ધૂમાડો નીકળ્યો." દામોદર ધરાનું વર્ણન કરતો એમાં ડૂબકી મારે છે. એટલામાં વૃદ્ધ ગોવાળીઓ એને રોકવા જમુનાના ઝેરી જળની ભયંકરતાનું વર્ણન કરતો દાખલ થાય છે. પણ કૃષ્ણને ક્યાંઇ ન જોઇ શકવાથી એક ઝાડ ઉપર ચઢીને બેસે છે. થોડીકવાર પછી સંકર્ષણ ગોપીઓને કહે છે, 'તમે જુઓ

दामोदरोयं परिगृह्य नागं
विक्षोभ्य तोयं च समूलमस्य।
भोगे स्थितो नीलभुजङ्गमस्य
मेघे स्थितः शक्र इवावभाति ॥'

દામોદર તે સર્પના 'માથા ઉપર પોતાનો પગ મૂકી તેની ફણા ઉપર સલલિત સુન્દર હલ્લીસક કરતો,' 'हल्लीसकं सललितं रुचिरं चरामि' હોય એમ બ્હાર આવે

છે; કાલિયની પાંચ ફણાઓ ઉપર હલીસક કરતો દામોદર, નાગને પગ નીચે દબાવતો યમુનામાંથી કમળો ચુંટે છે. કાલિય દબાતો છંછેડાતો તેને 'સ્વર્ગે પ્હોંચાડવાં મથે છે.' ઝાડ ઉપર બેઠેલો વૃદ્ધ ગોવાળીઓ 'દામોદર બાપુને પુષ્પ જેવા પગલાંથી જમનાના ધરાની મૂર્તિરૂપ મહાનાગને દબાવતો જોઈ' સાશ્ચર્યાનન્દ પામે છે. પોતે તેની પાસે જવા પ્રયત્ન કરે છે; પણ ભય લાગવાથી પાછો ફરી આ વૃત્તાન્ત નન્દગોપને કહેવા ઉપડે છે.

એટલામાં દામોદર અને કાલિય વચ્ચે ટપાટપી થાય છે, અને કાલિય '**एष त्वां भस्मीकरोमि**'-'આ હું તને ખાખ કરી નાખું' એમ કહી વિષાગ્નિ મૂકે છે. પણ તેનો પ્રયત્ન નિષ્ફળ જતાં તે નારાયણ સ્વરૂપ દામોદરને ઓળખે છે અને કૃપા યાચે છે. ગરુડથી બ્હીને પોતે યમુનાના ધરામાં ભરાઈ બેઠો છે એમ જણાવતાં દામોદર અનુગ્રહ કરે છે કે 'તારા માથા ઉપર મારા પગલાંનું ચિન્હ જોઈ ગરુડ તને નહિ સતાવે,' અને તેને ગોબ્રાહ્મણપુરઃસર સર્વ પ્રજા વિષે સાવધાનીથી વર્તવાનું કહે છે. કાલિય પોતાનું વિષ ખેંચી લઈ યમુનામાંથી નીકળી ચાલ્યો જાય છે. દામોદર બ્હાર નીકળી યમુનામાંથી ચુંટેલા પુષ્પો ગોપકન્યાઓને આપે છે, પણ તેઓ 'સંધે પૂર્વે નહિ ચુંટેલા, ચન્દ્રસૂર્યનાં કિરણો પણ જેને નહિ અડેલાં એવા આ' પુષ્પો લેતાં બ્હીએ છે; પણ દામોદર તેમનો ભય દૂર કરી 'મારા કરના સ્પર્શથી હવે તે સૌભાગ્યવાળા થયા છે' એમ કહી આપે છે.

એટલામાં એક ભટ-કંસરાજાનો દૂત આવે છે અને પૂછે છે કે એ નન્દગોપનો પુત્ર ક્યાં ગયો છે. દામોદર પાસે જઈ તેને કહે છે કે કંસરાજાની આજ્ઞા છે કે 'દામોદર અને સંકર્ષણે પોતાના પરિજન સાથે મથુરામાં 'ધનુર્મહ' નામનો મહોત્સવ છે તે અનુભવવા આવવું.' દામોદર સંકર્ષણને '**अयं ननु देवरहस्यकालः**' કહી જવાનું સ્વીકારે છે. ચોથો અંક પૂરો થાય છે.

પાંચમા અંકમાં શરૂઆતમાં કંસરાજા પ્રવેશ કરે છે; કવિ એના મોઢામાં જે શ્લોક મૂકે છે તેથી આખી વસ્તુસંકલના સુઘટિત થઈ જાય છે. 'અતિશય પરાક્રમ, અને વીર્ય-સત્ત્વવાળા દામોદરને બલદેવની સાથે વ્રજમાં ફરતો સાંભળીને તેને ધનુપના બ્હાને અંહી બોલાવી અખાડામાં મલ્લ પાસે તેનો હું ઘાત કરાવું' એમ કહેતો કહેતો કંસરાજા આવે છે.

> श्रुत्वा व्रजे विपुलविक्रमवीर्यसत्त्वं
> दामोदरं सह बलेन समाचरन्तम् ।
> आदिश्य कार्मुकमहं तमिहोपनीय
> मल्लेन रंगगतमद्य तु घातयामि ॥

ધાત્રી પાસેથી કન્યાને લઈ તેને મારી નાખતાં કંસે જે કાલિરાત્રિ જેવું જોએલું તેથી તેના મનમાં હમેશને માટે ભય તો દાખલ થઈ ગયો હશે. અને પોતે દૈવના હાથમાં કશું પણ છોડવા તૈયાર નહિ હોવાથી ભયના બધા કારણો દૂર કરવાનો પ્રયત્ન કરતો હશે. આથી જ્યારે વ્રજમાં આ અતિશય વીર્યશાલી છોકરાએ કરેલા પરાક્રમો તેના કાને આવ્યાં હશે ત્યારે એને ભયનું કારણ લાગ્યું હશે અને તેથી તેનો ઘાત કરાવાની આ પેરવી તે રચે છે.

હણતાં અકસ્માતથી એ રાજા હણાય છે. (સામે કોઇ ન થઇ શકે એટલું જેને બળ વધાર્યું હોય તેને મારવાની નિયતિની આ રીત હશે? ગમે તેમ હોય કૃષ્ણે લોકની દૃષ્ટિ જેને અન્યાય ગણે છે એ રીતે શત્રુઓને× મારવાની શરૂઆત કરી દીધી.) દામોદર કહે છે. एप एप दुरात्मा कंसः

विस्तीर्णलोहितमुखः परिवृत्तनेत्रो
भग्नांसकण्ठकटिजानुकरोरुजङ्घः।
विच्छिन्नहारपतिताङ्गदलम्बसूत्रो
वज्रप्रभग्नशिखरः पतितो यथाद्रिः॥

નેપથ્યમાં 'હા–હા મહારાજ'નો અવાજ આવે છે. વૃષ્ણિઓનું સૈન્ય તૈયાર રાખવાની કંસે આજ્ઞા કરી રાખી જ હતી; તેને રોકવા સંકર્ષણ બલદેવ જાય છે. પણ એટલામાં વસુદેવ દાખલ થાય છે; રાજાના ખૂનથી આખા શહેરમાં ખળભળાટ થયો હશે; અને લોકો ખુની ઉપર ધસી આવતા હશે. વસુદેવ આ સૌને શાન્ત પાડે છે; એ બન્નેને પોતાનાં બાળકો તરીકે ઓળખાવે છે; બન્ને છોકરાઓ બાપને મળે છે; વસુદેવ મડદાં ખસેડાવે છે. બધાં ગોવાળીઆ કહે છે "હી હી ગોવાળીઆનું રાજ્ય થયું." વચમાં આ એક વાક્ય મૂકી દઇ કવિએ જે નિપુણતા બતાવી છે તે વાંચકોના ધ્યાનમાં આવી જાય એવી છે. તે દામોદરના આદેશથી મહારાજા ઉગ્રસેનને કેદમાંથી છુટા કરી, તેમનો અભિષેક કરી ત્યાં લાવવા અનાવૃષ્ટિને કહેવા ભટને આજ્ઞા કરે છે; અને એ રીતે દીકરા પછી પાછો બાપ ગાદીએ આવે છે. મહારાજા ઉગ્રસેનના શાસનની વસુદેવ લોકોમાં ઘોષણા કરે છે. સર્વે–"હવે વૃષ્ણિઓનું રાજ્ય પ્રતિષ્ઠિત થયું!' ઉગ્રસેન દાખલ થાય છે; અને એટલામાં નારદ, જેનું નાટકના પ્રારંભમાં દર્શન થયું હતું તે અત્યારે નાટકના અન્તે પાછા દાખલ થાય છે. પોતાના આવવાનું પ્રયોજન કંસ હણાતાં વિષ્ણુને પૂજવા દેવોના શાસનથી પોતે આવ્યા છે એમ નારદ જણાવે છે. દામોદર એમને સ્વાગત કરી અર્ધ્યપાદ્ય આપે છે. નારદ તે સ્વીકારી કહે છે–'ગન્ધર્વો અને અપ્સરાઓ ગાય છે

"नारायण नमस्तेऽस्तु प्रणमन्ति च देवताः॥
अनेनासुरनाशेन मही च परिरक्षिता॥

દામોદર પોતાનો સંતોષ જાહેર કરે છે અને 'બીજું શું પ્રિય કરું' એમ પૂછતાં નારદ વિબુધાવાસમાં જવાની રજા માગે છે. ભરત વાક્યથી નાટક પૂરૂં થાય છે.

આ નાટકમાં બે વિશેષતાઓ તરફ હું ધ્યાન ખેંચવા ઇચ્છું છું. એક તો આ લેખની શરૂઆતમાં જે પ્રશ્ન રજુ કર્યો છે તે વિષે એટલે કે વસ્તુનું સંવિધાન; અને બીજું, કંસનું

×પણ અહીંઆ શંકા થાય કે કંસ કૃષ્ણનો શત્રુ શા માટે? પણ આવી શંકા હિંદુ સમાજના સર્વસાધારણ વિચારોથી અપરિચિત હોય તેને જ થાય. આ નાટકના લેખકના સમયમાં તો એ પ્રશ્ન ઉદ્ભવે જ નહિ, એટલે કવિએ આ વસ્તુનું જ્ઞાન સામાજિકોમાં સ્વીકારી લઇને જ નાટક રચ્યું છે.

પાત્રવિધાન. આ બીજી વિશેષતા વિષે તો બીજા અંકની ચર્ચામાં જે કહ્યું છે તે બસ છે એટલે એની અંહી પુનરુક્તિ કરતો નથી. પહેલી વિષે જ સ્પષ્ટતા ખાતર થોડુંક જણાવું.

આ પાંચે અંકોના વસ્તુને ચાર અંશમાં વ્હેંચી શકીએ. પ્હેલામાં બાલકૃષ્ણ નન્દ-ગોપને સોંપાય છે અને બદલામાં બાલિકા લવાય છે; બીજામાં પાપના પુંજ નીચે દબાએલો પરાક્રમી રાજા કંસ અલૌકિક સત્ત્વોને જોઈ વિહ્વલ થાય છે; અને હૃદયનો આંચકો આવતા છતાં તેનું છેલ્લુ અઘોર કૃત્ય સ્ત્રીહત્યા બાલિકાને મારવાથી થાય છે. ત્રિજા અને ચોથા અંકોમાં કૃષ્ણનાં બાલચરિતો–અથવા બાલપરાક્રમોનું નિરૂપણ થાય છે; અને કંસનું ધનુર્મ-હોત્સવને જોવા આવવાનું કહેણુ આવે છે; પાંચમામાં જેને મારવાનો હતો તે જ કંસ ન કલ્પે એવી રીતે, પોતે યુદ્ધ જોવામાં વ્યગ્ર છે એ સમયે આવી તેને મ્હેલ ઉપરથી પછાડી મારી નાખે છે. અને આખા આ કાર્યને એકત્વનું સ્વરૂપ આપતું નાટકના આદિ અને અન્તમાં નારદનું આગમન થાય છે.

પ્હેલા અંકમાં, ૭ બાળકોના નાશથી ગભરાએલા દેવકી અને વસુદેવ પુત્ર જન્મતાં વેંત તેને બચાવા કોશિશ કરે છે. પ્રસુતિ પછી તુરત જ પોતાની સ્થિતિની પરવા કરાવ્યા વિના દેવકીને બ્હાર લાવવામાં કવિનો હેતુ બાળકને બચાવવાની તેની અત્યંત ઉત્કંઠા સૂચવવાનો હશે; જોકે બાળક આપતાં તે પુત્રવત્સલ માતૃહૃદયને પીડા થાય એ સહજ છે. વસુદેવની આતુરતા, બાળકને ક્યાં મૂકવો એનો પણ વિચાર કર્યા વિના–અને વસ્તુસ્થિતિ જોતાં એને વિચાર કરવાનો વખત પણ ન હોય એ સમજાય એવું છે–તે તેને લઇ જાય છે એમાં જણાય છે. આ રીતે બાળકને ભયસ્થાનથી ખસેડવામાં કંસવધનું–જે આ નાટકનું મુખ્ય કાર્ય છે–બીજ રોપાય છે. કારણકે બાળક ત્યાં રહે અને કંસને ખબર પડે તો તે બાળકને મારી નાખે અને કંસવધ અશક્ય થાય.

બીજામાં કંસ શી રીતે વધ્ય છે એ બતાવ્યું છે. નાટકમાં કેવળ કાર્યના વેગની અપેક્ષા રાખનારને આ વસ્તુ સમજાય એવી નથી. પણ જેઓ કાર્યને ઘટાવવા કાર્યનાં કારણ અને હેતુ (અંગ્રેજીમાં કહું તો cause અને reason) બન્નેની અપેક્ષા રાખે છે તેને આ અંકમાં કવિનું ધર્મદ્રષ્ટા તરીકે મહત્ત્વ સમજાશે. કંસ ખરાબ રાજા નથી; હૃદય-હીન કેવળ જડ નથી. પણ અંગત સ્વાર્થની અને દિતની મહત્ત્વાકાંક્ષાથી પ્રેરાતાં ધર્મ અધર્મને બાજુ ઉપર મૂકી દે એવી અતિમાનુષ વ્યક્તિ છે. એણે બ્હેનનાં ૭ બાળકો માર્યા છે તે પહેલા અંકમાંથી જ જાણીએ છીએ. આ રાજાને કૃષ્ણજન્મની રાતે કવિ અલૌકિક સત્ત્વોનું દર્શન કરાવે છે; પણ રાજાને એ બધુ સ્વપ્ન લાગે છે. પણ કદાપિ પ્હેલી વાર જીવનમાં એ વિહ્વલ થયો હશે–ગભરાયો હશે; એ જ રાતે છેવટનું અઘોર કૃત્ય કરતાં તેને કાલરાત્રિ ઉત્થિત થતી દેખાય છે. આ રીતે પોતાનાં પાપોથી નબળો થઇ જતો કંસ બીજા અંકમાં દેખાય છે; અને એની સાથે તેની વધ્યતાનું આદિ કારણ અને અન્તિમ હેતુ આપણને કવિ દેખાડે છે. આ રીતે બીજો અંક કંસવધના કાર્યને પુષ્ટ કરે છે.

પણ એને મારનાર વ્રજમાં પડયો. એનો અને કંસનો ભેટો કેવી રીતે થાય! એ બાળકને ગુપ્ત રાખવાની દરેક પેરવી વસુદેવે કરી હશે. કવિ એને એના પરાક્રમો નિત્ત

અને ચોથા અંકોમાં વર્ણવી જાણીતો કરે છે. કંસ જેવા સાવધાન રાજાના કાને આ હકીકત આવે એ તદ્દન સ્વાભાવિક છે. એ રીતે ઉપલકિઆ દૃષ્ટિએ અસંબદ્ધ લાગતા બાલચરિત્રોને કવિ નિપુણતાથી મુખ્ય કાર્ય સાથે સાંધે છે. વળી ત્રીજા અને ચોથા અંકમાં દામોદરની શક્તિનો ખ્યાલ પણ સામાજિકોને આવી જાય છે; તેથી કંસને મારવામાં તેની યોગ્યતા માટે કેવળ તેની દૈવી શક્તિ ઉપર સામાજિકોને શ્રદ્ધા રાખવાની જરૂર રહેતી નથી. આ રીતે આ બન્ને અંકોનું સ્વારસ્ય છે.

આ રીતે પુષ્ટ થતું કાર્ય પાંચમામાં પરિણમે છે. કંસ જેવા સાવધાન રાજાને–પોતાના પુરુષકારમાં માનનારને–તેના પુરુષકારને અવકાશ આપ્યા વિના મારી નાખવામાં કવિ વિધિની અદૃષ્ટતા અને વિષમતા બતાવે છે. એ રીતે પાંચમા અંકમાં કંસવધ થાય છે. કોઇ કહેશે કે ત્યાર પછીના કાર્યની શી આવશ્યક્તા છે. આ સમજવા માટે કાર્ય અને ફળનો સંબંધ સમજવો જોઇએ. કંસવધ એ આ નાટકનું કાર્ય ખરૂં–અને એ દૃષ્ટિથી એનું નામ કંસવધ રાખ્યું હોય તો પણ ખોટું નહિ–પણ એનું ફળ તે સારા રાજ્યની સ્થાપના. ભારતના પ્રાચીન નાટકકારો કેવળ ધ્વંસને પોતાના નાટકોના કાર્યનું ફળ ગણતા નથી. અને એ લોકો બીજાનું પરિણામ અથવા વિકાસ જ્યારે ફળ આવે ત્યારે પૂરો થયો સમજતાં. એટલે કેવળ કંસવધથી જો નાટક અટકે તો તેમની દૃષ્ટિએ અધૂરૂં ગણાય.

આ રીતે કવિ વિષ્ણુના બાલચરિતોમાંથી કંસવધને પ્રધાનપદ આપી બીજાઓને તેના પોષક સ્થાને મૂકી સુઘટિત રીતે વસ્તુ સંકલના કરે છે. આમ કરવામાં કવિને એ ચરિતોની એકતા તેના કર્તાને વધારે પડતું મુખ્ય સ્થાન આપી સાધવી પડી નથી. આ દૃષ્ટિએ તો કંસ અને કૃષ્ણ એ બન્ને લગભગ સરખી રીતે આપણી દૃષ્ટિને રોકે છે.*



*આ નાટકમાં જે કથા છે તે હરિવંશ વગેરે ગ્રંથોમાં છે. પણ નાટકને ઉચિત સંકલનવાળી આ કથા એ બધાંથી એટલા બધા સુધારા વધારાવાળી છે કે તે બતાવવાને બીજો એક લેખ જોઇએ. એટલે આ લેખમાં એ ફેરફારો બતાવ્યા નથી.

# અર્ધમાગધી ભાષા

[ પં. બેચરદાસ જી. દોશી ]

જૈનસૂત્રોમાં કેટલેક ઠેકાણે અર્ધમાગધીને ભાષા તરીકે જણાવી છે અને સાથે એમ પણ કહેવામાં આવ્યું છે કે, ' ભગવાન મહાવીર અર્ધમાગધી ભાષામાં ઉપદેશ કરતા હતા.'

અર્ધમાગધીને લગતા જૈનસૂત્રોના ઉલ્લેખો આ પ્રમાણે છે:

"भगवं च णं अद्धमागहीए भासाए धम्ममाइक्खइ"
( સમવાય-અંગસૂત્ર પૃ. ૬૦ જૈ. આ. સમિતિની આવૃત્તિ )

"ભગવાન્ અર્ધમાગધી ભાષા દ્વારા ધર્મને કહે છે."

प्र०–"देवा णं भंते ! कयराए भासाए भासंति? कयरा वा भासा भासिज्जमाणी विसिस्सति ?
उ०–गोयमा ! देवा णं अद्धमागहाए भासाए भासंति, सा वि य णं अद्धमागही भासा भासिज्जमाणी विसिस्सइ"
( ભગવતી-અંગસૂત્ર શ૦ ૫ ઉ૦ ૪ પૃ૦ ૧૮૧ પ્રશ્ન-૨૦ રાય૦ અને સમિતિ પૃ૦ ૨૩૧ સૂ૦ ૧૯૧ )

"હે ભગવન્! દેવો કઇ ભાષામાં બોલે છે? અથવા બોલાતી ભાષામાં કઇ ભાષા વિશિષ્ટ છે?
હે ગૌતમ ! દેવો અર્ધમાગધી ભાષામાં બોલે છે અને બોલાતી ભાષામાં પણ તે જ ભાષા-અર્ધમાગધી ભાષા-વિશિષ્ટ છે."

"तए णं समणे भगवं महावीरे कूणिअस्स भंभसारपुत्तस्स अद्धमागहाए भासाए भासति"
( ઔપપાતિક-ઉપાંગસૂત્ર પૃ૦ ૭૭ સમિતિ )

"ત્યાર પછી ભગવાન મહાવીર ભંભસાર પુત્ર કોણિકને અર્ધમાગધી ભાષામાં ધર્મ કહે છે."

प्र०–"से किं तं भासारिया ?
उ०–भासारिया जे णं अद्धमागहाए भासाए भासंति"

"ભાષાની દૃષ્ટિએ આર્યો કોને કહેવાય? જેઓ અર્ધમાગધી ભાષામાં બોલે છે તેઓને ભાષાની દૃષ્ટિએ આર્યો સમજવા."

( પ્રજ્ઞાપના—ઉપાંગસૂત્ર પૃ૦ ૫૬ સમિતિ )

આ ઉપરથી ' અર્ધમાગધી ' ને ભાષા તરીકે અને ' મહાવીર અર્ધમાગધી ભાષામાં ઉપદેશ કરતા હતા ' એ બન્ને વાતો સ્વીકારી શકાય એવી છે. પણ ' અર્ધમાગધી ' ના ભાષા તરીકેના ઉલ્લેખ માત્રથી જ કાંઇ એનું વ્યાકરણ+ લખી શકાય નહિ.

વ્યાકરણ લખવા માટે તો એના વિપુલ સાહિત્યને સામે રાખવું જોઈએ જેથી બીજી ભાષાઓ કરતાં અર્ધમાગધીની જે ખાસ વિશેષતાઓ હોય તે બધી સાધી શકાય. કાંઇ બે ચાર રૂપોની વિશેષતાને લીધે કોઇ એક ભાષાને બીજી ભાષાથી જુદી પાડી શકાય નહિ તેમ જ બે ચાર રૂપોને સાધવા માટે જુદું વ્યાકરણ પણ લખી શકાય નહિ, જો ફક્ત બે

+ આ લેખ પ્રાકૃતવ્યાકરણના પ્રવેશમાંથી ઉદ્ધૃત કરેલો છે.

ચાર રૂપોની જ વિશેષતાને લીધે એક ભાષાને બીજી ભાષાથી જુદી ગણાવી શકાતી હોય અને એનું વ્યાકરણ પણ લખી શકાતું હોય તો ભાષાઓનો અને વ્યાકરણોનો અંત જ કેમ આવત ?

આ સંબંધમાં આચાર્ય હેમચંદ્રનું જ ઉદાહરણ બસ છે: શ્રીહેમચંદ્રે પ્રાકૃત, શૌરસેની, માગધી, પૈશાચી અને અપભ્રંશનાં વ્યાકરણો લખ્યાં છે તેમ સાથે સાથે આર્ષ પ્રાકૃતને પણ લીધું છે. સાધારણ પ્રાકૃત કરતાં આર્ષપ્રાકૃતમાં કાંઇક વિશેષતા જરૂર છે પણ તે એટલી નજીવી છે કે, તેનું જુદું વ્યાકરણ કરવું તેમને યોગ્ય નથી જણાયું, આ જ કારણથી સાધારણ પ્રાકૃતના પેટામાં આર્ષ પ્રાકૃતને પણ એમણે ભેળવી દીધું છે.

હેમચંદ્ર જેવા જૈન વૈયાકરણ શૌરસેની, માગધી અને પૈશાચી જેવી પ્રાય: સર્વ સાધારણ ગ્રંથોમાં વિશેષ વપરાએલી કે નાટકીય ભાષાઓનું વ્યાકરણ લખવા પ્રેરાય અને જૈન આગમોની ભાષાનું વ્યાકરણ ન લખે એ કાંઇ અર્થ વિનાની વાત નથી.

જૈન પરંપરામાં અર્ધમાગધીના સાહિત્ય તરીકે પ્રસિદ્ધિ પામેલું સમસ્ત આગમ સાહિત્ય એમની સામે જ હતું, એ વિષેનો ભાષાનો અને ભાવનો એમનો અભ્યાસ પણ ગંભીર હતો; છતાં ય એમણે એ સાહિત્યને લગતું એક જુદું વ્યાકરણ કેમ ન લખ્યું ? એ પ્રશ્ન એમને માટે થવો સહજ છે.

એ પ્રશ્નનો ઉત્તર આચાર્ય હેમચંદ્રે પોતાની કૃતિ દ્વારા જ આપી દીધેલો છે. આપણે જેમ આગળ જોઈ ગયા કે, આર્ષપ્રાકૃતમાં જુદું વ્યાકરણ કરવા જેવી ખાસ વિશેષતા ન જણાયાથી જેમ એને સાધારણ પ્રાકૃતના પેટામાં સમાવી દીધું છે તેમ આગમ સાહિત્યની ભાષામાં પણ એ બન્ને પ્રાકૃતો કરતાં એવી વિશિષ્ટ વિશેષતા ન જ જણાયાથી એમણે એ ભાષાને એ બન્ને પ્રાકૃતોમાં ભેળવી દીધી છે અને એ જ કારણથી એનું જુદું વ્યાકરણ કરવા તેઓ પ્રેરાયા પણ નથી.

એમના સમયનું વાતાવરણ જોતાં તો જરૂર એ, પાણિનિએ જેમ વૈદિક પ્રક્રિયાને પોતાની અષ્ટાધ્યાયીમાં લીધી છે, તેમ જૈન આગમોની ભાષાની પ્રક્રિયાને પણ વ્યાકરણમાં લેવા પ્રેરાયા હોત.

જૈન પરંપરામાં આચાર્ય હેમચંદ્ર જ એક એવા પ્રતિષ્ઠાપક પુરુષ છે જેમણે જૈનોની સાહિત્યને લગતી પ્રતિષ્ઠા સાચવવાનો ભગીરથ પ્રયત્ન સેવ્યો છે. નવું વ્યાકરણ, નવું છંદઃશાસ્ત્ર, નવું અલંકાર શાસ્ત્ર, નવું ધાતુપારાયણ, નવા કોશો, નવો નિઘંટુ, નવું પુરાણ અને નવું યોગશાસ્ત્ર વગેરે એ બધું જૈનોની વિશેષતાને ખાતર નવું નવું લખ્યા છતાં આગમોની ભાષાના જ પ્રસંગમાં એમણે વૃદ્ધપ્રવાદની સામે પણ જે મૌન બતાવ્યું છે તે જ આપણા એ પ્રશ્નના પૂર્વોક્ત ઉત્તર માટે પૂરતું છે.

વળી, આચાર્ય હેમચંદ્ર પોતે એમ પણ માનતા લાગે છે કે, આગમોની ભાષા અર્ધમાગધી તો જરૂર કહી શકાય પણ જો એમાં 'અર્ધમાગધી' નામને યોગ્ય કેટલીક વિશેષતાઓ માગધી ભાષાની પણ ભળેલી હોય. આ વિશેષતાઓ તપાસતાં એમને તો ફક્ત માગધીની એક જ વિશેષતા મુખ્યપણે જણાણી છે. તે વિશેષતા—પ્રથમાના એકવચનમાં માગધીના 'ए' પ્રત્યયનો પ્રયોગ. જેમકે; जीवे, अजीवे, लोए, अलोए, आसवे, संवरे,

वंधे, मोक्खे વગેરે. પણ આ એક જ વિશેષતાને લીધે તેઓ આગમોની ભાષાને અર્ધમાગધી કહેવી યોગ્ય ધારતા નથી અને પ્રાકૃત કે આર્ષપ્રાકૃતથી જુદી પણ ગણી શકતા નથી. માટે જ એમણે આગમોની ભાષાને માટે પોતાના વ્યાકરણમાં કોઇ ખાસ સ્થાન આપેલું નથી. સાથે સાથે એટલું પણ જણાવી દેવું જોઇએ કે, હેમચંદ્રના ધ્યાનમાં આવેલી એ એક વિશેષતા પણ કાંઇ આગમોની ભાષામાં વ્યાપક રીતે આવેલી નથી, એમાં તો 'ए' ના પ્રયોગની પેઠે પ્રાકૃતના 'ओ' પ્રત્યયવાળાં પણ ઘણાં રૂપો—તે પણ આચારાંગ જેવા પ્રાચીન સૂત્રમાં ય મળી આવે છે. જેમકે: निक्खंतो, उद्देसो, अप्पमाओ, निरामगंधो, उयरओ, उवेहमाणो, आलीणगुत्तो, नाणागमो, संथवो, दोसो, हव्ववाहो, दुरणुचरो, मग्गो વગેરે. (આચારાંગ સૂત્ર પૃ૦ ૪૧-૧૨૪-૧૨૭-૧૩૦-૧૫૫-૧૬૮-૧૮૩-૧૮૪-૧૮૫-૧૯૦-૧૯૨ સમિતિનું) એમણે જ આ સંબંધમાં એમ જણાવ્યું છે કે, "प्रायोऽस्यैव विधानात् न वक्ष्यमाणलक्षणस्य" (પ્રા૦ વ્યા૦ પૃ૦ ૧૫૯ સૂત્ર ૨૮૭) અર્થાત્ "આર્ષપ્રવચનમાં પ્રાયઃ માગધીના 'ए' પ્રત્યયનું જ વિધાન છે, પણ માગધીનાં બીજાં બીજાં લક્ષણોનું નથી." આ ઉલ્લેખમાં વપરાએલો 'પ્રાયઃ' શબ્દ આગમોમાં 'ए' પ્રત્યયની વપરાશનો પણ સંકોચ બતાવે છે અને એથી જ એમ જણાય છે કે ઉપર્યુક્ત 'ओ' પ્રત્યયની વપરાશનું આગમિક ક્ષેત્ર પણ કાંઈ હેમચંદ્રના ધ્યાન બહાર છે એમ નથી.

સાર એ છે કે આચાર્ય હેમચંદ્રે પોતાને ઉદ્ભવેલા જૈન આગમોની ભાષાને લગતા પ્રશ્નનો ખુલાસો આમ બે રીતે કરી બતાવ્યો છે:

એક તો જૈન આગમોની કહેવાતી અર્ધમાગધીને પોતાની કૃતિમાં ખાસ જુદું સ્થાન નહિ આપીને; બીજું—એમાં જેટલે તેટલા પ્રમાણમાં માગધીની વિશેષતાઓ ન હોવાનું જણાવીને.

'આ આગમોની ભાષા અર્ધમાગધી નથી પણ પ્રાકૃત કે આર્ષપ્રાકૃત છે' એમ સ્પષ્ટ શબ્દોમાં કહેવા જેવું જૈન સમાજનું વાતાવરણ અત્યારે પણ નથી તો સંપ્રદાયભક્તિના બારમા સૈકામાં તો શી રીતે હોય? છતાં ય એક જવાબદાર અને પ્રામાણિક વૈયાકરણ તરીકે આચાર્ય હેમચંદ્રે ઉપર્યુક્ત સાદી હકીકતને પણ આગળ જણાવેલી ભંગિએ આબાદ રીતે જણાવેલી છે અને સાથે વૃદ્ધપ્રવાદના અનુસંધાનની યુક્તિ પણ બતાવેલી છે. આ સંબંધમાં એમનો આખો ઉલ્લેખ આ પ્રમાણે છે: "यदपि "पोराणमद्धमागहभासानिययं हवइ सुत्तं "[1] इत्यादिना आर्षस्य अर्धमागधभाषानियतत्वमाम्नायि वृद्धैस्तदपि प्रायोऽस्यैव विधानात् न वक्ष्यमाणलक्षणस्य"

[પ્રા૦ વ્યા૦ પૃ૦ ૧૫૯ સૂ૦ ૨૮૭]

૧ આ ઉલ્લેખ નિશીથચૂર્ણિમાં છે. જુઓ લિખિત પ્રતિ પા૦ ૩૫૨. પૂના ભા. ઓ. રી. ઇ.નો પ્રતિસંગ્રહ. એ ઉલ્લેખમાંના 'अद्धमागह' શબ્દની વ્યાખ્યા કરતાં શ્રી જિનદાસગણિમહત્તરે જણાવ્યું છે કે "मगहद्धविसयभासानिबद्धं अद्धमागहं" અથવા "अट्ठारसदेसीभासाणियतं अद्धमागहं" આ પ્રમાણે એમણે 'અર્ધમાગધ' શબ્દની બે વ્યાખ્યા કરી છે. પહેલી—મગધ દેશની અડધી ભાષામાં નિયત તે અર્ધમાગધ. બીજી—અઢાર જાતની

દેશી ભાષામાં નિયત તે અર્ધમાગધ. વર્તમાન આગમોની ભાષામાં પહેલી વ્યાખ્યા તો ઘટતી નથી એમ હેમચંદ્ર પોતે કહે છે.

બીજી વ્યાખ્યા પણ જો આગમોની ભાષામાં ઘટી શકે તેવી હોત તો જરૂર તેને પ્રધાનપદ આપી આચાર્ય હેમચંદ્ર એ વિષે કાંઇક જુદું લખત અને એ રીતે વૃદ્ધવાદનું જ સમર્થન કરત. પણ એ પ્રખર વૈયાકરણ એ વ્યાખ્યા તરફ ઉદાસીન રહ્યા છે એથી જણાય છે કે, એ વ્યાખ્યા પણ આગમોની ભાષામાં ઘટતી નહિ હોય અથવા એ વ્યાખ્યામાં કહેલા અઢાર દેશ કયા સમજવા ? એ પ્રશ્ન જ ગુંચવાળો છે.

રાજકુમારોના વિદ્યાધ્યયનના પ્રસંગમાં '**अट्ठारसदेसीभासाविसारए**' શબ્દ જૈન સૂત્રગ્રંથોમાં મળે છે. ત્યાં તેનો અર્થ 'અઢાર (જાતની) દેશી ભાષામાં વિશારદ' થાય છે. એ શબ્દના સંબંધમાં એ સિવાય બીજી કશી વીગત ટીકાકારોએ આપી નથી; તેમ અઢાર જાતની દેશી ભાષાને અર્ધમાગધી તરીકે ઓળખાવી પણ નથી.

'**अट्ठारसदेसीभासाविसारए**'નો ઉલ્લેખ જ્ઞાતાસૂત્રમાં અને ઔપપાતિક સૂત્રમાં મળે છે.

"**तते णं से मेहे कुमारे बावत्तरिकलापंडिए अट्ठारसविहिप्पगारदेसीभासाविसारए**"

(જ્ઞાતાસૂત્ર પૃ૰ ૩૮ સમિતિની આવૃત્તિ
ટીકા પૃ૰ ૪૨ ,, )

"ત્યાર પછી તે મેઘકુમાર બોતેર કળામાં પ્રવીણ થયો અને અઢાર પ્રકારની દેશી ભાષામાં નિપુણ થયો."

[ટીકાકારના મત પ્રમાણે 'અઢાર જાતની દેશી ભાષામાં' નહિ પણ 'અઢાર જાતની લિપિમાં' પ્રવીણ થયો. આ અઢાર જાતની લિપિનો ઉલ્લેખ પ્રજ્ઞાપના સૂત્રમાં અને નંદી સૂત્રમાં મળે છે.]

"**तए णं से दढपइण्णे दारए बावत्तरिकलापंडिए अट्ठारसदेसीभासाविसारए,**"

(ઔપપાતિક સૂત્ર પૃ૰ ૯૮ સમિતિની આવૃત્તિ)

"ત્યાર પછી તે દૃઢપ્રતિજ્ઞ નામનો કુમાર બોતેર કળામાં પ્રવીણ થયો અને અઢાર પ્રકારની દેશી ભાષામાં નિપુણ થયો."

સૂત્રના એ ઉલ્લેખો જોતાં અઢાર દેશને લગતી આપણી એ ગુંચ ઉકલી શકતી નથી; પણ એટલું કલ્પી શકાય છે કે, કદાચ આ ઉલ્લેખોને જોઇને જ શ્રીજિનદાસમહત્તરે પોતાની ચૂર્ણિમાં અઢાર જાતની દેશી ભાષાને 'અર્ધમાગધી'નું નામ આપ્યું હોય.

વિરહાંક હરિભદ્રના વિદ્યાર્થી અને સમસમયી તથા તત્ત્વાદિત્ય શીલાંકના શિષ્ય શ્રીદાક્ષિણ્યાંક ઉદ્દ્યોતન સૂરિએ બનાવેલી 'પ્રાકૃતકુવલયમાલા'ને જોતાં અઢાર દેશને લગતી આપણી એ ગુંચ કદાચ ઉકલી શકે, પણ યાદ રાખવું જોઇએ કે, પ્રસ્તુત અર્ધમાગધીની ચર્ચા સાથે કુવલયમાલામાં આવતા અઢાર દેશને લગતા એ ઉલ્લેખનો કશો જ

સબંધ નથી.

કુવલયમાલામાં એ દેશોની ગણના આ પ્રમાણે કરેલી છેઃ

" लाडा कन्नाडा विय मालविया कन्नुज्ज गोल्लया।
करय मरहट्ठ य सोरठ्ठा ढक्का किरि अंग सिंधवया."

કુ૦ લિ૦ પ્રતિ પૃ૦ ૭૫ પેલી બાજુ પં૦ ૫, પૂના.

"લાટદેશ, કર્ણાટકદેશ, માલવદેશ, કનોજદેશ, ગોલ્લદેશ, કરય (કારવાડ?) દેશ, મહારાષ્ટ્રદેશ, સોરઠદેશ, ઢક્કદેશ, કિરદેશ, અંગદેશ અને સિંધદેશ"

આ ઉલ્લેખમાં માત્ર બાર દેશોને ગણાવવામાં આવ્યા છે. પરંતુ આ પછીના એક બીજા ઉલ્લેખમાં એથી વધારે દેશોને મૂકેલા છે. આ નીચેના ઉલ્લેખમાં દેશોનાં નામો સાથે તે તે દેશના મનુષ્યોનો સ્વભાવ અને ભાષાના એક બે શબ્દોને પણ મૂકવામાં આવ્યા છે અને છેવટે ઉપસંહારમાં જણાવેલું છે કે,

"इय अट्ठारसदेसीभासाउ पुलइऊण सिरिदत्ते।
अन्ने इय पुलयती जवण-पारस-बब्बरातीए॥"

"એ પ્રમાણે શ્રીદત્ત નામનો કોઇ ગૃહસ્થ અઢાર દેશની ભાષાઓને જોઇને (સાંભળીને) બીજાઓની પણ-એટલે અનાર્યો પૈકી જવન, પારસ અને બર્બર લોકોની પણ-ભાષાને જુએ છે (સાંભળે છે.)"

ગ્રંથકારે આમ ઉપસંહારમાં અઢાર દેશી ભાષાનો ઉલ્લેખ કર્યો છે અને દેશોની ગણનાના પ્રસંગમાં માત્ર સોળ દેશો જ જણાવેલા છે. તેનું કારણ સમજાતું નથી.

જે ઉલ્લેખમાં એ દેશોને જણાવેલા છે તે ઉલ્લેખ આ પ્રમાણે છે:—

"तत्थ य पविसमाणेणं दिट्ठा अणेयदेसभासालक्खिए देसवणिए। तं जहा
कसिणा निट्ठुरवयणे
बहुकसमर (?) भुंजए अलज्जे य।
'अरडे' त्ति उल्लवंते
अह पेच्छइ गोल्लए तत्थ॥
णयनीइसंधिविग्गह-
पडुए बहुजंपए य पयईए।
'तेरे मेरे आउ' त्ति
जंपिरे मज्झदेसे य॥

नीहरियपोट्ट-दुवन्न
मडहए सुरयकेलितल्लिच्छे।
'एसेले' जंपुल्ले
अह पेच्छइ मागहे कुमरो॥

ત્યાં પ્રવેશ કરતાં શ્રીદત્તે અનેક દેશની ભાષાના જાણકાર તે તે દેશના વાણિયાઓને જોયા. તે જેમકે;

પ્રથમ ગોલ્લદેશના લોકોને જોયા, એ લોકો નિષ્ઠુર ભાષી, કાળા, સમરભોગી (!) અને નિર્લજ્જ હોય છે. તથા 'અરડે' એવું બોલનારા હોય છે.

પછી મધ્યદેશના લોકોને જોયા, એ લોકો નય, નીતિ, સંધિ અને વિગ્રહમાં ચતુર બહુ બોલા અને 'તેરે મેરે આઉ' એવું બોલનારા હોય છે.

પછી મગધના લોકોને જોયા, એ લોકો દુર્વર્ણ, મોટા પેટવાળા, સુરતપ્રિય અને 'એસેલે' એવું બોલનારા હોય છે.

कविले पिंगलनयणे
लोयणकहदिन्नमेत्तवावारे (?)।
'किं ते किं मो' पि य
जंपिरे य अंतवेए य ॥

પછી અંતર્વેદિના એટલે ગંગા જમનાની વચ્ચેના પ્રદેશમાં રહેનાર લોકોને જોયા, એ લોકો વર્ણે કપિલ, માંજરી આંખવાળા અને 'કિંતે કિંમો' એવું બોલનાર હોય છે.

उत्तुंगथूलघोणे
कणयवन्ने य भारवाहे य।
'सरि पारि' जंपिरे
अवरे कीरे कुमारो पलोयइ ॥

પછી કીરદેશના લોકોને જોયા, એ લોકો વર્ણે કનકવર્ણા, ઉંચી અને જાડી નાસિકાવાળા, ભાર વહનારા અને 'સરિપારિ' એવું બોલનારા હોય છે.

दक्खिन्नदाणपोरुस—
विन्नाणदयाविवज्जियसरीरे ।
'एहं तेहं' चवंते ढक्के उण
पेच्छइ कुमरो ॥

પછી ઢક્કદેશના લોકોને જોયા, એ લોકો દાક્ષિણ્ય, દાન, પૌરુષ, વિજ્ઞાન અને દયા વિનાના હોય છે અને 'એહં તેહં' એમ બોલનારા હોય છે.

सललियमिउमहवए
गंधव्वपिए सएसगयचित्ते ।
'चं से दइणो' भणिरे
सुहसे अह सेंधवे दिट्ठे ॥

પછી સિંધના લોકોને જોયા, એ લોકો સલિત, મૃદુ, ગાંધર્વપ્રિય, સ્વદેશપરાયણ,હસમુખા અને 'ચંસેદઇણો' એમ બોલનારા હોયછે.

कवेंजडे (?) य जड्डे
बहुभोई कढिणपीणथूणंगे ।
'अप्पां तुप्पां' भणिरे
अह पेच्छइ कारुए तत्तो ॥

પછી કારુદેશના લોકોને જોયા, એ લોકો કપિંજલ (?) જડડ, બહુભોજી, કઠણ અને પુષ્ટ અંગવાળા તથા 'અપ્પાં તુપ્પાં' એમ બોલનારા હોય છે.

घयलोणियपुट्ठंगे
धम्मवरे संधिविग्गहे निउणे ।
'न उरे भल्लउं' भणिरे
अह पेच्छइ गुज्जरे अवरे ॥

પછી ગુર્જર લોકોને જોયા, એ લોકો ઘી અને માખણથી પુષ્ટ શરીરવાળા, ધર્મપરાયણ, સંધિવિગ્રહમાં નિપુણ અને 'ન ઉરે ભલ્લઉં' એમ બોલનારા હોય છે.

ण्हाओलित्तविलित्ते
कयसीमंते सोहियंगत्ते ।
'अम्हं काउं तुम्हं' भणिरे
अह पेच्छइ लाडे ॥

પછી લાટના લોકોને જોયા, એ લોકો(માથામાં) સેંથો પાડનારા, લેપન કરનારા, સુશોભિત શરીરવાળા અને 'અમ્હં કાઉં તુમ્હં' એમ બોલનારા હોય છે.

तणुसाममडहदेहे
कोवणए माणजीवणे रोद्दे ।
'भाइ य भइणी तुब्भे'
भणिरे अह मालवे दिट्ठे ॥

પછી માળવાના લોકોને જોયા, એ લોકો, કાળા અને નાના શરીરવાળા, ક્રોધી, અભિમાની, રાૈદ્ર અને 'ભાઈ ય ભઈણી તુબ્ભે' એમ બોલનારા હોય છે.

હવે ‘વર્તમાન જૈન આગમોને મહાવીરભાષિત સમજીને કોઇ એ આગમોની જ ભાષાને અર્ધમાગધી કહે અને એ ઉપરથી જ એનાં વ્યાકરણ અને કોષ બનાવે તો ન બની શકે? એ પ્રશ્નનું સમાધાન આચાર્ય હેમચંદ્રે પોતાની કૃતિદ્વારા અને ઉપર્યુક્ત ઉલ્લેખ-દ્વારા પણ કરી નાંખ્યું છે એથી આ આગમોની ભાષાને અર્ધમાગધી સમજવી કે એમ સમજી એ વિષેનાં પુસ્તકો લખવાં એ ભાષાના ઇતિહાસમાં ગોટાળો કરવા સિવાય બીજું શું હોઇ શકે?

---

उक्कडदप्पे पियमो-
हणे य रोद्दे पयंगवित्ती य।
‘अडिपांडिरमरे’ भणिरे
पेच्छइ कन्नाडए अण्णे ॥

પછી કર્ણાટકના લોકોને જોયા, એ લોકો દર્પવાળા, મોહવાળા, રૌદ્ર, ચંચળ અને ‘અડિપાંડિ રમરે’ એમ બોલનારા હોય છે.

कुप्पासपाउयंगे
मासणइ (?) पाणमयणतल्लिच्छे।
‘असि किसि मणि’ भणमाणे
अह पेच्छइ ताइए अवरे ॥

પછી તાઈ લોકોને જોયા, એ લોકો કંચુક પહેરનારા અને ‘અસિ કિસિ મણિ’ એમ બોલનારા હોય છે.

सव्वकलापब्भट्ठे
माणी पियकोवणे कढिणदेहे।
‘जल तल ले’ भणमाणे
कोसलए पुलइए अवरे ॥

પછી કોશલદેશના લોકોને જોયા, એ લોકો ‘સર્વકલાહીન, માની, કોપી અને ‘જલ તલ લે’ એમ બોલનારા હોય છે.

दढमडहसामलंगे
सहिए अह माणकलहसीले य।
‘दिन्नल्ले गहियल्ले’
उलविरे तत्थ मरहट्ठे ॥

પછી મહારાષ્ટ્રના લોકોને જોયા, એ લોકો શરીરે દઢ, કૃશ અને કાળા હોય છે તથા સ્વહિતમાં માની, કલહશીલ અને ‘દિન્નલ્લે ગહિયલ્લે’ એમ બોલનારા હોય છે.

पियमहिलासंगामे
सुंदरगोत्ते य भायणे रोद्दे।
‘अट्टि मटि’ भणंति
अयरे अंधे कुमारो पलोएइ ॥

પછી આંધ્રના લોકોને જોયા, એ લોકોને સ્ત્રી અને સંગ્રામ બન્ને પ્રિય હોય છે, એમનાં ગોત્રો સુંદર હોય છે, અને એ લોકો રૌદ્ર તથા ભયંકર અને ‘અટ્ટિ મટિ’ એમ બોલનારા હોય છે.

ઉપરના ઉલ્લેખમાં ગોલ્લ ( ગૌડ ? ) મધ્યદેશ, મગધ, અન્તર્વેદિ, કીર, ઢક્ક, સિંધ, કાર ( કારવાડ ), ગૂર્જર, લાટ, માલવ, કર્ણાટક, તાઇઅ ? કોશલ, મહારાષ્ટ્ર અને આંધ્ર એમ સોળ દેશોને વર્ણવેલા છે.

કુવલયમાલાનો આ ઉલ્લેખ અહીં એટલા માટે આપ્યો છે કે, એમાં એ દેશોની ગણના એ રીતે કરેલી છે...

આચાર્ય હેમચંદ્રના પૂર્વવર્તી અને અંગસૂત્રોના ટીકાકાર આચાર્ય અભયદેવે પણ અર્ધમાગધી નામ ધરાવતી ભાષાને પ્રાકૃતલક્ષણની બહુલતાવાળી જણાવી છે. તેમણે લખ્યુ છેકેઃ

" 'र-सोर्ल-शौ मागध्याम्' इत्यादि यत् मागधभाषालक्षणम् तेन अपरिपूर्णा प्राकृतभाषालक्षणबहुला अर्धमागधी "

( ઔપપાતિક ટીકા પૃ૦ ૭૮ સમિતિ )

અભયદેવે આગમોની ભાષા ઉપરથી નક્કી કરેલું અર્ધમાગધીનું સ્વરૂપ જોતાં તો ' અર્ધમાગધી ' નામ 'દેવાદાર' ના 'રણછોડ' ( ઋણને છોડનાર ) નામ જેવું લાગે છે. તેઓ સાફ સાફ કહે છે કે, આગમોની ભાષા પ્રાકૃતલક્ષણની બહુલતાવાળી છે અને એક લક્ષણ સિવાય માગધીનાં બીજાં ખાસ લક્ષણોને એમાં કાંઇ સ્થાન નથી, એથી જ વાંચનાર સમજી શકશે કે, વર્તમાન આગમોની ભાષાને અર્ધમાગધી કહેવી કે પ્રાકૃત કહેવી ?

'આગમો પ્રાકૃત છે' એ મત તો આજ ઘણા સમયથી ચાલ્યો આવે છે અને એ મતને હેમચંદ્ર અને અભયદેવ કરતાં ય પ્રાચીન અને પ્રામાણિક આચાર્યોએ સ્વીકારેલો છેઃ

એ સંબંધમાં આચાર્ય હરિભદ્ર જણાવે છે કે,

× "प्राकृतनिबन्धोऽपि बालादिसाधारणः" इति

આટલું લખ્યા પછી એ આચાર્યવર "उक्तं च" કહીને પોતાના ઉલ્લેખના પોષણમાં એક જૂના સંવાદને ટાંકી બતાવે છે—

" बालस्त्रीमूढमूर्खाणां नृणां चारित्रकाङ्क्षिणाम् ।
अनुग्रहार्थं तत्त्वज्ञैः सिद्धान्तः प्राकृतः[1] कृतः ॥ "

( દશવૈકાલિક ટીકા પૃ૦ ૧૧૩ બાબુ )

---

× દશવૈકાલિકની ટીકામાં જે પ્રસંગે આચાર્ય હરિભદ્રે આ ઉલ્લેખ કર્યો છે તે પ્રસંગ આ છે;

" દર્શનાચારના આઠ પ્રકાર છે, તેમાં પહેલો પ્રકાર નિઃશંકિત રહેવું તે, 'નિઃશંકિત' નું વિવરણ કરતાં કહ્યું છે કે, શંકાના બે પ્રકાર છે–સર્વશંકા અને અંશશંકા. તેમાં 'સર્વશંકા'નું સ્વરૂપ બતાવતાં જણાવ્યું છે કે,

" सर्वशङ्का तु प्राकृतनिबद्धत्वात् सर्वमेवेदं परिकल्पितं भविष्यतीति । "

અર્થાત્ 'પ્રાકૃત ભાષામાં રચેલું હોવાથી આ બધું ય બનાવટી કેમ ન હોય ?' આવી જે જિનાગમ પ્રત્યે શંકા કરવી તે સર્વશંકા. આનું સમાધાન કરતાં હરિભદ્રે ઉપર્યુક્ત ઉલ્લેખને ટાંકી બતાવ્યો છે.

૧ ઉપરના બધા ઉલ્લેખોમાં વપરાએલો 'प्राकृत' શબ્દ પ્રાકૃત ભાષાનો સૂચક છે; અનુયોગદ્વાર સૂત્રમાં 'પ્રાકૃત' શબ્દ પ્રાકૃત ભાષાના અર્થમાં વપરાએલો છે. ( પૃ. ૧૩૧ સ૦ ) વૈયાકરણ વરરુચિના સમયથી તો એ શબ્દ એ અર્થમાં વપરાતો આવ્યો છે, અને

આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે, આપણો આ મત હરિભદ્ર કરતાં ય જૂનો ઠરે છે.

જે પ્રસંગમાં હરિભદ્રે ઉપર્યુક્ત ઉલ્લેખને મૂકેલો છે તે જ પ્રસંગમાં વાદિ દેવસૂરિના ગુરુ આચાર્ય મુનિચંદ્ર પણ એ જ ઉલ્લેખને ( હરિભદ્રના ધર્મબિંદુની ટીકામાં ) મૂકે છેઃ- ધર્મબિંદુ પૃ૦ ૭૭ દ્વિતીય અધ્યાય આત્માનંદ સભાની આવૃત્તિ.

આચાર્ય મલયગિરિ પણ પ્રજ્ઞાપનાની પોતાની ટીકામાં એવા જ પ્રસંગમાં એ જ વાતને જણાવે છેઃ-પ્રજ્ઞાપનાસૂત્ર ટીકા સમિતિનું પૃ૦ ૬૦.

હેમચંદ્ર પછી થયેલા આચાર્યો દ્વારા પણ એ જ મતને ટેકો આપવામાં આવ્યો છે.

આચાર્ય પ્રભાચંદ્રે બનાવેલા અને શ્રીપ્રદ્યુમ્નસૂરિએ શોધેલા પ્રભાવકચરિતમાં ( પૃ૦ ૯૮-૯૯ ) જણાવ્યું છે કે,

" अन्यदा लोकवाक्येन जातिप्रत्ययतस्तथा ।
आबाल्यात् संस्कृताभ्यासी कर्मदोषात् प्रबाधितः ॥ १०९ ॥
सिद्धान्तं संस्कृतं कर्तुमिच्छन् संघं व्यजिज्ञपत् ।
प्राकृते केवलज्ञानिभाषितेऽपि निरादरः ॥ ११० ॥
+ + + + + +
यदि (इदं) विश्रुतमस्माभिः पूर्वेषां संप्रदायतः ।
चतुर्दशापि पूर्वाणि संस्कृतानि पुराऽभवन् ॥ ११४ ॥
प्रज्ञातिशयसाध्यानि तान्युच्छिन्नानि कालतः ।
अधुनैकादशाङ्गयस्ति सुधर्मस्वामिभाषिता ॥ ११५ ॥
बालस्त्रीमूढमूर्खादिजनानुग्रहणाय सः ।
प्राकृतां तामिहाऽकार्षीदनास्थाऽत्र कथं हि वः " ॥ ११६ ॥

અર્થાત્ " સિદ્ધસેન દિવાકર નામના સુપ્રસિદ્ધ જૈનાચાર્યે પ્રાકૃત જૈન આગમોને સંસ્કૃતમાં કરવાની ઇચ્છા કરી. " આટલું જણાવી ગ્રંથકાર પોતાના તરફથી વધુ જણાવતાં કહે છે કે, " બાલ, સ્ત્રી, મૂઢ અને મૂર્ખ વગેરેની સગવડતાને માટે પૂર્વ પુરુષોએ એ આગમોને પ્રાકૃતમાં રચ્યાં છે, તો એમાં આપણે શામાટે અનાસ્થા કરવી ? "

" यत उक्तमागमे " અર્થાત્ 'આગમમાં કહ્યું છે કે' એમ લખીને શ્રીવિજયાનંદસૂરિ પોતાના તત્ત્વનિર્ણયપ્રાસાદમાં જણાવે છે કે,

" मुत्तूण दिट्ठिवायं कालिय-उक्कालियंगसिद्धंतं ।
थीबालवायणत्थं पाययमुइयं जिणवरेहिं "॥

અને સાથે હરિભદ્રે ઉદ્ધરેલો શ્લોક પણ ટાંકે છે. ( ખરી રીતે તો આ પ્રાકૃત

---

એ પછીના આચાર્યોએ પણ એ શબ્દને એ જ અર્થમાં વાપરેલો છે. માટે કોઇએ ખરી એ શબ્દને ભરડવો નહિ.

ગાથાને હરિભદ્રની પહેલાં જ મૂકવી જોઇએ પણ મને એનું મૂળ સ્થાન ન જડવાથી એના ઉદ્ધૃત કરનારના કાળક્રમમાં એને મૂકવામાં આવી છે.)

અનુયોગદ્વારસૂત્રમાં જણાવ્યું છે કે,

"सक्कया पायया चेव भणिईओ होंति दोण्णिवा"

(પૃ૦ ૧૩૧ સમિતિ)

અર્થાત્ 'સંસ્કૃત અને પ્રાકૃત બે ભાષાઓ છે.'

આ ઉલ્લેખ ગીતની ભાષાના પ્રસંગમાં છે. આ ઉપરથી એટલું તો જરૂર તારવી શકાય કે, અનુયોગદ્વારના સમયમાં અર્ધમાગધીને પ્રાકૃતથી જુદી જ ગણવામાં આવતી હોત તો સૂત્રકાર પ્રાકૃતની સાથે જ પોતાની પ્રિય અને દેવભાષા તરીકે પ્રસિદ્ધિ પામેલી અર્ધમાગધીને પણ સૂચવવી ભૂલે ખરા?

આ પ્રમાણે એક નહિ પણ અનેક જૈનાચાર્યોએ વર્તમાન આગમોની ભાષાને સ્પષ્ટ શબ્દમાં પ્રાકૃત કહેલી છે માટે અમે પણ અહીં એ જ મતને સ્વીકારેલો છે.

આ તો જૈનાચાર્યોની જ દૃષ્ટિએ આગમોમાં આવેલી ભાષાના સંબંધમાં ચર્ચા થઇ, તદુપરાંત બીજી ત્રણ દૃષ્ટિએ પણ અર્ધમાગધી ભાષાની ચર્ચા થઇ શકે છેઃ તેમાં—

પહેલી દૃષ્ટિ ભરતના નાટ્યશાસ્ત્રની,
બીજી દૃષ્ટિ પ્રાકૃતભાષાનાં વ્યાકરણોની
અને ત્રીજી દૃષ્ટિ અશોકની ધર્મલિપિઓની.

ભરતના નાટ્યશાસ્ત્રમાં કહ્યું છે કે,

"चेटानां राजपुत्राणां श्रेष्ठिनां चार्धमागधी"

ભરતના૦ અધ્યાય ૧૭ શ્લો. ૫૦

નાટકોમાં પાત્ર તરીકે આવતા ચેટો, રાજપુત્રો અને શેઠિયાઓ અર્ધમાગધી ભાષા બોલે છે. ભરતના આ ઉલ્લેખથી આપણે નાટકોનાં તે તે પાત્રોની ભાષાદ્વારા અર્ધમાગધીના સ્વરૂપને કળી શકીશું.

નાટકોની ભાષાના નમૂના—

[ભાસનું પ્રતિજ્ઞાયૌગંધરાયણ]

भटः—को काळो अहं भट्टिदारिआए वासवदत्ताए उदए कोळ्ळिदुकामाए भद्दवदीपरिचारअं गत्तसेवअं ण पेक्खामि। भाव पुप्फदंतअ गत्तसेवअं ण पेक्खसि। किं भणासि एसो गत्तसेवओ कण्डिळ्ळमुंडिगिणीए गेहं पविसिअ सुरं पिबदि त्ति। पृ० १०२

भटः—सव्वं दाव चिट्ठदु। राअउले भद्दपीठिअं ण णिक्कमिअ कुद्दो अअं आहिण्डदि त्ति। पृ० १०६

भटः—किं णु खु एदं × होदु, इमं वुत्तत्तं अमच्चस्स णिवेदेमि। पृ० ११२

[ ભાસનું ચારુદત્ત ]

चेटः—अम्मो अय्यमेत्तेओ।
चेटः—अम्मो भट्टिदारओ। पृ० ६७
चेटः—सुहोदेसु पादेसु भूमीए पळोट्टिदव्वं। पृ० ६८

[ ભાસનું સ્વપ્નવાસવદત્ત ]

भटौ—उस्सरह उस्सरह अय्या उस्सरह। पृ० ८
चेटी—एदु एदु भट्टिदारआ इदं अस्समपदं पविसदु। पृ० १५
चेटी—अत्थि राआ पज्जोदो णाम उज्जइणीए सो दारअस्स कारणादो दूदसंपादं करेदि। पृ० १७

[ શૂદ્રકનું મૃચ્છકટિક ]

चेटः—अज्जुए चिस्ट, चिस्ट।
उत्ताशिता गच्छशि अंतिका मे
शंपुण्णपुच्छा विअ गिम्हमोरी।
ओवग्गदी शामिअ भस्टके मे।
वणे गडे कुक्कुरशावके व॥ पृ० २७

चेटः—लामेहि अ लाअवल्लहं तो खाहीशि मच्छमंशकं।
एदेहिं मच्छमंशकेहिं शुणआ मडअं ण शेवंदि॥ पृ० ३१

આ બધી ભાષા ચેટોની છે.

રાજપુત્રની ભાષા આ પ્રમાણે છે:

[ કાલિદાસનું શાકુંતલ ]

बालः—जिंभ जिंभ दंदाणि ते गणइस्सं। पृ० २९५
बालः—वळिअं भीदम्हि पृ० २९६
बालः— इमिणा एव दाव कीळिस्सं पृ० २९८

હવે શ્રેષ્ઠિઓની ભાષાનો નમુનો.

[ શૂદ્રકનું મૃચ્છકટિક ]

चन्दनदासः—जेदु अज्जो।
चन्दनदासः—किं ण जाणादि अज्जो जह अणुचिदो उवआरो परिह्वादो वि महंतं दुःखं उप्पादेदि। ता इह य्येव उचिदाए भूमीए उवविसामि।

चन्दनदासः—अह इं अज्जस्स प्पसाएण अखण्डिदा वणिज्जा। पृ० १४
चन्दनदासः—आणवेदु अज्जो किं केत्तिअं इमादो जणादो इच्छीअदि त्ति।
चन्दनदासः—अज्ज अलिअं एदं केणवि अणज्जेण अज्जस्स णिवेदिदं। पृ० १५
चन्दनदासः—फलेण संवादिदं सोहदि दे विकत्थिदं। पृ० १७.

નાટયશાસ્ત્રકાર ભરતના ઉલ્લેખમાં પ્રમાણે ચેટ, રાજપુત્ર અને શેઠની ભાષાને અર્ધમાગધી કહેવામાં આવે છે. એના નમુના ઉપર આપવામાં આવ્યા છે. ઉપરના નમુનાની ભાષા સાથે આપણે આગમોની ભાષાને સરખાવીએ તો કેવળ સાંભળવા માત્રથી જ શું નથી જણાતું કે એ નાટકોનાં પાત્રોની ભાષામાં અને આગમોની ભાષામાં ઘણો તફાવત છે?

હવે આપણે જોઇએ કે પ્રાકૃત વ્યાકરણોની દષ્ટિએ આગમોની ભાષાને અર્ધમાગધીનું નામ આપી શકાય કે કેમ?

પ્રાકૃત વ્યાકરણો તો ઘણાં છે, એ બધાં પ્રાકૃત વ્યાકરણોમાં વરરુચિનો પ્રાકૃતપ્રકાશ વધારે પ્રાચીન છે. એમાં 'માગધી'ની પ્રકૃતિ તરીકે શૌરસેનીને કહી છે અને શૌરસેની કરતાં જે વિશેષતા છે તે આ પ્રમાણે બતાવી છે:—

૧ માગધીમાં 'ષ' અને 'સ' ને બદલે 'શ' બોલવો.
૨ „ 'જ' ને બદલે પ્રાયઃ 'ય' બોલવો.
૩ „ ચવર્ગના કોઈ અક્ષરનો લોપ ન કરતાં જેમ હોય તેમ જ બોલવું.
૪ „ 'ર્ય' અને 'દ્ય' નો 'ય્ય' બોલવો.
૫ „ 'ક્ષ' ને બદલે 'સ્ક' બોલવો.
૬ „ અકારાંત શબ્દના પ્રથમાના એક વચનમાં 'ઇ' અને 'એ' પ્રત્યય વાપરવો.
૭ „ અકારાન્ત ભૂતકૃદંતના પ્રથમાના એકવચનમાં ઉપરના બે પ્રત્યયો ઉપરાંત 'ઉ' પ્રત્યય પણ વાપરવો.
૮ „ ષષ્ઠીના એકવચનમાં 'હ' પ્રત્યય વાપરવો.
૯ „ સંબોધનના એકવચનમાં અન્ત્ય 'અ' નો 'આં' કરવો.
૧૦ „ 'स्था'ને બદલે પ્રાકૃતમાં વપરાતા 'चिट्ठ' ના સ્થાનમાં चिष्ठ ધાતુ વાપરવો.
૧૧ „ 'कृत' ને બદલે 'कड' 'मृत' ને બદલે 'मड' અને 'गत' ને બદલે 'गड' રૂપો વાપરવાં.
૧૨ „ સંબંધક ભૂતકૃદંતને સૂચવવા 'त्वा' પ્રત્યયને બદલે 'दाणि' પ્રત્યય વાપરવો.
૧૩ „ 'हृदय' ને બદલે 'हडक', 'अहं' ને બદલે 'हके' 'हगे' 'अहके' અને 'शृगाल' ને બદલે 'शिआल' તથા 'शिआलक' શબ્દો વાપરવા.[1]

૧ માગધીને લગતું સ્વરૂપ અને ઉદાહરણો માટે જુઓ પ્રાકૃતપ્રકાશ પૃ૦ ૧૨૮ થી ૧૩૧ તથા ૧૩૨ થી ૧૩૭ અથવા ૧૧ મો પરિચ્છેદ અને બારમો પરિચ્છેદ.

વરરુચિએ બતાવેલું માગધીનું સ્વરૂપ ઉપર પ્રમાણે છે, આ સિવાય શૌરસેનીના જે નિયમો વરરુચિએ આપેલા છે તેમાંના નિરપવાદ નિયમો માગધીમાં પણ ઉમેરી લેવાના છે. આગમોની[1] ભાષાને જોતાં તેમાં ફક્ત વરરુચિએ બતાવેલી ૬ ટ્ઠી વિશેષતાનો ય અમુક અંશ ( 'એ ' ની વપરાશ ) જોવામાં આવે છે, તો માગધીના એક જ અંશની વપરાશને લીધે આગમોની ભાષા અર્ધમાગધી કહેવાય ખરી ?

## અશોકની ધર્મલિપિઓ

'વર્તમાન આગમોની ભાષામાં માગધી ભાષાનું સ્વરૂપ કેટલે અંશે દેખાય છે' એ પ્રશ્નની પરીક્ષા કરતાં આપણે ભાસ વગેરેનાં નાટકો જોયાં, પ્રાચીન વૈયાકરણ વરરુચિને તપાસ્યો, હવે અશોકની ધર્મલિપિની ભાષાને પણ આપણે જોઈ જઈએ. 'એ લિપિની ભાષાને કઈ ભાષા કહેવી' એ પ્રશ્ન હજી વિવાદગ્રસ્ત છે. તોપણ એને 'પ્રાચીન માગધી' કહેવામાં કાંઈ દોષ જણાતો નથી. બૌદ્ધોના ત્રિપિટકની ભાષા એ લિપિઓની સાથે સરખામણીમાં આવી શકે એવી છે. ત્રિપિટકમાં પણ માગધી ભાષાનો ઉપયોગ થયાનું જણાવેલું છે.[2]

અશોકની ધર્મલિપિઓમાં વપરાયેલી ભાષાનું બંધારણ તપાસતાં આ નીચે જણાવેલા મુખ્ય નિયમો ઉપજી શકે છે.

૧ અદ્વિર્ભાવ (વર્ણનું નહિ બેવડાવું )

'સંયુક્ત અક્ષર અનાદિમાં હોય અને એ સંયુક્ત અક્ષરમાંનો એક અક્ષર લોપાય ત્યારે જે શેષ અક્ષર હોય છે તે બેવડાય છે અથવા સંયુક્ત અક્ષરની પહેલાંનો હ્રસ્વ સ્વર દીર્ઘ થાય છે.' પ્રાકૃત ભાષાઓનો આ એક સાધારણ નિયમ છે.

અશોકની ધર્મલિપિઓની ભાષામાં એ નિયમ ક્વચિત્ જ સચવાયેલો જોવાય છે. પણ જૈન આગમોની ભાષામાં પ્રાકૃતનો એ નિયમ બરાબર સચવાયેલો છે.

લિપિઓની ભાષામાં વપરાયેલાં એવાં દ્વિર્ભાવ વિનાનાં અને દીર્ઘસ્વર વિનાનાં રૂપો[3] આ પ્રમાણે છેઃ

| લિપિઓની ભાષા | આગમ ભાષા | સંસ્કૃત |
|---|---|---|
| अप | अप्प | अल्प |
| कप | कप्प | कल्प |

૧. આગમોની ભાષાનાં ઉદાહરણો માટે જુઓ, 'જૈન આગમ સાહિત્યની મૂળ ભાષા કઈ' એ લેખ (જૈન સાહિત્ય સંશોધક પુ૦ ૧ અં૦ ૧ પૃ૦ ૩૧ થી ૩૭)

૨ " सा मागधी मूलभासा नरा यायाऽऽदिकप्पिका ।
ब्रह्मुनो चस्सुतालापा संबुद्धा चाऽपि भासरे " ॥

૩ આમાં અશોકની ધમ્મલિપિમાંથી જે રૂપો આપ્યાં છે તે ઉદાહરણ રૂપે છે; એને મળતાં બીજાં અનેક રૂપો છે. પણ બધાં અહીં વિસ્તારભયથી આપ્યાં નથી. બીજી એ એકવાત લક્ષ્યમાં રાખવાની જરૂર છે કે અશોકના લેખો હિન્દુસ્થાનના ભિન્ન ભિન્ન પ્રાન્તોમાં છે. તેથી અહીં આપેલાં રૂપોના પ્રાન્તીય પાઠભેદ પણ કેટલેક ઠેકાણે છે; જો કે મેં બને ત્યાંસુધી સર્વસાધારણ રૂપો લેવાનો પ્રયત્ન કર્યો છે.

| લિ૦ | આ૦ | સં૦ |
|---|---|---|
| पशु<br>पसु | पसु | पशु |
| शत<br>सत | सय | शत |
| दोस<br>दोप | दोस | दोप |
| ओपढिनि<br>ओसधानि | ओसहाणि | औपधानि |
| सार<br>शाल | सार | सार |
| पंचसु<br>पंचपु | पंचसु | पञ्चसु |

૫ વિજાતીય સંયુક્ત વ્યંજનનો ઉપયોગ

અશોકની ધર્મલિપિઓમાં વિજાતીય સંયુક્ત વ્યંજનોની વૈકલ્પિક વપરાશ ઘણી છે; ત્યારે જૈન આગમોની ભાષામાં પ્રાકૃત ભાષાના બંધારણ પ્રમાણે એ વપરાશ જ નથી.

| લિ૦ | આ૦ | સં૦ |
|---|---|---|
| प्राण<br>पान | पाण | प्राण |
| दिव्यानि<br>दिवियानि | दिव्वाइं | दिव्यानि |
| सेठे<br>सेस्टे | सेट्ठे | श्रेष्ठः |
| अस्ति<br>अत्थि | अत्थि | अस्ति |
| सहस्रानि<br>सहस्रानि | सहस्साइं | सहस्राणि |
| पुत्र<br>पुत | पुत्त | पुत्र |
| मित्र<br>मित | मित्त | मित्र |
| नास्ति<br>नत्थि | नत्थि | नास्ति |
| समण<br>श्रमण | समण | श्रमण |

ઇત્યાદિ

૬ 'ખ' 'થ' 'ધ' 'ભ' નો 'હ'

અશોકની ધર્મલિપિઓમાં 'ખ', 'થ', 'ધ' અને 'ભ' કાયમ રહે છે ત્યારે જૈન આગમની ભાષામાં પ્રાકૃતની પદ્ધતિ પ્રમાણે એ ચારેને સ્થાને 'હ' થએલો છે.

| લિ૦ | આ૦ | સં૦ |
| --- | --- | --- |
| लिखित | लिहिय | लिखित |
| सुख | सुह | सुख |
| यथा | जहा | यथा |
| तथा | तहा | तथा |
| साधु | साहु | साधु |
| बहुविध | बहुविह | बहुविध |
| वध | वह | वध |
| आलभितु | आलहउ | आलभताम् |

ઇત્યાદિ

૭ 'ન' નો 'ણ'

અશોકની ધર્મલિપિઓમાં 'ન' નો 'ણ' નથી વપરાયેલો જ્યારે જૈન આગમોની ભાષામાં પ્રાકૃતના નિયમ પ્રમાણે 'ન' ના 'ણ' નો પ્રયોગ થએલો છે.

| લિ૦ | આ૦ | સં૦ |
| --- | --- | --- |
| देवानं | देवाणं | देवानाम् |
| पियेन | पियेण | प्रियेण |
| अनुदिवसं | अणुदिवसं | अनुदिवसम् |
| बहूनि | बहूणि | बहूनि |
| दानं | दाणं | दानम् |
| महानससि | महाणसंसि | महानसे |

૮ 'ણ' નો 'ન'

અશોકની ધર્મલિપિઓમાં 'ણ' ને સ્થાને 'ન' પણ વપરાયેલો છે જ્યારે આગમોની ભાષામાં તેમ નથી જણાતું.

| લિ૦ | આ૦ | સં૦ |
| --- | --- | --- |
| गननसि<br>गणनसि | गणने | गणने |

૯ 'ત' નો 'ટ'

અશોકની ધર્મલિપિઓમાં એકલા 'ત' નો કે સંયુક્ત 'ત' નો 'ટ' થએલો છે જ્યારે જૈન આગમોની ભાષામાં એ જ સ્થળે પ્રાકૃતની પ્રક્રિયા પ્રમાણે એકલા 'ત' નો 'ડ' થએલા છે અને સંયુક્ત 'ત' નો 'ત્ત' થએલો છે.

| લિ૦ | આ૦ | સં૦ |
| --- | --- | --- |
| पटिवेदना | पडिविअणा | प्रतिवेदना |
| पटिपाति | पडिवत्ति | प्रतिपत्ति |
| कट | कड<br>कय | कृत |
| मट | मड<br>मय | मृत |

| | | |
|---|---|---|
| कटय<br>कटविय | कायव्व | कर्तव्य |
| किति<br>किटी | कित्ति | कीर्ति |

૧૦ 'प' ના 'व'

અશોકની ધર્મલિપિઓમાં 'प' ના 'व' નથી થએલો પણ જૈન આગમોની ભાષામાં પ્રાકૃતની પેઠે 'प' ના 'व' થએલો છે.

| લિ૦ | આ૦ | સં૦ |
|---|---|---|
| लिपि | लिवि | लिपि |
| कूपा | कूवा | कूपाः |
| पापं | पावं | पापं |
| પ્રેરક પ્રક્રિયાના પ્રત્યયો— आप<br>आपे | आव<br>आवे | |
| सामीपम् | सामीवम् | समीपम् |

૧૧ 'द्य' ના 'य'

અશોકની ધર્મલિપિઓમાં 'द्य' ના 'य' થએલો છે જ્યારે જૈન આગમોની ભાષામાં પ્રાકૃતની પદ્ધતિ પ્રમાણે 'द्य' ના 'ज्ज' કરવામાં આવેલો છે.

| લિ૦ | આ૦ | સં૦ |
|---|---|---|
| उयान | उज्जाण | उद्यान |
| उयाम | उज्जम | उद्यम |

૧૨. 'ञ' ના ઉપયોગ

અશોકની ધર્મલિપિઓમાં 'न्य' 'ण्य' 'ज्ञ' ને સ્થાને 'ञ'ના પણ ઉપયોગ થએલો છે જ્યારે જૈન આગમોની ભાષામાં એ ત્રણેને સ્થાને પ્રાકૃતની પ્રમાણે 'ज' 'ण'ને 'ण्ण' ના જ વ્યવહાર થએલો છે.

| | | |
|---|---|---|
| हञन्ति | हणन्ति<br>हन्नंति | घ्नन्ति |
| मञति<br>मनति | मन्नइ | मन्यते |
| अञ<br>अन | अण्ण<br>अन्न | अन्य |
| हिरञ | हिरण्ण | हिरण्य |
| पुञ<br>पुन | पुन्न<br>पुण्ण | पुण्य |
| ञाति<br>नाति | नाइ | ज्ञाति |
| रञ | रण्णो | राज्ञः |

૧૩ 'ति' અને 'तु'

અશોકની ધર્મલિપિઓનાં ક્રિયાપદોમાં 'ति' અને 'तु' પ્રત્યયો વપરાયેલા છે; જ્યારે આગમોની ભાષામાં પ્રાકૃતની શૈલી પ્રમાણે 'इ' અને 'उ' પ્રત્યયો વપરાયેલા છે.

| લિ૦ | આ૦ | સં૦ |
|---|---|---|
| भोतु, होतु | होउ | भवतु |
| होति, भोति | होइ | भवति |
| फलेति | करेइ | करोति |

૧૪ 'त्य' નો 'च'

અશોકની ધર્મલિપિઓમાં 'त्य' નો 'च' વૈકલ્પિક રીતે વપરાયેલો છે ત્યારે આગમોની ભાષામાં પ્રાકૃતના ધોરણ પ્રમાણે 'त्य' નો 'च' જ કરવામાં આવેલો છે.

| લિ૦ | આ૦ | સં૦ |
|---|---|---|
| सातिय, सतिय | सच्च | सत्य |
| आचायिक, अतियायिक | अच्चइअ | आत्ययिक |
| निच | निच्च | नित्य |
| चज, तिज | चय | त्यज |

૧૫ નામને લાગતા પ્રત્યયો

| | લિ૦ | આ૦ |
|---|---|---|
| પ્રથમાના એકવચનનો પ્રત્યય | ए, ओ | ए, ओ |
| ચતુર્થીના એકવચનનો પ્રત્યય | य, ये | ए |
| સ્ત્રીલિંગી નામને લાગતા તૃતીયાથી સપ્તમી સુધીના પ્રત્યયો | य, या, ये | ए |

૧૬ 'राजन्' નાં રૂપો

અશોકની ધર્મલિપિઓમાં 'રાજન્ શબ્દના જે જાતનાં રૂપો મળે છે તેમાંનું એક રૂપ પણ આગમોની ભાષામાં મળતું નથી. જે મળે છે તે બધાં પ્રાકૃતના ધોરણે સધાયેલાં છે.

| લિ૦ | આ૦ | સં૦ |
|---|---|---|
| लाजा | राया | राजा |
| लाजानो, राजानो | रायाणो | राजानः |
| लाजिना, राजा | रण्णा | राज्ञा |

| | | |
|---|---|---|
| लाजिने / लाजाने | रण्णो | राञ्ञे |
| राञो / रञो | | राज्ञः |

આ ઉપરાંત—

એ ધર્મલિપિઓમાં અનાદિ 'ट' નો 'ट' જ રહેલો છે જેમકે; (घटिते), ત્યારે જૈન આગમોની ભાષામાં પ્રાકૃત પ્રમાણે 'ट' ને બદલે 'ड' થએલો છે (घडिए).

એ ધર્મલિપિઓમાં 'अहं ને બદલે 'हकं' રૂપ પણુ વપરાએલું છે; ત્યારે આગમોની ભાષામાં ક્યાંય એ રૂપનો ઉપયોગ જ નથી થએલો.

આ રીતે અશોકની ધર્મલિપિઓની પ્રાચીન માગધીનું સ્વરૂપ પણુ વર્તમાન આગમોની ભાષામાં એને અર્ધમાગધી કહેવડાવવા પૂરતું ય ઘટી શકતું નથી, એ હકીકત ઉપર જણુવેલા ઉદાહરણોથી જ જાણી શકાય એમ છે.

એ આગમોની છેલ્લી સંકલના થયા પહેલાં એમાં, જેવી ભાષા અત્યારે છે તેવી નહિ હોય એ હકીકત તો આગમોમાં રહેલાં કેટલાંક જૂના રૂપો ઉપરથી જ જાણી શકાય એવી છે.

આગમોની રચનાસમયની ભાષાના અને દેવર્ધિગણિની સંકલનાસમયની ભાષાના અંતરને સમજવા માટે ગૂજરાતી ભાષાનું નીચેનું ઉદાહરણ બસ છે.

| સં. ૧૭૩૯ ની ભાષા | સં. ૧૯૪૪ ની ભાષા. |
|---|---|
| "સમવસરણનું હુઉંરે મંડાણ, | સમવસરણનો હુઓરે મંડાણ |
| માણિક હેમ રજત સુપ્રમાણ । | માણિક હેમ રજત સુપ્રમાણ । |
| સિંહાસની બઇઠા જિનવીર | સિંહાસન બેઠા જિનવીર |
| દિઈ દેશના અરથ ગંભીર ॥ | દીએ દેશના અર્થ ગંભીર ॥ |
| વિદ્યુનમાલી સુર તિહાં આવઇ, | વિદ્યુન્માલી સુર તીહાં આવે, |
| જિન વાંદી આનંદ બહુ પાવઇ । | જિન વંદી આનંદ બહુ પાવે । |
| ચરમ કેવલી કુણ પ્રભુ થાસ્યઇ, | ચરમ કેવલી કુણ પ્રભુ થાશે |
| શ્રેણિક પૂછઇ મન ઉલ્લાસઇ ॥ | શ્રેણિક પૂછે મન ઉલ્લાસે ॥ |
| પ્રભુ કહઇ સુણી શ્રેણિક નૃપચંદ | પ્રભુ કહે સુણ શ્રેણિક નૃપચંદ, |
| બ્રહ્મલોક સામાનિક ઇંદ । | બ્રહ્મલોક સામાનિક ઇંદ । |
| ચઉદેવીસુત વિદ્યુનમાલી, | ચઉદેવીસુત વિદ્યુન્માલી |
| સાતમઇ દિનિ એ ચવી શુભશાલી | સાતમે દિને એ ચવી શુભશાલી ॥ |
| ઋષભદત્તસુત તુજ પુર ઠામઇ, | ઋષભદત્તસુત તુજ પુર ઠામે ॥" |
| ચરમકેવલી જંબૂ નામઇ, | ચરમ કેવલી જંબૂ નામે । |
| હોસ્યઇ તે સુણિ દેવ અનાઢી | હોસ્યે તે સુણી દેવ અનાઢી |
| હરખઇ પરખઇ નિજકુલ આઢી[1] ॥ | હરખે પરખી નિજકુલ આઢી" |
| યશોવિજયજીએ રચેલી અને તેમની હ૰ સ્તલિખિત પ્રતિમાંથી ઉતારો. | ય૦ વિ૦ કૃત અને જંબુસ્વામી રાસની ચોપડીમાંથી ઉતારો |

૧ જુઓ છઠ્ઠી ગુજરાતી સા૦ પ૦ ના રિ૦ પૃ૦ ૫૨ (મુનિ કલ્યાણુવિજયજીનો, નિબંધ)

ઉપર આપેલાં પદ્યો એક જ કર્તાનાં છે, છતાં એમાં કાળભેદને લીધે કેવો ફેરફાર થએલો છે એ જાડા અક્ષરોમાં મૂકેલાં રૂપો ઉપરથી જણાઈ આવે છે.

જો કે ૨૦ મા સૈકાની અસરથી રૂપાંતર પામેલાં એ પદ્યોમાં ૧૮મા સૈકાના કવિની ભાષાનાં કેટલાંએ રૂપો જળવાઈ રહ્યાં છે તો પણ રૂપાંતર પામેલા એ પદ્યોની ભાષાને કાંઈ ૧૮ મા સૈકાની નહિ કહેવાય તેમ ૧૮ મા સૈકાની ભાષાથી મિશ્રિત પણ નહિ કહેવાય. તેજ રીતે વીરના ૧૦૦૦ મા સૈકામાં રૂપાંતરને પામેલાં એ આગમોમાં ભગવાન મહાવીરના સમયે રચાએલાં આગમોની ભાષાનાં કેટલાંએ રૂપો જળવાઈ રહ્યાં હોય તો પણ એ વીરના ૧૦૦૦ મા સૈકામાં રૂપાંતરને પામેલાં આગમોની ભાષાને કાંઈ વીરના સમયની ભાષા નહિ કહેવાય, તેમ વીરના સમયની ભાષાથી મિશ્રિત પણ નહિ કહેવાય.

તાત્પર્ય એ છે કે, ભાસ વગેરે પ્રાચીન કવિઓની, વરરુચિની અને છેવટ અશોકની ધર્મલિપિઓની માગધી ભાષાનું થોડું ઘણું પણ સ્વરૂપ વર્તમાન આગમોમાં રહેલું હોય તેમ જણાતું નથી; તો પછી આગમોની ભાષાને 'અર્ધમાગધી' નામ કઈ રીતે અપાય ?

અત્યાર સુધીનો આપણે 'અર્ધમાગધી' ના સંબંધમાં પુરાતન ગ્રંથ, લેખ અને વ્યાકરણને આધારે વિચાર કર્યો, પણ હવે એ સંબંધમાં આધુનિક ગ્રંથકારોનો અભિપ્રાય પણ જોઈએ:

માર્કંડેય અને ક્રમદીશ્વર સિવાય બીજા કોઈ આધુનિક વૈયાકરણે અર્ધમાગધીના સ્વરૂપને લગતો કાંઈ ઉલ્લેખ કર્યો જણાતો નથી.

માર્કંડેય કહે છે કે:—

" शौरसेन्या अदूरत्वाद् इयमेवार्धमागधी ॥

પ્રાકૃતસર્વસ્વ પૃ. ૧૦૩

આમ લખીને એ જ ગ્રંથકાર અર્ધમાગધીના ઉદાહરણ તરીકે આ વાક્ય આપે છે—

" अय्ज वि णो शामिणीए हिलिम्बादेवीए पुश्तघडुक्कशोए ण उवशमदि."

(वेणीसंहार तृतीय अंक)

અને સાથે—

" राक्षसी–श्रेष्टि–चेटाऽनुकम्यादेरर्धमागधी "

એ ભરતનું વાક્ય પણ ટાંકી બતાવે છે.

ક્રમદીશ્વર પોતાના સંક્ષિપ્તસાર પ્રાકૃતપાદમાં જણાવે છે કે,

" महाराष्ट्रीमिश्राऽर्धमागधी " ५–९८

આ ઉલ્લેખની વ્યાખ્યા કરતાં આચાર્ય વિધુશેખર ભટ્ટાચાર્ય આ પ્રમાણે જણાવે છે—

" अर्धमागधी शब्द टि द्वाराई जानिते पारा याईते छे ये, ए भाषार शब्द-प्रभृतिर अर्ध अंश ठीक मागधी अर्थात् प्राकृतमागधी। तबे ताहार अपर अपर अर्धअंश कि ? क्रमदीश्वर वलियाछेन ताहा महाराष्ट्री–प्राकृतमागधी महाराष्ट्री सहित मिश्रित हईया अर्धमागधी नाम धारण करे। ताहार उदाहरण—

लमशवसनमिलशुलशिलविश्रलिदसंदाललाजिदंहिशुगे ।
वीलजिने पक्खालदु मम शयलमवज्जजंबालं ॥”

પાલિપ્રકાશની પ્રસ્તાવના પૃ. ૧૬-૧૭

ઉપર્યુક્ત બંને વૈયાકરણોએ જણાવેલું અર્ધમાગધીનું સ્વરૂપ આગમોની ભાષામાં ઘટી શકે ખરું ? આ પ્રશ્નનો ઉત્તર આચાર્ય વિધુશેખરજીએ જણાવેલી ઉપર્યુક્ત ગાથા ૪ આપે છે.

આ ઉપરથી વાચકો જાણી શક્યા હશે કે, વૈયાકરણોએ અર્ધમાગધીનું જે લક્ષણ નક્કી કર્યું છે તે આગમોની ભાષામાં ઘટતું નથી ?



# પ્રો. ક્રીશ્ચીઅન લાસેનનો પ્રાચીન હિંદના વાણિજયનો ઇતિહાસ

## જર્મન ઉપરથી પ્રો. કે. પી. જયસ્વાલ તથા પ્રો. બેનરજીના અંગ્રેજી ઉપરથી ગૂજરાતીમાં અનુવાદક

[ અ. શ્યામલાલ હ. ભગવતી ]

( પુરાતત્ત્વ પૃ૪ ૧૭૨ થી ચાલુ )

### વેપારની વસ્તુઓ

આ ઉપોદ્‌ઘાત પછી હવે હું ઇ. સ. પૂર્વે ૫૭ ની સાલથી ઇ. સ. ૩૧૯ સુધીના સમયમાં હિન્દમાંથી જે વસ્તુઓની નિકાશ તથા આયાત કરવામાં આવતી હતી તે બતાવીશ. હિન્દની અંદરના જુદા જુદા ભાગોના એક બીજા સાથેના વેપાર માટે આપણી પાસે જુજ માહિતી છે, અને તે અત્રે આપવી નકામી છે. કારણ કે તે ઘણી અસંતોષકારક હોવાથી અહિંયાં ફક્ત સામાન્ય સૂચના જ કરવી ઉચિત છે. હિન્દના મુલકી વેપારમાં ભાગ્યે જ ફેરફાર થતા, કારણ તે વેપાર જુદા જુદા ભાગોની કુદરતી સંપત્તિ ઉપર આધાર રાખતો હોય છે. ફેરફાર તો ફક્ત કારીગરીની વસ્તુઓમાં જ સંભવિત છે અને તેનો આધાર પ્રજાની શાંતિ અથવા અશાંતિ ઉપર છે. લઢાઇને લીધે અશાંતિ હોય તો પ્રજા ધંધા ઉપર મન રાખી ન શકે અને સુલેહશાંતિના સમયમાં કારીગર વર્ગ પોતાના ઉદ્યોગ ઉપર પૂરતું ધ્યાન આપી શકે. પરંતુ આવા બનાવો વિષે માહિતી મળી શકતી નથી.

હિન્દમાંથી નિકાશ કરવામાં આવતી વસ્તુઓના જ્ઞાન માટે પ્લીનીના સૃષ્ટિશાસ્ત્રનો ઇતિહાસ ઘણો જ કિંમતી છે. કારણ તે રોમન રાજ્યના પાટનગર માટે લેવામાં આવતી હિન્દની વસ્તુઓના નિવેદન ઉપરાંત, તેમની કેટલીક વસ્તુઓના સવિસ્તર સૂક્ષ્મ વર્ણન આપે છે. અને રોમન સ્ત્રીઓ તથા પુરુષો જે તે સમયે વિલાસી થઇ ગયા હતા, અને હિન્દમાંથી આવતી વસ્તુઓને બહુ જ કિંમતી સમજતા હતા તેઓ તે વસ્તુઓનો શો ઉપયોગ કરતા હતા, તે પણ બતાવે છે. કેટલાક દાખલાઓમાં તો તે હિન્દની વસ્તુઓની કેટલી બધી ઉંચી કિંમતો હતી તે પણ બતાને છે. પરંતુ બીજી બાજુ પાશ્ચાત્ય દેશોમાંથી હિન્દમાં આયાત કરવામાં આવતા માલ વિષે ભાગ્યે જ નિર્દેશ કરે છે. આ ખોટ, એલેક્ઝાન્ડ્રીયન વેપારીનું ન્હાનું પુસ્તક, જેનો પ્લીનીએ પણ ઉપયોગ કર્યો હતો, તે પૂરી પાડે છે, અને તે ઉપરાંત પ્લીનીએ આપેલી હિન્દમાંથી નિકાશ થતી વસ્તુઓની માહિતી સંપૂર્ણ બતાવે છે. વળી આ નાના પુસ્તકમાંથી જ હિન્દની વસ્તુઓની રોમન રાજ્યના જુદાં જુદાં ભાગોમાં વહેંચણી તથા કેટલાક દાખલાઓમાં તે વસ્તુઓ હિન્દના કયા ભાગમાંથી આવતી તેનું જ્ઞાન મળે છે. આ નનામી લેખકના અહેવાલો રોમન રાજા મારકસ ઓરેલીઅસ

એન્ટોનીઅસ તથા ટાઇટસ કોમેડસ એન્ટોનીઅસના બહાર પાડેલા ઇ. સ. ૧૭૬ થી ૧૮૦ ના સમય સુધીના ફરમાનો ઉપરથી સાબીત થાય છે. તે ફરમાનમાં જાહેર કરવામાં આવ્યું હતું કે જો જકાત ખાતાના અધિકારીઓ વહેપારીને, માલ માર્ગમાં હોય તે વખતે તેને આપવાના જકાતના પૈસાની ખબર ન આપે, તો તે માટે તેઓનો વાંક નહિ ગણાય. પરંતુ જો વહેપારીએ તેના માલની માહિતી પહેલેથી આપી હોય તો તેને છેતરવો નહિ. બીજા પેરેગ્રાફમાં કઇ કઇ વસ્તુઓ ઉપર જકાત નાખવામાં આવતી હતી, અને તે ક્યાંથી આવતી હતી તેનું પત્રક આપવામાં આવ્યું હતું. આમાંથી ઘણીખરી વસ્તુઓ હિન્દની હોવાથી અને તે સિવાય ફક્ત એરેબીઆના ગોમેદ (onyxes) અને પાર્થીઆના તથા બેબીલોનીઆના ચામડાઓનું વર્ણન હોવાથી, આ ફરમાન એલેકઝેન્ડ્રીઆના બંદરને માટે જ હોવું જોઇએ—જે તે સમયે હિન્દના વેપારનું મુખ્ય મથક હતું અને બેબીલોન સાથે વેપારી માર્ગથી જોડાયેલું હતું.[1] આ વિષય ઉપરની પુરાણા ગ્રંથોમાંની બીજી માહિતી નજીવી તથા અસંબદ્ધ હોવાથી અત્રે આપતો નથી, અને આગળ ઉપર જરૂર પડયે તે તરફ નજર કરીશું.

નીચેના અવલોકનમાં હું વહેપારની વસ્તુઓને તેમના મથક પ્રમાણે દર્શાવવા કરતાં વધુ સ્પષ્ટતાને ખાતર લૌકિક પદાર્થની ત્રણ કોટીઓમાં તેમને વહેંચી નાખીશ અને પછી આખરે જે બંદરોથી તેમની આયાત અથવા નિકાશ કરવામાં આવતી હતી તે બતાવીશ.[2]

તદ્દન સાદી વસ્તુઓથી શરૂઆત કરીએ તો, આરસની ઉપર કામ કરતા રોમના કારીગરો આરસને ચકચકાટ કરવા માટે હિન્દની રેતીને બાળીને તેનો ઉપયોગ કરતા.[3] નદીના વાંસને ચોંટેલા ચીકણા પદાર્થમાંથી પહેલાં નહિ જાણેલો એવો જાંબુડો રંગ બનતો હતો.[4] આ પદાર્થને ઘસવાથી કાળો રંગ બનતો પરંતુ તેને પાણીમાં મેળવવાથી ઘણો સુંદર જાંબુડો રંગ થતો હતો. હિન્દના સ્ફટિક બીજા દેશોના કરતાં ઉત્તમ હોઇ ખાસ પસંદ કરવામાં આવતા.[5] ધાતુઓમાં રોમન રાજ્યના માણસો, ફક્ત એકંજ ધાતુ ખરી-

---

૧. આ ફરમાનની અંદર વર્ણવેલાં માલની સમજુતી Salmasii Exercitationes Pliminand નામના પુસ્તકમાં આવેલ છે, જેની ૧૮૬૩ ની આવૃત્તિમાંથી હું અવતરણ કરીશ. તથા વીન્સન્ટના પુસ્તકના બીજા ભાગમાં આપેલ છે. પા. ૩૮૬.

૨. હું ફરમાનો આપેલી વસ્તુઓને Dની સંજ્ઞા આપીશ અને પેરીપ્લસમાં આપેલી વસ્તુઓને Pની સંજ્ઞા આપીશ, અને પ્લીનીએ વર્ણવેલા માલને હું તેના પુસ્તકમાં આપેલા ભાગોના ક્રમ ઉપરથી સમજાવીશ. આને લગતા ભાગો જે પેરીપ્લસમાંથી વધેલા છે તે પા. ૫, ૯, ૨૨, ૨૪, ૨૮, ૨૯, ૩૨ અને ૩૭ ની આધારે છે.

૩. પ્લીનીઅસ પ્રકરણ ૩૬ ભાગ ૯, ૨.

૪. પ્લીનીઅસ પ્ર. ૩૫ ભાગ ૩૭, ૨૭, ૧, અને ૨. રાક્ષસો અને હાથીઓના લોહી તથા પરૂમાંથી આ રંગ બનતો હતો એમ કહેવું ભુલ ભરેલું છે. આ રંગને ભૂલથી "રાક્ષસોનું લોહી" નામના રંગની સાથે સરખાવવામાં આવે છે.

૫. પ્લીનીઅસ પ્ર. ૩૭. ભાગ ૯, ૧.

હતા અને તે હિન્દનું લોઢું હતું, જે તેની ઉત્તમતા માટે પરદેશીઓને ઘણું પ્રિય હતું.[૧] પરંતુ કિંમતી પત્થરો જે હિન્દમાં બહુ જ હતા તેની બાબત તદ્દન જુદી જ હતી. પેરીપ્લસના લેખક પ્રમાણે નેલકીન્દા[૨]માં ઘણી જાતના કિંમતી પત્થરો આયાત થતા અને ત્યાંથી નિકાશ પણ કરવામાં આવતા.[૩] રોમન સૃષ્ટિશાસ્ત્રના લેખક પ્રમાણે હિન્દ તેના મોતી તથા હીરાના સાટામાં સીસું લેતું હતું.[૪]

હિંદના કિંમતી પત્થરોના ગુણ તથા ઉપયોગ વિષેની પ્રશંસનીય માહિતી માટે આપણે તે જ ઉદ્યમી લેખકના આભારી છીએ. તેણે અત્યારે ગુમ થયેલા એવા ઘણા સાધનોનો ઉપયોગ કર્યો છે જેના સોટેક્રિાસ સુદારીસ તથા ક્રેનોથેમીસ જેવા લેખકોએ ખાસ કરીને કિંમતી પત્થરોનાં વર્ણન કર્યા હતાં.[૫] આ વિષયને ચર્ચતા ગુમ થયેલા પુસ્તકોમાંના પ્રમાણો ઉપરથી એમ માલુમ પડે છે કે તે જમાનાની ગ્રીક–રોમન પ્રજાની નજરમાં હીરા ઘણું પ્રધાનપદ ભોગવતા હતા, અને મોટા પ્રમાણમાં વપરાતા હતા, અને કેટલાક સર્વોત્તમ હીરામાણેક હિન્દમાંથી રોમન તથા ગ્રીક લોકો લાવતા હોવાને લીધે, તેમની કિંમત તથા પરીક્ષામાં હિન્દ આગળ પડતો ભાગ લેતું હતું.

પેરીપ્લસ ઓફ ધી રેડ સીના લેખકના મત પ્રમાણે હિન્દમાંથી નિકાશ કરવામાં આવતા કિંમતી પત્થરોમાં ગોમેદ ( onyxes ) મુખ્ય હતા અને પ્લીનીના મત પ્રમાણે કારમેનીઆના ગોમેદ સિવાય બીજા બધા દેશો કરતાં હિન્દના ગોમેદ ઘણા જ સુંદર હતાં.[૬] ક્રેનોથેમીસે વર્ણવ્યું છે કે હિન્દમાં ઘણી જાતનાં ગોમેદ હતાં. દા. ત. અગ્નિના જેવા રંગવાળા, કાળા, તથા બીજા જુદા જુદા રંગના ગોમેદની આસપાસ આંખો માફક ઝીણી ધોળી નસો હતી. કેટલાકની અંદર ત્રાંસી આંખોની સાથે નસો હતી. સોટેનીસના મત પ્રમાણે હિન્દના ગોમેદ અગ્નિ જેવા રંગવાળાં હતાં, અને તેની અંદર ધોળાં ગોળ કુંડાળાં હતાં. અને તેથી કરીને પોખરાજથી જુદા પાડી શકાતાં હતાં. તેના મત પ્રમાણે પોખરાજ ( Sardonyxes ) માંસના જેવા રંગવાળાં હતાં.

ગોમેદ પછી ક્રમમાં પોખરાજ આવે, કારણકે સાર્દ (Sardes) લોકોનો રંગ જેમ માંસના જેવો છે તેમ પોખરાજમાં પણ તેવો રંગ આરપાર ચળકતો હતો. આ હિન્દના પોખરાજનું ખાસ લક્ષણ હતું. બીજા પોખરાજો આ પ્રમાણે પારદર્શક ન હોય તેને

---

૧. D.

૨. પેરીપ્લસના ભાષાંતરનાં પા. ૪૪, ૨૦૩, ૨૦૫, ૨૦૭, ૨૦૮, ૨૧૧, ૨૧૫, ૨૩૩, ૨૩૪, ૨૩૬, ૨૩૭, ૨૫૪, ૨૫૬, ૨૭૩.

૩. પા. ૩૨.

૪. પ્લીનીઅસ. પ્ર. ૩૪. ભા. ૪૮, ૩.

૫. પ્લીની પ્ર. ૩૬. ભા. ૨૫, ૩ અને ૩૮; પ્ર. ૩૭ ભા. ૧૧, ૫, ૨૩, ૨૪, ૧, ૫૧, ૧ અને ૩૨, તથા ૨. પછી પ્ર. ૧૦. ભા. ૩૬. ૪. પ્ર. ૩૬. ભા. ૧૨, ૧ અને પ્ર. ૩૭. ભા. ૩૫. ૧, ૫૬: ૧ છેવટે પ્ર. ૩૪ ભા. ૧૮. ૭. પ્ર. ૩૭ ભા. ૧૧, ૪. ૨૪. ૧. અને ૨૪, ૧.

૬, પ્લીની પ્ર. ૩૬ ભા. ૧૨. ૨. અને પ્ર. ૩૭ ભા. ૨૩. ૧ તથા ૨.

આંધળાં પોખરાજ કહેવામાં આવતાં. [1] પોખરાજનું મુખ્ય મથક નર્મદા અને તાપીની વચ્ચે આવેલા રાજ પીપળા પર્વત હતા. જેને તે કારણને લીધે પ્લીનીએ પોખરાજના પર્વત તરીકે ઓળખેલા અને તેના એક ભાગને આર્ય લોકોએ વૈદૂર્ય નામ આપેલું જે નામથી એક જાતનો પોખરાજ સૂચવાય છે.

હિન્દમાંથી માણેક (Hyacinth) પણ નિકાશ થતા હતા. તે પેરીપ્લસ ઓફ ધી રેડ સી તથા રોમન રાજ્યના કાયદાઓ ઉપરથી સાબીત થાય છે. બે બીજા ઘણા કિંમતી પત્થરો વિષે આ બે સાહિત્યોમાં કંઇ માહિતી નથી આપી એ વાત ખરી છે, પરંતુ રોમન સૃષ્ટિશાસ્ત્રના લેખકને તેમનું સચોટ જ્ઞાન હતું તે વિષે શંકા ન હોઇ શકે. હિન્દના નીલમણિ તેના સુંદર, સમૃદ્ધ જાંબુડીઆ રંગને લીધે પ્રથમ પદ ભોગવતાં હતાં; અને રંગરેજો આ રંગના જેવા આબેહુબ કપડાં રંગીને પોતાની ઉંચામાં ઉંચી અભિલાષાઓ તૃપ્ત થયેલી માનતા.

હિન્દના નીલમણિ (Amethysts) માંથી મંદ પ્રકાશ પ્રસરતો, અને તેના પ્રકાશથી માણિક્યની માફક (Carbuncles) આંખો અંજાઇ જતી નહિ.[3] રોમન લેખકના મત પ્રમાણે એ બીજી જાતના નીલમણિ જે માણેકના જેવા હતા તેની ઓછી કિંમત ઉપજતી. પરંતુ હિન્દીઓ તેથી જુદુ જ માનતા હશે, કારણ કે તે રંગને તેઓ શકુન તરીકે ઓળખતા, અને તે કિંમતી પત્થરને તેઓએ સેકોન્ડીઅન (Sacondion) નામ આપ્યું હતું. પરંતુ સંસ્કૃતમાં શકુનનો અર્થ સુખદાયક વસ્તુ એવો થાય છે, એટલે ઉપરોક્ત નીલમણિનું નામ શકુનદ હોવાને લીધે, હિન્દીઓ તેને વધુ કિંમતી ગણતા હોવા જોઇએ. "સફેણ" નો અર્થ ફીણવાળો એવો થાય છે, અને તે ઉપરથી તે કિંમતી પત્થરનો ચળકાટ ઓછો હતો એમ સૂચિત થાય છે. બીજો હિન્દનો હીરો, જે પ્લીનીના અહેવાલો ઉપરથી રોમન લોકોમાં જૂના સમયથી પ્રચાર પામેલો હતો, એમ સાબીત થાય છે, તે ક્ષીરસ્ફટિક હતો[4] (Opal). તેના પ્રમાણે આ ઉમદા પત્થર તે લીલમથી ઉતરતી કિંમતનો હતો તે ફક્ત હિંદમાં જ પાકતો હતો. જોકે ક્ષીરસ્ફટિકની બીજા ઘણા કિંમતી પત્થરોની સાથે સરખામણી થતી હતી, તેથી તેની આ પ્રમાણેની તુલના તે સમજી શકતો ન હતો. રોમન લોકોની દૃષ્ટિએ ક્ષીરસ્ફટિકની કેટલી બધી ઉંચી કિંમત હતી તેના દાખલા તરીકે પ્લીનીએ નીચેની હકીકત આપેલી છે–એન્ટોનીઅસ રાજાએ ક્ષીરસ્ફટિકને લીધે સર્દુમાનોનીઅસના પુત્ર નોનીઅસને દેશનિકાલ કર્યો હતો; અને તે એન્ટોનીઅસની વિરુદ્ધ નાસતી વખતે, તેના આખા ખજાનાની અંદરથી માત્ર ક્ષીરસ્ફટિક લઈ ગયો હતો. તેની કિંમત સરેરાશે ૨,૬૦૦,૦૦૦ સીસ્ટરટી અથવા ૧૦૪,૩૦૦,૦૦૦ ડોલર જેટલી હતી. ધનવાન રોમન લોકો ક્ષીરસ્ફટિકની આટલી બધી અસામાન્ય કિંમત કરતા તેનું કારણ ઘણું કરીને ક્ષીરસ્ફટિકમાં સુંદર રંગોની મીલાવટ હોવું જોઇએ, અને

૧. પ્લીની. પ્ર. ૩૬ ભા. ૨૩, ૨.

૨. cf. પ્ર. ૧ પા. ૭૩ ટીકા ૧.

૩. પ્લીની પ્ર. ૩૭ ભા. ૪૬, ૧ તથા ૧, અને ૪૧, ૧.

૪. પ્લીની પ્ર. ૩૭ ભા. ૨૧. ૧.

૫. cf. ડીલાફોસની ૯મી આવૃતિની પા. ૬૧૭ ઉપરની નોંધ ૧૧મી.

રોમન સૃષ્ટિશાસ્ત્રના લેખકને તેની પ્રત્યક્ષ સાક્ષી હતી.[૧] અને તે એમ પણ બતાવે છે કે બીજા બધા હીરાઓ કરતાં હિન્દુઓ ક્ષીરસ્ફટિકની બહુ જ સરસ રીતે નકલ કરી શકતા. આ નકલ કરવામાં તેઓ કાચનું મિશ્રણ કરતા. ફક્ત હિંદમાંથી જ ક્ષીરસ્ફટિક આવતા હતા તે રોમન લોકોનું કથન, દક્ષિણમાં આવેલા વિજયપુર, સીતાણુલ્દી, સાલીલગઢ, કુંદરગામ, અને બવારીમાંથી મળી આવતા ક્ષીરસ્ફટિક તથા અર્ધ-ક્ષીરસ્ફટિક ઉપરથી સાબીત થાય છે.[૨] આ બનાવ ઉપરથી આ કિંમતી પત્થરનું નામ એક પ્રખ્યાત વ્યુત્પત્તિવેત્તાએ કહ્યું છે, તે પ્રમાણે ગ્રીક ભાષામાંથી નહિ, પણ હિન્દની ભાષામાંથી શોધી કાઢવું જોઇએ. તેના મત પ્રમાણે "ઓપેલીઓસ" (Opalios) એ સાધિત શબ્દ છે, અને તેનો અર્થ "બદલેલી બાજુ" એવો થાય છે પરંતુ આ અર્થ ગ્રીક વ્યાકરણના નિયમોની વિરુદ્ધ છે. સંસ્કૃતમાં 'ઉપલ' નો અર્થ પત્થર અથવા શિલા ઉપરાંત કિંમતી પત્થર પણ થાય છે. અને તે ઉપરથી ઓપલ શબ્દ ગ્રીક લોકોએ અને તેમની પાસેથી રોમન લોકોએ ઉપલ શબ્દના આધારે લીધો હોય એમ લાગે છે.

પેરીપ્લસ ઑફ ધી રેડ સીમાં વર્ણવેલા કિંમતી પત્થર "કલ્યાણ" અને ડાઇજેસ્ટમાં આપેલ 'કલ્યાનસ' (Kallianus) પ્લીનીએ એ જ નામથી વર્ણવેલા પત્થર જેનો રંગ આછો ભુરો અથવા વાદળી હતો, તે એક જ છે, કે નહિ તે શંકાસ્પદ છે. કારણ કાપાડોકીઆ ફ્રીજીઆ, અને કેટોનીઆ જ્યાંથી આ પત્થર મળી શકે છે, તે હિન્દથી ઘણા દૂર છે અને તેથી સિંધુના મુખ ઉપર આવેલા બારબરીકાન[૩] બંદરે જ્યાંથી એલેકઝાન્ડ્રીઅન લેખકના[૪] કહેવા પ્રમાણે તે પત્થર નિકાશ કરવામાં આવતો હતો, ત્યાંથી નિકાશ કરવું અસંભવિત હતું. છેલ્લી હકીકત ઉપરથી એમ શંકા થાય છે કે કદાચ તે પ્લીનીએ વર્ણવેલ "કેલૈ" (Kallais) નામનો હીરો હોઇ શકે, કારણકે તે હિન્દી કોકેસસની ઉત્તરે આવેલા ડહ અને બેકટ્રીઆ તથા બેલુરટેગની પશ્ચિમે આવેલા શક લોકોના પ્રાંતમાંથી મળી આવતો હતો. અને તેથી બેકટ્રીઆમાંથી હિન્દ, અને હિન્દમાંથી સિંધુ નદી દ્વારા નિકાશ કરવામાં આવતો હોય. આ પ્રમાણે તે હીરો પીરોજ અથવા વૈદૂર્ય (Turquoise) હોઇ શકે.[૫] જો આ નિવેદનમાં વધુ સત્ય હોય તો બીજા પાને આપેલ હીરો જેને રોમન કાયદામાં સીરેનીઅમ (Ceraunium) અને પ્લીનીએ સીરેનીઅસ કહેલો છે, તેની ઓળખાણ આપવી ઘણી મુશ્કેલ થઈ પડે, કારણકે તેણે એક બીજાનો સમન્વય કર્યા સિવાય બે જુદા

---

૧. પ્લીની પ્ર. ૩૭ ભા. ૨૨. ૧.

૨. દક્ષિણ હિન્દની ભૂસ્તરવિદ્યાની ન્યુબોલ્ડની સંક્ષિપ્તાવૃતિ. J.R.A.S. IX પા. ૭૩.

૩. પેરીપ્લસના ભાષાંતરનાં પા. ૩૭. ૩૨. ૧૨૮. ૧૬૫. ૨૨૦.

૪. પ્લીની પ્ર. ૩૭. ભા. ૩૩. ૬ અને ૫૬; પા. ૨૨

૫. પ્લીની પ્ર ૩૭. ભા. ૩૩, ૧ અને ૪૬, ૨ તથા ડીલાફોસના ચોથા ભાગના પા. ૬૩૪ ઉપરની નોંધ. પ્લીનીના શબ્દો આ પ્રમાણે છે–હિન્દને દૂર કરતાં, તે કોકેસસ પર્વતની પ્રજા ફીકેસી પાસે, તથા સંક તથા ડહ (Dahd) પાસેથી મળતાં." છેલ્લી બે પ્રજાનું સ્થળ જાણમાં છે પરંતુ પ્રથમ પ્રજા તદ્દન અજ્ઞાત છે. કદાચ તે પ્રજા બેલુરટેગ (Belurtag) માં વસતી હશે. વૈદૂર્ય મુખ્યત્વે કરીને પૂર્વના ઇરાનના દેશોમાંથી આવતા. [પેરીપ્લસના ભાષાંતરના પા. ૩૮. ૧૭૦. ૨૨૩]

જુદા અહેવાલો આપ્યા છે.[1] તેના કહેવા પ્રમાણે આ હીરો સફેદ વર્ણનો હતો, એસ્ટ્રીઓસ (Astrios) નામથી ઓળખાતો હતો, હિન્દુસ્તાનમાંની અણઓળખાયેલ નદી પાલેનના કિનારા ઉપરથી મળી આવતો હતો અને તારાની માફક તેની મધ્યમાંથી ચંદ્રના જેવું તેજ અથવા પ્રકાશ ફેંકતો હતો. કેટલાક લેખકો તેના નામની ઉત્પત્તિ, તે તારાઓની સામે હોઇ, તેમનું તેજ લઇને પાછું આવતું એ પ્રમાણે કલ્પીને કાઢતા હતા. આ હીરાની કાંઇપણ ખોડ વગરની ઉત્તમ જાત કારમીનીઆમાંથી મળતી. કેટલાક ઉતરતી જાતના ક્રોનીઅન (Craunions) નામથી ઓળખાતા હતા અને સૌથી ઉતરતી જાતના જે ફક્ત પરસીઆમાંથી મળી આવતા હતા તે ફક્ત દિવા જેટલો જ પ્રકાશ ફેંકતા. આજ લેખકે બીજે ઠેકાણે સીસેનોસ (Cecenauias) નામની હીરાની જાતને વર્ણવી છે. જે તારાઓનો પકાશ છીનવી લેતી, જે બીલોરી કાચ જેવી હતી અને જેનો વર્ણ આસમાની હતો, અને તે પણ કારમીનીઆમાંથી મળી આવતી. એટલે આની ફક્ત એક જ જાત હતી, અથવા ત્રણ જુદી જાતો હતી અને એમ હોયતો તેમાંથી કઇ જાત હિન્દની હતી તે વિષય અચોક્કસ અને અનિર્ણિત રહે છે.[2] ઘણું કરીને તે એક જાતનું માણેક હોવું જોઇએ, કારણકે હિન્દના આર્યોમાં આવા માણેકો વપરાતા હતા, અને એમ પણ માનવું ન જોઇએ કે રોમના લોકો હિન્દમાંથી ફક્ત અસાધારણ કિંમતના જ પત્થરો આયાત કરતા હતા.[3] જોકે પ્લીની તે ચોકખી રીતે કહેતો નથી છતાં, તેની સફેદ જાતના બીજા હીરાને વર્ણવવાની રીત ઉપરથી માલુમ પડે છે કે ત્હેણે તે જોયો હશે.[4] સફેદ કિંમતી પત્થરોમાં તે બીજે નંબરે હતો, અને આંખની કીકીની માફક ગુપ્ત પ્રકાશ હોવાને લીધે ખાસ કરીને ઓળખી કાઢવામાં આવતો હતો. તે સરખામણીમાં તારા જેવો હોવાને લીધે તેને એસ્ટ્રોઇસ (Astrois) નામ આપવામાં આવ્યું હતું. અને જેને ફ્રેન્ચ લોકો જીરાસોલ (Girasol) અથવા બદલાતો 'ક્ષીરસ્ફટિક' કહે છે તે જાતનો ક્ષીરસ્ફટિક હોવો જોઇએ. આ ક્ષીરસ્ફટિકોને ઉપસેલા કામ માટે વાપરવા મુશ્કેલ હતા. અને કારમીનીઆના કરતાં હિન્દુસ્તાનના ક્ષીરસ્ફટિકો વધારે પસંદ કરવામાં આવતા હતા. આ વિભાગની મુખ્ય જાતને પૈડરોસ (Paideros) એવું ગ્રીક નામ આપવામાં આવ્યું હતું, જોકે પ્લીની વ્યાજબી રીતે કહે છે કે આવી કિંમતી વસ્તુને આવું નામ અપાય એ વિચિત્ર લાગે છે.[5]

---

૧. પ્લીની. પ્ર. ૩૭ ભા. ૪૭. ૧; ૪૮. ૧. અને ૫૧. ૧.

૨. સાલમેસીઅસ બે જાતો બતાવે છે જ્યારે પ્લીની એક જગ્યાએ ત્રણ જાતો વર્ણવે છે. સાલમેસીઅસના પ્રમાણે પ્રથમ જાત તે સ્ફટિક અને બીજી તે માણિક્ય (Carbuncle)

૩. માણિક્યની (Carbuncles) હયાતિ પ્લીનીએ પ્ર ૩૭ ભા. ૨૫. ૧ માં બતાવી છે. સીરેનીઅસ નામ ગ્રીક નામ છે અને ચેરોનોસ (Charaunos) એટલે વીજળી ઉપરથી આવેલ છે. અર્થાત્ વીજળી જેટલો ઝળકાટ ધરાવતું, ગ્રીક લોકો ઘણું કરીને આ શબ્દથી ઘણી જાતના કિંમતી પથરો ઓળખતા તેમ જ Astrios નામ પણ ગ્રીકમાંથી છે અને તેનો અર્થ "તારા" થાય છે.

૪. પ્લીની પ્ર. ૩૭ ભા. ૪૫-૧ તથા ડીલાફોસની નવમા ભાગની પા. ૬૪૮ ઉપરની નોંધ.

૫. પ્લીની પ્ર. ૩૭ ભા. ૪૫ ૧ અને ૨,

[ સેકોન્ડીઅન સકુન અને સેગેનોન શબ્દો સગુણ ( એટલે "ગુણોવાળું" ) માંથી આવેલા છે, એવી વેબર ( Weber ) ની ( Zasnokes's literary central periodical 187 no 857 page 90 ) સમજુતીની બાબતમાં, મ્હારે એટલું કહેવાનું છે કે આ સમજુત ફક્ત છેલ્લા શબ્દ સેગેનોન જેથી ઉમદા ક્ષીરસ્ફટિકનું સૂચન થાય છે, તેને બંધબેસતી છે. પરંતુ પહેલા બે શબ્દો જેનો અર્થ નીલમણી થાય છે, તેને લાગુ પડતી નથી, અને તેને માટે તો "સકુન" શબ્દ ઉપર બાંધેલા મ્હારી સમજુત વધારે બળવત્તર છે. પ્લીનીના કહેવા પ્રમાણે હિન્દીઓ આ કિંમતી પત્થરને સેકોન્ડીઅત કહેતા અને તેના વર્ણને સકુનથી ઓળખતા.] તેની અસાધારણ કિંમત તેની અંદર અમુક ગુણોના સમન્વયને લીધે હતી. તેની અંદર બીલોરી કાચની માફક પારદર્શક ચળકાટ હતો. લીલા રંગ, શરાબ ઉપરની ફીણ તથા કેસરની અદ્‌ભુત ઝાંખી હતી; અને આ સૌના મુકુટ રૂપ જાંબુડીઆ રંગની લાલાશ હતી. તેની અંદર આ બધા રંગો હતા, અને રંગની સુંદર મીલાવટથી પ્રેક્ષકની આંખોને રંજન કરવા આનાથી વધારે લાયક હીરો બીજો એકકે ન હતો. આ જાતના સૌથી ઉમદા પત્થરો હિન્દમાંથી આવતા, અને સેગેનોન નામથી ઓળખાતા જે નામ કદાચ સેકોન અથવા સંસ્કૃત શકુનનું રૂપાન્તર જ નામ હોય.[૧] ઘણું કરીને તેની અંદરની રંગોની મીલાવટને લીધે શકુન શબ્દથી આ પ્રખ્યાત ઉમદા ક્ષીરસ્ફટિક જ સમજવો જોઇએ.

હિન્દના હીરાઓના ઉપરના વર્ણનમાં, જે તેમના નામોની ચર્ચા આવશ્યક હતી, તો તેવી ચર્ચા હવે આવતા ત્રણ હીરાઓ માટે આવશ્યક નથી, કારણકે તેમના નામો જાણીતા છે. તેમનાં નામ લસણીઓ હીરો ( Beryl ) નીલમ ( Sapphire ) અને લીલમ ( Emerald ) છે. અને પેરીપ્લસ ઑફ્ધી રેડ સી, તથા રોમન કાયદાના પ્રમાણે તે હિન્દમાંથી નિકાશ કરવામાં આવતા હતા. લસણીઆ હીરા મેળવવાનું મુખ્ય મથક અત્યારના બુલારી[૨] પ્રાંતમાં, અથવા પુરાતન લીમીરાઇક પ્રાંતમાં આવેલું પન્નાટ નામનું નગર હતું. ઘણાખરા લસણીઆ હીરા હિન્દમાંથી આવતા. બીજી જગ્યાએથી માત્ર થોડા જ આવતા.[૩] કારીગરો તેને ઉભી રીતે પાલીસ કરતા. કારણકે નહિતો તેનો પ્રકાશ ઢંકાઇ[૪] જાય, અને કોરેથી પ્રતિબિંબત ન થાય, અને જો જુદી રીતે પાલીસ કરે તો તેનો સુંદર ચળકાટ જતો રહે. સૌથી ઉમદા તથા કિંમતી લસણીઆ હીરા સમુદ્રના જેવા લીલા રંગના હતા. તેથી ઉતરતી કિંમતના હીરા ફીક્કા હતા, સુવર્ણના જેટલા પ્રકાશવાળા હતા, અને તે ઉપરથી સુવર્ણી–લસણીઆ અથવા પુષ્પરાગ ( Chryso-Beryls ) ના નામથી ઓળખાતા હતા. ત્રીજી જાતના લસણીઆ હીરા, તેથીએ ઓછા પ્રકાશવાળા હતા, અને કેટલાક લોકો તેને ક્રીસોપ્રેસીસ ( Chrysophrases ) નામથી ઓળખતા. ચોથી જાત માણેકને મળતી આવતી હતી, પાંચમી જાત આછા રંગની હતી. છઠ્ઠી જાત મીણના જેવા વર્ણની હતી, અને સાતમી જાત તેલના જેવા રંગની હતી. સૌથી સાધારણ જાતમાં રેસાઓ હતા, અને પ્રકાશ ઘણું ઝાંખું રહેતું–જે પ્રકાશ બીજા કિંમતી પત્થરો માફક

૧. c. f. પા. ૧૩

૨. ટોલેમી. પ્ર. ૭ ભા. ૧,૮૪.

૩. પ્લીની પ્ર. ૩૭ ભા. ૨૮. ૧.

ધીમે ધીમે અદશ્ય થતું. લસણીઆ હીરાને તેની લંબાઇના લીધે હિન્દીઓ ઘણા જ કિંમતી ગણતા, અને તેના ગુણગાનમાં કહેતા કે સોનાથી વધુ કિંમતવાળા પત્થરોમાં તેઓ ફક્ત લસણીઆને જ સ્થાન આપતા. તેથી તેની અંદર કાણાં પાડીને હાથીના સાજની સાથે બાંધતા, જ્યારે હિન્દીઓ એમ માનતા કે લસણીઆની ઉત્તમતાને લીધે તેની અંદર કાણાં પાડવાં ન જોઇએ. અને તેથી તેને સોનાથી જડી લેતા, અને બીજા કિંમતી પત્થરોના કરતાં લસણીઆને તેમની અંગુઠીઓમાં રાખવાનું પસંદ કરતા. લીલમની માફક લસણીઆની અંદર કાળા ડાઘા હતા. હિન્દીઓ રોમન રાજ્યમાં ટ્રીપોલીસ બંદરે આવતા અને ખરા કિંમતી પત્થરો, અને ખાસ કરીને લસણીઆ હીરાના બદલામાં છેતરપીંડી કરીને રંગીન કાચ આપી જતા એવી માહિતી પ્લીનીને મળી હતી.

આ લસણીઆ હીરાની જાતો વિષેનું પ્લીનીનું સચોટ જ્ઞાન જે તેને લખાણો ઉપરથી નહિ, પરંતુ પ્રત્યક્ષ નમુનાઓ ઉપરથી મેળવેલું હતું, તે ઉપરથી નક્કી થાય છે કે આ હીરાનો રોમન રાજ્ય તથા હિન્દની વચ્ચે મ્હોટા પ્રમાણમાં વહેપાર થતો હશે. જ્યારે નીલમ તથા લીલમની વાત તેથી જુદી હતી. પ્લીનીઅસ તેના આ હીરાઓના વર્ણનમાં હિન્દના નીલમ તથા લીલમના વિષે કાંઇ પણ સૂચના કરતો નથી, અને તે ઉપરથી એમ ધારી શકાય કે હિન્દમાં આ જાતના કિંમતી હીરાઓ વધુ પ્રમાણમાં નહિ હોય, અથવા તેનો રોમન લોકો સાથે વહેપાર નહિ કરતા હોય, કારણ કે ખાસ કરીને રોમન સૃષ્ટિશાસ્ત્રના લેખકના મત પ્રમાણે લીલમ, હીરા તથા મોતીથી બીજે નંબરે આવતાં હતાં.[1] છતાં હિંદુસ્તાનમાંથી નિકાશ થતાં કિંમતી પત્થરોનું જ્ઞાન મેળવવાનાં બીજાં બે સાધનો પ્લીની આપણને આપે છે. દા ત રોમન લોકો બે જાતના પોખરાજ (Jasper) આયાત કરતા હતા—એક જાત લીલમ જેવી હતી. જ્યારે બીજી ઘેરા જાંબલી રંગની તથા ચળકાટ વિનાની હતી.[2] તે ઉપરાંત રોમન લોકો મેલીચીસી (Melichysi) નામના કિંમતી પત્થરો આયાત કરતા. અને તેનો રંગ મધની અંદર ચળકે છે તેવો સુવર્ણના જેવો હતો. આ હીરો તે પીતસ્ફટિક છે. છેવટે, મુખ્ય પુષ્પરાગો હિન્દમાંથી આવતાં અને એલેકઝાન્ડ્રીઅન લેખકના મત પ્રમાણે તેઓ બારબરીકોન બંદરેથી હિન્દમાં આયાત થતા હતા.[3] આ સમજુત વિચિત્ર લાગે છે. કદાચ તે આયાત ઇથીઓપીઆમાંથી કરવામાં આવતી હશે કારણકે ઇથીઓપીઆના પુષ્પરાગો હિન્દના પુષ્પરાગોથી જુદા પણ હતા, અથવા હિન્દના બીજા મથકોમાંથી બારબરીકોન બંદરે આવતાં હશે

આ ઉપરાંત પ્લીની બીજા હિન્દના કિંમતી પત્થરોનું વર્ણન આપે છે, પરંતુ તે માહિતી તેણે બીજા લેખકોના બ્યાન ઉપરથી લીધેલી કે પોતે તે પત્થરો જોયેલા તે ઉપરથી લીધેલી તે અચોક્કસ હોવાને લીધે તે ચર્ચા અત્યારે મુલતવી રાખવી ઉચિત છે.

હીરા, જે બધા જવાહીરોમાં સૌથી કિંમતી છે, તેની બાબતમાં એલેકઝાન્ડ્રીઅન

---

૧. પ્લીની પ્ર. ૩૭ ભા. ૧૫, ૧, ૧૬, ૧ ૧૭, ૧.

૨. પ્લીની પ્ર. ૩૯ ભા, ૧. ૪૫, ૧ ડીલેડ઼ોસના ૯ મા ભાગના પાં. ૬૪૬ ઉપરની નોંધ તથા પા. ૪૨, ૧.

૩. પેરીપ્લસ. Mar Erythr પા. ૨૨

વેપારી તથા રોમના કાયદાશાસ્ત્ર ઉપરથી પુરવાર થાય છે, કે રોમના રાજ્યમાં આવતા હીરા હિન્દમાંથી લાવવામાં આવતા હતા. અર્થાત્ અહિંયાં ઉમેરવું જોઇએ કે જૂના સમયમાં હીરા ફક્ત હિંદમાં જ પાકતા હતા. તેથી કરીને પ્લીની હિન્દના હીરા સિવાય બીજા પાંચ જાતના હીરા બતાવે છે,[૧] તેની અંદર તેની ભૂલ થતી લાગે છે, અને સરખા દેખાતા બનાવટી હીરાની સાથે હિન્દના ખરા હીરાને ભેળસેળ કરે છે. તેના કહેવા પ્રમાણે દુનીઆની સઘળી ચીજોમાં હીરો સૌથી કિંમતી હતો અને પ્રાચીન સમયમાં રાજાઓની અંદર પણ થોડાની પાસે હીરો હતો. પ્લીનીની જાણમાં સાથી મોટો હીરો કદમાં એક જાતનું ફળ એવેલેનીઅન ( Avellanian ) ના ગર્ભ જેટલો હતો; જો કે ત્યાર પછી, આપણે જાણીએ છીએ કે, ઘણા મોટા હીરાઓ જડયા છે. ઘરેણા તરીકેના તેના મુખ્ય ઉપયોગ ઉપરાંત, ઝવેરીઓ અથવા મણીયારો તેમના ધંધા માટે તેનો ઉપયોગ કરતા. દા. ત. તેઓ હીરાની ભૂકી અથવા કણોને એકઠા કરી લોઢાની અંદર ભરતા અને તેના વડે તેઓ સખતમાં સખત પત્થરને ખોદી શકતા. હીરાની બહુ જ બારીક ભૂકી કરવાની શોધને પ્લીની મનુષ્યના મગજની ઉત્કૃષ્ટ શોધ માને છે. પરંતુ હીરાની ભૂકી કરવા માટે તેને બકરાના તાજા ઉન્હા લોહીમાં રાખવા જ જોઇએ એ માન્યતામાં એ ભૂલ કરે છે.

ધનવાન રોમન લોકો મોતીનો પણ ઉપયોગ ઘરેણાની અંદર કરતા હોવાને લીધે તેનો ઉલ્લેખ અહિંયાં કરવો જોઇ. જો કે તે તો દરીઆઇ માછલીઓમાંથી ઉપજતાં હોય છે. ઘણા જુના કાળથી પૂર્વવાસીઓ મોતીને કિંમતી ગણતા અને એલેકઝાન્ડરના બે મિત્રો એન્ડ્રોસ્થેનિસ અને કેરસ (Chares) સાક્ષી આપે છે કે તેઓના સમયમાં, ઈરાનીઓ, મીડવાસીઓ, તથા એશીઆના આંતર ભાગના વાસીઓ મોતીના બદલામાં ભારોભાર સોનું આપતા અને મોતીના ઘરેણાને સોનાનાં ઘરેણાં કરતાં વધુ કિંમતી ગણાતા.[૨] રોમન લોકો ઘણાં મોતી ખરીદતા પરંતુ ખાસ કરીને લંકામાંથી, કારણકે લંકાની આસપાસ ઘણી જ ફળદ્રૂપ માછલીઓ હતી. પ્લીની મોતીને હીરાથી બીજે નંબરે મૂકે છે. હિન્દીઓ પરવાળાંને જેટલાં કિંમતી ગણતા, તેટલાં કિંમતી મોતીને ગણતા.[૩] મોતીના ઉપયોગ તથા ગુણનિરૂપણ માટે પ્લીનીએ તેના સૃષ્ટિશાસ્ત્રના નવમા ભાગમાં કેટલાંક પ્રકરણો લખ્યાં છે, અને ધનાઢય રોમન લોકો સુંદર મોતી મેળવવા માટે કેટલી અસાધારણ કિંમતો આપતા, અને માની ન શકાય તેટલો તેમનો વૈભવ વિલાસ હતો, તેના કેટલાક દાખલા આપ્યા છે. મોતીના મૂળસ્થાન તથા તેને શોધવાની પદ્ધતિ વિષે જે તેણે લખ્યું છે, તે અત્યારે આપણને કામનું નથી, પરંતુ હવે આવતો બીજો ભાગ જેમાં ગ્રીક રોમનોનું હિન્દ વિષેનું જ્ઞાન ચર્ચ્યું છે તે સમયે કામનું છે.

મોતીના ગુણો તેના સફેદ રંગ, કદ, ગોળાકાર, સુંવાળાપણું તથા વજનમાં સમાયેલાં છે, જો કે આ બધા ગુણોની પારખ ઘણી મુશ્કેલ હોવાને લીધે એક બીજાથી જુદાં

---

૧. પ્લીની પ્ર. ૩૭. ભા. ૧૯. ૧.

૨. II પા. ૮૮૦. નોંધ. ૧. તેમનાં પુસ્તકોમાંથી અવતરણ.

૩. P. D અને પ્લીની પ્ર. ૯. ભા. ૫૪, ૧, ૫૯, ૨; પ્ર ૩૨. ભા. ૧૧. ૧; પ્ર ૨૭ ભા. ૧૬. ૧.

પડતાં મોતી ભાગ્યે જ મળતાં. આ પ્રમાણે મોતી સરખી જાતના હોવાને લીધે રોમન લોકોએ તેને "યુનીઓ" અથવા 'ઐક્ય' નામ આપ્યું હતું; જ્યારે ગ્રીક લોકોએ હિન્દી શબ્દ માંજરા ( Manjara ) અથવા અનાર્યોના શબ્દો માર્ગરીટ ( Margarita ) ઉપરથી નામ પડ્યું હતું.[1] ધોળા રંગની બાબતમાં ઘણા તફાવતો પડતા ઇરાની આખાત તરફથી આવતાં મોતી—( કારણ કે આપણે જાણીએ છીએ કે ડહલીન ટાપુઓની આસપાસ આ જાતની માછલીઓ પકડવામાં આવતી હતી )–સ્હેજ આછા રંગના હતાં જ્યારે હિન્દનાં મોતી ચન્દ્રમણિની માફક પારદર્શક ચળકાટને માટે પ્રખ્યાત હતાં. ફટકડીના જેવાં રંગવાળાં મોતી વખણાતાં ન હતાં. બેદરકાર થવાથી તે મોતીનો ચળકાટ જતો રહેતો. જે મોતીનું કદ લાંબુ, ટોચેથી નાનું, અને નીચેથી સંપૂર્ણ ગોળાકાર હોય તેને એલેન્ચી ( Elenchi ) અથવા એરીંગ કહેતા, અને પારદર્શક આરસપહાણની બનાવેલી નાની વસ્તુઓની સાથે સરખાવવામાં આવતાં. રોમન લોકો આવા મોતીને આંગળીએ ઉપર પહેરતા. અને બે અથવા ત્રણ પણ કાનમાં પહેરતા. અને પોતાની શ્રીમંતાઇના ભાનમાં, અને છલકાઇ જતા આનંદમાં મોતીના અથડાવાથી થતા અવાજને ક્રોટેલીઆ[2] ( Crotalia ) એવું ખાસ નામ આપ્યું હતું, કારણ કે તેમના કાનોમાં મોતીના અથડાવાથી થતા અવાજને લીધે તેઓ ઘણા ખુશી થતા હતા.

આ પ્રમાણે મોતીની માલીકી માટે ફુલાવાની પ્રથા મધ્યમ વર્ગના માણસોમાં પણ ઉતરી આવી હતી, અને તેઓ કહેતા કે જ્યારે તેમની સ્ત્રીઓ જાહેરમાં ફરતી ત્યારે તેમના શરીર ઉપરના મોતીથી તેમનો દરજ્જો જણાઇ આવતો હતો; જેવી રીતે રાજ્યાધિકારીઓ અથવા ન્યાયાધીશોનો દરજ્જો તેમની પાલખી ઉચકનારાઓની સંખ્યા ઉપરથી વર્તાતો. રોમન લોકોની ઉચ્ચ વર્ગની સ્ત્રીઓ તેમના ભપકામાં એટલી બધી મોહિત થયેલી હતી કે પોતાના ચંપલોની દોરીઓ ઉપર મોતી બાંધવા ઉપરાંત પોતાની આખી મોજડીઓને મોતીથી જડી દેતી; અને એ લોકોમાં એવી રૂઢિ પડી ગઇ હતી કે તેમના પગ ઉપરના મોતીથી થતા સુંદર અવાજથી લોકોને આકર્ષી ન શકાય તો જાહેરમાં નીકળતી નહિ. હિન્દમાં ફક્ત ઉચ્ચ વર્ગની જ સ્ત્રીઓ જ નહિ પરંતુ વારાંગનાઓ પણ સોનાનાં બનાવેલાં તથા ઝવેરાતથી મઢેલાં નુપૂરો પહેરતી એ વાતથી જો પ્લીની વાકેફ હોત તો પ્રાચીન સમયના રોમન લોકોની નીતિને વખાણવા બદલે તેઓના અધઃપતનના માટે તેની લાગણીઓ દર્શાવ્યા વિના ન રહેત. બીજી બાજુ મોતી વિષેની ન માની શકાય તેવી જાહોજલાલી તથા સંખ્યાત્મક સમૃદ્ધિના કેટલાક ઘણા પ્રશંસનીય દાખલાઓ પ્લીનીએ આપેલા છે.

શહેનશાહ કેઅસ ક્લોડીઅસ ( Canis Claudius ) ની સ્ત્રી લોલીઅસની પુત્રી લોલા, ફક્ત મોટા ઉત્સવ પ્રસંગે નહિ પરંતુ સામાન્ય માણસોના લગ્ન પ્રસંગોએ પોતાની જાતને હીરા તથા મોતીથી શણગારીને મ્હાલતી અને આખું માથું, વાળ, વાળની પાંથીઓ, કાન, ડોક, અને આંગળીઓ હીરામોતીથી ભરચક લાગતાં. તેણીએ ગણત્રી કરીને બતાવી

---

૧. c. f. ૧. પા. ૬૪૯. નોંધ. ૨.

૨. આ શબ્દ ગ્રીક શબ્દ ક્રોટેલ ( Crotalo ) જેનો અર્થ રણકાર કરવું એવો થાય છે, તે ... આવેલ છે.

આપેલું કે તેના આભૂષણોની કિંમત ચાર કરોડ રોમન સીસ્ટરટી અથવા વીસ લાખ છત્રીસ હજાર ડોલર જેટલી હતી. આ મોતી તેને તેના (લોલીઅસને) શહેનશાહ પતિ તરફથી ભેટ કરવામાં આવ્યાં ન હતાં. પરંતુ તેના પિતાએ પૂર્વના રાજાઓને લુંટીને મેળવેલા હતા. આથી કરીને તેના પિતા ઉપર શહેનશાહનો રોશ ઉતરી આવ્યો, અને તેણે ઝેર લઇ આત્મહત્યા કરી, અને આ પ્રમાણે કરેલા પાપોનું પ્રાયશ્ચિત કર્યું.

બીજો દાખલો આથી પણ વધારે પ્રખ્યાત છે. મીસરની મશહુર રાણી કલીઓપેત્રાની પાસે બે જગવિખ્યાત મોતી હતાં. જે પહેલાં પૂર્વના રાજાઓ પાસે હતાં, અને પછીથી તેની પાસે આવેલાં હતાં. તે તેને એરીંગ તરીકે કાને પહેરતી. આશક એન્ટોનીઅસની સાથે તેને સમૃદ્ધિમાં હરાવવાની તેણે શરત કરી હતી. આ શરતને લાગતા ખાણાં વખતે તેણીએ મોતીને ઓગાળી નાખે એવા સખત જાતના દારૂવાળું ફક્ત એક જ વાસણવાળું બીજું ટેબલ મંગાવ્યું. કલીઓપેત્રાએ એરીંગવાળું એક મોતી તે દારૂમાં નાખ્યું અને ઓગળેલા મોતીવાળો દારૂ પી ગઇ, આથી એન્ટોનીઅસ હારી ગયો, કારણકે ખાણાની કિંમત આશરે એક કરોડ સીસ્ટરટી અથવા ૫૩૩,૪૪૪ ડોલર જેટલી થઈ હતી. આ ઉપરથી મોતીની અસામાન્ય કિંમતનો ખ્યાલ આવી શકે છે. બીજા એરીંગને પણ તેજ રીતે દારૂમાં નાખતાં એન્ટોનીઅસના એક સાથીએ કલીઓપેત્રાને રોકી હતી.

એલેક્ઝાન્ડ્રીઆ બંદરને જીત્યા પછી, રોમમાં મોતી ઘણાં સામાન્ય થઇ ગયાં હતાં.જોકે ઓગસ્ટાઇન લડાઇઓના સમયે જ રોમમાં મોતી પહેલ વહેલાં આવ્યાં હતાં. પ્લીનીના સમયમાં રોમમાં આવતાં મોતી લંકાના ઉત્તર કિનારે આવેલા પેરીમુલા ટાપુમાંથી એલેક્ઝાન્ડ્રીઆ અને ત્યાંથી રોમ, એ પ્રમાણે આયાત કરવામાં આવતાં. તેના કહેવા પ્રમાણે પેરીમુલા મોતીનું પ્રખ્યાત મથક હતું અને એઇલીએનોસ (Ailianos) ના મત પ્રમાણે તે તરફ મોતીની માછલીઓ પકડવાનો ધંધો મોટા પાયા ઉપર ચાલતો હતો.[૧]

હિન્દુસ્તાનમાંથી રોમન રાજ્યમાં આયાત કરવામાં આવતી વસ્તુઓના બીજા વિભાગમાં કાંતો મૂળ સ્વરૂપમાં અથવા તો ઉદ્યોગ અને કળાથી બનેલી સુંદર સ્થિતિમાં વનસ્પતિની પેદાશ આવે છે. આ વસ્તુઓ ઔષધી અગર દવા તરીકે પણ વાપરવામાં આવતી હોવાને લીધે તેમના વર્ણનની અંદર ડાયોસ્કોરાઈડસ (Dioskorides) જે પ્લીની પહેલાં થઇ ગયા[૨] તેના ચાર પ્રમાણભૂત પુસ્તકોમાંથી એનો ઉપયોગ કરવો જોઇએ. પહેલા પુસ્તકનું મથાળું Geri itriches ules છે, અને ઉપચારોનું વર્ણન આપે છે. જ્યારે બીજા પુસ્તકનું મથાળું Geri euporiston argaon te chai sunuston tharmachon છે, અને સહેલાઈથી બનાવી શકાય તેવી તથા તૈયાર દવાઓની માહિતી આપે છે. આ લખાણો ઉપરાંત, કલેન્ડીઓસ ગેલેનોસ જે હીપોક્રેટીસ પછી મોટામાં મોટો ગ્રીક વૈદ્ય થઇ ગયો તેના લખાણો પણ તપાસવા જોઇએ. તેનો જન્મ ઇ. સ. ૧૩૧ માં થયો હતો, અને ઘણા વર્ષ જીવેલો, કારણકે એલેકઝાન્ડર સેવેરસના રાજ્યમાં એટલે ઇ. સ. ૨૨૨ થી ૨૨૪ સુધીમાં તે જીવતો હતો, અને તેના મરણની ચોક્કસ સાલ મળી શકતી

૧. પ્લીની. પ. ૬. ભા. ૨૩, ૨; પ્ર. ૯. ભાગ ૫૪; ૧. અને Ailianos De, Nat. Anim XIV, 8.

૨. કુર્ટ સ્પ્રેન્ગલ (Kurt sprengel) ની આવૃત્તિ જુઓ. Vol. I. p. IX.

નથી. તે ઘણું લખાણો મુકતો ગયો છે અને તે બધાનું વર્ણન અહિંઆં અસ્થાને છે. આ વિભાગને લગતી નિકાશ થતી વસ્તુઓના વર્ણનમાં જે ક્રમ પહેલાં મ્હેં હિંદની અંદરના ભાગની વનસ્પતિની પેદાશો વર્ણવામાં શખેલા તે જ ક્રમ રાખીશ.[1]

પેરીપ્લસ ઑફ ધી રેડ સીના લેખકના મત શમાણે ભરૂચ અને તેની આસપાસના પ્રદેશોમાંથી ચોખા, આફ્રીકાના કિનારે આવેલા ઓપોન ( Opone ) શહેરમાં નિકાશ કરવામાં આવતા.[2] તે સમયે આ અગત્યના અને પાછળથી બહુ વિસ્તાર પામેલા અનાજની ખેતી બેક્ટ્રીઆ, સુસીઆના અને યુફ્રેટીસથી આગળ પશ્ચિમમાં થતી નહિ હોવાને લીધે ગ્રીક વહેપારીઓ મુખ્યત્વે કરીને હિન્દમાંથી ચોખા ખરીદતા. પરંતુ હિન્દમાંથી ઘઉં ઇથીઓપીઆમાં ભાગ્યે જ નિકાશ થતા એમ ઉપરના પુસ્તકના લેખકનું કહેવું છે. અને તે સાથે એમ પણ લખે છે કે નેલખીન્ડા અથવા મલબાર કિનારા ઉપર આવેલ નીલેશ્વર જતા ગ્રીક લોકોના વહાણો મુસાફરીને પૂરતા ઘઉં સાથે લઇ જતા. હિન્દનું બીજું અનાજ મીલીયમ ( milium ) હિન્દમાંથી નિકાશ થતું ન હતું, તે વાત સત્ય છે. પણ પ્લીનીએ તે હકીકત લખી, તેના પહેલાં દશ વર્ષ ઉપર તે અનાજની ખેતી ઇટાલીમાં શરૂ થઇ હતી.[3] ઘણું કરીને તે હિન્દમાં વપરાતી મિલેટ ( millet ) હોવી જોઇએ, જેને વનસ્પતિશાસ્ત્રવેત્તાઓ હોલ્કસ સોરગમ ( Holcus Sorghum ) કહે છે, અથવા જેને હિન્દીઓ ગૌરી અથવા ગવાર કહે છે.

તલનું તેલ એટલે જે તેલ તિલ નામના અર્થાત્ સીસેમમ ઇન્ડીકમ (Sesamum Indicum) નામના છોડમાંથી કાઢવામાં આવે છે તે હિન્દમાંથી રોમમાં આવતી વસ્તુઓમાં અગત્યનું સ્થાન ભાગવે છે. તે છોડને રોમન સૃષ્ટિશાસ્ત્રના લેખક સારી રીતે પીછાનતા હતા, અને તેનું તેલ દવા માટે પણ વપરાતું હતું.[4] અહિયાં આપણે એ પણ જાણવું જોઇએ કે પ્લીનીના સમયે ઉત્સવોમાં વાપરવા માટે ગુલાબના હારો હિન્દમાંથી તેમ જ દૂર દેશોમાંથી રોમન લોકો મંગાવતા હતા[5] જો કે રોમમાં પણ ગુલાબ થતા હતા. આ ઉપરથી આપણે એમ માનીએ કે આનું કારણ દુર દેશથી આવતી વસ્તુઓ માટે તેમનો મોહ હોવો જોઇએ.

પેરીપ્લસ ઑફ ધી રેડસી અને રોમન કાયદા શાસ્ત્રમાંથી મળી આવતી રૂ અને સુતરાઉ કપડાં વિષેની માહિતી સમજવા માટે તે બન્ને પુસ્તકોમાં વાપરેલા શબ્દોનો અર્થ

---

૧. ( c. f. કુર્ટ સ્પ્રેન્ગલની આવૃત્તિ ) ૧. પા. ૨૪૪. ૩૩૯, ૩૨૯.

૨. ..............જુઓ. પા. ૯.

૩. Peripl Mar, Erythyr, પા. ૩૨.

૪. પ્લીની. પ્ર. ૧૮, ભા. ૧૦ તથા ડીલાકેમ્પસની આવૃત્તિ ના ભાગ ૬ ની નોંધ. પા. ૧૯૫. અને પા. ૨૦૧. અને પછી ભાગ ૧. પા. ૨૪૭. નોંધ. ૩.

૫. પ્લીની પ્ર. ૧૩. ભા. ૨. ૭; પ્ર ૧૫. ભા. ૯. ૧: પ્ર. ૧૭. ભા. ૧૦,૧,૩,૭,૮, પ્ર. ૧૮. ભા. ૨૨. ૮. ૨૩. ૨, પછી પ્ર. ૨૨. ભા, ૬૪. જેમાં તેમાંથી બનાવવામાં આવતી દવાઓનું વર્ણન આપેલું છે. આ ઉપરાંત Dioskorides Do Nat Mod I, 41 અને II, 121 જુઓ.

૬. ઉપરનું પ્ર. ૨૧. ભા. ૮, ૧.

નક્કી કરવો જોઇએ. પહેલાં પુસ્તકના લેખક હિન્દી શબ્દ કારપેસોસ (Charpasos) અથવા કારપાસ (કપાસ) નો ઉપયોગ કરે છે, અને કપાસમાંથી વણેલાં કપડાંને તે હેરોડોટસના આધારે સીન્ડોન્સ (Sindones) કહે છે. આ નામનો અર્થ ખરું જોતાં "હિન્દી" એવો થાય છે. પણ તે નામ કયારનુંએ હિન્દની એક ઘણી કિંમતી અને પ્રચાર પામેલી વસ્તુને આપવામાં આવ્યું હતું.[1] સીન્ડોન્સ શબ્દથી તે સાધારણ જાતના સુતરાઉ કપડાંને ઓળખતો હશે કારણકે તે જાતના ઝીણા કાપડ માટે તે ઓડોનીયન (Odonion) અને ઓડોન (Odone) શબ્દ વાપરતો હતો, અને આ શબ્દ હોમેરોસ (Homeros) ઝીણા ધોળા કાપડને માટે તથા તેમાંથી બનાવવામાં આવતા સ્ત્રીઓના પોશાક માટે પહેલાં વાપર્યો હતો.[2] એક ત્રીજી જાતના કાપડને તે મોલોચીનાઇ (Molochinai) ના નામથી ઓળખતો, જેનો ખરો અર્થ એક જાતનું જાડું સુતરાઉ કાપડ એવો હતો.[3] સામાન્ય જાતના સુતરાઉ કાપડની ઘણી જાતો નિકાશ થતી હતી—ખાસ કરીને હાલના કાલબર્ગા (Kalberga) પાસે આવેલ તગારામાંથી (Tagara) અને મુખ્ય જાતો ગંગા નદીની આસપાસના ભાગોમાંથી આવતી અને તેમને ગેન્જેટીક (Gangetic) તરીકે ઓળખવામાં આવતી.

ઝીણા કાપડ માટે આ લેખક ત્રણ જાતો પાડે છે. પહેલી જાતને તે પ્લેટુટેરોન (Platutaron) કહે છે. એટલે ઘણી મજબુત જાત અને તેને માટે મોનાક (Monache' એવું ખાસ નામ આપ્યું હતું, જેના ઉપરથી એમ સૂચન થાય છે, કે તે જાત ઘણી જ ઉત્તમ હતી.[4] બીજી જાતને તે ચુડેઓન (Chudaion) અથવા મધ્યમ અને ત્રીજી જાતને સેગ્મેટુગીઓન (Sagmatugion) અથવા સેગ્મેટોજાઇન (Sagmatogine) તરીકે ઓળખાવે છે. અને છેલ્લાનો ઉપયોગ ઓશીકાં, ગોદડાં, વિ. ભરવા માટે કરવાનો હોવાથી ખરાબ જાત હોવી જોઇએ. તે ઉપરાંત મોલોચીનોન (Molochinon) નામનું સૂતર તથા સાધારણ સૂતર જેને નેમા ઇન્ડીકોન (Nema Indichon) કહેતા હતા તેનો વહેપાર થતો હતો.

રોમન રાજ્યમાં આવતા રૂ તથા કાપડને લાગતી આથી વધારે અગત્યની માહિતી રોમન કાયદાશાસ્ત્રમાંથી મળી આવે છે. તેની અંદર કેપ્સીઅમ (Capsium) નો અર્થ ઘણું કરીને સૂતર થાય છે, જ્યારે કારબેસીઆ (Carbasia) નો અર્થ સૂતરાઉ કાપડ થાય છે. રૂ તથા કાપડની વપરાશ ઉપર તપાસ કરવી એ આ પુસ્તકના ક્ષેત્રની બહાર

૧. Peripl Mar Erythr. પા. ૭. ૨૮. ૨૯. ૩૬. ૧૧. ૬૫૪.

૨. " " પા. ૯, ૧૩, ૧૫, ૨૨, ૨૫, ૨૯.

૩. Vincent I. q. w. II. પા. ૭૪૧: મોલેચ (Molache) જેનો અપભ્રંશ મોલોચ (Moloche) થાય છે અને જેનો અર્થ માલ્વ (Malve) અર્થાત્ ગરીબ લોકોનો ખોરાક એવો થાય છે તે ઉપરથી આ શબ્દ ગરીબ લોકોથી પહેરાતા સુતરાઉ કાપડને આપવામાં આવ્યો હોય એમ લાગે છે,

૪. Peripl. Mar. Erythr. પા. ૨૯. ૩૬.

૫. " પા. ૯. ૨૮. ૨૯. અને Vincent I. q. w. II. પા. ૭૪૯

હોવાને લીધે, હું તેમને લગતી અમુક ટીકાઓ કરીશ. પ્રથમ તો એ છે કે ગ્રીક લોકોએ રૂ નો ઉપયોગ ક્યારે શરૂ કર્યો તે અચોક્કસ છે. બીજી વાત એ છે કે ગ્રીક અને લેટીન લેખકોએ વાપરેલા શબ્દોનો અર્થ સુતરાઉ કાપડ થાય છે તે વિષે ઘણી શંકા છે. દા. ત. બુસોસ ( Bussos ) અને બાઇસસ ( Byssus ) જેનો અર્થ ગ્રીક છોડમાંથી બનતું કાપડ એવો પણ થાય છે. આ ટીકા કારપેસસ ( Carpasus ) શબ્દને પણ લાગુ પડે છે, કારણકે તેનો ઉપયોગ રોમન લેખકોએ સુતારાઉ સિવાયના કાપડ માટે પણ[1] કરેલ છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે ફક્ત સીન્ડોન ( Sindon ) શબ્દ જ રોમન તથા ગ્રીક લોકો સુતરાઉ કાપડ વાપરતા હતા તેનું આધારભૂત પ્રમાણ રહે છે. ત્રીજી વાત એ છે કે જે છોડમાંથી રૂ ઉત્પન્ન થાય છે, તે જેસીપીઅમ હરબેકમ ( Gasypium Herbaceum ) પ્લીનીના સમયમાં મીસરના ઉત્તર ભાગમાં વાવવામાં આવ્યો હતો કે નહિ તે અચોક્કસ છે, અને તે સિવાયના આ સમય માટે પરસીયન અખાતમાં આવેલા ટાઇલોસ ( Tylos ) અને એરેડોસ ( Arados ) નામના ન્હાના ટાપુઓમાં આ છોડ વાવવામાં આવતો હતો એમ કહેવામાં આવે છે,[2] એટલે રોમન લોકોને સુતરાઉ કાપડ લાવવા માટે ફક્ત હિન્દુસ્તાન એ એક જ દેશ હતો.

જોકે રેશમ છોડમાંથી બનતું નથી અને પ્રાણીમાંથી મળે છે અને તે પણ ખાસ કરીને હિન્દની બહાર અથવા ચીનના રેશમના કીડાઓમાંથી, તે છતાં આ પ્રસંગે તેનો વિચાર કરવો જોઇએ, કારણ કે વ્યાપારની અંદર હિન્દમાં બનાવવામાં આવતાં રેશમી કપડાં રોમની અંદર આયાત કરવામાં આવતાં હતાં. રેશમને આપવામાં આવતું નામ સેરીકોન ( Serikon ) તથા સીરીયમ ( Serium ) એ ભૂગોળને લગતું નથી, પરંતુ તે નામો જે વેપારીઓ માલ લાવતા હતા તે લોકોએ આપેલા હતાં.[3] આ શબ્દની ઘટના સત્ય લાગે છે, કારણ કે રોમન કાયદા શાસ્ત્રમાં સેરીકમ ઈન્ડીકમ (Sericum Indicum) નો વેપારની વસ્તુ તરીકે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. કાયદા શાસ્ત્રમાં તેમ જ પેરીપ્લસ ઑફ ધી રેડ સીમાં નેમા સેરીકમ ( Nema Sericum ) થી રેશમી સુતર ઓળખવામાં આવ્યું છે, અને સેરીકા ( Sericha ) શબ્દથી પેરીપ્લીસના લેખક રેશમનાં કપડાં સમજ્યા હોવા જોઇએ. કાયદાશાસ્ત્રમાંનો અશુદ્ધ ભાગ જેની અંદર જુદી જુદી જાતનાં રેશમી કપડાંઓનો ઉલ્લેખ કર્યો છે, તેને સુધારીને આમ વાંચી શકાય. Chelone Aethiopia vel Indica Serica metaxa vestis Serica vel Subserica vel tincta.

જો આ સુધારો સ્વીકારવામાં આવે તો સેરીકા ( Serica ) નો અર્થ રેશમનાં કપડાં થાય, મેટાક્સા ( Metaxa ) નો અર્થ કાચું રેશમ થાય, અને વેસ્ટીસ સેરીકા

૧ C. f. I. પા. ૨૫૦. નોંધ. ૨. અને ખાસ કરીને પ્લીની પ્ર. ૧૯ ભા, ૧૬. ૧.

૨. ,, અને થીઓફ્રેસ્ટોસ અને પ્લીનીમાંથી લીધેલા ભાગો. પ્લીનીનું માનવું છે કે ટાઇલોસ અને એરેડોસમાં ઉગતા ઝાડોનું નામ ગોસીમ્ફીનોસ ( Gossymphinos ) હતું. પ્ર. ૨૨, ભા, ૨૨. ૧,

૩. cf. I. ૩૨૧. નોંધ. ૨. અને II પા. ૫૯૪.

( Vestis Serica ) નો અર્થ રેશમમાંથી બનાવેલાં કપડાં થાય, જ્યારે સબસેરીકા ( Subserica ) એ અડધા રેશમી કપડાંને લાગુ પડતો હોવો જોઇએ. આનું કારણ એ છે કે હોલોસેરીકા અને સબસેરીકા વચ્ચે ભેદ પાડવામાં આવ્યો છે, અને છેલ્લા શબ્દનો અર્થ જે કપડાં બીજી વસ્તુમાંથી બનાવેલાં હોય, પણ જેની અંદર રેશમનો વાણો વાપરવામાં આવ્યો હોય તે થાય છે. આ ઉપરાંત રંગેલાં કપડાં પણ હિન્દુસ્તાનમાંથી એલેકઝાન્ડ્રીઆદ્વારા રોમન રાજ્યમાં આવતાં. જો આ વસ્તુઓમાં નેમા સીરીયમ અથવા રેશમી સૂતર ઉમેરવામાં આવે તો રોમન લોકો કાચું રેશમ, રેશમી સૂતર, રેશમી કપડાં તથા અર્ધ રેશમી કપડાં એલેકઝાન્ડ્રીઆ દ્વારા આયાત કરતા હતા, એમ સિદ્ધ થાય.

જસ્ટીનીઅન ( Justinian ) ના રાજ્ય પહેલાં છઠ્ઠી સદીના બીજા ભાગમાં બીઝાન્ટીઅન રાજ્યમાં રેશમના કીડા ઉછેરવાનું શરૂ કરવામાં આવ્યું હતું.[૧] પરંતુ પાશ્ચાત્ય દેશો માટે હિન્દ રેશમનું મુખ્ય મથક હતું, કારણકે હિન્દ સાથેનો જમીન માર્ગે થતો વેપાર આપણે ઉપર જોઇ ગયા તેમ પાર્થીઆના લોકોને લીધે બંધ હતો.[૨] આના પહેલાં થોડા સમય ઉપર ચીનમાંથી હિન્દમાં થઇને અને ખાસ કરીને હિન્દના બંદરોદ્વારા રેશમ, પરશીઆ, અરબસ્તાન, અને ઇથીઓપીઆ તરફ નિકાશ થતું હતું.[૩]

એરીસ્ટોટલ જે રીતે બુબોઝનું ( Bouboz ) વર્ણન કરે છે–જે શબ્દથી ગ્રીક લોકો રેશમના કીડા તથા રેશમ ઓળખતા હતા[૪]–તે ઉપરથી એમ અનુમાન બાંધી શકાય કે તે સેતુરના ઝાડને ઓળખતા હશે પરંતુ તેમને કીડાનું જ્ઞાન નહિ હોય અને તેમના સમયમાં બહુ જ ઓછી સ્ત્રીઓ રેશમનો ઉપયોગ કરતી હશે. ગમે તેમ હોય તે છતાં, ગ્રીસમાં કોશેટાઓ લાવવામાં આવતા હતા, અને તેમાંથી સૂતર કાઢવામાં આવતું હતું, અને તેમાંથી કોસ (Kos) નામના ટાપુમાં રેશમનાં ઝીણાં કપડાં બનાવવામાં આવતાં હતાં. પણ રોમન શહેનશાહના સમયની શરૂઆતથી આ સ્થિતિ બદલાઇ ગઇ હતી, ત્યાર પછી રેશમની વપરાશમાં ઘણો વધારો થયો હતો જો કે રેશમ કેમ મેળવવામાં આવે છે, તે બાબતના જ્ઞાનનો તેટલો જ વધારો થયો ન હતો.

વરજીલ ( Virgil ) અને પ્લીની બન્ને એવી ભ્રમણામાં[૫] હતા કે રેશમ ઝાડની છાલમાંથી બનાવવામાં આવતું હતું. તેણે એરીસ્ટોટલના અહેવાલને ટુકામાં આપ્યો હતો, અને તેથી અસ્પષ્ટ સમજુત થતી હોવાને લીધે જે ભૂલ લોકોના મનમાં હતી, તેને વજુદ મળ્યું હતું. એટલે કે એશીઆમાંથી આવતાં રેશમનાં કપડાંને પ્રથમ રોમન સ્ત્રીઓ છૂટાં પાડતી હતી, અને ફરીથી તેમાંથી કપડાં બનાવવામાં આવતાં હતાં. રેશમી કપડાંનું વધારે સચોટ જ્ઞાન, તથા રેશમના કીડાઓને ઉછેરવાની સીરીઅન લોકોની પદ્ધતિ, તથા કોશે-

૧. આ બાબત ઉપર જુઓ I પા. ૩૨૨. નોંધ.

૨. જુઓ I પા. ૨.

૩. Kosmas પા. ૩૩, ૭ C.

૪. De histor animal, V, પા. ૧૯.

૫. જુઓ વરજીલની ભૂગોળ ભા. ૨. પા. ૨૧. તથા પ્લીની પ્ર. ૬. ભા. ૨૦: ૨. ૨૪. ૮. પ્ર. ૧૧ ભા. ૨૬. ૧.

ટામાંથી રેશમ કાઢવાની રીત ફક્ત એક જ લેખક સારી રીતે જાણતો હતો. અને તેનું નામ પોસેનીઅસ (Pausanias) છે. જેણે પોતાનું સુવિખ્યાત પુસ્તક ઈ. સ. ૧૦૦ માં લખ્યું[૧] હતું. જો કે પૂર્વ એશીઆની ભૂગોળ વિષે અપૂર્ણ જ્ઞાન હોવાને લીધે તેણે ભૂગોળની ભૂલો કરી છે.

રોમન અને ગ્રીક લોકોમાં રેશમની વપરાશ વિષે ત્યાંના લેખકોના અહેવાલોનો નિર્ણય કરવામાં એક મુશ્કેલી નડે છે. એટલે કે તે રેશમ એશીયાનું રેશમ સમજવું કે ત્યાં જ બનતું સ્થાનિક રેશમ સમજવું. કારણકે હિન્દમાં ઓછામાં ઓછા બાર જાતના રેશમના કીડાઓ હતા. અને તેમાંથી બનતા કાપડની બે મુખ્ય જાતો હતી. દા. ત. એક તસર (Tussar) અને બીજી એરન્ડા (Eranda). આમાંથી પ્રથમ સામાન્ય વપરાશમાં હોય છે; જ્યારે બીજી ઘણી ટકાઉ હોય છે. આ ઉપરાંત હિન્દવાસીઓ તેમના સ્થાનિક રેશમમાંથી રેશમનાં ઝીણાં કપડાં બનાવતા હતા[૨] એટલે રોમન રાજ્યમાં રેશમ તથા રેશમી કપડાં હિન્દમાંથી આવતાં તે વિષે શંકા રહેતી નથી. કોસ ટાપુ ઉપરના કીડાઓ સાઇપ્રસ, ટેરેબીન. એસ્પ, અને ઓકના પાંદડાં ઉપર ઉછેરવામાં આવતા હતા, અને તેમાંથી નીકળતા સુતરમાંથી કપડાં વણવામાં આવતાં હતાં.[૩] આ કપડાં ઘણાં બારીક તથા વજન વિનાનાં હતાં. અને માણસો ઉનાળાના સમયમાં તેમાંથી બનાવેલાં કપડાં પહેરવામાં શરમાતા ન હતાં. આ જાતના કાપડને ચીન તથા હિન્દના કાપડની માફક બોમ્બેશીઆ (Bombyasia) નામ પણ આપવામાં આવતું હતું.[૪] અને તેથી આપણા મનમાં શંકા ઉત્પન્ન થાય છે કે આ નામથી આપણે કયાંનું કાપડ સમજવું. સેરીકા (Serica) અને બોમ્બેસીઆ (Bombyasia) વચ્ચે ઘણો તફાવત હોવાને લીધે આપણે એમ માની શકીએ કે સેરીકા એટલે એશીઆમાંથી આવતું કાપડ અને બોમ્બેશીઆ એટલે યૂરોપમાં બનતું કાપડ. પણ આ હકીકત ચોકકસ કહી ન શકાય.

ગ્રીસની પ્રખ્યાત વણાટશાળો, કોસ, અમોરગોસ (Amorgos) અને કેટલાક બીજા ટાપુઓમાં હતી જ્યારે રોમની સૌથી પ્રખ્યાત શાળો ટસ્કસ (Tuskus) નામના ઇટ્રસ્કન ગામમાં હતી. આ શાળોમાં બારીક જાળી જેવું કાપડ વણવામાં આવતું, જે સ્ત્રીઓ પહેરતી એટલું જ નહિ, પરંતુ રાજ્ય તરફથી નિષેધ કર્યા છતાં પુરુષો પણ પહેરતા હતા.[૫] જે રોમન લેખકો તેમના પૂર્વજોના નીતિના સિદ્ધાંતોને વળગી રહ્યા હતા તેઓ

૧. ભા. ૬. પ્ર. ૨૬. ૪.

૨. cf I. પા. ૩૧૭.

૩. પ્લીની પ્ર. ૧૧. ભા. ૨૮. ૧, અને ૨. એન્જેસોનની આવૃત્તિમાં ભા. ૬. પા. ૫૩૩ ઉપર કેવીઅર લખે છે કે બીઝાન્ટીઅન રાજ્યમાં રેશમના કીડાઓનો પ્રચાર થયા પછી આ કીડાઓ વિષે માહિતી રહી નથી.

૪. cf. e. g. Clemens Paedagog II, 10, ulp. Dig XXXIV 23, I, and paulos Sent III, 7.

૫. Luintilanus II, 10 p 646. Spanti.

રોમન સ્ત્રીઓના નિર્લજ્જ પહેરવેશથી–જેની અંદરથી તેમની ચામડીનો રંગ દેખાઇ આવતો હતો અને જેને લીધે તેઓ નગ્ન દેખાતી હતી[1]–ઘણા આશ્ચર્ય પામતા હતા. રોમન સ્ત્રીઓએ રેશમી કપડાં પહેરવાના શોખને ઘણો વધારી દીધો હતો. દા. ત. તેઓ રેશમી કપડાંના પહેરવેશ સાથે નાર્દ ( Narde ) ઝાડના પાંદડાંની માળાઓ પહેરતી[2] અથવા ગંધ તથા લેપથી સુગંધિત કરેલા જુદા જુદા રંગોની ફુલોની માળાઓ પહેરતી. આ વિષયમાં પુરુષો પણ સ્ત્રીઓની આગળ પાછી પાની કરે તેમ નહના, અને રેશમનાં કપડાં પહેરવા ઉપરાંત, રેશમનાં ઓશીકાં તથા ગાડીના ગલેફ વ. બનાવતા. છેવટે, રેશમની કિંમતની બાબતમાં શહેનશાહ ઓરેલીએનસ ( Auralianus ) ના સમયે એક રતલ રેશમની કિંમત એક રતલ સોના જેટલી હતી.[3]

રેશમ પછી બે છોડોનો ઉલ્લેખ કરવો જોઇએ જે બરૂ અથવા નેતરની જાતના હતા, અને જેનો હિંદવાસીઓ ઘણા કામમાં ઉપયોગ કરતા હતા. પહેલી જાત તે વાંસ છે, જે પ્લીનીના અહેવાલ પ્રમાણે તેણે મંદિરોમાં ઘણી વખત જોયાં હતાં.[4] પ્લીનીનું આ જાતના છોડનું આબેહુબ વર્ણન, અને આ ઘણા અગત્યના છોડનો હિન્દવાસીઓ શો ઉપયોગ કરતા હતા, તે વિષેની માહિતી આ પુસ્તકના બીજા ભાગ માટે મુલતવી રાખીશું. બીજી જાત તે શેરડી છે. એલેક્ઝાન્ડ્રીઅન લેખકના કહેવા પ્રમાણે તેનું નામ સાચરી ( Sachchari ) હતું, અને એનો અર્થ એક જાતનું મધ એવો થતો હતો.[5] આ નામ તે સંસ્કૃત શબ્દ શર્કરાનું પ્રાકૃત રૂપ હોવું જોઇએ.[6] આમાં અને સેકરોન ( Saccharon ) માં તફાવત પાડવો જોઇએ. કારણ કે સેકરોન એટલે વાંસની અંદરથી નીકળતો ટબાસીર ( Tabashir ) જેનો દવા તરીકે ઉપયોગ કરવામાં આવતો હતો, અને જેને શર્કરી (Sarkari) નામથી પણ ઓળખવામાં આવતો હતો.[7] આની ઉત્તમોત્તમ જાત હિન્દમાંથી આવતી હતી. દવા તરીકે બુટોરોન ( Boutoron ) નો પણ ઉલ્લેખ કરવો જોઇએ. જેના વિષે એલેક્ઝાન્ડ્રીઅન વહેપારી લખે છે કે ભરૂચની આસપાસનો પ્રદેશ તે માટે ઘણો ફળદ્રૂપ હતો, અને ત્યાંથી તેની નિકાશ કરવામાં આવતી હતી.[8] આ વસ્તુ વિષે એક વાત તો ચોખ્ખી છે કે આ શબ્દનો અર્થ માંખણ તો ન જ થઇ શકે કારણ કે હિન્દમાં માંખણ

૧. Cf. eg Horatis Sat 1 2 101. પ્લીની પ્ર. ૬. ભા. ૨૦, ૨.

૨. Cf. પ્લીની પ્ર. ૨૧. ભા. ૮. ૧. તેમાં તે લખે છે કે સ્ત્રીઓની મોજશોખ માણવાની આ છેલ્લામાં છેલ્લી પદ્ધતિ હતી.

૩. આ રાજાનું વોપીસ્કસે લખેલું જીવનવૃત્તાંત. પ્ર. ૧૩.

૪. પ્લીની પ્ર. ૧૭. ભાગ. ૬૫. ૩. ૪.

૫. Peripl. Mar. Erythr. પા. ૯.

૬. Cf. I પા. ૨૭૦. નોંધ ૨.

૭. પ્લીની પ્ર. ૧૨. ભા. ૭. ૧.

૮. Peripl. Mar. Erythr. પા. ૯, તથા ૨૮

વાપરવામાં આવતું ન હતું, અને તેને વનસ્પતિ તરીકે પણ ઓળખાવી શકાય નહિ. એટલે તે શબ્દનો અર્થ ઘણું કરીને હિંગ થતો હોવો જોઇએ જે ફેરૂલા ફીટીડા ( Ferula foetida ) માંથી બનાવવામાં આવતી હતી. અને આ સંસ્કૃત નામને સહેલાઇથી ગ્રીક લોકોએ બુટેરોન (Boutioron) માં ફેરવી નાખ્યું હશે. આ સમજુત તે પ્રદેશની પાસે આવેલા સિંધમાથી હિંગ નિકાશ કરવામાં આવે છે તે હકીકતથી સિદ્ધ થાય છે.[1]

ત્રીજી દવા જે રોમન લોકો હિંદમાંથી લાવતા હતા તેનું નામ લુકીઓન (Lukion) અથવા લુશીયમ (Lucium) હતું, અને તે ઘણું કરીને મીમોસા કેટેચુ (Mimosa Catechu) નામના ઝાડમાંથી બનાવવામાં આવતી હતી—જો કે આ ઝાડનો પ્રશ્ન હજુ અનિર્ણીત છે.[2]

ચોથી દવાનું નામ માચર (Machar) અથવા મચીર (Macir) હતું, અને તે જ નામના ઝાડ જે હિન્દમાં ઉગે છે પરંતુ જે વિષે પ્લીનીને માહિતી ન હતી[3]–તેની રાતી છાલ હતી. ઘણું કરીને આ છાલ અત્યારે મલબાર કિનારા પર જે ઝાડ ઉગે છે, તેની હોવી જોઈએ,—જેને તે ભાગના બ્રાહ્મણો મેર (Maire) કહે છે, અને જેની છાલ ઘણી વખણાય છે. પરંતુ આ ઝાડની ચોક્કસ ઓળખાણ થઇ નથી.[4] તેના નામની બાબતમાં એમ સમજુત આપી શકાય, કે તે સંસ્કૃત શબ્દ મકર (मकर) માંથી આવેલ છે–જેનો અર્થ ધનદેવ કુબેરનો ખજાનો એમ પણ થાય છે–અને ખાસ કરીને, કારણકે મલબારના બ્રાહ્મણો તેના ફલને પવિત્ર ગણે છે. તેના મૂળીયાંનો ઉપયોગ મુખ્યત્વે કરીને મરડા ઉપર કરવામાં આવતો હતો.

છેવટે દવા તરીકે આપણે કેસરનો પણ ઉલ્લેખ કરવો જોઇએ, જે પેરીપ્લસ ઑફ ધી રેડ સીના લેખકના મત પ્રમાણે ભરૂચમાંથી નિકાશ કરવામાં આવતું હતું. ગ્રીક તથા રોમન લોકો કેસરનો ઉપયોગ પ્રધાન પણે દવા તરીકે જ કરતા હતા અને તેની સુગંધને તો ગૌણ જ ગણવામાં આવતી હતી. ગ્રીક તથા રોમન વૈદ્યોના અભિપ્રાય પ્રમાણે કેસરની અંદર સંખ્યાબંધ રોગોને નિવારવાનો ગુણ હતો અને રોમન લોકો કીરીન, લીકીઆ, સીસીલી અને બીજા દેશોમાંથી કેસર મેળવતા હોવાને લીધે અને હિન્દમાંથી અપવાદ રૂપે જ મંગાવતા હોવાને લીધે, એ વિષય ઉપર હું વધુ વિવેચન કરીશ નહિ.

આ પ્રસંગે એટલું તો જાણવું જોઈએ કે ભરૂચમાંથી મેહોગની (Mahogany)

---

૧. Ritter's Asien IV ૨. પા. ૯૬૫.

૨. Cf. પ્લીની પ્ર. ૨૪. ભા. ૭૭. ૧. જેમાં આ દવા બતાવવાની રીત તથા તેનું પરિણામ વર્ણવામાં આવેલ છે. અને ડાયોસ્કોરાઇડસ ઉપરની કુર્ત સ્પ્રેન્ગલની નોંધ ભા. ૧. પા. ૪૦૫.

૩. પ્લીની. પ્ર. ૭. ભા. ૧. ૧૬. ૧. Diaoskorides De. Mat Med. I પા, ૧૧૦

૪. કુર્તસ્પ્રેન્ગલની નોંધ ભાગ. બીજો. પા ૩૯૦

તથા પાટડાઓ નિકાશ કરવામાં આવતા હતા.[૧] રોમન સૃષ્ટિશાસ્ત્રના લેખકને મળેલા અહેવાલો પ્રમાણે મેહોગની ઝાડો હિન્દમાં ઘણે ઠેકાણે પ્રસરેલાં હતાં, પાટડાંઓ ઘણું કરીને સાગના ( Peak ) હોવા જોઇએ, કારણકે તે લાકડું ઘણું ટકાઉ હતું.[૨]

હવે પછીનું સ્થાન રંગવાના પદાર્થોને આપવું જોઇએ જેનો ઉપયોગ વણકરો તથા રંગરેજો કરતા હતા. એલેકઝાન્ડ્રીઅન લેખકના કહેવા પ્રમાણે લાખ જેવા રંગથી રંગેલાં સુતરાઉ કપડાં હિન્દમાંથી નિકાશ થતા હતાં અને આ રંગનું આધુનિક નામ તે જાણતો પણ હતો. તે આગળ એમ વર્ણવે છે, કે ગળી હિન્દમાંથી નિકાશ થતી હતી, અને તે વિષે રોમન સૃષ્ટિશાસ્ત્રનો લેખક વધુ ચોક્કસ માહિતી આપે છે.[૪] તેના કહેવા પ્રમાણે આ રંગના બે પ્રકારો હતા. તેનું અત્યારનું નામ ઈન્ડીકોન મેલાન ( Indichon Melan ) તે હિન્દમાંથી આવતો હતો એમ સાબીત કરે છે. એક જાત ગળી, જ્યારે બીજી જાત ઇન્ડોગોફેર્કાટીનટોરીકા ( *Indigoferca tinctorica* ) નામના ઝાડની ડાળીઓ, પાંદડાઓ, તથા મૂળીઆંઓને પાણીમાં નાખી ફીણ ચઢાવવાથી થતી હતી.[૫] જાંબુડીઆ રંગના રંગરેજોના કારખાનાઓ આગળ પડેલા વાસણોમાં તરતા ફીણને તેના સુંદર જાંબલી રંગને લીધે ઇન્ડીકસ પુરપરસુમસ (Indicus Purpurisumus) કહેતા હતા અને ચીતારાઓ તેનો ઉપયોગ કરતા હતા.[૬] આમાંથી ખરા રંગની પરીક્ષા તેને બાળીને કરવામાં આવતી હતી,જ્યારે તે બળતી ત્યારે સુંદર-માં સુંદર જાંબલી રંગ દેખાતો, અને અમુક જાતની ગંધ તેની ધુમાડીમાંથી આવતી. ગળીના કેટલાક વેચનારાઓ, ગળીની અંદર કબુતરની હગાર અથવા સીસીમીના શહેર સેલીનસમાંથી મંગાવેલો ચાક અથવા ખોટા કાચની ભુકીનું મિશ્રણ કરતા. એક રતલ ગળીની કિંમત દશ દિનાર અથવા બે ડૉલર જેટલી હતી, અને વૈદકમાં તેનો ઉપયોગ ઝેર નિવારક માટે દવા તરીકે કરવામાં આવતો હતો. બીજી જાતનો રંગ બરૂ અથા નેતરને વળગેલી માટીમાંથી બનાવવામાં આવતો હતો. તેને ઘસવાથી તે કાળો થતો પરંતુ પાણીમાં ઓગાળવાથી તેમાંથી સુંદર ઘેરો વાદળી રંગ થતો હતો. આ રંગ હવે દેખાતો નથી. આ બને જાતના રંગોને વધારે પસંદ કરવામાં આવતા હતાં.

હવે આપણે બે જાતની રાખોનો ઉલ્લેખ કરવો જોઇએ. એક અંબર ( Amber ) અને બીજી સીનેબર ( Cinnabar ) અથવા સિંદૂર. આમાંથી પહેલી વસ્તુનો વહેપાર થતો ન હોતો, એ વાત સત્ય છે પરંતુ તેનો અહિં ઉલ્લેખ કરવો જોઇએ કારણ કે, તે ઉપરથી સમજાશે કે કેપેડોસીઆ ( Cappadocia ) અને હિન્દ વચ્ચે તે સમયમાં

---

૧. Peripl Mar. Erythr પા. ૨૦. અને પ્લીની પ્ર. ૧૨. ભા. ૮. ૧ તથા ૯, ૧.

૨. Cf. I પા. ૨૫૨.

૩. Peripl Mar Erythr. પા. ૫ જ્યાં આ રંગને લેકોસ ( Lakkos ) કહેવામાં આવેલ છે. આના પ્રકૃત "લાખ" તથા સંસ્કૃત શબ્દ "લાક્ષા" જેવું લાગે છે.

૪. Peripl Mar Erythr પા. ૧૩ અને પ્લીની પ્ર. ૨૫. ભા. ૨૭ તથા ડાઓસ્કોરાઇડસ ભા. ૫. પા. ૧૦૭.

૫. જુઓ ભાગ ૧ પા. ૨૭૭.

૬. પ્લીની પ્ર. ૨૫. ભા. ૧૨.

વ્યાપારી સંબંધ હતો.[1] શહેનશાહ ટાયબેરીઅસની નીચે કપેડોશીયાનો રોમન પ્રાંત તરીકે અમલ કરનાર આર્કેલેઓસે (Archelaös) હિન્દમાંથી અંબર મંગાવડાવ્યું હતું. આ અંબર દેવદારના ઝાડની છાલને વળગેલું હોય છે, તેની સપાટી ખડબચડી હોય છે, અને દૂધના ખોરાકમાં નાખવાથી દૂધની મલાઇને તેની પાસે ખેંચે છે.

સિંદૂર (Cinnabar) એ કાંઈ રાક્ષસોનું લોહી તથા પરંતુ મિશ્રણ નથી. અને સીનેબર નામ તે પણ હિન્દી નામ નથી.[2] કારણકે આ વસ્તુ જેને બ્રાહ્મણોના પવિત્ર પુસ્તકોમાં રક્તપારદ અથવા રસસિંદુર કહેવામાં આવે છે, અને રાક્ષસોનું લોહી પણ કહેવામાં આવે છે તે ફક્ત પીરોકારપસ (Pereocarpus Dracs) અથવા પીરોકારપસ સેન્ટેલીની (Ptereo-carpus Santalini)[3] નામના ઝાડમાંથી ઝરતો રાતો રસ છે. આધુનિક દીન–સેકોટ્રા (Din Sokotra) નામના ટાપુમાંથી અથવા તે વખતના ડાઓસ્કોરીડા (Dioskorida) નામના ટાપુમાંથી પણ સિંદુર મળી શકતું હતું, અને એલકઝાન્ડ્રીઅન વેપારીના કહેવા પ્રમાણે ઝાડની અંદરથી આંસુની માફક તેનો રાતો રસ ઝરતો હતો.[4] રોમન લોકો સિંદુરનો સાધારણ બહોળો ઉપયોગ કરતા હતા.[5] તેનો ચીતારાઓ રંગ તરીકે ઉપયોગ કરતા હતા, અને તેના સુંદર રંગને લીધે ઘણો વખણાતો હતો.[6] તે ઉપરાંત તેને લેપમાં પણ નાખવામાં આવતું હતું, અને ઝેરનિવારક તરીકે દવામાં પણ ઉપયોગ થતો હતો. દવા તરીકે વાપરવામાં આવતા સિંદુરની અંદર, હિન્દના સિંદુરની સાથે પર્વતનું સિંદુર પણ દગાબાજો મેળવતા હતા.[7]

હવે આપણે એ વસ્તુઓનો વિચાર કરવો જોઇએ જે હિંદમાંથી આવતી વસ્તુઓમાં બહુ જ અગત્યનો ભાગ ભજવતી હતી, અને જે ધનાઢ્ય રોમન લોકોના વિલાસ, તથા મોજશોખને પોષતી હતી. આ એ વસ્તુઓ તે તેજાનો અથવા મસાલો, અને સુગંધીદાર પદાર્થો છે. તે સમયે મરી ફક્ત હિન્દમાં જ પાકતાં હતાં, અને રોમન લોકોને માટે મલબાર કિનારા ઉપરના મરીવાળા પ્રદેશમાંથી તે લાવવામાં આવતાં હતાં.[8] મરીને બીજા કેટલાક મસાલા, તથા સુગંધિદાર પદાર્થોની માફક રોમન કાયદાશાસ્ત્રમાં સ્પેસીસ (Specis) નામ આપવામાં આવ્યું હતું જે નામ સ્પાઇસીઝ ઉપરથી લીધેલું હતું. રોમન કાયદાશાસ્ત્રમાં પાઈપર લોન્ગમ (Piper longum) નો અર્થ કાળાં મરી થાય છે. જ્યારે પાઈપર આલ્બમ (Piper album)નો અર્થ ધોળાં મરી થાય છે. મરીના વેપારનાં મુખ્ય મથકો

૧ પ્લીની. પ્ર. ૨૭

૨ પ્લીનીના કહેવા પ્રમાણે. પ્ર. ૨૮. ભા. ૩૮, ૧.

૩ Cf. ડીલાફિસની આવૃત્તિનો ભાગ. ૬ પા. ૩૮. નોંધ ૬.

૪ Peripl Mar. Erythr. પા. ૧૮. નોંધ ૨.

૫ Cf. ભા. ૨. પા. ૫૮૦

૬ પ્લીની પ્ર. ૩૩ ભા. ૩૮. ૧, પ્ર. ૩૭ ભા. ૩૯. ૧; પ્ર. ૩૫. ભા. ૧૨, ૨. તથા Dioskorides De. Mat. Med. ભા. ૫. પા. ૧૦૯ અને Galenos De Simplic Medic ભા. ૧૦. પ્ર. ૧૯.

૭ પ્લીની પ્ર. ૧૯. ભા. ૮.

૮. જુઓ ભા. ૧ પા. ૨૭૯

મ્યુસીરીસ અથવા માંગરોળ તથા નેલખીંડા અથવા આધુનિક નીલેશ્વર હતાં.[૧] અને મરીની ઉત્તમતા તથા જાતને લીધે ઘણાં વહાણો ત્યાં આવતાં હતાં. જે મરીને ગ્રીક લોકોએ કોટોનેરીનોન (Kottonarinon) નામ આપ્યું હતું, તે નીલેશ્વર બંદરે જ આવતાં હતાં, કારણકે તે જાત ત્યાં ઘણી પાકતી હતી; અથવા ચોક્કસાઈથી કહીએ તો તેની પાસે આવેલા કોટોનેરામાં પાકતી હતી. આ નામ માટે સારામાં સારો ખુલાસો એમ આપી શકાય કે તે મરી કડુટીનદ નામના પ્રદેશમાં પાકતાં હતાં,[૨] અને કડુટીનદ ઉપરથી ગ્રીક લોકોએ કોટ્ટોનેરા નામ ઉપજાવ્યું હશે. જ્યારે પ્લીનીએ પોતાનું અમૂલ્ય પુસ્તક લખ્યું, તે સમયે રોમન લોકોનો મરીનો શોખ માની ન શકાય એટલો બધો વધી ગયો હતો. મરી તેના બદલામાં તેટલું સોનું અથવા રૂપું આપીને ખરીદવામાં આવતાં હતાં. જો કે પ્લીની એમ આશ્ચર્ય પામતો હતો, કે જ્યારે બીજા ફળોને તેના સુસ્વાદ તથા રૂપને માટે ખરીદવામાં આવે છે, ત્યારે આ બીયાંને તેની તીખાશ માટે લોકો કેમ પસંદ કરતા હશે.[૩] તે સમયે ધોળા મરીના એક રતલની કિંમત ૭ દીનાર અથવા બે શેલર તથા ૭ ગ્રેન જેટલી હતી. જ્યારે કાળાં મરીના એક રતલની કિંમત ૨૩ ગ્રેન જેટલી હતી. આપણી માફક રોમન લોકો મરીનો ઉપયોગ ખાસ કરીને ખોરાકમાં સ્વાદ લાવવા માટે કરતા હતા.[૪] જો કે તેનો દવામાં પણ ઉપયોગ થતો હતો. હીપોક્રેટીસ (Hippocrates) નામના જુનામાં જુના વૈદ્યને મરીની ઓળખાણ હતી–(ફીનીશીયનોની મારફત) અને પછીથી તેનો ઉપયોગ દવામાં કરવામાં આવતો હતો, જો કે ઘણી વખત મરીના છોડનો ઉપયોગ થતો હતો, એટલે મરી ક્યાંથી આવતાં હતાં તે વિષે શંકા રહેતી નથી. પરંતુ રોમના હિન્દ સાથેના વેપારની બીજી બે કિંમતી વસ્તુઓમાં ઇથીઓપીઆ (Ethiopia) હિન્દની સાથે હરીફાઇ કરતું હતું; આ બે વસ્તુઓ તે કાસીઆ (Kassia) અને કીને-મોમોન (Kinnarmomoa), મ્હેં આગળના ભાગમાં[૫] આ બે છોડો વિષે ચર્ચા કરેલી હોવાથી, હું અત્રે ફક્ત તેમના મુખ્ય મુદ્દાઓ સૂચવીશ, અને તે વખતના જે લેખકો થઇ ગયા, તેમનો ઉપયોગ કરીશ.

એમ કહી શકાય કે એરેબીઆ ફેલીકસ અથવા અરબસ્તાનમાં કાસીઆ અથવા સીનેમોમોન, એમાંથી એકે વસ્તુ પાકતી નહતી,[૬] એ મતને પ્લીની અનુમોદન આપે છે. આ બન્ને છોડની ઘણી જાતો હતી.[૭] *સારામાં સારૂં કાસીઆ તથા સારામાં સારૂં સીને-*

---

૧. Peripl. Mar. Erythr પા. ૩૧—૩૨

૨. Francis Buchanan. *"A Journey through Mysore"* પા. ૫૦૬, ૫૧૦. પ્લીની આ ભાગને કોટોનેરા કહે છે. પ્ર. ૬ ભા. ૨૬ ૧૦.

૩. પ્ર. ૧૨ ભા. ૧૪. ૩. ૪.

૪. પ્લીની પ્ર. ૧૯. ભા, ૬૨ ૧. અને પ્ર. ૩૩. ભા. ૨૭–૧

૫. જુઓ ભા. ૧ પા. ૨૭૯ ભા. ૨. પા. ૫૫, ૫૬૧.

૬. જુઓ પ્ર. ૧૨. ભા. ૪૧. ૧.

૭. Dioskorides De Mat Med ૧. ૧૨,૧૩. તથા Galenos. De anti ૧૨, ૧૪, ૧, ૨૫૭. Kuhn ed. પ્લીની બતાવે છે કે સીનેમોમમ ઇથીઓપીઆમાં પાકતું હતું. પ્ર. ૧૨. ભા. ૪૨. ૨.

મોમોન ઇથીઓપીયાના કીનારા ઉપર આવેલ મોસીલોન ( Mosyllon ) બંદરેથી આવતું હતું, અને આ ઉપરથી કાસીઆને મોસુલોન (Mosulon) અને સીનેમોમોનને મોસુલાઇટસ ( Mosulites ) નામો મળેલાં હતાં. સીનેમોમોનની સાધારણ જાતને ફ્યુડેસીનેમોમોન ( Feudachinnamomon ) કહેતા હતા, અને કાસીઆની હલકી જાતને ફ્યુડેચેસીયા ( Feudachassia ) કહેતા હતા.[1]

આ ઉપરની સમજુત ઉપરથી સ્પષ્ટ થાય છે કે ઉપરના બે છોડોનો ઉપયોગ તથા કિંમતનો વિચાર કરતાં આપણે તે ઇથીઓપીયાના હતા, કે હિન્દના હતા તે બાબતનો નિર્ણય કરી શકીએ તેમ નથી. આ બે વેપારની ચીજોની સંપૂર્ણ યાદી રોમન કાયદા શાસ્ત્રમાંથી મળી આવે છે. દા. ત. સીનેમોમોન કીલોસીનેમોમોન. કાસીઆટેન્ટમ (Kassia Tantum ) અથવા બીજા પાઠાંતર પ્રમાણે રૂમઝુમ અને સીલોસેનાયમ આ વસ્તુઓનો મુખ્ય ઉપયોગ દવા તરીકેનો હતો અને તે વિષે સાલેનોસ ( Salenos ) તથા ડાયોસ્કોરાઇડસ ( Dioskorides ) ના નિયમો બતાવવા અહિંયાં અસ્થાને ગણાય; પરંતુ તેમની કિંમતો તપાસવી અહિંયાં યોગ્ય ગણાશે, કારણ કે તે ઉપરથી આ ઇથીઓપીયા તથા હિન્દની વસ્તુઓ રોમન લોકોની દૃષ્ટિએ કેટલી મૂલ્યવાન હતી[2] તે જણાઇ આવશે. સીનેમોમોનની કિંમત ઘણી હતી કારણકે એક રતલની કિંમત ૨૫ દીનાર અથવા ૪ થેલર ૨૩ ગ્રેન જેટલી હતી અને તે વધી ૩૦૦ દીનાર અથવા ૫૩ થેલર સુધી જતી હતી. તેમ જ કાસીઆની કિંમતમાં પણ ઘણો તફાવત રહેતો હતો. કારણકે સારમાં સારી જાતના કાશીયાના રતલની કિંમત ૫૦ દીનાર અથવા ૯$\frac{1}{2}$ થેલર જેટલી હતી. જ્યારે સાધારણ જાતના કાશીયાના રતલની કિંમત ૫ દીનાર અથવા એક થેલર જેટલી હતી. સીલોસીનેમોમોન કાસીયા કરતાં ચાર ઘણું મોંઘુ હતું.

જો ઉપરના બે છોડો કયા દેશમાંથી આવતા હતા તે વિષય ઉપર શંકા છે તો હવે આવતા છોડો વિષે તે પ્રકારની શંકાને સ્થાન નથી. પ્રથમ તો, એલચી જેનો દવા તરીકે પણ ઉપયોગ કરવામા આવતો હતો.[3] સારી જાતના એક રતલની કિંમત ૧૦ દીનાર અથવા ૨ થેલર ૮ ગ્રેન જેટલી હતી: બીજી વસ્તુ તે લવીંગ જેને પ્રાચીન સમયમાં ગ્રીક લોકોએ કરૂફુલોન ( Karuophullon ) નામ આપ્યું હતું. રોમન લોકો ખાસ કરીને તેની સુગંધને લીધે તેને વખાણતા હતા[4] ત્રીજી વસ્તુ જેનો અહિં ઉલ્લેખ થવો જોઇએ તેનું નામ ઝીન્જીબાર અથવા સુંઠ હતું. અને તે હિન્દ ઉપરાંત ઇથીયોપીઆમાંથી પણ આવતી હતી; અને ત્યાંની ઉત્તમ ગણાતી. તેનો દવા તરીકે ઉપયોગ થતો હતો. અને

---

૧. Strabon પ્ર. ૧૬. ભા. ૪ ૧૪. પા. ૭૭૪.

૨. પ્લીની. પ્ર. ૧૩. ભા. ૨. ૮. પ્ર. ૧૨. ભા. ૪૩. ૨. તથા ૪૨, ૫,

૩. D. પ્લીની. પ્ર ૧૨. ભા ૨૯.૧. જયાં ભૂલથી કહેવામાં આવ્યું છે કે એક જાતની એલચી અરબસ્તાનમાં પાકતી હતી કારણ કે હિન્દ સિવાય સીયામ તથા કંબોજમાં જ એલચી પાકતી હતી. Cf. ભાગ. ૧ પા. ૨૮ ૧ તથા Galenos De simple med temper પ્ર. ૧૨. ભા. ૧૯ તથા De compos medic પ્ર. ૧૩ પા. ૩૩૭ Kühn

૪. D and P. ભા ૧૫. ૧.

એક રતલની કિંમત ૪ દીનાર અથવા ૨૨ ગ્રેન જેટલી હતી.[૧] દવાના કામમાં તો કેલેમસ ઓડોરેટસ (Calamus Odoratus) જે હિન્દમાં પાકતું હતું. અને જેને સીરીયાની પેદાશથી જુદી પાડવી જોઇએ, તે પણ વપરાતી હતી.[૨]

હિન્દમાંથી આવતાં તમાલ પત્ર અથવા મેલેબ્રેથેનનો વધારે ઉપયોગ કરવામાં આવતો હતો. તેમાં કાસીઆ તથા બીજા છોડોના પાંદડા આવતાં હતાં અને તેમાંથી સર્વોત્તમ પાંદડાઓ રોમમાં આયાત કરવામાં આવતાં હતાં. તે પાંદડાંઓ કેવી રીતે મેળવવામાં આવતાં હતાં તે વિષે પેરીપ્લસ ઑફ ધી રેડ સીના લેખકે સચોટ વર્ણન આપ્યું છે, જે અત્રે આપવામાં આવે છે. સેસાટઇ (Sesatai) અથવા પોલેઝીના કહેવા પ્રમાણે બીસોડાઇ (Besodai) નામની જંગલી પ્રજા પ્રતિવર્ષ થીનાઈ (Thinai) ની સરહદમાં આવતી હતી. તેમની પાછળ તેમની સ્ત્રીઓ તથા છોકરાં ઝાડની છાલ વસ્ત્રો પહેરીને તથા વેલાઓના પાંદડાંના પોટલાંઓ સાથે જતા હતા. તે ઉત્સવ ઉપર તેઓ પાંદડાંઓનો ઉપયોગ પથારી તરીકે કરતા, અને ઉત્સવ પૂરો થયે, તેઓ તેમની જગાએ પાછા જતા. તેમના ગયા પછી જે માણસોએ તેમને જોયા હોય તેઓ તે જગ્યાએ જતાં અને પોટલાઓ લઇ લેતા, તેમાંથી વેલાઓની નસો તથા દોરાઓ ખેંચી કાઢતા, અને પાંદડાંને બાંધતા. આમાંથી તેઓને ત્રણ જાતનાં તમાલ પત્રો મળતાં, અને કદ પ્રમાણે તેમને જુદાં નામો આપવામાં આવતાં. પછીથી તેઓ તે ત્રણ જાતનાં તમાલપત્રો ગંગા નદીના મુખ આગળ હિન્દમા લાવતાં અને વેચતા અને ઘણો નફો મેળવતા; પરંતુ તમાલપત્રની મુખ્ય જાતો હિન્દના કિનારા ઉપર આવેલ કીરાડીયા અર્થાત કર્ણકાલી તથા ટોકસના અથવા અરકોન નદીઓના વચ્ચેના પ્રદેશમાંથી આવતી હતી,[૩] અને આ હકીકતમાં કંઇ આશ્ચર્ય જેવું નથી, કારણ કે કીરાડીયાની પાસે આવેલા સીલહેટમાં તમાલપત્ર થાય છે.[૪] રોમન લોકોની દષ્ટિએ તમાલપત્ર ઘણુ કિંમતી હતું અને ઘણા કામોમાં વાપરવામાં આવતું હતું. તેમાંથી તેલ બનાવવામાં આવતુ હતું અને તેની એક રતલની કિંમત ૬૦ દીનાર અથવા ૧૨ થેલર (જર્મન ડોલર) જેટલી હતી તમાલપત્રની કિંમતમાં ઘણાં ફેરફારો થતા હતા અને એક દીનારથી માંડી ત્રણ સો દીનાર સુધી કિંમતમાં માલ પ્રમાણે વધઘટ થતી.[૫] તેનો ઉપયોગ દારૂને વધુ સ્વાદિષ્ટ બનાવવામાં પણ થતો. છેવટે, તમાલપત્રમાંથી બીજી ઘણી દવાઓ બનાવવામાં આવતી હતી પરંતુ તે બધાનું વર્ણન કરવું અત્રે અસ્થાને છે.[૬]

---

૧. D P. ૧૨. ભા. ૧૪. ૨.

૨. પ્લીની. પ્ર. ૧૨. ભા ૧૮. ૧. Dioskorides De mat med ૧ ૧૭ Galenos purgant med પ્ર ૧૩, ૧૪ De simplic medic temper પ્ર. ૭. ભા. ૧૦. ૩.

૩. ટોલીમી. પ્ર. ૭. ૨. ૧. અને ૧૫.

૪. જુઓ. ભા. ૧. પા. ૨૮૧. નોંધ, ૨.

૫. પ્લીની. પ્ર. ૧૨. ભા. ૫૯. ૧. જેમાં સારામાં સારૂં તમાલપત્ર હિન્દમાંથી આવતું એમ કહેવામાં આવ્યું છે.

૬. પ્લીની. પ્ર. ૨૩. ભા. ૪૮ ૧. અનેGal De Compos Med sel-loc પ્ર. ૪. તથા ૧૨. પા. ૭૫૬. Ed. Kuhn.




**जेसलमीर भाण्डागारीय ग्रन्थानां सूची** (જેસલમેરના ભંડારોની ગ્રંથસૂચિ) ગાયકવાડ ઓરિએન્ટલ સીરીઝ નં. ૨૧—મૂળ સંકલિત કરનાર સી. ડી. દલાલ, એમ. એ.; પરિચય અને પરિશિષ્ટાદિ સાથે સંપાદિત કરનાર પં. લાલચંદ્ર ભગવાનદાસ ગાંધી.

મારવાડમાં આવેલા જેસલમેર નામના નગરમાં જૈનોનો એક ઘણો જૂનો ભંડાર છે. સાંભળવા પ્રમાણે જ્યારથી એ નગરની સ્થાપના થઇ ત્યારથી જ ત્યાં એ ભંડાર પણ સ્થપાયો હતો. સામાન્ય રીતે જૈન સાધુઓના દરેક ઉપાશ્રયમાં થોડો ઘણો પુસ્તકોનો સંગ્રહ હોય છે જ. તેમાં જે ઉપાશ્રય મોટા હોય, જેમાં વધારે શ્રાવકો એકત્ર થતા હોય અને જ્યાં આગળ આવીને યતિ–સાધુ વધારે પ્રમાણમાં વાસ કરતા હોય તેવા ઉપાશ્રયમાં તો અવશ્ય એકાદ વિશાળ ગ્રંથસંગ્રહ રક્ષિત રહે જ. જેમ અમદાવાદ, પાટણ, પાલણપુર, રાધનપુર, લીંબડી, ભાવનગર, વડોદરા, ખંભાત, સુરત ઇત્યાદિ ગૂજરાત તરફના નગરના પ્રસિદ્ધ ઉપાશ્રયોમાં આવા ગ્રંથસંગ્રહો આજે પણ ઘણી સારી સ્થિતિમાં મળી આવે છે તેમ મારવાડ તરફ આવેલા પાલી, જોધપુર, બીકાનેર, ફલોધી, જેપુર આદિ સ્થાનોમાં પણ સારા ગ્રંથભંડારો જળવાઇ રહેલા છે. એ સામાં જેસલમેરનો ભંડાર વધારે જૂનો અને મહત્ત્વનો ગણાય છે. એ ભંડારમાં ઘણા પ્રાચીન અને ખાસ કરીને તાડપત્ર ઉપર લખેલા ગ્રંથો સચવાએલા છે. ગૂજરાતમાં જેમ તપાગચ્છનો પ્રભાવ વધારે છે તેમ એક કાળે મારવાડમાં ખરતર ગચ્છનો પ્રભાવ વિશેષ હતો અને જેસલમેર એ તે ગચ્છનું એક રીતે પાટ નગર કહેવાતું. ખરતર ગચ્છના ઘણા આચાર્યો એ નગરમાં રહ્યા છે તેથી તેમના સંગ્રહેલા પુસ્તકો પણ ત્યાં રહે એ સ્વાભાવિક છે. કહેવાય છે કે પાટણ ઉપર જ્યારે મુસલમાનોનો હુમલો થયો ત્યારે ત્યાંનો કેટલોક પુસ્તકસંગ્રહ ઘણા જતનથી

[illegible] પહોંચાડવામાં આવ્યો હતો. ગૂજરાતમાંથી રાજપૂત સત્તા નષ્ટ થઇ ગઇ

ગે તેનુ નામ ઝીન્ઝ્બાર અથવા [illegible] અરક્ષિત દશામાં આવી પડયા હતાં. તેથી જૈન યતિઓને

આવતી હતી; અને ત્યાંની ઉત્તમ ગણાતા [illegible]જ્યોની છત્રછાયામાં પોતાના આવા સંગ્રહોનું રક્ષણ

---

૧. Strabon પ્ર. ૧૬. ભા. ૪ ૧૪. પા. જ્યે જૈનોના જૂનાં દેહરા અને ઉપાશ્રયો જોવામાં

૨. પ્લીની. પ્ર. ૧૩. ભા. ૨. ૮. પ્ર. ૧૨. ભા. ૧થી મળી આવતાં તેનું કારણ પણ એ જ છે

૩. D. પ્લીની. પ્ર ૧૨. ભા ૨૯.૧. જ્યાં ભૂસથી [illegible]. તેની આસપાસનો પ્રદેશ વેરાન અને [illegible]

અરબસ્તાનમાં પાકતી હતી કારણ કે હિન્દ સિવાય એ નગર ઉપર મુસલમાનોનું આક્રમણ

પાકતી હતી. Cf. ભાગ. ૧ પા. ૨૮ ૧ તથા ધાસ્તી પણ ઓછી, જૈનોની વસ્તી

tomper પ્ર. ૧૨. ભા. ૧૯ તથા Do composને, ત્યાંનો ગ્રંથભંડાર ઘણા [illegible]

Xqhn

. D and P. ભા ૧૫. ૧.

એક ગાદી ઉપર એક કરતા વધારે આચાર્યો હક્કદાર થઇ બેસવા લાગ્યા અને પરિણામે તેમાં જૂદી જૂદી શાખાએ જન્મી. તેથી એ ભંડારના પણ ભાગલા થયા. જેનો જ્યારે લાગ આવ્યો ત્યારે તે એમાંથી ગ્રંથો ઉપાડી જવા લાગ્યો. બીકાનેરમાં જે મોટો ગ્રંથસંગ્રહ ગણાય છે તે એ જ જૂના ભંડારનો એક ભાગ છે એમ કહેવાય છે. અસ્તુ.

શોધક વિદ્વાનોમાંથી, સૌથી પ્રથમ કર્નલ ટૉડને એ ભંડારની ખબર પડી હતી. પણ તે જાતે જોઇ શકયા નહતા. સન્ ૧૮૬૯–૭૦ માં ડૉ. બ્યુલ્હર અને હર્મન યાકોબીએ સૌથી પહેલાં એ ભંડારનાં દર્શન કર્યાં, અને છએક દિવસ રહી ઉપર ઉપરથી કેટલાક ગ્રંથો જોઇ ગયા. ત્યાર પછી ૧૯૦૫–૬માં પ્રો. શ્રીધર રા. ભાંડારકરે એ ભંડારનું અવલોકન કર્યું. પણ તેમનું અવલોકન નામનું જ હતું.

એ ભંડારનું બારીક અવલોકન કરવાનુ શ્રેય ગૂજરાતના એક આશા આપનાર યુવાન વિદ્વાન્ સદ્ગત ભાઇશ્રી ચિમનલાલ ડાહ્યાભાઇ દલાલના જીવનમાટે નિર્માણ થયું હતું. ગાયકવાડ સરકારની આજ્ઞાથી જ્યારે તેઓએ પાટણના ભંડારો જોઇ તેમાંથી સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ભાષાના અનેક અલભ્ય ગ્રંથોની એક એવી યાદી તૈયાર કરી કાઢી કે જેને જોઇ શ્રીમંત સયાજીરાવને, માઇસોર, ત્રવણકોર, ત્રિવેંદ્રમ્ અને કાશ્મીર આદિ રાજ્યો તરફથી પ્રકટ થતી પ્રાચીન ગ્રંથમાળાઓ જેવી પોતાના રાજ્ય તરફથી પણ એક ગ્રંથમાળા પ્રકટ કરવાનો મનોરથ થઇ આવ્યો; અને તે કામ ભાઇશ્રી દલાલને સોંપવામાં આવ્યું.

પાટણના ભંડારો જોઇ આવ્યા પછી જેસલમેરના ભંડારો જોવાની ભાઇ દલાલને તીવ્ર ઇચ્છા થઇ અને તેથી ઉપર લખાણ કરી તેમણે એ ભંડારો જોઈ આવવાની અનુમતિ મેળવી. પાટણના ભંડારો તો અવાર—નવાર કેટલાક વિદ્વાનો અને શોધકો થોડાવત્તા પ્રમાણમાં જોઈ શકયા હતા પણ જેસલમેરના ભંડારોનું સૂક્ષ્મ નિરીક્ષણ એમની પહેલાં, જેમ ઉપર જણાવ્યું છે તેમ, કોઇ વિદ્વાન્ કરી શકયો ન હતો. તેથી એ ભંડારોના વિષયમાં ઘણું જ ઓછું જાણવામાં આવ્યું હતું ભાઈ દલાલ ઘણાં કષ્ટે એ ભંડારો જોઇ શકયા હતા. જ્યારે તેઓ લગભગ ત્રણ મહિના જેટલા સમય સુધી જેસલમેરમાં તપ કરતા બેઠા ત્યારે માત્ર ૯ કે ૧૦ દિવસ એ ભંડાર જોવા પામ્યા. ભંડાર—સંરક્ષકોની આવી અક્ષમ્ય બેદરકારીને લીધે ત્યાં તેમાંના ઘણા ગ્રંથો તો ત્રુટિત ખંડિત જેવી અવસ્થામાં પડયા પડયા સડયા કરે છે. જે થોડાક ગ્રંથો સારી સ્થિતિમાં રહેલા છે તેમની નોંધ ભાઇ દલાલ જેમ તેમ કરી લાવ્યા હતા. તેમની ઇચ્છા એ ભંડારોના સંબંધમાં ખૂબ વિગતથી લખવાની હતી. પણ કાળે તેમના ઉપર અકાલે પ્રહાર કરી એ ઇચ્છાને વિફળ કરી.

ભાઇ દલાલે જે સંક્ષિપ્ત નોંધ ઉતાવળ ઉતાવળમાં ત્યાં કરી લીધી હતી તે તેમના મૃત્યુ પછી અસ્તવ્યસ્ત થઇ ગઈ હતી. છતાં સેંટ્રલ લાઇબ્રેરીના ચાલકોએ ભાઇ શ્રી દલાલના પરિશ્રમને સફળ બનાવવાની ચીવટથી શ્રીયુત લાલચંદ જેવા જૈન પંડિતની ગોઠવણ કરી એમની મારફ્ત તે બધી નોંધને સંકલિત કરાવી, ગાયકવાડ ઓ. સીરીઝના એક અંક તરીકે જે પ્રકટ કરવાનું પ્રશંસનીય કાર્ય કર્યું છે, તે બદલ અમે તેમનો ખાસ આભાર માનીએ છીએ.

આ સૂચિપત્રને સર્વરીતે ઉપયોગી બનાવવા માટે પં. લાલચંદ્રજીએ ખૂબ મહેનત લીધી છે અને મૂળ નોંધ જેટલી જ બીજી નવી બાબતો ઉમેરી સૂચિપત્રના દુર્બલ કલેવરને ખૂબ પુષ્ટ બનાવી દીધું છે. ભાઇશ્રી દલાલની નોંધમાં જેસલમેરના ૪ ભંડારોના મળી લગભગ ૪૨૦ ગ્રંથ નોંધેલા મળી આવ્યા છે. એ નોંધમાં ગ્રંથોના આદ્યન્ત ભાગો તથા પાના અને પંક્તિઓની સંખ્યા ટીપેલી છે. પં. લાલચંદ્રજીએ, એ નોંધના પ્રારંભમાં પોતાની નવી નોંધ લખી છે, જેમાં, દલાલે નોંધેલા ગ્રંથો કે ગ્રંથકારોના સંબંધમાં બીજા બીજા સાધનો ઉપરથી જે વિશેષ પરિચય મળી આવ્યો, તે બહુ કાળજી પૂર્વક આલેખ્યો છે. છેવટે જુદી જુદીજાતના ૫-૬ પરિશિષ્ટો આપી સૂચીપત્રનો ઉપયોગ કરવા ઇચ્છતા અભ્યાસીને માટે આવશ્યક સરલતા કરી આપી છે.

જિ. વિ.



# શ્રીમદ્ રાજચંદ્ર જ્ઞાનભંડારમાં આવતાં ચોપાનીઆમાંના

# પુરાતત્ત્વવિષયક લેખોની યાદી

**ઇન્ડિયન એન્ટીક્વરી, ઓગસ્ટ, ૧૯૨૫**

[૧] ફિનિશયન ઉત્પત્તિ વિષે વેડેલ

લે. સર રિચર્ડ ટેમ્પલ.

[૨] અખિલ ભારતીય પ્રાચ્ય પરિષદ (૧૯૨૪) મદ્રાસ

[૩] તત્ત્વપ્રકાશ ( રાજા શ્રીભોજદેવનું )

રેવ. ઇ. પી. જેનવીયરે કરેલું ભાષાંતર

ડૉ. જે. એન. ફરકુહરની પ્રસ્તાવના સાથે

**પૂર્તિ,**

ઉત્તર હિન્દુસ્તાનની લોકવાર્તાઓ પૃ. ૩૩ થી ૪૦

સં. એસ. એમ. એડવર્ડ્ઝ

**સપ્ટેમ્બર, ૧૯૨૫**

[૧] બ્રાહ્મણકલામાં સૂર્યનિરૂપણ

લે. જિતેન્દ્રનાથ બેનરજી

[૨] કૌટિલ્યની સાલ એચ. સી. રે

[૩] હીર અને રાંઝાનું એક ભાષાંતર

આસાસીંગ મઘીઆનાવાળા

ઉતારી લેનાર એચ. એ. રોઝ

**પૂર્તિ.**

ગૂજરાત અને કાઠીઆવાડમાંનાં અગત્યનાં પ્રાચીન કસ્બાઓ અને શહેરોનો ઇતિહાસ

લે. અનન્ત અલ્ટેકર પૃ. ૩૩ થી ૪૦

**ઓક્ટોબર, ૧૯૨૫**

[૧] સરલ અને દેવદારુ લે. જ્યોતિષ્ચંદ્ર ઘટક

[૨] ફિનિશિયન ઉત્પત્તિ વિષે વેડલ

સર રિચર્ડ ટેમ્પલ

**પૂર્તિ.**

પ્રાચીન અને મધ્યકાલીન ભારતનો ભૌગોલિક કોષ

**નવેમ્બર, ૧૯૨૫**

[૧] કૌટિલ્યનો સમય

લે. એચ. સી. રે

[૨] ફિનિશિયન ઉત્પત્તિ વિષે વેડેલ

સર રિચર્ડ ટેમ્પલ

[૩] હીર અને રાંઝાનું એક ભાષાંતર
આસાસિંગ મેઘીઆનાવાળુ
એચ. એ. રોઝે ઉતારેલું

પૂર્તિ.

ગૂજરાત અને કાઠીઆવાડનાં અગત્યનાં પ્રાચીન કસ્બાઓ અને શહેરોનો ઇતિહાસ.
પૃ. ૪૧ થી ૪૮

**એનાલ્સ ઓફ્ ધી ભાંડારકર ઇન્સ્ટીટ્યુટ વો. ૬ ભા. ૧**

[૧] પૂર્વમીમાંસા પદ્ધતિનું ટુંક વર્ણન
લે. પી. વી. કાણે
[૨] પ્રાચ્યપુરાતત્ત્વસંશોધનનો એક સૈકો
લે. એચ. જી. રોલીન્સન
[૩] **माला तु पूर्ववत्**
લે. એચ. આર. દીવેકર
[૪] ભાસનુ સ્વપ્નવાસવદત્ત
લે. સી. આર. દેવધર

**વો. ૬ ભા. ૨**

[૧] પ્રાચીન ભારતમાં હીંદી-યુરોપી ( Indo-European ) ધાર્મિક વિચારો
લે. ડૉ. સ્ટેન કોનોવ
[૨] જ્ઞાનેશ્વર અને નામદેવ સમકાલીન હતા ?
લે. પી. ડી. કુલકર્ણી
[૩] અમરકોશ ઉપર વિચારો
લે. વી. કે. રાજવાડે
[૪] રાજા અકબર અને સંસ્કૃત પુસ્તકોના ફારસી ભાષાંતરકારો
લે. ડૉ. જીવણજી જમશેદજી મોદી

**જર્નલ ઓફ્ ધી એશિયાટિક સોસાઇટી, બેંગાલ વો. ૨૦, અં. ૫**

[૧] ડર્યાગખીણુ સીલસાગરમાંના કેટલાક કોતરેલા પત્થરો,
લે. જે. એચ. હટન
[૨] આસામના ખાસી લોકોના રીતરિવાજો વિષે કેટલીક નોંધો
લે. લીલી સ્ટ્રીક લેન્ડ એંડરસન
[૩] મધ્યપ્રાંતોમાં પ્રચલિત એવી બેકાબેકની રમતોની થોડી જાતો ( type )
લે. હેમચંદ્રદાસ ગુપ્ત
[૪] કોલ્હનના હોસલોકોની શારીરિક વિશિષ્ટતાઓ
લે. ડી. એન. મજુમદાર

[૫] કોલ લોકોનાં ગીતોની કેટલીક વિશિષ્ટતાઓ
ડી. એન. મજુમદાર
[૬] શ્રુતપરંપરા પ્રમાણેની હોશ લોકોની ઉત્પત્તિ તથા એમના મુખ્ય દેવોનું ટૂંકું વર્ણન
ડી. એમ. મજુમદાર
[૭] કોલ્હનના હોસ લોકોની સગાં સંબંધીઓનું નામશાસ્ત્ર

કલકત્તા રિવ્યુ, વો. ૧૬, અં. ૩

[૧] ગોવા ખાતેના ઐતિહાસિક લેખો ( records )
[૨] કૌટીલ્યનું અર્થશાસ્ત્ર અને શુક્રનું નીતિશાસ્ત્ર
[૩] શકકાલની રાજ્યવ્યવસ્થા પદ્ધતિ

વો. ૧૭ અંક ૧

[૧] ગોવા ખાતેના ઐતિહાસિક લેખો
[૨] અદ્વૈત સિદ્ધાંતો અને વેદાંત એન. કે. દત્ત
[૩] ખલિફાતમાંની સાહિત્ય અને વિજ્ઞાન વિષયક પ્રવૃત્તિઓ

મોડર્ન રિવ્યુ, સપ્ટેમ્બર ૧૯૨૫

[૧] છિન્નભિન્ન હિંદ, એક પરદેશી પ્રમાણે
લે. એ. શિંગારવેલુ
[૨] બેગમ સમરૂની જમીનજાગીર
લે. બ્રજેન્દ્રનાથ બેનરજી

વિવિધજ્ઞાનવિસ્તાર આગસ્ટ, ૧૯૨૫

[૧] શિવજન્મ તિથિ નિર્ણય લે. વિનાયક સ. વાકસકર
[૨] આદ્ય શંકરાચાર્યનો જન્મકાળ લે. કેશવ લક્ષ્મણ દફતરી

સપ્ટેમ્બર, ૧૯૨૫

[૧] આદ્ય શંકરાચાર્યનો જન્મકાળ
રા. મહાદેવ રા. ખોડસ
[૨] માળવાનો શુદ્ધપૂર્વ ઇતિહાસ
લે. કૃ. ગં. કવચાલે

ઉર્દૂ, જાનેવારી, ૧૯૨૫

[૧] ફિરદોસીનો ધર્મ
લે. પ્રો. મહમુદખાન શીરાની

સ્વદેશ, દીપોત્સવી અંક, સં. ૧૯૮૧

[૧] કચ્છી સ્થાપત્યકલા અને શિલાલેખો
લે. વૃજલાલ ભ. છાયા
[૨] કચ્છી કાનફટાઓની કથા
લે. વૃજલાલ ભ. છાયા

[૩] કુંભોવાણેત લે. સોની નરસિંહ દેવજી ફોટોગ્રાફર

[૪] કચ્છનો હસ્તલિખિત ઇતિહાસ

સં. વૃજલાલ ભગવાનલાલ છાયા

ગુજરાતી, દીવાળીનો અંક, સં. ૧૯૮૧

[૧] શું ગૌડપાદ બૌદ્ધ હતા?

લે. હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફ

[૨] મહાભારતનાં મુખ્ય પાત્રોનું વય પ્રમાણ

લે. રતિપતિરામ ઉદ્યમરામ પંડયા

[૩] હિંદી સંસ્કૃતિના પ્રાચીન ક્રમઅવશેષો

પોપટલાલ ગોવિંદલાલ શાહ

[૪] અણહિલપુરની સ્થાપનાપૂર્વના સોલંકી શાસકો

લે. ઠક્કુર નારાયણ વિસનજી

મુંબઈ સમાચાર, દીવાળીનો અંક, સં. ૧૯૮૧

[૧] પ્રાચીન હિંદમાં હિંદુ રાજાની ફરજો અને દિનચર્યા

લે. રાજરત્ન પુરુષોત્તમ વિશ્રામ માવજી

[૨] હિન્દુ સંસ્કૃતિના ઇતિહાસનું પહેલું પાનું

લે. શ્રી. ઉદ્દૂગરાય કેશવરાય ઓઝા

રત્નાકર, ઑક્ટોબર, ૧૯૨૫

[૧] સવાઈ માધવરાવ અર્થાત નાના ફડણીસ

લે. ગો. સ. સરદેસાઈ

સાહિત્યપરિષદપત્રિકા, વો. ૩૧ આ. ૩

(૧) શ્રી ચૈતન્યનું જગન્નાથાષ્ટક

સં. શ્રી શિવચન્દ્રશ શીલ

(૨) જાલંધરગઢ શ્રી. મૃગાંકનાથ રાય

ચુનીલાલ પુ. બારોટ
જ્ઞાનભંડારસંરક્ષક

# સાભાર સ્વીકાર

સોલંકીઓકા પ્રાચીન ઈતિહાસ ભાગ. ૧
ગૌરીશંકર હી. ઓઝા . ૨—૦—૦
નવાં ગીતો ભા. ૨ ત્રિભુવન ગૌ. વ્યાસ ૩—૪—૦
પ્રવચનસારટીકા બ્રહ્મચારી શીતલ પ્રસાદજી જૈન મિત્ર ૧—૧૨—૦
ખંડગિરિ ઉદયગિરિ પૂજન સુનીમ મુનાલાલ જૈન મિત્ર
પ્રેમ
અશ્વિની કુમાર દત્ત નવયુગ પ્રકાશનમંદિર ૦—૮—૦
હિન્દ અને બ્રિટાનીયા મણિલાલ ઇચ્છારામ દેસાઈ
ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ
અમારું તે અમારા માટે
મંગળદાસ મંછારામ પકવાસા ,, ૦—૧૨—૦
શ્રીમદ વિપાક સૂત્રમ્ આગમોદય સામતિ
,,
,,
શિરોહી રાજ્યકા ઇતિહાસ
પં. ગૌરીશંકર ઓઝા પં. ગૌરીશંકર ઓઝા
વર્ધમાન પદ્મસિંહ શ્રેષ્ઠિચરિત્રમ્
ભાષાંતર સહિત ગૌતમ સાગરજી ૨—૯—૦
અમરસાગરસૂરિ
કલ્યાણ સાગરસૂરિજીનો રાસ ,,
ઉદયસાગર સૂરિ
આદિનાથજીનો રાસ દર્શન સાગર ,,
શ્રીપાલ રાજાનો રાસ ,,
ઉપદેશ ચિંતામણિ ભા. ૧ ,,
હરિશંકર કાળીદાસ શાસ્ત્રી,
ભા. ૨ ,,
ભા. ૩ ,,
ભા. ૪ ,,
રેખાચિત્રો અને બીજા લેખો સાહિત્ય પ્રકાશક કંપની ૩—૦—૦
લીલાવતી શેઠ લીમીટેડ
રૂઈન્સ ઑફ મહમ્મદપુર સરસ્વતી ચતુષ્પતિ ૦—૮—૦
એલ. પી. દત્ત કલકત્તા
ઉત્તરાધ્યયન જૈનધર્મ પ્રચારક સભા
હિન્દી ભક્તામર ઔર મેરી ભાવના } જૈનસાહિત્યપ્રસારકકાર્યાલય

# નોંધ

આ અંકથી 'પુરાતત્ત્વ'નું ત્રિજું વર્ષ પૂરું થાય છે. જે લેખકોએ અને ગ્રાહકોએ 'પુરાતત્ત્વ'ને ચાલુ રાખવામાં મદદ કરી છે તેમનો અમે આભાર માનીએ છીએ, અને આશા રાખીએ છીએ કે તેઓ પૂર્વવત્ મદદ આપશે.

પુરાતત્ત્વના ચોથા વર્ષનો પ્હેલો અંક માઘ માસના અંત સુધીમાં બ્હાર પડવા વકી છે. જેઓની ગ્રાહક તરીકે ચાલુ રહેવાની ઇચ્છા ન હોય તે અમને તે પ્રમાણે લખી જણાવવાની કૃપા કરશે. જેમના તરફથી કાંઇ પણ ઉત્તર નહિ આવે તેઓ ગ્રાહક તરીકે ચાલુ છે એમ અમે માનીશું.

પુરાતત્ત્વનું કદ અને લવાજમ ત્રિજા વર્ષની જેમ રહેશે.

સંપાદક

# ગજરાત વિદ્યાપીઠનાં પ્રકાશનો

**પુરાતત્ત્વમંદિર ગ્રંથાવલી** — રૂ. આ. પ.

| | |
|---|---|
| ૧ આર્યવિદ્યાવ્યાખ્યાનમાળા—છીંટની પટ્ટી | ૨—૦—૦ |
| ચામડાની પટ્ટી | ૨—૮—૦ |
| ૨ પ્રાચીન સાહિત્ય—લે. શ્રી રવીન્દ્રનાથ ઠાકુર | ૦—૧૨—૦ |
| અનુવાદક—શ્રી. મહાદેવ હ. દેસાઈ. શ્રી. નરહરિ દ્વા. પરીખ | |
| ૩ બુદ્ધલીલાસારસંગ્રહ—લે૦ અ૦ ધર્માનંદ કોસમ્બી | ૨—૮—૦ |
| ૪ આર્યોના તહેવારોના ઇતિહાસ—લે૦ ઋગ્વેદી | ૩—૮—૦ |
| ૫ પાલી પાઠાવલી—સં૦ મુનિ જિનવિજયજી | ૦—૧૪—૦ |
| ૬ પ્રાકૃતકથાસંગ્રહ—સં૦ મુનિ જિનવિજયજી | ૦—૧૨—૦ |
| ૭ ઉપનિષત્ પાઠાવલી—સં૦ શ્રી. દ. બા. કાલેલકર | ૦—૧૨—૦ |
| ૮ અભિધમ્મત્થસંગહો—( બૌદ્ધ તત્ત્વજ્ઞાનનો પ્રાથમિક ગ્રંથ ) સં૦ અ૦ ધર્માનંદ કોસમ્બી. | ૨—૦—૦ |
| ૯ અભિધાનપ્પદીપિકા—( પાલી ભાષાનો શબ્દકોષ. શબ્દાનુક્રમ સાથે) | ૫—૦—૦ |
| ૧૦ સમ્મતિતર્ક—અભયદેવ વિરચિત તત્ત્વબોધિની સાથે ભાગ ૧ સં. { પં. સુખલાલ, પં. બેચરદાસ | ૧૦—૦—૦ |
| ૧૧ ધમ્મપદ—(મૂળ, અનુવાદ, પ્રસ્તાવના ટિપ્પણી આદિ સાથે) અ૦ ધર્માનંદ કોસમ્બી તથા અ. રા. વિ. પાઠક | ૧—૦—૦ |
| ૧૨ બૌદ્ધસંઘનો પરિચય—લે૦ અ૦ ધર્માનંદ કોસમ્બી | ૨—૦—૦ |
| ૧૩ સમાધિમાર્ગ—લે. અ. ધર્માનંદ કોસંબી | ૦—૮—૦ |
| ૧૪ કાવ્યપ્રકાશ—(અનુવાદ ઉ. ૧–૬) અ. રા. વિ. પાઠક, અ. ર. છો. પરીખ | ૧—૮—૦ |
| ૧૫ પ્રાકૃત ભાષાઓનું વ્યાકરણ—લે૦ પં૦ બેચરદાસ જીવરાજ દોશી | ૩—૮—૦ |
| ૧૪ પ્રાચીન ગૂજરાતી ગદ્યસંદર્ભ—સં૦ મુનિ જિનવિજયજી | છપાય છે |
| ૧૫ વૈદિકપાઠાવલી—ગૂજરાતી અનુવાદ સાથે સં૦ શ્રી. રસિકલાલ છોટાલાલ પરીખ | (") |
| પુરાતત્ત્વ પુ. ૧ લું | ૫—૧૨—૦ |
| " પુ. ૨ જું | ૫—૧૨—૦ |

**પાઠ્ય પુસ્તકમાળા:—**

| | |
|---|---|
| કુમાર મંદિરો માટે:— | ૫—૧૨—૦ |
| ક્રમાંક | |
| ૪,૫ ચાલણગાડી નાની—( બાળપોથી-સચિત્ર ) | ૦—૪—૦ |
| મોટી—( બીજી આવૃત્તિ ) | ૦—૩—૦ |
| ૧૩ ચણીબોર—( બાળકવિતાઓનો સંગ્રહ ત્રીજી આવૃત્તિ ) ભાગ—૧ | ૦—૧—૩ |
| ભાગ—૨ કિં. ૦—૨—૦ ભાગ—૩ ૦—૩—૦ ત્રણે ભાગ સાથે | ૦—૫—૦ |
| ૧૨ રાયણ—( ચણીબોર શીખી આગળ વધેલાઓ માટે ) બીજી આવૃત્તિ બે છૂટા ભાગોમાં છપાશે | |
| ૧૫,૧૭ વિદ્યાપીઠ વાચનમાળા—પહેલી ચોપડી ( ત્રીજી આવૃત્તિ ) | ૦—૩—૦ |
| બીજી ચોપડી ( સુધરેલી ત્રીજી આવૃત્તિ ) | ૦—૪—૦ |
| ત્રીજી ચોપડી | ૦—૬—૬ |